3८८

# चिकित्साब्धि.

## સંપૂર્ણ આર્ય વૈદ્યક ગ્રંથ.

રચી પ્રસિદ્ધ કર્ત્તા.

વૈદ્યશાસ્ત્રી. મણીશંકર ગોવિંદજી.

જામનગર.

આવૃત્તિ પહેલી.

પ્રત ૩૦૦૦ ત્રણ હજાર.

अमदावाद.

"આર્યોદય" પ્રેસ.

૧૮૮૯

કીમત ૨—૮—૦ પાકા પુઠાનાં.
" ૩—૦—૦ ગીલ્ટનાં પુઠાનાં.

આ ગ્રંથની છેવટમાં "પાંડવ અને કૌરવ" એ નામના
ગ્રંથની જાહેરખબર આપવામાં આવી છે તે ઉપર
વાંચનારનું ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે.

# अर्पण पत्रिका.



વડિલ બંધુ

શાસ્ત્રી કાળીદાસ ગોવિંદજી.

આપણાં માતપિતા સ્વર્ગવાસી થતાં મારી બા-
લ્યાવસ્થામાં મને વિદ્યાભ્યાસ કરાવવામાં
આપે તન મન અને ધનથી શ્રમ લીધો
અને તેથી બુદ્ધિ તથા કર્માનુસાર જે
યત્ કિંચિત્ જ્ઞાન મેળવ્યું તેની
હમેશ યાદ રહે એવા હેતુથી
આ પુસ્તક હું આપને ઘણી
નમ્રતા પૂર્વક અર્પણ ક-
રૂંછું જે આપના શ્ર
મનો બદલો નહીં
સમજતાં સ્વી-
કારશો.

હુંછું આપનો આજ્ઞાનુસારી
કનિષ્ટબંધુ.

# त्रणएषणा.

## (જીવિત, ધન, અને પરલોક.)

### સિંહાનો કન્હરો.

જીવિત ધન પરલોક એ ત્રણની, ઉત્તમ એષણા ઉરમાં રાખો. ટેક.

જીવિત રત્નનું રક્ષણ કરવા, પ્રયત્નનિ પદ્ધતિ યત્નથી ઝાંખો. ૧

ધન વિણ જીવિત વિણ ધન, નિધનસમાન સમુદ્રમાં નાંખો. ૨

તનથી ધન ધનથી તન સાધી, ઐહિક આમુષ્મિક ફળ ચાખો. ૩

નાસ્તિક લોકનિ નાસ્તિકતાને, ત્રોડવા આપ્તનાં વાક્યને ભાંખો. ૪

નાસ્તિક વાક્યનાં અપ્રમાણ્યથી, અક્ષજમાન ઉડયું વિણ પાંખો. ૫

આ પરલોકનાં અસ્તિપણામાં, યુક્તિથી યુક્ત પ્રમાણ છે લાખો. ૬

એષણા ત્રણને ગ્રહણ કરો એમ, આયુર્વેદ કહે છે આખો. ૭

સજ્જન સંધને વૈદ્ય મણીની, આ વિનતી સ્વદ જો જેમ દ્રાખો. ૮

# प्रस्तावना.



પૃથ્વીપરની અનેક પ્રજાઓનાં અને શાસ્ત્રો અને તેમાંથી ઉત્પન્ન થયેલા અનેક ધર્મોનાં મૂળતત્વો થોડે યા ઘણે અંશે ભિન્ન ભિન્ન જોવામાં **આવે છે. દરેક પ્રજાને** પોતાનો જુદો જુદો વ્યવહાર, આચાર, વિચાર અને રીત રીવાજ **હોય છે. એમ દરેક** બાબતમાં થોડી ઘણી ભિન્નતા છતાં સર્વ દેશનાં સર્વ મનુષ્યોના દૈહિક **ધર્મનો** બધો આધાર કુદરતની સમદૃષ્ટિવાળી રચના ઉપર હોવાથી સર્વ લોકોનો દૈહિક ધર્મ એક સરખોજ છે. કુદરતે મનુષ્ય માત્રને એક સરખી હાજતો પૂરી પાડેલી છે. આહાર, નિદ્રા, ભય, મૈથુન સર્વને સામાન્ય છે; ક્ષુધા, તૃષા, મળ અને મૂત્ર ઇત્યાદિ શરીરની ક્રિયાઓ કુદરતના નિરંતર અને નિયમિત કાનુનોના કહ્યા પ્રમાણે સર્વકાળ અને સર્વ દેશની પ્રજાઓમાં સામાન્ય પણે ચાલી આવે છે. જાગૃત, સ્વપ્ન ઇત્યાદિ અનેક અવસ્થાઓ અને આધિ, વ્યાધિ ઇત્યાદિ માનસિક અને શારીરિક સુખ દુઃખને સર્વ મનુષ્યો વશ થયેલાં છે. આ ઉપરથી એમતો સિદ્ધ થાય છે કે સર્વ મનુષ્યોનો દૈહિક ધર્મ એકજ છે અને એજ ધર્મ ઉપર સર્વ પ્રકારના બાહ્ય વ્યવહારોનો આધાર રહેલો છે. તેટલા માટે આ દૈહિક ધર્મના નિયમો અથવા જેને બીજા શબ્દોમાં આયુર્વેદ આર્યવૈદક શાસ્ત્ર કહીને બોલાવીએ છીએ તે સર્વોપયોગી સર્વ માન્ય શાસ્ત્ર છે. જ્યારે આ શાસ્ત્ર સર્વ દેશના લોકોને એક સરખી રીતે માનવા પાળવા લાયક છે ત્યારે તેનું કેટલું બધું મહત્ત્વ છે તે આ ઠેકાણે સમજાવવાની જરૂર રહેતી નથી.

ભિન્ન ભિન્ન આબોહવામાં ઉત્પન્ન થયેલાં મનુષ્યોનાં શરીરની રચના અને પ્રકૃતિ ભિન્ન ભિન્ન હોય છે અને એ પ્રકૃતિને અનુસારે તેમને માટે આહાર વિહારની સામગ્રી સર્વેશ્વરે પૂરી પાડેલી છે, આ આહાર વિહારના હીન, મિથ્યા અને અતિયોગને લીધે આરોગ્યતાના નિયમોથી અજ્ઞાન લોકો શારીરિક અને માનસિક વ્યાધિઓના ભોગ થઇ પડેછે. માટે પ્રથમ આહાર વિહારમાં હીન, મિથ્યા કે અતિયોગ ન થાય તેને માટે વિદ્વાન લોકોએ પૃથ્વીના જુદા જુદા ખંડનાં હવા પાણીને અનુસરી જીવન જાળવવાના જુદા જુદા જરૂરના નિયમો ઘડી કાઢેલા છે. અને એ નિયમોનું ઉલ્લંઘન થયે જે ઉપદ્રવ થાય તેના યોગ્ય ઉપાયો માટે તે તે દેશમાં ઉપ-

જતી ઔષધીઓનો આશ્રય લઇ ઇલાજો શોધી કહાડયા છે. અને એ પ્રમાણે જ્યાં જેનું મૂળ પણ નહિ હશે ત્યાં એવા તદન નવાજ શોધો કરનારા મહાત્મા પુરૂષોનો તેગના પછી ઉત્તરોત્તર ઉત્પન્ન થયેલી આજ સૂધીની પ્રજા ઉપર મોટો ઉપકાર થતો આવ્યો છે.

પૃથ્વીપરની ઘણી એક પ્રજાના ઇતિહાસોમાં આ પૃથ્વીપર મનુષ્યની ઉત્પત્તિના પ્રકરણોનાં પૃષ્ટો વાંચતાં આ પૃથ્વીગાં પ્રથમ ઇશ્વરે એકજ જોડું ઉત્પન્ન કર્યું હતું એમ વિદ્વાનો વિચાર જણાવી ગયા જણાયછે. ગમે તેમ હોય પણ આટલું તો સિદ્ધ થાય છે કે આ પૃથ્વીપર તેની ઉત્પત્તિના આદિ કાળમાં ઘણીજ થોડી વસ્તી હતી. આ આદિ મનુષ્યોને પણ વ્યવહારમાં જો કાંઇપણ પહેલ વહેલી અડચણ આવી હશે તો તે માત્ર શરીર વ્યવહારનીજ હોવી જોઇએ. મૂળ જોડાંથી માંડીને તેમાંથી વૃદ્ધિ પામેલી આજ સૂધીની અસંખ્ય વસ્તીની પરંપરા તપાસતાં અસંખ્ય મનુષ્યોમાંથી એક પણ શારીરિક અને માનસિક પીડાગાં એકવાર પણ ન સપડાયો હોય એવો દાખલો કવચિતજ મળી આવશે. આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે મનુષ્યોના મનમાં બીજા કોઇપણ ધર્મ કે વ્યવહારનો ઉદય થયા પહેલાં શરીર સંરક્ષણનાં વિચારનાં સ્ફુરણો ઉઠયાં હશે. આ વસ્તુ હિત એટલે ગ્રાહ્ય અને આ અહિત એટલે અગ્રાહ્ય. આમ કરવામાં સુખ અને આમ કરવામાં દુ:ખ ઇત્યાદિ વિચારોપણ સર્વથી પહેલા ઉઠેલા હોવા જોઇએ. એ પ્રમાણે મનુષ્યોના લાંબા કાળના અનુભવ ઉપર અનુભવે અમુક વખતે સિદ્ધિને પામીને શરીર સંરક્ષણના અમુક નિયમો નોંધી કાઢયા, જેને આપણે વૈદક શાસ્ત્રના નામથી બોલાવીએ છીએ.

કાળ જેમ જેમ જુનો થતો જાય છે તેમ તેમ મનુષ્યોના અનુભવની ચણતર ચણાઇ કાંઇક વધારે સારી અને સંગીન સ્થિતિ બંધાવાનો સંભવછે, એમ અનુભવથી સિદ્ધ થાયછે. પરંતુ એ નિયમ આર્યાવર્ત્તને લાગુ પાડી શકાતો નથી. જે પ્રજા અન્ય પ્રજાઓના આક્રમણથી સદા સર્વદા અકળાયેલી અને ઉદાસીન રહેલી હોય તે પ્રજાની સ્થિતિ સુધરવાને બદલે ઉલટી ચુંથાઇ જાય છે અને જે ફેરફાર થાય છે તે સારા માટે નહિ પણ નરસા માટે. એવીજ હકીકત કમનસીબ હિંદુસ્તાનને માટે બની છે. અને તેથી હિંદના લોકોએ તેના પશ્ચિમ કાળગાં કાંઇ પણ નવો અનુભવ મેળવી નવો સુધારો દાખલ કર્યો જણાતો નથી; અને તેથી આર્ય લોકોના પ્રાચીન સુધારા ને પ્રાચીન કળા, વિદ્યા અને હુન્નરોને આ-

પણાં હાલમાં આધાર ભૂત સાધનો ગણી જેમાં બતાવેલ ધોરણને અનુસરી ચાલવામાં આપણું હિત રહેલુંછે, તેનાપર અવિશ્વાસ રાખી કોઇ કપોળ કલ્પિત ધોરણે ચાલવાથી અથડાઇ મરવા જેવું થાય. પ્રાચીન સુધારાના સમય પછીને। બધો કાળ હિંદુસ્તાનની પડતીનો ગણાય છે, અને તેથી જુદા જુદા સુધારા અને શાસ્ત્રો સંબંધી જે કાંઈ ફેરફાર થયો છે તે હિંદના હિતને માટે નહિ પણ એક જાતની અનર્થ યુક્ત ઉથલ પાથલ થઇ છે, એટલે આ વૈદકના વિષય સંબંધમાં આયુર્વેદમાં કાંઇ સુધારો કરવાનો આર્ય લોકોને મોટી રાજકીય ઉથલ પાથલોમાં અવકાશ મળ્યો નથી. અને તેથીજ અમે તેજ પ્રાચીન વૈદ્ય વિદ્યાને વિશ્વાસપાત્ર અને વંદનીય માની તેનાં આધારે આ ચિકિત્સાના સાગરનું મથન કરેલું છે.

પ્રયોજન વિના કોઇ પણ કામમાં પ્રવૃત્તિ થતી નથી એવું સ્મૃતિ વાક્ય છે, તેટલા માટે ગ્રંથના પ્રારંભમાં પ્રયોજનાદિક ચાર અનુબંધ બતાવવાની જરૂર જણાય છે. પ્રયોજનની પેઠે વિષય જાણવાની પણ પ્રથમ જરૂર છે. કારણ કે વાંચક વર્ગની પ્રકૃતિના ભેદને લીધે તેઓને જુદા જુદા વિષયો ઉપર જુદી જુદી અભિરૂચી હોય છે માટે પ્રથમ ગ્રંથનો વિષય બતાવવાથી તે વિષયના અધિકારીઓ તેમાં પ્રવૃત્તિ કરે. ત્રીજો અનુબંધ સંબંધનો છે. સંબંધ જાણ્યા સિવાય ગ્રંથનું તાત્પર્ય સમજાતું નથી. અને ચોથા અનુબંધમાં ગ્રંથનો અધિકારી કોણ છે એ નિર્ણયને માટે અધિકારીનું જ્ઞાન પણ ગ્રંથારંભમાં અપેક્ષિત છે. તે પ્રસ્તાવનામાંજ ટુંકામાં આ ઠેકાણે બતાવવામાં આવ્યું છે.

આ ગ્રંથનું પ્રયોજન રોગની શાંતિ રૂપ છે, અને હેતુ, લિંગ તથા ઔષધ એ ત્રણ પ્રદાર્થ આ ગ્રંથનો વિષય છે. આ ત્રણ પદાર્થ પ્રતિપાદ્ય છે અને આ ગ્રંથ તેમનો પ્રતિપાદક છે. તેથી પ્રતિપાદ્ય પ્રતિપાદક નામનો સંબંધ છે. આ ગ્રંથ રોગની શાંતિનો ઉપાય છે અને રોગની શાંતિ ઉપાયસાધ્ય હોવાથી ઉપેય છે તેથી પ્રયોજન સાથે ઉપાયોપેય નામનો સંબંધ પણ છે. અને રોગની શાંતિ માટે ઔષધની ઇચ્છા રાખનારો પુરૂષ આ ગ્રંથનો અધિકારી છે. કોઈ પણ મનુષ્યને વૈદ્યની, વૈદું જાણનાર માણસની કે વૈદ્યકના ગ્રંથની સલાહ કોઇની કોઇ બાબતમાં લીધા વિના ચાલતુંજ નથી, તેથી સર્વ મનુષ્યો આ ગ્રંથના અધિકારી છે એમ પણ ઉપરથી સિદ્ધ થાયછે. આ સંબંધમાં આ ઠેકાણે થોડું વિશેષ લખવું અપેક્ષિત છે. સ્વાભાવિકપણે એવો સવાલ ઉઠે છે કે રોગની શાંતિ રૂપ પ્રયોજન અર્થે જુદા જુદા વિ-

દ્વાનોએ યુનાની, અંગ્રેજી તેમજ દેશી દવાઓ ઉપર અનેક વૈદકના ગ્રંથો રચેલા છે, તો હવે વધારે ગ્રંથોની ગરજ રહી નથી. આ વાતનું સમાધાન કરતાં એક મોટા સંવાદ જન્ય સવાલનો ફડચો કરવાનું કામ માથે આવી પડે છે, કે જેને માટે એક ખાસ જુદુંજ પુસ્તક લખ્યું હોય તોજ મન માનતી રીતે સમાધાન થઇ શકે. તો પણ આ ઠેકાણે સંક્ષેપમાં લખવું જોઇએ કે ઘણા વિદ્વાનોએ અંગ્રેજી તેમ સંસ્કૃત વૈદક ગ્રંથોના આધારે ટીકાઓ કરી છે તથા સ્વતંત્ર ગ્રંથો લખ્યા છે, તો પણ તેમાંથી જેટલું સમજવાનું છે તેટલું બધું સમજી શકાતું નથી. એટલુંજ નહિ પણ આ વિદ્યા એટલી બધી ઊંડી છે કે તે વિષે જે કાંઇ બોલીએ તે થોડુંજ છે. વળી યુનાની તેમજ અંગ્રેજી વૈદ્ય વિદ્યાની હયાતી આયુર્વેદને લઇનેજ જોવામાં આવેછે. અને આયુર્વેદ રૂપી મહા વૃક્ષમાંથીજ ફણગા ફુટીને ફાલી ફૂલી મૂળ વૃક્ષના કરતાં પણ વિશેષ વૃદ્ધિ પામેલા રૂપમાં દેખાય છે, આ પ્રબળના માત્ર રાજ્યાશ્રયને લીધે છે. પહેલીનું પૂર મોગલ રાજ્યની પડતી સાથે પડી ભાગ્યુ, અને બીજી (અંગ્રેજી) વૈદ્ય વિદ્યાનો પ્રકાશ રાજ્યની વૃદ્ધિ સાથે પૂર્ણ થતો ચાલ્યો. તો પણ તેથી મૂળ વિદ્યાનું માહાત્મ્ય કાંઇ ઓછું થવાનું નથી જો કે દેશી વૈદ્ય વિદ્યાનું બધું મહત્વ રાજ્યની વિદ્યા આગળ ઢંકાઇ ગયુંછે તો પણ જો રૈયત અને રાજાઓ તેમાં ઊંડા ઉતરી આશ્રય આપે તો આર્ય વૈદ્યવિદ્યાના ચમત્કાર અને રસ અજાયબી ઉપજાવે એવો છે એમ તેમને ખાત્રી થયા વિના રહે નહિ. વળી દેશીઓને વાસ્તે તો દેશમાં નિપજતાં દ્રવ્યોમાંથી બનાવેલાં ઔષધોજ વિશેષ ફાયદો કરી શકે, તેટલા માટે દેશીઓના ઉપયોગને વાસ્તે આવા ગ્રંથો પ્રગટ થવાની વિશેષ જરૂરછે.

દેશી વૈદ્યવિદ્યાને પ્રગટ કરનાર ત્રિકાળદર્શી આત્રેયાદિ મહાત્મા લોકો હતા. તેઓ યથાર્થ વાદી હોવાથી આપ્ત પુરૂષો કહેવાતા હતા, તેમનામાં લોભાદિ કુટિલ કારણોનો અભાવ હતો તેથી તેઓએ પોતાનું આપ્તપણું સાચવી રાખેલું અને એ ઉત્તમ ગુણોનો ઉત્તમ ગ્રંથો ગુંથવામાં ઉપયોગ કરેલો છે. હાલની પેઠે તે વખતે પૈસાની લાલચથી કામ કરનારા થોડાજ હતા, અને તેથી તેમણે સ્પષ્ટપણે સર્વ દ્રવ્યોના ગુણ દોષ પ્રગટ કરી ઔષધીનાં માપ અને મેળવણીના કોઠા માત્ર નહિ બતાવતાં ઔષધો બનાવવાની ક્રિયા તથા શું શું દ્રવ્યો મેળવવાથી તે ઔષધીઓ બને છે તે પણ બહાર પાડી બતાવ્યુ છે.

વળી દેશી લોકોને માટે દેશી ઔષધીઓ વિશેષ હિતકાર હોવાનું વિ-

શેષ કારણ એ છે કે ઇંગ્લાંડ તથા ઠંડા મુલકના લોકોની પ્રકૃતિને વાસ્તે પસંદ કરેલાં ઔષધો ગરમ હવા પાણીવાળા હિંદુસ્તાનના વતનીઓને માટે હિતકારક હોય એ પણ સંશયની વાત છે. અનેક પ્રકારના સ્પિરીટ, બ્રાંડી અને ક્ષાર એજ જેમાં મુખ્ય દ્રવ્યો છે એવા પૈત્તિક પ્રકૃતિના અંગ્રેજી ઔષધો દેશીઓને વાસ્તે હિતકારક હોય નહિ. જે ઔષધથી રોગ તરત મટે તે ઔષધ હિતકારક એમ હાલમાં બહુધા મનાઇ ગયુંછે, પણ આપ્ત લોકો એથી જુદોજ અભિપ્રાય આપે છે. કેટલાંક અંગ્રેજી ઔષધોની ઉત્તમતા કબુલ કર્યા વિના ચાલતું નથી તો પણ આ ઉપર કહી તેવી કેટલીક એવી પણ દવાઓ છે કે દેખીતો તરત ફાયદો કરે પણ તેથી બીજી રીતે શરીરને નુકસાની પહોંચાડે એ વાત સ્વતઃસિદ્ધ સાધારણ લોકો સમજી શકે નહિ. બીજો વિચાર એવો છે કે હજી દેશીઓના મોટા ભાગની અંગ્રેજી દવાઓ ઉપર ધર્મના કારણને લીધે પણ અરૂચી જોવામાં આવેછે. આ બધાં કારણોને લઇને આયુર્વેદમાં મુખ્ય મનાતા ચરક, સુશ્રુત આદિ પ્રમાણ ગ્રંથોના આધારે, પણ કાંઇ અપૂર્વક ગુંથણીથી ગુંથેલા ગુર્જર ભાષામાં પ્રગટ થતા ગ્રંથો સદા સર્વદા દેશીઓમાં માનને પાત્ર થાય એમ અંતઃકરણ સાક્ષી આપે છે.

આર્ય વૈદ્ય વિદ્યાના આદિ ગ્રંથ આયુર્વેદમાં હિત, અહિત,સુખ અને દુઃખ એવું ચાર પ્રકારનું આયુષ્ય વર્ણવેલું છે તથા આયુષ્યનું રૂપ, પ્રમાણ અને તેને વધારનારા તથા ઘટાડનારા આહાર વિહારના પ્રકાર દાખલ કર્યા છે. આ આયુર્વેદનો અધરો જાણી તેના અભિપ્રાયને અનુસરી આત્રેયાદિ મહાત્માઓએ જે ગ્રંથો બનાવેલા છે તેમાં ચરક, સુશ્રુત તથા વાગભટ્ટ એ ત્રણ "વૃદ્ધ ત્રયી"ના નામથી ઓળખાય છે અને ભાવ પ્રકાશ માધવનિદાન તથા શાર્ઙ્ગધર એ ત્રણ "લઘુત્રયી"ના નામથી ઓળખાય છે. વિષયોનાં બહુત્વ અને અલ્પત્વને લઇને આ બન્ને નામ પડેલાં જણાય છે. આ ગ્રંથોમાં લખેલ આહાર વિહારનો યોગ્ય ઉપયોગ લેનારા લોકોનું અમૂલ્ય આયુષ્ય અચ્છી રીતે સચવાય છે. અને એ આહાર વિહારમાં ભૂલ થવાથી ઉપજતા આમયનો તેમાં લખેલ યોગ્ય ઉપચારોથી યોગ્ય કાળમાં ઉચ્છેદ થાય છે, એવાં અમૂલ્ય અને હિતકારી ઔષધો તેમાં બતાવેલાં છે. તથાપિ તેમાં લખ્યા પ્રમાણે ઔષધો કામ ન કરે તો તે મહાત્માઓને દોષ દેવા કરતાં કલ્પના કરનારા હાલના વૈદ્યોની સમજ શક્તિને દોષ દેવો જોઇએ, પણ તે ગ્રંથોની અસત્યતા કોઇ રીતે કહી શકાય તેમ નથી.

આ ગ્રંથો અનુભવીની તો અપેક્ષા રાખે છે. જેમ તીખી તરવાર એ કદરના હાથમાં જતાં પોતાનું સામર્થ્ય દેખાડી શકતી નથી તેમાં તરવારનો દોષ નથી. તેમ તે આપ્ત પુરૂષોએ પ્રગટ કરેલા વિચારોનું રહસ્ય એ કદર વૈદ્યો ન સમજી શકે તેનો દોષ તે પ્રાચીન પુસ્તકોને દેવાતો નથી.

યદ્યપિ આર્ય વૈદ્યવિદ્યામાં અમેધ્ય (મદ્ય માંસાદિક) પદાર્થો ઔષધ રૂપે વાપરવા ફરમાવેલું છે તથાપિ તે ઉપાયો પ્રધાનપણે ગણેલા નથી. પ્રથમ વનસ્પતિ આદિક પવિત્ર પદાર્થોમાંથી ઉપજેલાં ઔષધો આરોગ્યને ઉપજાવવા અસમર્થ થાય ત્યારે **औषधार्थेसुरांपिबेत्** એ વાક્યને અનુસરી બીજી રીતે અસાધ્ય રોગો ઉપર અગત્યને વખતે અમેધ્ય ઔષધો આપવા કહેલું છે એવીજ રીતે આ ગ્રંથમાં પણ મદ્યમાંસાદિક અમેધ્ય વસ્તુઓનો અમુક રોગોપર ઉપયોગ કરવા લખેલું છે પણ તે આપત્કાળને વાસ્તે છે, અને તે વસ્તુઓ ધર્મને લીધે સર્વને માટે નહિ પણ તેના અધિકારીઓને ઉપયોગમાં લેવા લાયક સમજવાની છે.

જો આ આર્ય વૈદ્યવિદ્યાને ઉત્તેજન ન આપવામાં આવે તો આપત્કાળના આચારને સદાચાર રૂપે ચલાવવો જોશે ને સદાચાર નિઃસારતાને પામી પરિણામે નાશ પામશે. શરીર અને ધર્મ એ બન્ને પ્રદાર્થ એક બીજાની આકાંક્ષા રાખે છે, અને બંન્નેનું સંરક્ષણ આર્ય વૈદ્ય વિદ્યાથીજ થાય છે એમ સિદ્ધ થાય છે. પવિત્ર પ્રદાર્થોનું પ્રાશન કરનારા એક વ્યાધિગ્રસ્ત આર્યને અમેધ્ય પદાર્થ પીવાનો આપત્કાળ આવી પડે તો તે વખત તેના મનમાં અરેરાટીનો અવાજ નિકળતાં તેની એ વેદનામાં એક વખત તો વૃદ્ધિજ થઈ આવે એમાં નવાઈ શું? અમુક અંગ્રેજી ઔષધો સર્વોત્તમ રીતે ચમત્કારી કામ કરે છે એ વાત પણ ભૂલી ન જતાં એકંદર વિચાર કરતાં દેશી વૈદ્યવિદ્યાનું મહત્ત્વ વિશેષ સમજાયછે. અને હાલમાં દેશી વૈદ્યવિદ્યાને જે રૂપમાં ઓળખવામાં આવેછે તેથી તેનું સ્વરૂપ કાંઇક જુદુંજ છે એમ સિદ્ધ કરીઆપવાનો દેશી વૈદોને ઇશ્વર વહેલો અવકાશ આપે એવી પ્રાર્થના છે.

ખરૂં છે કે અંગ્રેજી વૈદકશાસ્ત્રનું શારીર પ્રકરણ દેશી વૈદ્યવિદ્યાના ગહુરવને ભૂલાવી દેછે અને ખરેખર એમાંજ અંગ્રેજી વૈદક શાસ્ત્રની કીર્તિ છે. દેશી વૈદું કાપકુપના કામમાં પછાત પડી ગયું એજ તેની મોટી ખામી છે અને તે ખામી સુધારવાનો આ અતિ અનુકૂળ સમય છે, માટે દેશી વૈદ્યવિદ્યાના હાલના ધન્વંતરીઓએ આ ખામી પૂરી પાડવાનો પ્રયત્ન કરવો જોઇએછીએ. દેશી વૈદ્યો આ શારીર પ્રકરણ પોતાના ગ્રંથોમાં

સંપૂર્ણ રીતે દાખલ કરી ને આયુર્વેદની આ ખામી પૂરી પાડે તો તેમના પાડ કાંઈક જુદીજ રીતે પૂછાય. અમે આ પ્રસંગે સરકારને પણ ભલામણુ કરીએછીએ કે જો સરકાર અંગ્રેજી તેમજ દેશી બન્ને વૈદ્ય વિદ્યાનું સંશોધન કરાવી બન્નેના આશયથી વૈદક શાસ્ત્રના નવા નિયમો બાંધે તો અત્યંત ફાયદો થાય.

લેખના ચાર ભેદ થઈ શકે છે. કેટલાએક ગ્રંથોનું લખાણ અલ્પાક્ષર અને અલ્પાર્થ એટલે થોડા અક્ષરોવાળું અને થોડા અર્થવાળું હોય છે. કેટલાકમાં બહ્વક્ષર અને બહ્વર્થ એટલે ઘણા અક્ષરો અને ઘણો અર્થ સમાયેલો હોય છે. કેટલાકમાં અલ્પાક્ષર અને બહ્વર્થ એટલે થોડા લખાણમાં ઘણો અર્થ સમજાવેલો હોયછે અને વળી કેટલા ગ્રંથમાં બહ્વક્ષર અને અલ્પાર્થ એટલે લખાણ લાંબુ અને મતલબ ઘણી થોડી હોય છે. આ વાત ધ્યાનમાં રાખીને આ ગ્રંથમાં એ ચાર પ્રકારો દાખલ કરવાની તજવીજ કરી છે. વૈદકનો કેટલોક વિષય એવો ગહન છે કે તે વિષે ટુંકામાં લખવાથી કામ સરતું નથી અને લોકોને સમજ પડતી નથી. તેમ કેટલીક બાબતો એવી પણ છે કે ઘણું કરીને વિશેષતાથી જાણવાની અગત્ય નથી, અને તેવી બાબત ટુંકામાં જણાવી છે, વળી આ ગ્રંથનું કદ ઘણું વધી જવાના ભયથી કેટલેક ઠેકાણે ટુંકા લખાણમાં ઘણી વાતનો સમાવેશ કરવાની પણ જરૂર જાણી છે.

ચરક, સુશ્રુત વિગેરે ગ્રંથો સંસ્કૃતમાં ઘણી પ્રૌઢ ભાષામાં લખાયેલા છે, તે સર્વ લોકોને જાણવા તથા સમજવા મુશ્કેલ થઇ પડે છે. કેટલાએક સુગમ અને નાના ગ્રંથો છે તેથી જોઇએ તેટલી ગરજ સરતી નથી. અને કેટલાએક મધ્યમ કોટિના ગ્રંથો છે, જેના ગુર્જર ભાષાંતર થયાં છે તે ગ્રંથો પ્રજાને ઉપયોગી છે ખરા પણ તેનાં ભાષાંતર ખામીવાળાં હોવાને લીધે કેટલેક દરજ્જે બિન ઉપયોગી જેવાં થઇ પડેછે. અંગ્રેજી વૈદાં વિષે મોટા મોટા ગ્રંથો છે ખરા પણ આર્ય વૈદ્ય વિદ્યાનું અભિમાન તથા તે ઉપરજ અભિરૂચિ ધરાવનારાં લોકોને પસંદ પડે. એવા નથી. ગુજરાતી ભાષામાં કેટલાએક ગ્રંથો પ્રગટ થયા છે તે પણ અંગ્રેજી ધોરણુ પ્રમાણે છે, તેથી તે ગ્રંથો સર્વ લોકોને સર્વ રીતે સંતોષ આપી શકતા નથી. એવા કેટલાએક વિચારોના ઉદયથી તથા કેટલાએક વૈદ્યો અને મિત્રોની ભલામણથી તદન નવીજ ગોઠવણુ કરી આ ગ્રંથ જાહેરમાં મૂકયો છે.

પુરાણમાં કથા છે કે જ્યારે દેવ અને અસુરોએ મળી ક્ષીર સાગરનું મથન કર્યું ત્યારે તેમાંથી ચૌદ રત્નો પ્રાપ્ત થયાં અને તે રત્નો ત્રિભુવનને સુખદાતા થઈ પડયાં. સ્ત્રી રત્ન, ચંદ્ર રત્ન, ગજેંદ્ર રત્ન, અમૃત રત્ન વિગેરે પ્રસિદ્ધ રીતે લોકોપયોગી છે, જેના વિના ચાલતું નથી. તેવીજ રીતે આ ચિકિત્સાબ્ધિનું મથન કરતાં તેજ ચાદ રત્નો હાથ લાગવાનાં, તે પણ સર્વ રોગી અને નીરોગી લોકોને સુખ આપનારાં છે.

આ ગ્રંથના ચાર વિભાગ કરવામાં આવ્યા છે. તે દરેક ભાગનું તરંગ એવું નામ રાખેલું છે. કારણ કે આ ગ્રંથનું નામ ચિકિત્સાબ્ધિ (ચિકિત્સાનો સમુદ્ર) છે. તેથી સમુદ્રની અંદર તરંગ (મોજાં) હોય છે. તેથી આ ગ્રંથમાં પણ ચાર તરંગ છે. આ ચાર તરંગમાં ચૌદ પ્રકરણો સમાયેલાં છે. દરેક પ્રકરણનું નામ રત્ન એવું રાખેલું છે. પહેલા તરંગમા દેવાંગના રત્ન અને ચંદ્ર રત્નનો સમાવેશ કરવામાં આવ્યો છે. તરંગ બીજામાં ધન્વંતરિ રત્ન અને પારિજાત રત્નનો સમાવેશ થયો છે. તરંગ ત્રીજામાં વિષ રત્ન અમૃત રત્ન, વાજીરત્ન, લક્ષ્મી રત્ન, ધેનુરત્ન, શંખરત્ન અને મદ્યરત્ન તથા તરંગ ચોથામાં કૌસ્તુભરત્ન, શાર્ઙ્ગરત્ન અને ગજેંદ્રરત્નનો સમાવેશ કરવામાં આવેલ છે. અને છેલ્લે પરિશિષ્ટ ભાગ દાખલ કરેલ છે.

આ જગતની ઉત્પત્તિનું મૂળ સ્થાન સ્ત્રી છે. વળી આ આર્યાવર્તની અધિષ્ઠાત્રી પણ સ્ત્રી (વિક્ટોરીયા) છે તેમ ઘરનો કારભાર કરનાર પણ સ્ત્રી છે, સુખને દેવા વાળા પુત્ર જેનું પણ ઉત્પત્તિ સ્થાન સ્ત્રીજ છે. કામ પીડાની દિવ્ય ઔષધી રૂપ પણ સ્ત્રી છે અને ટુંકામાં બોલતાં સંસારનાં સર્વ સુખોનું મૂળ સ્ત્રી હોવાથી આ ગ્રંથમાં દેવાંગના રત્ન પ્રથમ દાખલ કરેલ છે. વળી ગ્રંથના આરંભમાં દેવ એ શબ્દ મંગળ સૂચક છે તેથી આ રત્નનો પ્રથમ ઉપન્યાસ કરેલો છે. આ રત્નની અંદર સ્ત્રી રોગ ચિકિત્સા, બાળકની ઉત્પત્તિ તથા તેના પેટામાં બાળરોગ ચિકિત્સા દર્શાવેલી છે.

બાળકની ઉત્પત્તિ થયા પછી તેનું શરીર શાનું બનેલું છે તે તથા તેમાં કયા ક્યા ભાગો રહેલાછે તે જાણવાની જરૂર છે તેથી આ શારીર પ્રકરણ બીજા ચંદ્રરત્નમાં દાખલ કરેલ છે ચંદ્રનો ગુણ પ્રકાશક છે અને શારીર પણ શરીરના બાહ્ય તથા આભ્યંતર ભાગોનો પ્રકાશ કરે છે. માટે ગુણોનો બાધ કરનાર શક્યાર્થ છોડી દઇ લક્ષ્યાર્થને અનુસરી આ પ્રકરણનું નામ ચંદ્ર રત્ન ધટે છે.

તરંગ બીજામાં ધન્વતરિ અને પારિજાત રત્નોનો સમાવેશ કરેલો છે.

ચંદ્રરત્નમાં શારીર પ્રકરણ લીધા પછી ધન્વંતરિ રત્ન દાખલ કરવાનો હેતુ એ છે કે શારીર જાણ્યા પછી તેની અંદર કયા કયા અને કેવા કેવા રોગો ઉત્પન્ન થાય છે એ જાણવું જોઇએ. માટે ધન્વંતરી રત્નમાં રોગના ભેદો તથા રોગની પરીક્ષા વિગેરે બાબતો દાખલ કરેલી છે. ગુરૂની સેવા કરવાથીજ મળી શકે એવા વૈદકનાં સુક્ષ્મ તત્વો જે બીજે સ્થળે વિસ્તારથી લખવાનું દુરસ્ત ધાર્યું નથી તે આ પ્રકરણમાં દાખલ કરેલ છે. પ્રથમ શરીર નીરોગી રાખવું અને પછી તેની પુષ્ટી થાય એવા ઉપાયો યોજવા તેમ છતાં જો શરીર વ્યાધિગ્રસ્ત થાય તો વ્યાધિનો વધ કરવા ઔષધોપચાર કરવાની જરૂર છે. શરીર નીરોગી રાખવા તેને પુષ્ટી આપવા તથા વ્યાધિ ટાળવા ઔષધિ ઓળખી તેના ગુણ દોષ જાણવાની જરૂર છે. અને ઔષધિઓમાં પારિજાત (કલ્પવૃક્ષ) એ સર્વોત્તમ તથા મુખ્ય છે, તેથી ઔષધિ પ્રકરણ પારિજાત રત્નમાં દાખલ કરવામાં આવ્યુંછે. સત્પુરૂષોને માન્ય સ્થાવર ઔષધિઓના ગુણની ગુંથણીથી આ પ્રકરણને પારિજાત કહી બોલાવેલ છે. જેમ કોઇને કહીએ કે " કાગડાથી દહીંની સુરત રાખજે " તો શુ તે કાગડાની સુરત રાખી બીલાડી વિગેરે અન્ય પ્રાણીને તે દહીં ખાઇ જવા દેશે ? નહિજ. પણ આ સ્થળે કાગડો એ દહીં ખાઈ જનાર તમામ પ્રાણીઓના ઉપલક્ષણ રૂપ છે એટલે કહેલો કાગડો ઉપલક્ષણપણાથી દહીંને ખાઇ જનાર બિલાડી આદીની સુચના કરે છે તેમજ આ સ્થળે મંદાર રત્ન પોતે ઔષધિરૂપ હોવાથી બીજી તમામ ઔષધિઓને ઉપલક્ષણ રૂપ ગ્રહણ કરેછે.

પારિજાત રત્નથી ઔષધિઓનું જ્ઞાન તથા તેના ગુણદોષ જાણ્યા પછી કૌસ્તુભ રત્નની જરૂર જણાયછે કેમકે તેમાં નિદાન તથા ચિકિત્સા આવી જાયછે. પણ તેની પહેલાં ઉપરનાં તરંગ ત્રીજા માંહેના રત્નોમાં સમાયલા વિષયો લેવાની જરૂર જણાયાથી તેને પ્રથમ દાખલ કરેલછે. વિષ રત્નોમાં સ્થાવર અને જંગમ વિષની ઉત્પત્તિ, તેની અસર, સાધ્યાસાધ્ય વિચાર, નિવારણના ઉપાયો તથા ઘરમાં રોજ ખાવાના પદાર્થો કેવી મેળવણીથી વિષરૂપ થાયછે વિગેરે બાબતોનું વર્ણન કરેલુંછે. અમૃતરત્નમાં ઋતુચર્યા, નીરોગી રહેવાના નિયમો તથા રસાયન પ્રયોગો દાખલ કરેલછે; રસાયનના હમેશના સેવનથી દુષ્ટ રોગોના ક્લેશથી જલદી મુક્ત થઇ માણસ અજરામર બનેછે તે રસાયનના પ્રયોગોના નામ, ગુણ તથા સ્વરૂપના વર્ણનથી ભરપૂર આ પ્રકરણને જોઈ તેને અમૃત સમાન સમજી

તેનું અમૃત એવું નામ રાખેલુંછે. જે ઔષધોના સેવનથી ખઈ પુરૂષત્વ પ્રાપ્ત થાય એવા વાજીકરણ પ્રયોગોથી ભરપૂર આ પ્રકરણનું નામ વાજીરત્ન ધરેછે. લક્ષ્મી રત્નમાં પારદના પ્રયોગો આવેલા છે. રસસિદ્ધ થયે આ જગતને દરિદ્રતા વગરનું કરી શકાય એવું રસ વાગ્ભટ્ટના કર્ત્તાનું પ્રતિજ્ઞા વાક્ય જોઇ લક્ષ્મીના કારણ રૂપ પ્રયોગો રૂપી સર્વ અવયવોથી સુશોભિત આ પ્રકરણને લક્ષ્મી રત્ન એવું નામ અર્પણ કરેલું છે. ધેનુ રત્નમાં ગોરસ વર્ણન એટલે દહીં, દૂધ, છાશ, તથા ઘીથી માંડીને તમામ ગોરસો સાત્મ્ય અને અસાત્મ્યના વિભાગમાં શાસ્ત્રનો અનુસાર લઈ વર્ણવેલ છે, તેમજ બકરી, ઊંટડી, ભેંસ આદિકના દૂધનાં વ્યાખ્યાન કરેલ છે, માટે આ પ્રકરણને ગોરત્ન કહેલું છે. કોઇ ઠેકાણે કાર્ય કારણનો બોધ કરે છે તથા કોઇ ઠેકાણે કારણ કાર્યનો બોધ કરે છે. આવી રીતની સત્પુરૂષોની માનેલ પદ્ધતિને જોઈ શ્રી શંખરત્નમાં આબજળના જ્ઞાન માટે દેશ અને કાળને લીધે ઉપજેલા જળનો ઉત્તમ, મધ્યમ અને અધમ ગુણોનું વર્ણન જે રત્નમાં કરેલું છે તેને શંખરત્ન કહેલું છે. અને જેમાં મદ્યના ગુણ, દોષ, ભેદ, રચના, માત્રા, પ્રકાર તથા ગ્રાહ્યાગ્રાહ્ય વિચાર સર્વાંશે કહેલો છે જેથી તેના પોતામાંજ અર્થને અનુકૂળ ક્રમવાળુ મદ્ય રત્ન એવું નામ તે પ્રકરણનું રાખેલું છે.

કૌસ્તુભ રત્નમાં તમામ રોગો તથા તેની ચિકિત્સા આવી જાય છે. કૌસ્તુભ એ વિષ્ણુના વક્ષઃસ્થળનું અલંકાર રૂપે રહેલ મણીનું નામ છે અને મણીમાં સર્વ ગુણ કરતાં પ્રકાશકત્વ ગુણ મુખ્ય ગણાય છે. તેનો આશ્રય કરી આ રત્નમાં રોગોનાં સ્વરૂપ તથા આદિ કારણોનો પ્રકાશ કરનારો વૈદ્ય વિદ્યાનો ભાગ દાખલ કરવાથી સાદૃશ્યને લીધે આ પ્રકરણને કૌસ્તુભ રત્ન એવું નામ આપેલું છે, આ રત્નમાં દરેક રોગનું નિદાન અને જરૂર જેટલીજ ચિકિત્સા લખી તે ઠેકાણે બીજા ઉપાયો લખ્યા નથી. કેમકે તે તે દરદને લાયક બીજા ઉપાયો પુસ્તકના જુદા જુદા ભાગમાં આવી જાયછે. વળી આ રત્નમાં જ્વરાદિ મોટા મોટા રોગોનાં નિદાન તથા ચિકિત્સા દાખલ કરેલ છે. બીજા ક્ષુદ્ર રોગોને માટે તો પરિશિષ્ટ પ્રકરણમાં તથા બીજે ઠેકાણે લખેલા લાગુ પડતા પ્રયોગોનો ઉપયોગ કરવો. આર્ય અને અનાર્ય વૈદ્યોએ રચેલા પ્રૌઢ પ્રબંધોમાં કહેલ શસ્ત્ર તથા અસ્ત્રથી ચિકિત્સા કરવા લાયક વ્રણના ગણનું ઉચ્છેદન કાર્ય તેને લાયક શાર્ઙ્ગ રત્નમાં ગોઠવેલ છે. આ પ્રકરણની અંદર અંગ્રેજી પદ્ધતિને અનુસરીને શસ્ત્ર પ્રકરણ દાખલ કરેલું છે, તો પણ કૌસ્તુભ રત્નની અંદર

વણાદિક જે જે દરદો શસ્ત્રક્રિયાને લાયક છે તે તે દરદોની ચિકિત્સામાં આદિ પદ્ધતિને અનુસરીને કેટલીક શસ્ત્રક્રિયા બતાવી છે. આ ઉપરથી આર્ય અને અનાર્ય શસ્ત્રક્રિયામાં કેટલો તફાવત છે તે પણ વાંચનારને સહજ માલમ પડશે, છેલ્લું એટલે ચૌદમું રત્ન યુદ્ધ ક્ષેત્રમાં જનાર શૂર પુરૂષોથી શોભતા રાજાઓને લડાઈના કામમાં હાથી પહેલે નંબર વખણાયેલ છે એમ જોઈ વિધિ પ્રમાણે શાસ્ત્રાર્થ રૂપી યુદ્ધને ઈચ્છનારા પુરૂષોની ઉત્કંઠાને પૂર્ણ કરનાર હોવાથી તેનું નામ ગજેંદ્ર રત્ન બંધ બેસતું આવેછે.

છેલ્લે પંદરમું પરિશિષ્ટ પ્રકરણ દાખલ કરેલું છે. જેમાં ધાતુની ભસ્મ બનાવવાની રીત તથા સિદ્ધ થયેલા દેશી ઉપાયોનો સંગ્રહ દાખલ કર્યો છે.

વૈદ્ય વિદ્યા અને રોગની ચિકિત્સા કરનારા વૈદ્યો ઉપર વ્યાધિગ્રસ્ત મનુષ્યોની જીંદગીનો આધાર જોવામાં આવે છે. જો ચિકિત્સા કરનારો વૈદ્ય અનાડી હોય તો રોગીને ઉલટો દુઃખી કરી આ દુનિયામાંથી વહેલો દૂર કરે છે. આટલા વાસ્તેજ પ્રાચીન આર્ય લોકોનાં વૈદ્યક શાસ્ત્રમાં રાજાનો હુકમ લઇ શસ્ત્રક્રિયા કરવાનું ફરમાવેલું જણાય છે. એટલે જે એ ક્રિયામાં પ્રવીણ હોય તેનેજ તે ક્રિયા કરવાની રાજા પરવાનગી આપે ત્યારે તે ક્રિયા કરવામાં આવતી. હાલમાં પણ એજ પદ્ધતિને અનુસરી ડાક્ટરોની પરીક્ષા લઇ લાયક જણાયેથી તેમને વૈદુ કરવાની તથા શસ્ત્રક્રિયા કરવાની સર્ટિફીકેટ રૂપ પટાથી છૂટ આપેછે. તોપણ ખાનગીરીતે વૈદુ કરવાનો આ દેશમાં પ્રતિબંધ નથી. તેથી નિરૂદ્યમી માણસને વાસ્તે વૈદ્ય બની બેસવું એ સહેલું અને સસ્તું થઈ પડયુંછે. અને તેથીજ હળદરનો ગાંઠીઓ મળ્યે ગાંધી બની બેસનારા આવા નામધારી વૈદ્યો ઠામ ઠામ અને ગામો ગામ જોવામાં આવે છે. આવી છૂટથી કેટલું નુકસાન છે? તેનો વિચાર કરવાની જરૂર છે. અને જેમ કાયદાની અમુક પરીક્ષામાં પસાર થઈ સનદ મેળવે તેનેજ કોર્ટોમાં વકીલાત કરવાની છુટ મળે છે તેમ દેશી અંગ્રેજી વૈદોને માટે કાંઈક હદ બાંધી આપવામાં આવે તો તેમાં લોકોનું ઘણું હિત રહેલું છે.

પુસ્તકને અંતે કઠણ શબ્દોનો કોશ આપવા ધારેલ પરંતુ કેટલેક ઠેકાણે જ્યાં કઠણ શબ્દો આવેલા છે ત્યાં તે ઠેકાણેજ તેનો અર્થ લખતા ગયા છીએ એટલે કોશ આપવાની જરૂર રહી નથી. અને બનતા સુધી ઘણા કઠણ શબ્દો દાખલ ન થાય તેને માટે સંભાળ રાખવામાં આવી છે.

આ પુસ્તકના પરિશિષ્ટ ભાગમાં અંગ્રેજી સિદ્ધ થએલા ઔષધોનો સં-

અહ દાખલ કરવા પ્રથમ વિચાર હતો પણ તે ઠેકાણે જે ફેરફાર થયો છે તે સારાને માટે થયો છે એમ ધારી તે દાખલ કરેલ નથી તેને માટે સજ્જનો પાસે માફી માગવામાં આવે છે.

હાલમાં કેટલાક ગ્રંથકારો પોતાના પુસ્તકો પૈસાના લોભથી વખતે ન ઘટે એવા અતિશયોક્તિ વાળાં ખોટા વખાણ કરી શેઠ શાહુકારોને અર્પણ કરે છે આ પદ્ધતિ મને અનુકુળ નહી પડતાં મારા વડિલ બંધુ શાસ્ત્રી કાળીદાસ ગોવિંદજી જેમણે અમારા માત પિતા દેવલોક જતાં મને બચપણાંમાં મારા સારાને માટે વિદ્યા ભણાવવામાં તન મન અને ધનથી શ્રમ લીધો અને તેથી મારી બુધ્યનુસાર જે યત્કિંચિત્ જ્ઞાન મેં મેળવ્યું તેની હમેશ યાદ રહે એવા હેતુથી આ પુસ્તક તેમનેજ અર્પણ કરેલુંછે.

કર્તા.



# चिकित्साब्धि.

## अनुक्रमणिका.

## તરંગ ૧ લો.

### દેવાંગના રત્ન.

---

## ચંદ્ર રત્ન.

## તરંગ ૨ જો
## ધનવંતરિ રત્ન.

## પારિજાત રત્ન.

આ રત્ન (પ્રારંભ પૃષ્ટ ૧૧૮) માં અકારાદિ અનુક્રમવાર ઔષધો દાખલ કરેલાં છે. જેને લધે તેની અનુક્રમણિકા આપવાની જરૂર રહેતી નથી.

---

## તરંગ ૩ જો

### વિષ રત્ન.

---

## અમૃત રત્ન.

**વિષય.** **પૃષ્ઠ.**



## વાજી રત્ન.

---

## લક્ષ્મી રત્ન.

## ધેનુ રત્ન.



## પાંચ જન્ય રત્ન

## મદ્ય રત્ન.



# તરંગ ૪ થો.

## કૌસ્તુભ રત્ન.

| विषय. | | | पृष्ठ. |
|---|---|---|---|
| " ચિકિત્સા... | ... | | ...૨૫૪ |
| ૬ ઉલટી, હૃદ્રોગ અને તૃષ્ણા. નિદાન... | | | ...૨૫૫ |
| " ચિકિત્સા... | | | ...૨૫૭ |
| ૭ મદાત્યય નિદાન... | ... | | ...૨૫૭ |
| " ચિકિત્સા.... | ... | | ...૨૫૮ |
| ૮ અર્શ (હરસ) નિદાન... | ... | ... | ૨૫૯ |
| " ચિકિત્સા... | ... | ... | ૨૬૦ |
| ૯ અતિસાર નિદાન... | ... | ... | ૨૬૧ |
| " ચિકિત્સા... | ... | ... | ૨૬૨ |
| ૧૦ ગ્રહણી નિદાન... | ... | ... | ૨૬૩ |
| " ચિકિત્સા... | ... | ... | ૨૬૪ |
| ૧૧ મૂત્રકૃચ્છ નિદાન... | ... | ... | ૨૬૪ |
| " ચિકિત્સા... | ... | ... | ૨૬૬ |
| ૧૨ પ્રમેહ નિદાન... | ... ... | ... | ૨૬૭ |
| " ચિકિત્સા... | ... | ... | ૨૭૦ |
| ૧૩ વિદ્રધિ નિદાન... | ... | ... | ૨૭૦ |
| " ચિકિત્સા... | ... | ... | ૨૭૨ |
| ૧૪ ગુલ્મ નિદાન... | ... ... | ... | ૨૭૨ |
| " ચિકિત્સા... | ... | ... | ૨૭૩ |
| ૧૫ ઉદર રોગ નિદાન... | ... | ... | ૨૭૫ |
| " ચિકિત્સા... | ... | ... | ૨૭૬ |
| ૧૬ પાંડુરોગ નિદાન... | ... | ... | ૨૭૭ |
| " ચિકિત્સા... | ... | ... | ૨૭૭ |
| ૧૭ સોજો નિદાન... | ... | ... | ૨૭૮ |
| " ચિકિત્સા... | ... | ... | ૨૭૯ |
| ૧૮ રતવા નિદાન... | ... | ... | ૨૮૦ |
| " ચિકિત્સા... | ... | ... | ૨૮૦ |
| ૧૯ કુષ્ટ (કોઢ) નિદાન... | ... | ... | ૨૮૧ |
| " ચિકિત્સા... | ... | ... | ૨૮૪ |
| ૨૦ કૃમિ (જીવડા) નિદાન... | ... | ... | ૨૮૪ |

| વિષય | | | પૃષ્ઠ |
|---|---|---|---|
| ” ચિકિત્સા... | ... | ... | ૨૮૫ |
| ૨૧ વાતવ્યાધિ નિદાન... | ... | ... | ૨૮૫ |
| ” ચિકિત્સા... | ... | ... | ૨૮૬ |
| ૨૨ વાતરક્ત નિદાન... | ... | ... | ૨૮૭ |
| ” ચિકિત્સા... | ... | ... | ૨૮૮ |
| ૨૩ વધરાવળ નિદાન... | ... | ... | ૨૮૯ |
| ” ચિકિત્સા... | ... | ... | ૨૮૯ |
| ૨૪ વ્રણ. નિદાન... | ... | ... | ૨૯૦ |
| ” ચિકિત્સા... | ... | ... | ૨૯૨ |
| ૨૫ ભગ્ન (હાડકાનું ભાંગવું) નિદાન... | ... | ... | ૨૯૪ |
| ” ચિકિત્સા. | ... | ... | ૨૯૫ |
| ૨૬ ભગંદર નિદાન... | | | ૨૯૬ |
| ” ચિકિત્સા... | | | ૨૯૭ |
| ૨૭ અપસ્માર (વાઇ) નિદાન... | | | ૨૯૮ |
| ” ચિકિત્સા... | | | ૨૯૮ |
| ૨૮ કર્ણરોગ નિદાન... | | | ૨૯૯ |
| ” ચિકિત્સા... | | | ૩૦૦ |
| ૨૯ હિક્કા (હેડકી) નિદાન... | | ... | ...૩૦૧ |
| ” ચિકિત્સા... | | ... | ...૩૦૧ |
| ૩૦ ઉન્માદ નિદાન... | | ... | ...૩૦૨ |
| ” ચિકિત્સા... | | ... | ...૩૦૩ |
| ૩૧ શિરોરોગ નિદાન... | | ... | ...૩૦૪ |
| ” ચિકિત્સા... | | ... | ...૩૦૫ |
| ૩૨ નાસારોગ નિદાન... | | ... | ...૩૦૬ |
| ” ચિકિત્સા... | | ... | ...૩૦૭ |
| ૩૩ મુખરોગ નિદાન... | | ... | ...૩૦૭ |
| ” ચિકિત્સા... | | ... | ...૩૦૭ |
| ૩૪ નેત્રરોગ નિદાન... | | ... | ...૩૦૮ |
| ” ચિકિત્સા... | | ... | ...૩૦૯ |

विषय. पृष्ठ.

## શાર્ઙ્ગ-રત્ન.

विषय | पृष्ठ

## ગજેંદ્ર રત્ન.



---

## પરિશિષ્ટ ભાગ.

| વિષય | પૃષ્ઠ |
|---|---|

જામનગર.

માનવધર્મ ઓફીસમાંથી પ્રકટ થએલાં

પુસ્તકોની યાદી.

૩૮૩૭

# अमारी मानवधर्म ओफीसमांथी प्रकट थयेलां पुस्तको.

**ચિકિત્સાબ્ધિ**—વૈદકનો સંપૂર્ણ ગ્રંથ.

**માનવધર્મ.** દ્વિમાસિક ચોપાનીઉ હાલ ત્રીજું વર્ષ ચાલે છે કિંમત રૂ. ૧—૩—૦

**વાગ્ભૂષણ ભાગ ૧લો.** માનવધર્મના પ્રથમ વર્ષના ગ્રાહકોને ભેટ આપવામાં આવેલ છે જેમાં અવશ્ય જાણવા જેટલું નાયકા પ્રકરણ સમાયેલું છે તથા તે સિવાય કાવ્યનું થોડું વ્યાખ્યાન કરેલછે.

**વાગ્ભૂષણ ભાગ ૨ જો.**—માનવધર્મના બીજા વર્ષના ગ્રાહકોને ભેટ આપવામાં આવેલ છે જેમાં અલંકારનું ખુબી ભરેલું પ્રકરણ કુવલયાનંદ ગ્રંથને આધારે આપેલ છે.

**વાગ્ભૂષણ ભાગ ૩ જો.**—માનવધર્મના ત્રીજા વર્ષના ગ્રાહકોને ભેટ આપવાનું છે જેમાં બીજા ભાગમાં અધુરૂં રહેલ અલંકાર પ્રકરણ પુરૂ કરવામાં આવેલ છે.

**વ્યાધિશોધ વિદ્યા.**—પહેલી સાર્વજનિક લોકપ્રિય ભેટ, એકે નકલ સિલકમાં નથી.

**જીવનતત્વ સંગ્રહ.**—બીજી સાર્વજનિક લોકપ્રિય ભેટ, એકે નકલ સિલકમાં નથી.

**વિષવિષે નિબંધ.**—ત્રીજી સાર્વજનિક ભેટ, થોડી નકલો બાકી છે લખવાથી મોકલવામાં આવશે.

જામનગર. માનવધર્મ ઓફીસ.

વૈદ્યશાસ્ત્રી મણીશંકર ગોવિંદજી.

# मानवधर्म.

## દ્વિમાસિક ચોપાનીઉ.

આ ચોપાનીઆને બાહાર પડે હાલ ત્રીજું વર્ષ ચાલે છે જેમાં હર વખત ધર્મ, કેળવણી, વૈદક તથા જુદા જુદા અનેક રસિક વિષયોપર ઘણુંજ સરસ વિવેચન કરવામાં આવે છે અને તેને લીધેજ તે આર્યભાઈઓમાં માનનું પાત્ર થઇ પડ્યું છે. વળી તે સાથે તેનાં ગ્રાહકોને દરવર્ષ એક અમુલ્ય પુસ્તક ભેટ આપવામાં આવે છે. પેહેલા વર્ષમાં વાગ્ભૂષણ ભાગ પેહેલો ભેટ આપવામાં આવેલ છે, જેમાં જાણવા જોગ નાયકા પ્રકરણનો સમાવેશ કરવામાં આવ્યો છે. બીજા વર્ષમાં વાગ્ભુષણ ભાગ ૨ જો ભેટ આપવામાં આવેલ છે જેમાં કુવલયાનંદ નામના અલંકારના ગ્રંથ ઉપરથી ઘણુંજ રસિક અલંકાર પ્રકરણ દાખલ કરેલ છે અને ત્રીજા વર્ષના માનવ ધર્મના ગ્રાહકોને વાગ્ભૂષણ ભાગ ત્રીજો ભેટ આપવામાં આવેલ છે જેમાં સંપૂર્ણ અલંકારનું પ્રકરણ આવી જાય છે, ચોથા વર્ષમાં એ ત્રણ ભેટો કરતાં પણ ઉત્તમ એક અમુલ્ય પુસ્તકની ભેટ આપવામાં આવશે જે દરેક મનુષ્યને વંશપરંપરા ઉપયોગી થઈ પડશે અને તેથી લોકો તે ભેટને ઘણાંજ હર્ષથી વધાવી લેશે એમ ધારી શકાયછે. ચોપાનીઉ વાંચવાનો શોખ હોય તો માનવધર્મ ખરીદ કરવા ભલામણ છે નમુના માટે લખવાથી એક અંક મફત મોકલવામાં આવશે કિંમત ફક્ત વર્ષ એકનો રૂ. એક ટપાલ ખર્ચ આના ત્રણ જુદુ.

ગયા બે વર્ષના થોડા અંકો સિલકમાં છે જે અરધી કિંમતે આપવામાં આવશે તેની સાથે તે તે સાલનાં પુસ્તકો પણ આપવા નિશ્ચય કર્યો છે માટે ગ્રાહક થનારે અમને જલદી લખી જણાવવું.

**જામનગર.** — વૈદ્યશાસ્ત્રી.

માનવધર્મ ઓફીસ. — **મણીશંકર ગોવિંદજી.**

# जामनगर.

## માનવધર્મ ઓફીસમાંથી ચાલતી સાલમાં પ્રકટ થવાનાં પુસ્તકો.

અમારી માનવધર્મ ઓફીસમાંથી ચાલતી સાલમાં પ્રકટ થવાનાં પુસ્તકો.

પાંડવ અને કૌરવ (નોવેલ)

રામ અને રાવણ (નોવેલ)

રાજા અને પ્રજા.

સંક્ષિપ્ત કાદંબરી. (નોવેલ)

વેણીસંહાર નાટક.

નરવાહનદત્ત (નોવેલ)

આર્યાનાર્ય ઔષધ.

મણીશંકર્ષ નોટ.

આ ગ્રંથોની મુખ્તસર હકીકતો માટે જુદા જાહેરખબરો બહાર પાડવામાં આવશે.

જામનગર.
માનવધર્મ ઓફીસ.

વૈદ્યશાસ્ત્રી.
મણીશંકર ગોવિંદજી.

# ચિકિત્સાબ્ધિ.

## તરંગ ૧ લો.



### દેવાંગના રત્ન ૧ લું.

વાત, પિત્ત, કફ, પરૂ, મૂત્ર, તથા ઝાડા જેવા વર્ણ-વાળું તથા તેવાજ ગંધવાળું, ક્ષીણ અને ગાંઠા ગાંઠાવાળું પુરૂષનું વીર્ય પ્રજાની ઉત્પત્તિમાં સમર્થ નથી. પુરૂષના વી-ર્યનો વર્ણ વાતપ્રકોપથી શાસ્ત્રમાં કહેલ પવન જેવો થાયછે. પિત્તપ્રકોપથી પિત્ત જેવો, કફના પ્રકોપથી કફ જેવો તથા રૂધિર બગડવાથી રૂધિર જેવો વર્ણ થાયછે. કફ અને વાતના પ્રકોપથી પુરૂષનું વીર્ય ગાંઠા ગાંઠા જેવું થઇ જાયછે. પિત્ત અને કફના પ્રકોપથી દુર્ગંધ પરૂ જેવું થઇ જાયછે. પિત્ત અને વાયુના પ્રકોપથી ક્ષીણ થઇ જાયછે અને વાત, પિત્ત અને કફ એ ત્રણેના પ્રકોપથી મૂત્ર અને ઝાડા જેવા દુર્ગંધવાળું થાયછે. ગાંઠા ગાંઠાવાળું, પરૂ જેવું તથા ક્ષીણ વીર્ય મુશકેલીથી શુદ્ધ થાયછે. મૂત્ર અને ઝાડા જેવા ગંધવાળું વીર્ય શુદ્ધ થતુંજ નથી. અને તે સિવાયના દોષવાળું પુરૂષનું વીર્ય ઔષધોપચા-રથી શુદ્ધ થઇ શકેછે.

પ્રજાની ઉત્પત્તિ-માં અસમર્થપુ-રૂષનું વીર્ય.

પુરૂષના વીર્યની પેઠે સ્ત્રીનું રજ પણ બગડેલ વાત, પિત્ત, કફ અને રૂધિર એ ચાર દોષમાંના એક એક બેબે તથા સર્વ દોષથી મળેલું હોય ત્યારે સંતાનની ઉત્પત્તિ માટે લાયક નથી. દોષ, વર્ણ અને વેદના ઉપરથી સ્ત્રીરજ શુદ્ધ છે કે બગડેલું છે તેની પરી-ક્ષા થઇ શકેછે. સ્ત્રીનું રજ બગડેલું હોય ત્યારે પુરૂષના વીર્યની પેઠે તે તે દોષના વર્ણ તથા ગંધવાળું થાયછે. અને પુરૂષના વીર્યની પેઠેજ ઉપર જ-ણાવેલી સ્થિતિમાં કૃચ્છ્રસાધ્ય, અસાધ્ય અને સાધ્ય અવસ્થાને ભોગવેછે.

અશુદ્ધ સ્ત્રીરજ.

પુરૂષનું જે વીર્ય સ્ફટિક જેવા વર્ણવાળું, ચીકણું, મી-ઠા ગંધવાળું તથા મધ જેવા ગંધવાળું હોય તે ઉત્તમ સમજવું; તેમજ સ્ત્રીનું રજ પણ સસલાના લોહીના વર્ણ જેવું તથા

પુરૂષનું શુદ્ધ વીર્ય તથા શુદ્ધ સ્ત્રીરજ.

લાખના રસ જેવું લાલ હોય તે ઉત્તમ સમજવું. પુરૂષનું વીર્ય તથા સ્ત્રીનું રજ અત્યંત કામ સુખ ભોગવવાથી વધુ પડવા માંડે ત્યારે રોગ કહેવાયછે. આ પ્રમાણે શુદ્ધ વીર્યવાળો પુરૂષ તથા શુદ્ધ રજવાળી સ્ત્રીનો સંયોગ સંતાનની ઉત્પત્તિમાં સમર્થ થાયછે.

રજોદર્શન પછી સ્ત્રીને વર્તવાનો પ્રકાર.

સ્ત્રીને રજોદર્શન થાય તે દિવસથી ચાર દિવસ સુધી બ્રહ્મચર્ય વ્રત પાળવું. અને દિવસની નિદ્રા. આંખમાં અંજન, અશ્રુપાત, સ્નાન, તૈલનું ચોળવું, નખછેદન, દોડવું, હસવું, બહુ બોલવું, બહુ સાંભળવું, જમીનનું ખોતરવું, પવનનું સેવન અને મેહેનત એટલાં વાનાનો ત્યાગ કરવો. કારણ કે રજોદર્શનના દિવસોમાં દિવસે સુવાથી સ્ત્રીને જે ગર્ભ રહે તે અતિ નિદ્રાવાળો થાયછે. આંજણ આંજવાથી અંધ થાયછે. રોવાથી વિકારયુક્ત દૃષ્ટિવાળો, સ્નાન કરવાથી દુખીઆ સ્વભાવવાળો, તેલ ચોપડવાથી કોઢીયો, નખછેદનથી ખરાબ નખવાળો તથા દોડવાથી ચંચળ પ્રકૃતિવાળો થાયછે. તેમજ હસવાથી અવતરેલ બાળકના દાંત, હોઠ, તાળવું તથા જીભ કાળાં થાયછે. અતિ બોલવાથી જન્મેલ બાળક પ્રલાપી, અત્યંત શબ્દો સાંભળવાથી બેહેરૂં, જમીન ખોતરવાથી કામમાં આળસુ, પવનના અતિ સેવનથી ઘેલું અને અતિ મેહેનતથી હીન અંગવાળું થાયછે. માટે સ્ત્રીએ રજોદર્શનના દિવસો ઉપર લખેલી સર્વ ચેષ્ટાનો ત્યાગ કરવો. રજોદર્શન થયા પછી ત્રણ રાત્રિ સુધી સ્ત્રીએ પતિના સંયોગથી દૂર રહેવું. ચોથે દિવસે સ્નાનથી શુદ્ધ થઇ કોરાં વસ્ત્ર પેહેરી, અલંકાર ધારણ કરી સ્વસ્તિવાચન અને મંગળવાદ રૂપ સત્કર્મ કર્યા પછી સ્ત્રીએ પતિનું દર્શન કરવું, કારણ કે ઋતુસ્નાન પછી સ્ત્રી જેવા પુરૂષનું મુખ જુએ છે, તેવી આકૃતિ અને સ્વભાવવાળો પુત્ર ઉત્પન્ન થાયછે. તેથી સ્ત્રીએ પ્રથમ પતિનુંજ દર્શન કરવું.

સ્ત્રી ગમન પ્રકાર

રજોદર્શન થાય ત્યાં સુધી બ્રહ્મચર્યવ્રત પાળ્યા પછી સાયંકાળે ઘીનો અભ્યંગ કરી દુધ તથા ઘીમાં મેળવેલ ભાતનો આહાર કરી પુરૂષે રજોદર્શન પર્યંત બ્રહ્મચર્યવ્રત પાળનારી, તૈલથી સ્નિગ્ધ શરીરવાળી, આહાર દ્રવ્યમાં તેલ અને અડદને મુખ્ય કરીને આહાર કરનારી પોતાની નારી પ્રત્યે રાત્રિ સમયે જવું. જઇને પ્રેમપૂર્વક વાક્યથી તથા ઈચ્છિત પદાર્થોવડે પોતાની સ્ત્રીને ખુશ કરી પુત્ર પ્રાપ્તિની ઇચ્છા હોય તો રજો દર્શન પછીની ચોથી, છઠી, આઠમી, દશમી,

અને બારમી રાત્રિમાં સંગ કરવો. અને પુત્રીની ઇચ્છા હોય તો પાંચમી, સાતમી, નવમી અને અગીઆરમી રાત્રિમાં સંગ કરવો. આ સિવાય બીજી રાત્રિઓ સ્ત્રીગમનને માટે વર્જિત છે. ઉપર કહેલા દિવસોમાં પૂર્વ પૂર્વ કરતાં ઉત્તર ઉત્તર દિવસમાં ગમન કરવાથી રહેલો ગર્ભ, અધિક આયુષ્ય, આરોગ્ય, સૌભાગ્ય, ઐશ્વર્ય અને બળવાળો થાયછે. ઋતુ દર્શનના પ્રથમ દિવસે સ્ત્રી સંગ કરવાથી આયુષ્યનો ક્ષય થાયછે. અને તે દિવસે રહેલો ગર્ભ પ્રસવ વખતેજ મરણ પામેછે. બીજે દિવસે ગમન કરવાથી ઉત્પન્ન થએલો બાળક સુવાવડમાંજ મરણ પામેછે. અને ત્રીજે દિવસે સંગ કરવાથી ઉત્પન્ન થએલ બાળક અપૂર્ણ અંગવાળું તથા અલ્પ આયુષ્યવાળું થાય છે. ચોથે દિવસે સંગ કરવાથી લાંબી આયુષ્યવાળું તથા સંપૂર્ણ અંગવાળું બાળક જન્મેછે. જેમ નદીના પ્રવાહમાં નાખેલ કાષ્ટાદિ પદાર્થ ઉંચો ચડી શકતો નથી તેમ પ્રસવ સ્થાનમાંથી રૂધિર વેહેતાં છતાં તેમાં નાખેલું વીર્ય ગર્ભાશયમાં ટકી શકતું નથી. આ કારણોને લીધે રજસ્વલા સ્ત્રીનો ત્રણ દિવસ સંગ ન કરવો.

જુદા જુદા રંગનાં બાળકો જન્મવાનું કારણ.

તેજ એવા નામનો ધાતુ (ઓજ) સર્વ વર્ણને ઉપજાવનારો છે અને તે ધાતુ જળરૂપ થઇ ગર્ભની પુષ્ટિ કરેછે, ત્યારે ગર્ભ ગૌર વર્ણવાળો થાયછે. જે પદાર્થોમાં પાર્થિવ ગુણ વિશેષ હોય તે પદાર્થોથી પુષ્ટ કરેલો ગર્ભ શ્યામ (નીળ) રંગનો થાયછે. પૃથ્વી અને આકાશનું પ્રાધાન્ય જે પદાર્થોમાં હોય તેવા પદાર્થોથી પુષ્ટ કરેલો ગર્ભ કાળો થાયછે. જળ અને આકાશ પ્રધાન દ્રવ્યના સેવનથી ગર્ભ ગૌરશ્યામ (આસમાની) વર્ણનો થાય છે. આ જગોએ કેટલાએક શાસ્ત્રકારો કહેછે કે જેવા વર્ણવાળો આહાર ગર્ભિણી સ્ત્રી કરે છે. તેવા વર્ણનો ગર્ભ થાયછે, પણ આ વાત ગૌણ છે. ઉપર બતાવેલ તેજ નામના ધાતુનો ભાગ ગર્ભની દૃષ્ટિ સુધી ન પોચે તો ગર્ભ જન્માંધ થાયછે. અને એજ ધાતુ રૂધિરમાં પેસે તો રક્ત નેત્રવાળો, પિત્તમાં પેસે તો પીળાં નેત્રવાળો, કફમાં પેસે તો ધોળાં નેત્રવાળો અને પવનમાં પેસે તો વિકૃત નેત્રવાળો ગર્ભ થાયછે.

જોડલું થવાનું કારણ તથા જુદી જુદી જાતના નપુંસકો તથા

અગ્નિના સંયોગથી ઘીના પિંડની માફક પુરૂષના સંયોગથી સ્ત્રીનું રજ દ્રવરૂપ થઈને પ્રસરેછે. તે રજના પ્રત્યાઘાતથી પુરૂષના વીર્યના બે વિભાગ થઇ જાય તો કુક્ષિમાં

એ ગર્ભ ઉત્પન્ન થાયછે જેને લોકો જોડલું કહી બોલાવેછે. માબાપના અલ્પ બીજથી 'આસેક્ય' નામનો નપુંસક પુરૂષ ઉત્પન્ન થાયછે, તે બીજા પુરૂષના વીર્યનું પ્રાશન કરી પુરૂષાતન પામેછે. જે બાળક દુર્ગંધવાળા પ્રસવસ્થાનમાંથી પેદા થાયછે તે 'સૌગંધિક નપુંસક' કહેવાયછે. અને તે પ્રસવસ્થાન અને લિંગેંદ્રિયનો ગંધ લેવાથી પુરૂષાતન પામેછે.

તેની આસિયત અને અસ્થિ વિનાના ગર્ભ તથા ગર્ભમાં સર્પ, વશ્ચિક વગેરે ઉત્પન્ન થવાનું કારણ.

જે સૃષ્ટિક્રમ વિરૂદ્ધ મૈથુન કરાવ્યા પછી સ્ત્રી પાસે પુરૂષત્વ બતાવી શકેછે, તે કુંભિક નપુંસક કહેવાયછે. જે બીજાનું મૈથુન જોયા પછી સ્ત્રીસંગ કરી શકે છે તે 'ઇર્ષ્યક નપુંસક' કહેવાયછે. જે પોતાની સ્ત્રી સાથે ઋતુકાળમાં સ્ત્રીની પેઠે આલિંગનાદિ પ્રવૃત્તિ કરેછે તે પુરૂષથી રહેલો ગર્ભ સ્ત્રી જેવી ચેષ્ટા કરનારો થાયછે અને તે 'પંઢ નપુંસક' કહેવાયછે. ઋતુકાળમાં પુરૂષની પેઠે જો સ્ત્રી પ્રવૃત્તિ કરે તો તેથી ઉત્પન્ન થએલી દીકરી પણ પુરૂષ જેવી થાયછે. ઉપર કહેલા આસેક્ય, સૌગંધિક, કુંભિક અને ઈર્ષ્યક નપુંસકો વીર્ય સહિત હોયછે અને પંઢ નામનો નપુંસક વીર્યહીન હોયછે. તે ચાર નપુંસકો વિરૂદ્ધ વ્યાપાર કરી પુરૂષત્વને પ્રાપ્ત થાયછે. માટે તેઓને સશુક્ર એવું નામ આપેલુંછે. જેવા આહાર, આચાર અને ચેષ્ટાથી યુક્ત સ્ત્રી પુરૂષની રતિ પ્રવર્ત્તે છે અને તેથી જે ગર્ભ ઉત્પન્ન થાયછે તે ગર્ભ પણ તેવાજ આહારાદિકને પસંદ કરનારો થાયછે. કામના વિકારવાળી બે સ્ત્રીઓ પરસ્પર પ્રસવ સ્થાનના ઘર્ષણથી પરસ્પર રજનું આસેચન કરે તો તેમાંથી અસ્થિ વિનાનો ગર્ભ ઉત્પન્ન થાયછે. ઋતુસ્નાત નારીને સ્વપ્નમાં મૈથુનનો અનુભવ થાય તો વાયુના સંયોગથી તેનું રજ ગર્ભાશયમાં ટકીને ગર્ભરૂપ થાયછે. અને માસે માસે તે ગર્ભ વધતો જાયછે. છેવટ પિતાના ગુણ (અસ્થ્યાદિક) રહિત તે ગર્ભ પ્રસવસ્થાન દ્વારા બહાર નિકળેછે. સર્પ અને વીંછી જેવી વિકૃત આકૃતિવાળા ગર્ભ નિપજેછે, તે પાપનું ફળ સમજવું. સ્ત્રીએ ગર્ભ ધારણ કરેલ હોય તે વખતમાં તેને ઉપજેલી ઇચ્છા પુરી ન કરવાથી કોપેલા પવને કરીને તે ગર્ભ કુબડો, ઠુંઠો, પાંગળો, મુંગો અને બોબડો થાય છે. માબાપની નાસ્તિકતાથી પૂર્વ જન્મમાં કરેલાં દુષ્ટ કર્મથી અને વાતાદિના કોપથી ગર્ભવિકાર પામેછે. વાયુની અલ્પનાને લીધે તથા પક્વાશયના અયોગને લીધે ઉત્પન્ન થએલો ગર્ભ વાત, મૂત્ર અને પુરીષથી હીન હોયછે.

ગર્ભાશયમાં વીર્ય પહોંચવાનો પ્રકાર તથા પુત્ર પુત્રી અને નપુંસક થવાનુ કારણ.

પુરૂષનું વીર્ય ચંદ્રગુણ પ્રધાન છે અને સ્ત્રીનું રજ અગ્નિગુણ પ્રધાન છે. સ્ત્રી પુરૂષના સંયોગ વખતે પવન બન્નેના શરીરમાં રહેલા તેજ નામના ધાતુને પ્રેરે છે. તે પછી તેજ પવનના પ્રત્યાઘાતથી પ્રસવસ્થાનમાં પડેલા પુરૂષના વીર્યને પ્રાપ્ત થાય છે. તે પછી અગ્નિ સોમના સંયોગથી મળેલો ગર્ભ ગર્ભાશયને પ્રાપ્ત થાયછે. જે ગર્ભ શરીરના સઘળા ભાગને જાણનાર, જણાવનાર, સ્પર્શ કરનાર, સુંઘનાર, જોનાર, સાંભળનાર, રસ લેનાર, પુરૂષ, સ્રજનાર, ગમન કરનાર, સાક્ષી, ધારણ કરનાર અને બોલનાર એ રીતે અનેક શબ્દોથી કહેવામાં આવેછે. ગર્ભાશયમાં પ્રવેશ કરવા વખતે પુરૂષનું વીર્ય અધિક હોય તો ગર્ભ પુરૂષનો આકાર ધારણ કરેછે. સ્ત્રીનું રજ અધિક હોય તો તે ગર્ભ સ્ત્રીરૂપ થાયછે અને શુક્ર તથા રજ એ બન્ને સમાન હોય તો નપુંસક ગર્ભ થાયછે.

રજસ્વલા સ્ત્રીનાં લક્ષણો.

પુષ્ટ અને પ્રસન્ન મુખવાળી, શરીર, મુખ અને દાંતની જગાઓમાં કામાગ્નિથી ઉત્પન્ન થએલા જળમાં ભીંજાએલી, પુરૂષની ઈચ્છાવાળી, શૃંગાર રસની વાતો પર પ્રીતિ રાખનારી, આંખ અને ઉદરમાં થએલી શિથિલતાથી સુશોભિત, હાથ, સ્તન, પ્રસવસ્થાન, નાભિ, સાથળ, જઘન, અને પીંડીમાં લબકારાવાળી તથા રોમ હર્ષથી કામક્રીડામાં ઉત્સાહ બતાવનારી સ્ત્રીને ઋતુવાળી સમજવી. જેમ સૂર્યવિકાસી કમળ, સૂર્યાસ્ત વખતે સંકોચાય છે, તેમ સ્ત્રીનું પ્રસવસ્થાન પણ વખત વીત્યે સંકોચ પામેછે. જેથી તે, તે વખતે ગર્ભ ધારણ કરી શકતું નથી.

રજ ઉત્પન્ન થવાનો તથા નાશ પામવાનો કાળ તથા ગર્ભ રહ્યા પછી થતાં ચિન્હો.

એક માસપર્યંત એકઠું રહેવાથી જરા શ્યામ અને દુર્ગંધવાળા સ્ત્રીના રજને ઋતુ વખતે વાયુ, બે નાડી દ્વારા પ્રસવસ્થાનના મુખમાં લઈ આવેછે. આ રજ બારમે વર્ષે પ્રગટ થાયછે અને પચાસમે વર્ષે ક્ષય થાયછે. પુરૂષના ગમનથી ગર્ભ ધારણ કરનારી સ્ત્રીનાશરીરમાં તેજ વખત શ્રમ, ગ્લાનિ, તૃષા, પીંડીમાં પીડા, અને પ્રસવસ્થાનનું ફરકવું વગેરે ચિન્હો થાયછે. તેમજ ગર્ભ રહ્યા પછી મહીને પંદર દિવસે સ્તનનાં મુખ કાળાં થાયછે. રૂવાડાં ઉભાં થાયછે તથા આંખની પાંપણ બઝાઇ જાયછે. વળી ઉલટી, સારા સુગંધી પદાર્થમાં દુર્ગંધ લાગવી, મોઢામાં પાણીનું આવવું અને શરીરમાં કળતર ઇત્યાદિ ચિન્હો ઉત્પન્ન થાયછે.

ગર્ભિણીએ ત્યાગ કરવાની બાબતો.

ગર્ભિણી સ્ત્રીએ મેહેનત, મૈથુન, ભુખ્યા રહેવું, દિવસની નિદ્રા, રાત્રીનું જાગરણ, શોક, વાહનપર બેસવું, ભય, ઉભળક પગે સ્થિતિ વગેરે બાબતોનો ત્યાગ કરવો.

પ્રત્યેક માસે ગર્ભની સ્થિતિની અભિવૃદ્ધિ તથા ગર્ભિણીને ઇચ્છિત પદાર્થો ન આપવાથી નુકશાન તથા આપવાથી થતા ફાયદા.

ગર્ભ રહ્યા પછી એક માસે સ્ત્રી અને પુરૂષના વીર્યનુ સર્વાંશે મળવું થાયછે. બીજે માસે શીત, બાફ અને પવનથી મળેલા પંચ મહા ભૂતોનો સંઘાત ઘાટો થાયછે. ત્રીજે માસે બે હાથ, બે પગ અને એક માથું એ રીતે પાંચ અવયવોની પિંડ જેવી આકૃતિ થાયછે અને બીજાં અંગ અને પ્રત્યંગનો વિભાગ સૂક્ષ્મ આકૃતિવાળો થાયછે. ચોથે માસે અંગ પ્રત્યંગનો વિભાગ સ્પષ્ટ જણાય છે. અને આ વખતે જીવ પ્રગટ થાયછે અને જીવને રહેવાનું સ્થાનક હૃદય પણ ઉપજે છે. આ ચોથા માસમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ નામના ઈંદ્રિયોના વિષયોની તે જીવને કિંચિત્ અભિલાષા ઉત્પન્ન થાય છે. આ વખતે ગર્ભિણી સ્ત્રીને મન ભાવતા પદાર્થો ન આપવામાં આવે તો સ્ત્રી જણવા વખતે કુબડો, ઠુંઠો, લુલો, ઠીંગણો, વિકારવાળાં નેત્રવાળો અથવા આંધળો પુત્ર જણેછે. આ કારણને માટે ગર્ભિણી સ્ત્રી જે જે ઈચ્છા કરે તે તે વસ્તુ આપવી જોઇએ. આ રીતે તેને સારી રીતે તૃપ્ત રાખવામાં આવે તો તે વિર્યવાન અને મોટી આયુષ્યવાળો પુત્ર જણેછે. ચોથા માસમાં ગર્ભિણી સ્ત્રીને જો રાજાનું દર્શન થાય તો ઉત્પન્ન થએલ પુત્ર ધનવાન્ અને મહા ભાગ્યશાળી થાયછે. સારાં સારાં લુગડાં અને ઘરેણાંની ઇચ્છા થાય તો તેનો પુત્ર સર્વાંગ સુંદર અને અલંકાર ઇચ્છનારો થાયછે. સર્પ જાતિનું દર્શન થવાથી હિંસા કરનારો પુત્ર થાય છે. અને ટુંકામાં જે જે પદાર્થની ઈચ્છા થાય તે તે પદાર્થના ગુણવાળો પુત્ર થાય છે. પાંચમે મહિને બાળકને મનમાં સંકલ્પ વિકલ્પ કરવાની શકિત પ્રગટ થાયછે. છઠ્ઠે મહિને પદાર્થનો નિશ્ચય કરવાની બુદ્ધિ થાયછે. સાતમે મહીને સર્વાંગ અને પ્રત્યંગનો વિભાગ સ્ફુટ થાયછે. આઠમે મહિને ઓજ ધાતુ સ્થિર થાયછે. આ વખતે જો બાળક ઉત્પન્ન થાય તો તે જીવતું નથી. તેટલા સારૂ તે સ્ત્રીને માંસ અને ભાત, સાથે મેળવી ખવરાવવાં. નવમા, દશમા, અગીઆરમા અને બારમા મહીનામાંથી એક મહીનામાં સ્ત્રી જણે તો જેવો જોઇએ તેવો પુત્ર ઉત્પન્ન થાયછે. ગર્ભના સર્વ અવયવોની ઉત્પત્તિ પે-

હેલાં મસ્તક ઉત્પન્ન થાયછે. જેથી મસ્તક એ સર્વ ઇંદ્રિયોનું મૂળ છે. કેટલાએકનો એવો મત છે કે મન અને બુદ્ધિનું સ્થાનક હૃદય પ્રથમ ઉત્પન્ન થાયછે. કેટલાએક એમ કહેછે કે નાભિ પ્રથમ પેદા થાયછે, વળી કેટલાએક ઋષિઓ એમ કહેછે કે ચેષ્ટા કરવાનાં સાધનો હાથ, પગ પેહેલાં ઉત્પન્ન થાયછે. વળી બીજા મહાત્માઓ એમ કહેછે કે પ્રથમ શરીરનો મધ્ય ભાગ ઉત્પન્ન થાયછે જેથી બીજા સઘળા અવયવો મધ્ય સાથે સંબંધ રાખી ઉત્પન્ન થાયછે. પણ આ સઘળા મત વિચારને સહન કરી શકતા નથી. ખરી વાત તો એજ છે કે સર્વ અવયવો સાથેજ ઉપજે છે. ફક્ત સૂક્ષ્મતાને લીધે તે અંગ પ્રત્યંગ પ્રથમથી જણાતાં નથી.

માતા પિતા, વગેરેથી ઉત્પન્ન થતા અવયવો.

ગર્ભના શરીરમાં કેશ, ડાઢી, મૂછના વાળ, આખા અંગમાં રહેલા રૂવાડાં, હાડકાં, નખ, દાંત, અશુદ્ધ રક્ત વાહિની (શિરા) અને શુદ્ધ રક્ત વાહિની (ધમની–વાત, પિત્ત, કફની વિકૃતિ સૂચવનારી હાથના કાંડાં પાસે રહેનારી નાડી) એ સઘળા પદાર્થો પિતા તરફથી ઉપજે છે. માંસ, લોહી, મેદ, મજ્જા, હૃદય, નાભિ, યકૃત્, પ્લીહા, (બરોળ) આંતરડાં અને ગુદા આ સઘળા કોમળ પદાર્થો માતા તરફથી ઉત્પન્ન થાયછે. શરીરની પુષ્ટિ, બળ, વર્ણ, સ્થિતિ અને હાનિ એ સઘળા પદાર્થ રસ નામના ધાતુથી ઉત્પન્ન થાયછે. ઇંદ્રિયો, જ્ઞાન, વિજ્ઞાન, આયુષ્ય, સુખ અને દુઃખ આદિ પદાર્થો આત્માથી ઉપજે છે. અને વીર્ય, આરોગ્ય, બળ, વર્ણ અને બુદ્ધિ એ પદાર્થો સાત્મ્યથી ઉપજેછે.

ગર્ભ રહ્યા પછી પુત્ર, પુત્રી તથા નપુંસક થવાના ચિન્હો.

જે સ્ત્રીને પેહેલાં દક્ષિણ (જમણા) સ્તનમાં ધાવણ દેખાય, જમણી આંખ વિશાળ દેખાય અને પુરૂષના પદાર્થો (પુલ્લિંગ વાચક પદાર્થો)ની આકાંક્ષા થાય, સ્વપ્નમાં કમળ દેખે અને પુરૂષનું નામ સાંભળી પ્રસન્ન થાય તો તે સ્ત્રી પુત્ર જણશે એમ જાણવું અને એથી વિપરીત દેખાયતો પુત્રી જણશે એમ જાણવું. તથા જે સ્ત્રીનાં બે પડખાં ઉભાં થાય અને પેટ બહાર નીકળી જાય તો નપુંસકનો જન્મ થશે એમ જાણવું. પેટનો વચલો ભાગ નમેલો જણાય તથા પેટ ટાંકી જેવું દેખાય તો સ્ત્રી જોડલું જણશે એમ જાણવું.

બીજા ગ્રંથના અનુસારથીઆ ગળ કહેલા અ-

માતા, પિતા, આત્મા, સાત્મ્યરસ અને સત્વ આટલા પદાર્થો મળવાથી ગર્ભ ઉત્પન્ન થાયછે.

જુનું રજ ગયા પછી અને નવું રજ આવ્યા પછી સ્નાનથી શુદ્ધ થએલી અને રોગ રહિત પ્રસવસ્થાન રૂધિર અને ગર્ભાશયવાળી સ્ત્રી ઋતુવાળી કહેવાય છે. તે સ્ત્રી સાથે નહીં બગડેલા શુક્રવાળો પુરૂષ મળે ત્યારે અંગોઅંગમાં રહેલો બીજો શરીરના ધાતુરૂપ આત્માવીર્ય સાથે મળી ઉત્પન્ન થાયછે. તે જીવ ધાતુ હર્ષની પ્રેરણાથી પુરૂષના શરીરમાંથી ઇંદ્રિયદ્વારા બહાર નિકળી યોગ્ય માર્ગે ગર્ભાશયમાં પેસી સ્ત્રીના રજ સાથે મળેછે. સત્વરૂપ સાધનવાળો આ ચેતના ધાતુ પેહેલાં ગુણ ગ્રહણ કરવામાટે પ્રવૃત્તિ કરવા માંડે છે. સર્વ ગુણ સંપન્ન આ ચેતના ધાતુ ગર્ભપણું પામી પેહેલે મહીને સર્વ ધાતુના મળવાથી તથા શુક્ર શોણિતના મળવાથી ડોળાં રૂપને પામેલો જોવાથી ત્રાસ ઉત્પન્ન થાય એવું રૂપ ધારણ કરેછે. તે સર્વ અંગના અવયવથી યુક્તછે તો પણ તે સઘળા સ્ફુટ દેખાતા નથી. બીજે માસે પુત્ર પેદા થયો હોય તો તે ગર્ભપિંડ જેવો, પુત્રી પેદા થવી હોય તો પેશી જેવો, તથા નપુંસક પેદા થવો હોય તો અણીવાળા મસા જેવો થાયછે. ત્રીજે માસે સર્વ ઇંદ્રિયો અને સર્વ અંગના અવયવો ભેળા પ્રગટ થાયછે. તે અવયવો માતૃજ અને પિતૃજ આદિ વિભાગવાળા છે પણ તે પંચમહાભૂતનાજ વિકાર છે, માટે જે ભૂતના જે અવયવો ઉપજેછે, તે નીચે પ્રમાણે—

ધર્મનાંવિશેષ વિવેચન માટે પુનઃકથન.

શબ્દ, શ્રોત્ર, લઘુપણું, સૂક્ષ્મતા અને વિવેક એટલા પદાર્થો આકાશથી ઉપજે છે.

સ્પર્શ, ત્વચા, પ્રેરણ, શરીર ધાતુનું સંપાદન અને શરીર સંબંધી ચેષ્ટા એટલા પદાર્થો વાયુથી ઉત્પન્ન થાયછે.

રૂપ, ચક્ષુપ્રકાશ, આહાર પકવવાની શક્તિ અને ઉષ્ણતા અગ્નિથી ઉત્પન્ન થાયછે.

રસ, જીભ, શીતપણું, કોમળપણું, સ્નેહ અને ક્લેશ એ પદાર્થો જળથી ઉત્પન્ન થાયછે.

ગંધ, ઘ્રાણ (નાસિકા) ગુરૂપણું, સ્થિરપણું અને મૂર્ત્તિ એટલા પદાર્થો પૃથ્વીથી ઉત્પન્ન થાયછે.

જેટલા બ્રહ્માંડમાં પદાર્થો છે તે સઘળા સૂક્ષ્મપણે પુરૂષના શરીરમાં રહેલા છે. ગર્ભના અવયવો, સ્ત્રી, પુરૂષ અને નપુંસકપણું બતાવે છે. બીરૂપણું, ગાફલપણું, મોહવાળી સ્થિતિ, શરીરના નીચેના ભાગમાં ભાર, શ-

રીરના બાંધાની શિથિલતા અને કોમળપણું આવા ભાવ ગર્ભિણીના શરી-રમાં ઉપજે તો પુત્રી આવશે એમ સમજવું તેથી વિપરીત ભાવ ઉપજે તો પુત્ર આવશે એમ સમજવું, તથા આ ભાવની મિશ્રતાથી નપુંસકનો જન્મ જાણવો. જ્યારે ગર્ભમાં ઈંદ્રિયોનો પ્રાદુર્ભાવ થાયછે, તે વખતે તે ગર્ભના ચિત્તમાં જાણવાની શક્તિ આવેછે, એટલે ગર્ભ ફરકવા માંડેછે અને પદા-ર્થની ઇચ્છા કરેછે, તેથી તે કિંચિત્ હૃદયવાળો કહેવાય છે અને તે હૃદય માતાના હૃદય સાથે સંબંધ રાખેછે તેથી માતાના હૃદયમાં રહેલ રસને વ-હન કરનાર નાડીથી તે ગર્ભનું પોષણ થાયછે. માટે ગર્ભિણી સ્ત્રીને ઇચ્છિ-ત પદાર્થ આપીને તેનું પોષણ કરવું, પણ ઈચ્છાનો ભંગ ન કરવો કેમકે ઇચ્છા ભંગ કરવાથી ગર્ભ નાશ પામેછે અથવા વિકૃત થાયછે.

મોઢામાં પાણી આવે, અન્નની ઈચ્છા ન થાય, અરૂચિ, ખાટા પ-દાર્થોની ઈચ્છા, ઘણું કરી સારા નરસા બન્ને પદાર્થોની ઇચ્છા, શરીરનું ભા-રેપણું નેત્રનું શિથિળપણું, સ્તનમાં ધાવણની ઉત્પત્તિ, હોઠ અને સ્તનના મુખપર કાળાશ અને પગ ઉપર સોજો એ સઘળાં ચિન્હો ગર્ભને હૃદય ઉત્પન્ન થવા વખતે સ્ત્રીને પ્રગટ થાય છે. આ ચિન્હો જોઇ તે ગર્ભિણી સ્ત્રી જે જે વસ્તુની ઈચ્છા કરે તે તે તેને લાવી આપવી. ફક્ત ગર્ભ-નો ઉપઘાત કરનારી વસ્તુ ન આપવી. જેવી કે—અતિ ગુરૂ, અતિ ઉષ્ણ, અને અતિ તીક્ષ્ણ વસ્તુઓ તથા ભયંકર પદાર્થોનું દર્શન ગર્ભનો નાશ ક-રે છે. ગર્ભિણી સ્ત્રીને નીશાવાળી ચીજ ન ખવરાવવી. વાહન ઉપર બે-સાડવી નહીં. માંસ ન ખવરાવવું. અને સર્વ ઇંદ્રિયોને ક્ષોભ ઉત્પન્ન કરના-રા પદાર્થોથી દૂર રાખવી. કદાચિત્ આ ગર્ભિણી સ્ત્રીને ન ખાવા લાયક પ-દાર્થની અત્યંત ઈચ્છા થાય તો તે અહિત પદાર્થને હિત પદાર્થથી ઢાંકી અવગુણ ન ઉત્પન્ન કરે એવી રીતે ઉપયોગ કરાવવો. ચોથા માસમાં ગર્ભ સ્થિર થાય છે, તેથી ગર્ભિણી સ્ત્રીનું શરીર અત્યંત ભારે પડી જાયછે. પાં-ચમે માસે ગર્ભના શરીરમાં અધિક માંસ અને રૂધિરની વૃદ્ધિ થાયછે તે-થી ગર્ભિણીનું શરીર અતિ દુબળું પડી જાયછે. છઠે માસે ગર્ભના શરી-રમાં બળ અને વર્ણની વૃદ્ધિ અધિક થાયછે તેથી તે માસમાં ગર્ભિણીનું શરીર બળ વર્ણ રહિત થઇ જાયછે. સાતમે માસે ગર્ભના શરીરમાં રહેલા સર્વ પદાર્થો પુષ્ટ થાયછે તેથી ગર્ભિણી સર્વ પ્રકારે દુબળી થઈ જાયછે. આ-ઠમે માસે ગર્ભ સાથે સંબંધ રાખનારી નાડીથી માતા, ગર્ભનું અને ગર્ભ,

માતાનું ઓજ વારંવાર ગ્રહણ કરેછે. તેથી તે ગર્ભિણી કોઇ વખતે હર્ષવાળી અને કોઈ વખતે ખેદવાળી થાયછે. આવી રીતે ઓજની સ્થિરતાના અભાવને લીધે ગર્ભ, આ માસમાં અત્યંત પીડાયછે. આઠમો માસ વીત્યા પછી એક દિવસ પછી પણ જન્મેલું બાળક જીવેછે. પણ આઠમા માસમાં જન્મેલું બાળક જીવતું નથી. તે પછી નવમે અને દશમે માસે ઉદરમાંજ ઓજ સહિત સ્થિર થઈને રહેછે, તેથી તેના પુષ્ટિ માટે સ્નેહાદિ ઉત્તમ પદાર્થોનો ઉપયોગ કરવો, જેથી તે ગર્ભની ઉત્તમ અભિવૃદ્ધિ થાયછે. ગર્ભની અભિવૃદ્ધિ કરનારા જે પદાર્થો કહ્યાછે, તેથી વિપરીત પદાર્થોનું સેવન કરવાથી ગર્ભિણીના ઉદરમાંજ ગર્ભ નાશ પામેછે, અથવા ઘણે દિવસે જન્મેછે.

**પુત્ર તથા પુત્રી વાંઝીયા થવાનું કારણ.**

જ્યારે વાતાદિકને કોપાવનારા પદાર્થોના ઉપયોગથી દોષ કોપે છે ત્યારે તે શરીરમાં ફેલાઈ રૂધિર તથા ગર્ભાશય બગાડે છે, તેથી ગર્ભના શરીરમાં રહેલા માતા સંબંધી અવયવો વિકૃતિ પામે છે. જે જે અવયવોના બીજમાં અથવા બીજના ભાગમાં દોષ પેસે છે તે તે અવયવોને તે બગાડે છે. જ્યારે ગર્ભિણીનો રજરૂપી ગર્ભાશયમાં રહેલો બીજ ભાગ દોષથી બગડેછે ત્યારે તેમાંથી ઉત્પન્ન થએલી પુત્રી વાંઝણી થાયછે. અને તે બીજનો એક ભાગ બગડેલો હોય તો દીકરીઓ જણનારી દીકરી પેદા થાયછે. આ પ્રમાણેજ પુરૂષનું વીર્ય દોષથી બગડેલું હોય તો તેથી ઉત્પન્ન થએલો પુત્ર વાંઝીઓ થાયછે. અને પુરૂષના બીજનો ભાગ બગડે તો પુરૂષની આકૃતિવાળો ખડના પુતળા જેવો અપુરૂપ ઉત્પન્ન થાયછે. આ પ્રમાણે માબાપથી પેદા થતા અવયવોની વિકૃતિના વ્યાખ્યાનથીજ સાત્મ્યથી, રસથી અને સત્વથી ઉત્પન્ન થતા અવયવોની પણ વિકૃતિ સમજી લેવી.

**સત્વના ભેદ.**

નિર્વિકાર આત્મા તો સર્વ પ્રાણીમાં સરખો ગણાય છે. આ આત્મામાં વિશેષપણું સત્વ અને શરીરના વિશેષથી થાયછે. તેમાં વાત, પિત્ત, અને કફ નામના દોષ શરીરને સદોષ કરે છે. આ પ્રમાણે બગડેલા સત્વ શરીરથી વિકૃતિ ઉપજે છે, અને તે બગડેલ ન હોય તો વિકાર ઉત્પન્ન થતો નથી. ઉપર કહેલું સત્વ શુદ્ધ રાજસ અને તામસ ભેદથી ત્રણ પ્રકારનું છે. તથા શરીર, જરાયુજ, સ્વેદજ, અંડજ અને ઉદ્ભિજ્જ એવા ભેદથી ચાર પ્રકારનું છે. તેમાં શુદ્ધ સત્વ કલ્યાણ કર્તા હોવાથી નિર્દોષ છે. રોષ ઉત્પન્ન કરનારૂં હોવાથી રજોગુણી સત્વ સદોષ ક-

હેલું છે. અને મોહ પેદા કરનારૂં તામસ સત્વ તો અત્યંત સદોષ કહેલું છે. આ સત્વના ત્રણ ભેદમાના એક એક ભેદના અનેક ભેદ થાયછે. અને તે સત્વનો શરીર સાથે સંબંધ હોવાથી જેવી જાતનું સત્વ જે શરીરમાં હોય તે શરીરને તેવા ગુણવાળું કરેછે.

બ્રાહ્મ પુરૂષનાં લક્ષણ.

પવિત્ર, ખરૂં બોલનાર, મન કબજે રાખનાર, પક્ષપાત રહિત, જ્ઞાન, વિજ્ઞાન, શંકા અને સમાધાનમાં પૂરો, સ્મૃતિવાળો, કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સરથી રહિત તથા સર્વે પ્રાણી ઉપર સમદૃષ્ટિ રાખનારો, એક જાતના શુદ્ધ સત્વની પ્રધાનતાવાળો પુરૂષ બ્રાહ્મ કહેવાયછે.

આર્ષ પુરૂષનાં લક્ષણો.

યજ્ઞ, અધ્યયન, વ્રત, હોમ અને બ્રહ્મચર્યવાળો, અતિથિઓનો અન્નાદિકથી આદર કરનાર, મદ, માન, રાગ, દ્વેષ, લોભ, મોહ અને રોષ રહિત તથા ઉત્તર, વિજ્ઞાન અને ધારણા શક્તિથી યુક્ત એવા શુદ્ધ સત્વ ગુણવાળા પુરૂષને આર્ષ જાણવો.

ઐન્દ્ર પુરૂષનાં લક્ષણ.

ઐશ્વર્યવાળો, પ્રમાણ બોલનારો, યજ્ઞ કરનારો, શૂર, ઓજસ્વી, તેજસ્વી, ગડબડ ન કરનારો, લાંબા વિચારવાળો, ધર્મ, અર્થ, અને કામમાં આસક્તિ રાખનારો તથા શુદ્ધ સત્વ ગુણવાળો પુરૂષ ઐન્દ્ર કહેવાયછે.

યામ્ય પુરૂષનાં લક્ષણ.

પરંપરાની રીત પ્રમાણે વર્ત્તનારો, ખેંચ કરવાથી કોઇના મતમાં ન મળનારો, સ્મૃતિવાળો, ઐશ્વર્ય યુક્ત, રાગ, દ્વેષ અને મોહ રહિત, શુદ્ધ સત્વગુણી પુરૂષ યામ્ય નામથી ઓળખાયછે.

વારૂણપુરૂષનાં લક્ષણ.

શૂરવીર, પવિત્ર, અપવિત્રતાનો દ્વેષી, યજન કરનાર, જળક્રીડામાં પ્રીતિવાળો, ગડબડ ન કરનારો અને વખત જોઇ કોપ તથા અનુગ્રહ કરનાર શુદ્ધ સત્વગુણી પુરૂષ વરૂણ કહેવાયછે.

કૌબેર પુરૂષનાં લક્ષણ.

સ્થાન, માન, ઉપભોગ, અને નોકરથી સંપન્ન, હમેશ ધર્મ, અર્થ અને કામમાં પ્રીતિ રાખનારો, પવિત્ર, સુખથી મસ્ત અને કોપ તથા પ્રસાદથી રહિત શુદ્ધ સત્વ ગુણી પુરૂષ કૌબેર જાણવો.

ગાંધર્વ પુરૂષનાં

નૃત્ય, ગીત, વાદિત્ર, ખુશીનાં ભાષણ, શ્લોક, આ-

ખ્યાયિકા, ઈતિહાસ, પુરાણ, સુગંધ અને પુષ્પમાં પ્રીતિ રાખનારો, ઉત્તમ અલંકાર ધારણ કરનારી સ્ત્રી શાથે વિલાસ કરનારો, અને દ્વેષ રહિત, શુદ્ધ સત્વગુણી પુરૂષ ગાંધર્વ કહેવાયછે. લક્ષણ.

આવી રીતે શુદ્ધ સત્વના ૭ ભેદ સમજવા. તેમાં પ્રથમ કહેલો બ્રાહ્મ નામનો ભેદ સર્વોત્તમ સમજવો.

શૂરવીર, ક્રોધી, સમૃદ્ધિપ્રિય, કપટી, ભયંકર, કૃપાહીન, અને આત્મશ્લાઘી પુરૂષ આસુર પ્રકૃતિવાળો જાણવો. આસુર પુરૂષ.

રીસાળ, જે કામ વાસ્તે ક્રોધ ઉત્પન્ન થયો હોય તે કામ થયે શાંત થનારો, મર્મભેદી, ક્રૂર, ઝાઝું ખાનારો, માંસમાં પ્રીતિ રાખનારો, નિદ્રાળુ અને અત્યંત ઈર્ષ્યાવાળા પુરૂષને રાક્ષસ પ્રકૃતિનો જાણવો. રાક્ષસ પુરૂષ.

ઘણું ખાનારો, સ્ત્રીમાં આસક્ત, કુટણો, અપવિત્ર, પવિત્રતાનો દ્વેષી, બીકણને બીવરાવનારો, તથા વિકારવાળા આહાર વિહાર કરનારો પુરૂષ પિશાચ પ્રકૃતિનો સમજવો. પિશાચ પ્રકૃતિનો પુરૂષ.

ક્રોધી, શૂરવીર, સહનશક્તિ રહિત, તીખો, મેહેનતુ તથા પોતાથી ન બીનારને કબજે રહેનારો પુરૂષ,સર્પ પ્રકૃતિનો સમજવો. સર્પ પ્રકૃતિ પુરૂષ.

ભુખ્યો, દુખીઓ, દ્વેષી, પેટભરો, લોભીઓ તથા અકરમી પુરૂષ પ્રેત પ્રકૃતિનો સમજવો. પ્રેત પ્રકૃતિ.

હમેશ કામી, હમેશ ખાઉ ખાઉ કરનાર, ધડા વિનાનો, ક્રોધી, અને સમૃદ્ધિહિન પુરૂષ પક્ષિ પ્રકૃતિનો જાણવો. પક્ષિ પ્રકૃતિ.

એ પ્રમાણે રજોગુણવાળા સત્વના ૬ ભેદ જાણવા.

રોષના પ્રાધાન્યવાળો, વસ્ત્ર અલંકારને ન ધારણ કરનારો, બુદ્ધિહીન, ભાન વિનાનો, આહાર અને મૈથુન એ બે વાનામાંજ સમજનારો તથા નિદ્રાળુપુરૂષ પશુ પ્રકૃતિનો સમજવો. પશુ પ્રકૃતિ પુરૂષ.

બીકણ, મૂર્ખ, કંગાળ, ધડા વિનાનો, કામ ક્રોધથીભરેલો, મરણીયો, અને સદાય તરસ્યો પુરૂષ મત્સ્ય પ્રકૃતિનો સમજવો. મત્સ્ય પ્રકૃતિ.

આળસુ, કેવળ આહારમાં આગ્રહી, સર્વ જ્ઞાનહીન પુરૂષ વનસ્પતિ પ્રકૃતિનો જાણવો. વનસ્પતિ પ્રકૃતિ.

ઉપર પ્રમાણે તામસ સત્વના ત્રણ ભેદ જાણવા.

આ પ્રમાણે પુરૂષની પરીક્ષા કરી તેથી ઉપજેલા ગર્ભનો ઉપચાર ક-

રવો. જેથી ગર્ભની સારી રીતે પુષ્ટિ થાય. કારણ કે પ્રકૃતિથી વિરૂદ્ધ ઉપચાર કરવાથી ગર્ભનો ઘાત થાયછે.

ગર્ભિણીને વર્તવાનો પ્રકાર.

ગર્ભિણીએ ગર્ભ રહે તે દિવસથી હમેશ સહર્ષ ચિત્ત રાખવું, પવિત્ર અને અલંકૃત શરીરથી રહેવું, શ્વેત વસ્ત્ર પહેરવાં. શાંતિકર્મ તથા મંગળકર્મ કરવાં, દેવ, બ્રાહ્મણ અને ગુરૂની સેવામાં તત્પર રહેવું, મલિન, વિકૃત અને હીન અવયવો વાળા મનુષ્યનો સ્પર્શ ન કરવો, દુષ્ટગંધ, બીક ઉપજે એવા પદાર્થો, તથા તેવી વાતોનો ત્યાગ કરવો, સુકાએલું, ટાઢું, સડી ગએલું અને બપરાઇ ગએલું અન્ન ન ખાવું, તેમજ ઘરથી બહાર ગમન, શૂન્ય ગૃહ, ભૂતાદિકના નિવાસનું વૃક્ષ તથા સ્મશાનનો આશ્રય, ક્રોધ, ભય, શંકા, ભાર અને ઉંચે સ્વરે બોલવાનો ત્યાગ કરવો. તથા એવા બીજા પણ ગર્ભને ઉત્પન્ન કરનારા જે જે પદાર્થો જણાય તેનો ત્યાગ કરવો. તેમજ શરીરને મેહેનત પણ ન આપવી, અત્યંત ઊંચાઈ રહિત, વિશાળ, ઉપર ચડવાના સાધનથી યુક્ત અને કોમળ વસ્ત્રથી આચ્છાદિત શય્યા તથા આસન ઉપર સુવું તથા બેસવું. હૃદયને હિત તથા નરમ, મધુર રસની અધિકતાવાળું, ઘૃતાદિ પદાર્થથી યુક્ત અને જઠરાગ્નિને દીપન કરનારા પદાર્થોથી સંસ્કાર કરેલું ભોજન કરવું. આ ઉપર લખેલી સઘળી બાબતો પ્રસવ થાય ત્યાં સુધી પાળવી.

પેહેલા, બીજા અને ત્રીજા માસમાં મધુર, શીતવીર્ય અને નરમ આહારનો વિશેષ ઉપયોગ કરવો. આ ઠેકાણે કેટલાએક એમ કહેછે કે ત્રીજા માસમાં ફક્ત સાઠી ચોખા દુધ સાથે ખાવા. ચોથા માસમાં દહીં સાથે, પાંચમા માસમાં દુધ સાથે અને છઠા માસમાં ઘી સાથે સાઠી ચોખા ખાવા. પણ સામાન્ય મત એવો છે કે ચોથે માસે દુધ અને માખણથી મળેલું અથવા જંગલી જનાવરોના માંસથી મળેલું મન ગમતું અન્ન ખાવું. પાંચમે માસે દુધ અને ઘીથી મળેલું અન્ન ખાવું ને ત્યાર પછી છઠા માસથી તે પ્રસવ સુધી દુધ, ઘી વાળી કાંજી અને જંગલી જનાવરોનાં માંસ ખવરાવવાં. આ પ્રમાણે પ્રથમથીજ ઉપચાર કરવામાં આવે તો તે ઉપચારોથી સ્નિગ્ધ શરીર વાળી અને બળવાળી સગર્ભા સ્ત્રી ઉપદ્રવ રહિત સુખેથી પ્રસવ કરી શકેછે.

સૂતિકા ગૃહ તથા સૂયાણી

ગર્ભિણીને નવમે માસે સારો દિવસ જોઈ સૂતિકા ગૃહ (સુવાવડનો ઓરડો) માં દાખલ કરવી. અને તે સૂતિકા ગૃહની ભૂમિ બ્રાહ્મણ જાતિને માટે શ્વેત, ક્ષત્રિયને રકત, વૈશ્યને પીત

તથા શૂદ્રને માટે શ્યામ રંગથી રંગેલી હોવી જોઇએ. સૂતિકાનું ઘર લીં-પેલું, જોઇતી સામગ્રીવાળું, ઉગમણા પવન અને દક્ષિણ બારણાવાળું, આઠ હાથ લાંબું, અને ચાર હાથ પહોળું કરવું. જ્યારે ગર્ભિણીનું ઉદર શિથિલ થઇ જાય, અને સાથળમાં શૂળ નિકળવા માંડે તે વખતે પ્રસવ થશે એમ જાણવું. જણવાને તઇયાર થએલી સ્ત્રીની કેડમાં તથા વાંસામાં વેદના થાયછે. વારંવાર પાયખાને જવાની તથા પેસાબની હાજત થાય છે. અને પેસાબ વખતે પ્રસવસ્થાનના મુખમાં કફ આવે છે. તરત પ્રસવ ક-રનારી સ્ત્રીને મંગળ દ્રવ્યથી અલંકૃત કરી સ્વતિવાચન કરાવી બાળકોને આસપાસ રાખી પુરૂષ નામનું ફળ હાથમાં આપી ઉના પાણીથી નવરા-વી સારી રીતે બનાવેલી કાંજી કંઠ પર્યંત પાવી. તે પછી ઓસીકાવાળાં કોમળ અને વિસ્તારયુક્ત શયન ઉપર બેઠેલી તે સ્ત્રીની પીંડીઓને સાથળ સાથે સંબંધ કરાવી, ચીતી સુવાડી, નિર્ભય મનવાળી, ઉતરાવેલા હાથના નખવાળી, અને જણાવવામાં કુશળ એવી ચાર વૃદ્ધ સ્ત્રીઓએ પ્રસવ ક-રાવવાનું કામ કરવું. તે પછી એક સૂયાણીએ જણનારી સ્ત્રીના ગર્ભ માર્ગને પ્રસવ સ્થાનના મુખ તરફ હાથ જાય તેમ તેલથી ચોળવો. તે પછી ગર્ભ-ની આસપાસ રહેલો નાડીનો બંધ છૂટે ત્યારે કટિપશ્ચાત્ ભાગ, બરડો, બસ્તિ અને મસ્તકમાં વેદના દેખાય ત્યારે હળવે હળવે ચોળવું અને ગર્ભ, રસ્તે આવ્યે વધુ ચોળવું. તથા ગર્ભ મુખમાં આવે ત્યારે એથી વધારે ચો-ળવું. આ ચોળવાની ક્રિયા ગર્ભ બહાર આવે ત્યાં સુધી કરવાની છે. વ-ખત વિના ગર્ભને પ્રવાહમાં લેવાથી બેહેરો, મુંગો, મસ્તકની પીડાવાળો, કા-સ, શ્વાસ અને શોષથી પીડિત તથા કુબડો પેદા થાયછે. માટે આ વખતે અવળું ચોળવું. આવી રીતે ઉપચાર કરતાં છતાં પણ ગર્ભ પ્રસવસ્થાન-માં અટકેલો લાગે તો તેના મુખ ભાગને કાળા સર્પની કાંચળી અથવા મિંઢળનો ધૂપ દેવો. તે પછી પેદા થએલ બાળકનું મોઢું તથા પછેડેથી વીં-ટાએલો શરીરનો ભાગ સીંધાલુણ નાખેલ ઘીથી શુદ્ધ કરવો. ઘીથી ભીંજ-વેલું પોતું તાળવાપર મુકવું ત્યાર પછી બાળકની નાભિમાં રહેલું નાળવું મૂળથી આઠ આંગળ ભરી સખત દોરો બાંધી તે ઉપરનો નાળવાનો ભાગ કા-પીને તે દોરડાનો બીજો છેડો બાળકની કોટમાં બાંધવો. તે પછી બાળકને ઠંડા પાણીથી આશ્વાસન કરી જાતકર્મ કરવું. તે કર્મ પૂરૂં થયે મધ, ઘી, રાતો ધમાસો તથા બ્રાહ્મીના રસમાં સુવર્ણનું ચૂર્ણ મેળવી ટચલી આંગળી પાસે-

ની આંગળી (અનામિકા)થી ચટાડવું. પછી દેશકાળ તપાસી તથા પોતાના ઘરની સમૃદ્ધિ તપાસી સર્વ સુગંધી પદાર્થથી મિશ્રિત અથવા સોનું રૂપું નાખીને ઉકાળેલ જળથી તે બાળકને નવરાવવું.

આ પ્રસૂત સ્ત્રીના હૃદયમાં રહેલી નાડીઓનાં મુખ સંકોચાઇ જવાથી ત્રણ ચાર દિવસ પછી સારી રીતે ધાવણ આવેછે તેટલા માટે પેહેલે દિવસ રાતા ધમાસા સહિત ઘી અને મધ ત્રણ વખત બાળકને પાવું. અને બીજે અને ત્રીજે દિવસે પોતાની હથેળીમાં સમાય તેટલું ઘી અને મધ બાળકને બે વખત પાવું. અને ત્યાર પછી ધવરાવવું શરૂ કરવું. સૂતિકાને બળાના તેલથી અભ્યંગ કરાવી વાતહર ઔષધના ક્વાથનો ઉપયોગ કરવો. આમ કરતાં તે સૂતિકાના અંગમાં દોષ અવશેષ રહી ગયોછે એમ જણાય તો પીંપર, પીંપળીમૂળ, ગજપીંપર, ચીનરો અને સૂંઠનું ચૂર્ણ ઉના કરેલ ગોળના પાણીમાં પાવું. આવી રીતે જ્યાંસુધી તેના શરીરમાં ખરાબ લોહી હોય ત્યાંસુધી બે ત્રણ દિવસ પાવું. પુષ્કળ ઘીવાળી રાબડી અથવા દુધની રાબડી ત્રણ દિવસ પાવી. સુવાવડી સ્ત્રીને દુધ આપવાની કેટલાએક લોકો ના પાડેછે. તે પછી તે સૂતિકાના શરીરના જઠરાગ્નિનું બળ જોઈ જંગલના જનાવરોના માંસ રસ સાથે ભાત ખવરાવવો. આ પ્રમાણે દોઢ માસ સુધી કર્યા પછી સૂતિકા સંબંધી આહાર વિહારનો ત્યાગ કરાવવો. આ જગોએ કેટલાએક એમ કહેછે કે ફરીથી રજો દર્શન થાય ત્યાંસુધી ઉપર કહ્યા પ્રમાણે ઉપચાર કરવો. બળવાન સ્ત્રીને ત્રણ રાત્રિ અથવા પાંચ રાત્રિ કાંજી પાવી. તે પછી સ્નિગ્ધ અન્ન ખવરાવવું, અને તેને ખૂબ ઉના પાણીથી નવરાવવી. સૂતિકાએ ક્રોધ, મેહેનત અને મૈથુનનો ત્યાગ કરવો. મિથ્યા આહાર વિહારથી સૂતિકાના અંગમાં જે વ્યાધિ ઉપજે છે તે કૃચ્છ્ર સાધ્ય થાયછે. અને તે અત્યંત ઉપવાસાદિકથી ક્વચિતજ સાધ્ય થાયછે. ઈત્યાદિ કારણોને માટે દેશ, કાળ તથા પથ્યનો વિચાર કરી સૂતિકાની સંભાળ રાખવી. પ્રસૂતા નારીનું રૂક્ષ શરીર જોઈ તીક્ષ્ણ ઉપાયથી જો તેના રૂધિરની શુદ્ધિ ન કરવામાં આવે તો તે દેશમાં રહેનાર વાયુએ રોકેલું રૂધિર નાભિની નીચે, પડખામાં, બસ્તિમાં અથવા બસ્તિના મસ્તકમાં ગાંઠ ઉપજાવેછે. ત્યાર પછી નાભિ, બસ્તિ અને ઉદરમાં શૂળ નિકળે છે અને પક્વાશય જાણે સોયથી ત્રોફાતું હોય, ભેદાતું હોય અને ફાટતું હોય એવી વેદના થાયછે. તેમજ પેટમાં ચો-

પ્રસૂતા સ્ત્રીની માવજત.

તરફ આફરો થઇ આવેછે અને મૂત્ર રોકાયછે. આ રોગ મક્રત કહેવાયછે. આ રોગમાં જવખારનું ચૂર્ણ ઘીમાં નાખીને અથવા થોડા ઉના પાણીમાં નાખીને પાવું, પીપળીના કવાથમાં લવણનું ચૂર્ણ નાખી પીવું, સુરાના મંડ સાથે પીપળીનું ચૂર્ણ પાવું, અથવા ત્રિકટુ (સુંઠ, મરી અને પીપર.) ચાતુર્જાતક, (તજ, તમાલપત્ર, એળચી અને ધાણા. ) અને નાગકેસરથી યુકત જુનો ગોળ ખવરાવી માથે સ્વચ્છ અરિષ્ટ પીવરાવવું.

તરત જન્મેલાં બાળકની માવજત.

તરત જન્મેલાં બાળકને હીરના લુગડાંથી વીંટી, હીરનાં લુગડાંની ગોદડીથી બીછાવેલી શય્યાપર સુવાડવું. પીલુ અને લીંબડાનાં પાંદડાં સહિત લીલી લીંબડાની ડાખલીથી તેને પવન નાખવો. હમેશ તે બાળકના માથા ઉપર તેલનું પોતું લગાડવું તેના હાથ, પગ, મસ્તક અને ડોકમાં રક્ષાબંધન કરવું. તેની આસ પાસના સ્થાનકમાં અગ્નિ પ્રજ્વલિત રાખવો. ત્યાર પછી દશમે દિવસે મંગળ વસ્તુ ધારણ કરી તેને માબાપે નક્ષત્રને અનુસરતું અને પોતાને ગમતું નામ પાડવું.

ધાવ.

તે બાળકને ધવરાવવા ધાવ રાખવી. તે ધાવ પોતાની જાતની, મધ્યમ કદની, જુવાન અવસ્થાવાળી, રોગ રહિત, સુશીળ, ચંચળતા રહિત, લોભ રહિત, દુબળાશ અને જાડાઇ વિનાની, નિર્મળ ધાવણવાળી, લાંબા હોઠ વિનાની, ગોળ સ્તન વાળી, સર્વ અવયવોથી સંપૂર્ણ, ખરીજ આદિકના બંધાણથી રહિત, જીવતા બાળક વાળી, બાળકમાં વહાલ રાખવા વાળી, તુચ્છ કામ ન કરનારી અને સારા કુળમાં ઉપન્ન થએલા તથા બીજા પણ એવા સારા ગુણવાળી હોવી જોઇએ. આવા ધાવથી બાળકના અંગમાં આરોગ્ય અને બળની વૃદ્ધિ થાયછે, અને ઊંચા સ્તનવાળી ધાવ હોય તો તેને ધાવનારૂં બાળક ભયંકર થાયછે. લાંબા સ્તનવાળી ધાવથી છોકરાનું નાક અને મોઢું દબાયછે અને તેથી મરણ નિપજેછે. ઉપર કહેલા સારા ગુણવાળી ધાવને શુભ દિવસે પોતાને ઘેર બોલાવી. માથાબોળ નવરાવી, નવાં વસ્ત્ર પેહેરાવી, ઉગમણે મોઢે બેસાડી, તેનું જમણું સ્તન ધોવરાવી, તેમાંથી થોડું ધાવણ બહાર કાઢી નખાવવું. તે પછી તે ધાવે તે બાળકને ઉત્તર દિશા તરફ મોઢું રખાવી ધવરાવવું. ધવરાવતી વખતે બાળકના મસ્તક ઉપર ધાવે પોતાનો હાથ રાખવો. ધાવ એકજ રાખવી. જુદાં જુદાં ધાવણ ધાવવાથી બાળકના શરીરમાં અનેક રોગ ઉપજે છે. પ્રથમ સ્તનમાંથી થોડું ધાવણ બહાર ન કાઢી બાળકને

ખવરાવવામાં આવે તો ધાવણથી ભરેલ સ્તનમાંથી નિકળતા ધાવણના પ્રબળ પ્રવાહના પ્રત્યાઘાતથી કાસ શ્વાસાદિક રોગ ઉત્પન્ન થાયછે. ક્રોધ, શોક અને વહાલના અભાવથી સ્ત્રીનું ધાવણ બળી જાયછે. ધાવને ધાવણ ઘણું આવે તેટલા વાસ્તે તેને પ્રસન્ન રાખવી. અને જવ, ઘઊં, સાઠીચોખા અને માંસરસ ઇત્યાદિક પદાર્થો ખવરાવવા.

જો ધાવણ પાણીમાં નાખવાથી તેની સાથે મળી જાય, ફીણ ન દેખાય, તાંતણા વગરનું રહે, ઉપર ન તરી આવે, ફાટી ન જાય તથા શીતળ, નિર્મળ, પાંખું અને શંખ જેવું શ્વેત હોય તે ધાવણ શુદ્ધ જાણવું. આવું ધાવણ ધાવવાથી બાળકનાં આરોગ્ય, બળની વૃદ્ધિ અને શરીરની પુષ્ટિ થાયછે. ભૂખી, શોકાર્ત્ત, થાકેલી, ધાતુ બગાડવાળી, ગર્ભિણી, તાવવાળી, અતિદુબળી, અતિજાડી, અજીર્ણવાળી અને વિરૂદ્ધ આહારથી તૃપ્ત થએલી ધાવનું ધાવણ બાળકના શરીરમાં અનેક જાતના રોગ ઉપજાવેછે. ગુરૂ, વિષમ અને દોષવાળાં ભોજનથી ધાવના દેહના દોષો કોપ પામી ધાવણ બગાડેછે. અવળા આહાર વિહાર કરનારી અબળાનું અંગ આમયથી આક્રાંત હોયછે, તેથી એના ધાવણને ધાવનાર અલ્પ અવસ્થાવાળું અર્ભક આતુર અવસ્થાને અનુભવે છે. જો ધાવણ, શ્યામ, રાતા વર્ણવાળું, કષાય, જેમાં કોઈપણ જાતનો ગંધ ન હોય તેવું, લુખું, ફીણવાળું, હલકું, તૃપ્તિ ન કરનારૂં, બાળકને દુબળું પાડનારૂં તથા વાત વિકાર ઉપજાવનારૂં જણાય તો તે ધાવણ વાત પ્રધાન સમજવું. જે ધાવણ, કાળા, લીલા, પીળા અને રાતા વર્ણવાળું હોય, કડવા, ખાટા અને તીખા સ્વાદવાળું હોય, જેનો ગંધ લોહી જેવો હોય, જે અત્યંત ઉષ્ણ હોય તથા જે પિત્તવિકાર ઉપજાવનાર હોય તે ધાવણ પિત્ત પ્રધાન સમજવું. અને જે ધાવણ બહુ ધોળું, અત્યંત મીઠાશવાળું, પાછળથી ખારાશવાળું, ઘી, તેલ, વસા અને મજ્જા જેવી ગંધવાળું, તર અને તાંતડાવાળું તથા શ્લેષ્મ વિકાર ઉપજાવનારૂં હોય તે કફપ્રધાન સમજવું. આ ત્રણ પ્રકારના ધાવણની પરીક્ષા કરી તે તે દોષોને નિવૃત્તિ કરનારાં ઔષધો વાપરી ધાવના ધાવણને શુદ્ધ કરવું. ઉપર પ્રમાણે ખરાબ ધાવણવાળી ધાવને જવ, ઘઉં, સાઠી ચોખા, સાળ, મગ ઇત્યાદિ પદાર્થોનો આહાર આપવો તેથી ધાવણ શુદ્ધ થાય છે.

ધાવણ.

જ્યારે બાળક વારંવાર ફડકી ઉઠેછે, સ્પર્શ થાયતો

બાળ રોગ

પરીક્ષા તથા ચિકિત્સા.

રોવા માંડેછે અને આંખો ઉઘાડતું નથી, ત્યારે તે બાળકને માથાની શિરામાં રોગ ઉપજ્યો છે, એમ ધારવું. બસ્તિમાં દોષ હોય તો મૂત્ર કૃચ્છ્રથી પીડાએલું બાળક ત્રાસ અને મૂર્ચ્છા પામે છે. કોઠામાં દોષ હોય તો વિષ્ટા તથા મૂત્ર બહાર નિકળતું નથી, શરીર ચુથું થઇ જાયછે, ઉલટી, આફરો અને આંતરડામાં કરકર એવો શબ્દ થાયછે. આખા શરીરમાં દોષ કોપેલો હોય તો બાળક, દિવસ રાત રોયા કરેછે. ઉપર કહેલાં લક્ષણથી કોપેલ દોષની પરીક્ષા કરી મૃદુ અને છેદન ન કરનારૂં ઔષધ માત્રાથી પાવું. દુધ પીવા શિખેલ હોય તો બાળકને, નહીં તો ધાવને દુધ અને ઘીમાં ઔષધ મેળવી પાવું, બાળક ફક્ત દુધ પીવા શિખ્યું હોય ત્યાં સુધી તે બાળક તથા ધાવ એ બન્નેને ઔષધ પાવું, એમ પણ કેટલાએકનો મત છે, અન્ન ખાવા શીખ્યા પછી બાળકનેજ ઔષધ પાવું, ધાવને પાવાની કાંઇ જરૂર નથી. જન્મ્યા પછી દુધ પીનારાં બાળકને બે આંગળીના ટેરવા ઉપર ચડે એટલી ઔષધની માત્રા દેવી; કલ્ક કરેલ ઔષધની માત્રા ચણીઆ બોરના ઠળીઆ જેટલી દેવી; અને દુધ તથા અન્ન એ બન્ને ખાવા શિખેલ બાળકને ચણીઆ બોર જેટલી માત્રા દેવી. બાળકના રોગોની નિવૃત્તિ કરવાનાં જે જે ઔષધો કહેલા છે, તેના કલ્કથી સ્તન ઉપર લેપન કરી બાળકને ધવરાવવું. ફક્ત ધાવણ ધાવનારાં બાળકને વાત પિત્ત અને કફથી પેદા થએલા જ્વરમાં ક્રમથી એક બે અને ત્રણ દિવસ સુધી ધવરાવનારી સ્ત્રીએ ઘી ન ખાવું. દુધ તથા અન્ન ખાવા શિખેલ બાળકને જ્વરના પ્રકરણમાં કહેલા ઔષધોપચાર કરવા. આ જ્વરની અવસ્થામાં તૃષાથી આતુર થયા સિવાય બાળકને ધવરાવવું નહીં, અને જરૂર કારણ સિવાય વિરેચન દવા આપવી નહીં. કેટલાએક અનુભવી વૈદ્યોનો એવો મત છે કે બાળક સત્તર વર્ષની ઉપરનું થાય ત્યાંસુધી વિરેચન ઔષધ આપવું નહીં અને તેમ કરવાની અત્યંત જરૂર જણાય તોજ શુદ્ધ એરંડીયા તેલનો જુલાબ આપવો. વાયુના કોપથી બાળકના તાળવાનો ભાગ નમી જાય તો મધુર દ્રવ્યથી શોધેલું ઘી થોડું પીવરાવવું તથા તેનો અભ્યંગ કરાવવો. વાયુના પ્રકોપથી ઉપડી આવેલ નાભિ તુંડિ કહેવાયછે, તેની નિવૃત્તિ માટે વાયુને હણનાર સ્નેહ, સ્વેદ અને બંધાણ કરવાં. બાળકની ગુદા પાકી આવે તો તેની નિવૃત્તિ માટે પિત્તને શમાવનારી ક્રિયા કરવી. બાળકના શરીરમાં ક્લેશ ન આવે તેમ તેને હલકે હાથે તેડવું, તર-

છોડવું નહીં, ત્રાસના ભયથી સુતું જગાડવું નહીં, પવનના ભયથી ઝટ ન તેડવું તથા પારણામાં ઉતાવળથી ન ફેંકવું. કુબડું થઇ જાય તેટલા માટે પરાણે બેસાડતાં શિખવવું નહીં. તેને ગમતા પદાર્થો લાવી આપવા. આ પ્રમાણે બાળકના મનને ખુશી રાખવાથી દિન પ્રતિદિન તેનું શરીર વૃદ્ધિ પામેછે. બહુ કૌવતવાળું તથા રોગ રહિત થાયછે, અને હમેશ ખુશી રહેછે.

પવન, તડકો તથા વીજળીનો સપાટો, વૃક્ષ, લતા, ઉજડ ઘર તથા ઢોળવાળી જમીનથી બાળકનું સંરક્ષણ કરવું. બાળકને અશુચિસ્થાનમાં, અગાસે, વિષમસ્થાનમાં, તપેલસ્થાનમાં, અતિ પવનનાસ્થળમાં, વૃષ્ટિમાં, ધૂળાટામાં, ધૂમાડાવાળા સ્થળમાં અને જળના સ્થાનમાં રેઢું ન મુકવું. જે બાળકને દુધ પીવું સદેલ હોય તેને ગાયનું દુધ પાવું. તે પણ ધાવવાથી તૃપ્તિ થાય તેટલી તૃપ્તિ કરનારી માત્રાથી પાવું. છ માસનું બાળક થાય ત્યારેતેને લઘુ અને હિત અન્ન ખવરાવવાનો પ્રારંભ કરવો. બાળરક્ષણ.

એ બાળકને સત્તા સંપન્ન જાણી વિદ્યાભ્યાસ કરાવવાનો અને પચીસ વર્ષનો થયા પછી બાર વર્ષની કન્યા સાથે વિવાહ કરવો. આમ કરવાથી પિત્રાદિક ઋણની નિવૃત્તિ રૂપ અને ધર્મ, અર્થ તથા કામની પ્રાપ્તિના સાધન રૂપ સંતાનની ઉત્પત્તિ થાયછે. સોળ વર્ષની અંદરની સ્ત્રી અને પચીસ વર્ષની અંદરના પુરૂષના સમાગમથી ઉત્પન્ન થએલો ગર્ભ પેટમાંજ નાશ પામેછે. કદાચિત્ જીવતો જન્મ્યો તો ઘણું જીવતો નથી, અને ઘણું જીવે તો તેની ઇંદ્રિયો અને શરીર શિથિલ રહેછે. વૃદ્ધ, લાંબા રોગવાળી તથા બીજા વિકારથી વ્યાપ્ત સ્ત્રીમાં ગર્ભાધાન ન કરવું અને એવીજ રીતના પુરૂષે કરેલ ગર્ભાધાનમાં પણ તેવોજ દોષ ઉપજેછે. વિવાહને યોગ્ય ઉમર.

ગર્ભિણીએ ન સેવવા લાયક આહાર વિહારના ઉપયોગથી અથવા ગર્ભિણીના શરીરમાં ઉપજેલા રોગથી ઉદરમાં ગર્ભ છતાં પ્રસવસ્થાનમાં રજ દેખાય તથા શૂળ ઉપજે તો શરીરના બહારના ભાગમાં તથા માંહેના ભાગમાં સ્નિગ્ધ અને શીત ઉપચાર કરવા, અને વાળો, કમળ, ચંદન, ક્ષીરવાળાં પિપ્પલાદિક વૃક્ષની છાલના કલ્કયુક્ત ઘીથી અત્યંત ભીંજાવેલ પુમડાં પ્રસવસ્થાન તથા બસ્તીમાં મુકવાં. ઘણી વખત ધીને ધોઇ ઘીથી લેપન કરી ઉપર કહેલી ઔષધિના જળમાં સ્ત્રીને નાભિ પર્યંત બુડતી બેસારવી. પછી સાકર, મધ કુમુદ, કમળ અને ઉત્પલના તંતુના ચૂર્ણને ઘીમાં મેળવી ચટાડવું. અથવ સગર્ભા સ્ત્રીને થતું રજો દર્શન તથા તેની ચિકિત્સા.

જંગલના જનાવરોના માંસ રસ સાથે સાઠી ચોખા ખવરાવવા. તથા વમન વિરેચન રહિત રક્તપિત્ત રોગની નિવૃત્તિને માટે કહેલા ઉપાયો કરવા. ત્રણ માસ પૂરા ન થયા હોય અને આમ સહિત રજ અથવા કેવળ રજ પડવા માંડે તો તે તરત અસાધ્ય સમજવું, અને તેની ચિકિત્સા વૈદ્યે કરવી નહિ અને કરવી પડે તો તે મટવું મુશકેલછે, એમ કહીને ઉપાય કરવો. ઉપર પ્રમાણે દરદ થયું હોય તો તિક્ત કષાય સહિત શીતળ ઉપચાર બહાર અને અભ્યંતર કરાવવા અથવા ઉપવાસ કરાવવો. વળી એ જાતના વાળા, ગળો, અરણી, ધાણા, ધમાસો, ખડસલીયો, ચંદન, અતિવિષ અને બળાનો પાણીમાં ક્વાથ કરી તે ક્વાથ પીવરાવવો તે ઉપર મગના ઓસામણ સાથે ખડ ધાન્યનો આહાર કરાવવો. આ પ્રમાણે ઉપચાર કરવા છતાં પણ પ્રારબ્ધ યોગથી ગર્ભ પડી જાય તો તે સ્ત્રીને ગર્ભપાતની વેદનાના વિસ્મરણને માટે તથા ગર્ભાશયની શુદ્ધિને માટે તીક્ષ્ણમદ્ય અત્યંત પાવું. અને એ પ્રમાણે જેટલા માસનો ગર્ભ પડયો હોય તેટલા દિવસ પર્યંત લવણ તથા સ્નેહ રહિત બિલ્વાદિ પાંચ પદાર્થના ક્વાથથી અથવા તલ, કોરંડ, અને તંદુલથી સાધેલી પેયા પાવી. તે પછી બળ આપનારા જઠરાગ્નિને દીપન કરનાર અને જીવન આપનાર સ્નેહની બસ્તિ તથા અન્ન આપવાં.

ગર્ભ શલ્યતથા તેના બહાર કાઢવાના ઉપાયો.

ગર્ભમાં બળ આવ્યા પછી પ્રસવસ્થાનમાંથી પરિસ્રાવ થાય તો સ્ફુરણ સહિત તે ગર્ભ કોઠામાંજ સ્થિતિ કરેછે. આ ગર્ભનું ઉપવિષ્ટક એવું નામ છે, અને તેથી ઉદર ની વૃદ્ધિ થતી નથી. શોક, ઉપવાસ અને રૂક્ષ વસ્તુના આહારથી અથવા અતિ સ્રાવથી વાતનો કોપ થાયછે, ત્યારે ગર્ભ પેટમાં સુકાય છે, તે ગર્ભને નાગોદર એવું નામ આપેલું છે. આ ગર્ભ સુકાવાથી વૃદ્ધિ પામેલું ઉદર પણ સુકાયછે, અને ઘણે દિવસે ગર્ભનું સ્ફુરણ થાયછે. આ ઉપર બતાવેલ ઉપવિષ્ટક અને નાગોદર નામના ગર્ભની શાંતિને માટે શરીરની પુષ્ટિ કરનાર, વાત હરનાર તથા મધુર દ્રવ્યથી સંસ્કાર કરેલાં ઘી, દુધ અને માંસ રસનો ઉપયોગ કરવો. તથા તે સ્ત્રીને ઈંડાં ખવરાવવાં. આ પદાર્થના ભક્ષણથી તૃપ્ત થએલી સ્ત્રીને વાહન ઉપર બેસાડી હલબલાવવી તેથી તે પ્રસવ થાયછે. ઉદરમાં રહેલો ગર્ભ ફરકે નહીં તેને લીન એવું નામ આપેલું છે. એ ઉપદ્રવની નિવૃત્તિને માટે સકરો, માછલું અથવા મોરનો માંસરસ પુષ્કળ ઘીમાં મેળવી પાવો તથા અડદ અથવા મૂળાનો રસ

ઘણું ઘી નાખી પાવો. અથવા કાચું બીલું, તલ, અડદ તથા સાથવો દુધમાં નાખી પાવો. વળી તે સ્ત્રીને મનગમતા આહાર વિહારથી હમેશાં ખુશી રાખવી. આ પ્રમાણે કરવાથી તે ગર્ભને પ્રસવની યોગ્યતા મળે છે. ઉપર કહ્યા પ્રમાણે ન કરવામાં આવે તો કદાચિત્ જન્મે છે અથવા ઉદરમાંજ રહેછે. જો ગર્ભિણી સ્ત્રીને ઉદાવર્ત્ત રોગ ઉત્પન્ન થાય તો તે દરદને લાયક સ્નેહ અને બસ્તિથી તરત મટાડવો. નહીં તો ગર્ભ સહિત ગર્ભિણીનો નાશ થાયછે. અત્યંત દોષની વૃદ્ધિ થવાથી, અપથ્ય સેવવાથી અથવા દૈવયોગથી ગર્ભ ઉદરમાંજ મરણ પામે ત્યારે ઉદર, શીતળ, સજ્જડ, આફરાવાળું અને અત્યંત વ્યથિત થાયછે, તથા ગર્ભ ફરકતો નથી. તેમ તે સ્ત્રીને તૃષ્ણા, ભ્રમ તથા ક્લમ ઉપજે છે. માંડમાંડ શ્વાસ લઇ શકેછે, કોઈ ઠેકાણે બેસવા ઉઠવામાં આનંદ આવતો નથી, નેત્ર બહાર નિકળી પડયાં જેવાં દેખાયછે, તથા વેણ આવતી નથી. આવી સ્ત્રીને ઉના પાણીથી નવરાવી તેના પ્રસવસ્થાન ઉપર ગોળ, બોળ તથા લવણના ચૂર્ણનો કલ્ક કરી લેપન કરવું. અથવા સીમળો તથા ગરણીના ગુંદરનો ઘીમાં કલ્ક કરી પ્રસવસ્થાનમાં ભરવો. આ પ્રમાણે કરવાથી પણ ગર્ભ બહાર ન નિકળે તો રાજાનો હુકમ લઇ પ્રસવસ્થાન ઉપર ઘી ચોપડી ઘી અને શેમળાના ગુંદના રસમાં હાથ બોળી તે હાથવડે ઉદરમાં રહેલા ગર્ભને વૈદ્યે ખેંચી કહાડવો. તે ગર્ભ આડો થઈ ગયો હોય તો તે જેમ સીધો થાય તેમ તે સ્ત્રીના શરીરને ચોળી ચાંપી સીધો કરવો અને પછી ખેંચી કહાડવો. હાથથી, પગથી અને મસ્તકથી વાંકાશ સહિત ગર્ભ પ્રસવસ્થાનમાં આવે અથવા એક હાથ તથા પગ બહાર નિકળે અને બીજો હાથ તથા પગ ગુદ દ્વારા બહાર નિકળ્યો હોય તો તે બન્ને ગર્ભ વિષ્કંભ કહેવાયછે. આ બન્ને મૂઢ ગર્ભ શસ્ત્રથી કાપવા લાયક છે, કોઈ પણ જાતનું તીક્ષ્ણ શસ્ત્ર પ્રસવસ્થાનમાં ચલાવવું નહીં. પેહેલાં મસ્તકનાં બે કપાળ ચીરી સ્ત્રીના કોઠામાંથી બહાર કાઢયા પછી કાખ, છાતી, તાળવું, હડપચી અને બીજા પ્રદેશમાં પકડીને ગર્ભને ખેંચી કહાડવો. અથવા મસ્તક ચીર્યા વિના નેત્ર ભાગમાં કે ગંડ ભાગમાં શંકુ લગાવી ગર્ભ ખેંચી કાઢવો. જમણો ખભો અટકી રહ્યો હોય તો જમણો હાથ અને ડાબો ખભો અટકી રહ્યો હોય તો ડાબો હાથ કાપી ગર્ભ ખેંચી કહાડવો. અને કેડથી અટકી રહ્યો હોય તો કેડના કટકા કરી ગર્ભ બહાર કાઢી લેવો. ગર્ભ, સ્ત્રીના ગર્ભાશયમાં ફુલી ગયો હોય તો ગ-

ર્ભનું પેટ ચીરી આંતરડાં બહાર કાઢી લઈ ગર્ભ ખેંચી કાઢવો. વાયુના કોપથી ગર્ભનું જે જે અંગ સ્ત્રીના ગર્ભાશયમાં અટકી રહ્યું હોય તે તે અંગ કાપી ગર્ભ બહાર કાઢવો. તેમાં ગર્ભિણી સ્ત્રીને જરા પણ ઈજા ન આવે એવી સંભાળ રાખવી. બગડેલો પવન ગર્ભની અનેક પ્રકારની ગતિ કરેછે. માટે જે જે કર્મ કરવાથી ગર્ભ બહાર નિકળી આવે અને સ્ત્રીને અડચણ ન પડે તેવું કર્મ સુઘડ વૈદ્યે કરવું. બેખબરાઇથી જીવતા ગર્ભને કાપવાની કોશીસ વૈદ્યે ન કરવી. કેમકે તેમ કરવાથી ગર્ભની સાથે તેની માતાનું પણ મરણ નિપજે છે. પવનના પ્રકોપથી જે સ્ત્રીનું પ્રસવસ્થાન આવૃત થઈ ગયું હોય અથવા બહાર નિકળી ગયું હોય તે સ્ત્રીના માથામાં, બસ્તિમાં અને કોઠામાં શૂળ ઉપજેછે, ઉભો શ્વાસ ચાલેછે, દુર્ગંધ ઓડકાર આવેછે તથા અંગ શીતળ થઇ જાયછે. આવી મૂઢ ગર્ભવાળી સ્ત્રીની ચિકિત્સા ન કરવી. ગર્ભ બહાર કાઢયા પછી ઓળ ન પડતી હોય તો તેને માટે પણ ઉપર લખ્યા પ્રમાણેજ ચિકિત્સા કરવી. આ પ્રમાણે ગર્ભશલ્ય રહિત થએલી સ્ત્રીને ઉના પાણીનું સેચન કરવું, તથા પ્રસવસ્થાનમાં તેલનું પોતું મુકવું તે-થી તે સ્થાન કોમળ થાયછે અને શૂળ મટી જાયછે. ત્યાર પછી અજમા, અતવશેકની કુંળી, રાસ્ના, હીંગ, એળચી અને પંચકોળના ચૂર્ણનો ક્વાથ ઘી નાખી પીવરાવવો. અથવા તે ઔષધોનો કલ્ક ઘીમાં મેળવી ચટાડવો. કડુ, અતિવિષ, પાઠા, સાગની છાલ, હીંગ અને માલકાંકણુંના ચૂર્ણથી સા-ધેલા ઘીને બાકી રહેલા દોષ પાડવા માટે તથા વેદનાની શાંતિ માટે ત્રણ અથવા સાત દિવસ દોષનું બળાબળ જોઇ વાપરવું, તે પછી સ્નેહપાન કરવું, અથવા અરિષ્ટ તથા આસવ સાયંકાળે પીવરાવવો. સરસડા અને આસોં-દરોના ક્વાથથી ભાવના આપેલાં પોતાં પ્રસવસ્થાનમાં મુકવાં. આમ કરતાં છતાં બીજા ઉપદ્રવો ઉપજે તેનાં કારણો તપાસી જે ઉપર જે લાગુ પડે તે ઉપાય કરવો. વાતહર ઔષધ નાખી પકાવેલું ઘી, દશ દિવસ પાવું, ત્યાર પછી દશ દિવસ માંસરસ પીવરાવવો અને હલકું, પથ્ય અને અલ્પ ભો-જન કરાવવું. આમ કરવાથી ક્રમે ક્રમે સુખ થતું આવેછે. પ્રસવ વખતે સ્ત્રી મરી જાય અને છોકરૂં પેટમાં જીવતું હોય તો તે વખતેજ પેટ ચીરી છો-કરૂં બહાર કાઢી લેવું.

બાળકનાં લાંબાં આયુષ્યનાં

જે બાળકના કેશ એકસરખા, મૃદુ, સૂક્ષ્મ, ચક-ચકતા, દૃઢ મૂળવાળા અને શ્યામ હોય, મસ્તક છત્રની

પેઠે ઉપર નાનું અને નીચલા ભાગમાં વિસ્તારવાળું હોય, લક્ષણ.
લલાટ ઉંચુ, દ્રઢ, મજબૂત, ખોપરીની સંધિવાળું, વળીયાંવાળુ,
તથા અર્ધ ચંદ્ર સમાન આકૃતિવાળું હોય, કર્ણપુટ બહુ વિશાળ, સમાન બુંટ વાળા, નીચા નમેલ, દ્રઢ, પછવાડેથી નમેલ, તથા મજબૂત બાંધાવાળા હોય, શ્રોત્ર મોટાં છિદ્રવાળાં હોય, આંખની ભમરો જરા નમતી, સમાન, લંબાઈવાળી તથા ધાટી હોય, નેત્ર સમાન, સ્પષ્ટ જોવાની શક્તિવાળાં, બળવાન્, તેજવાળાં, અને અંગ ઉપાંગ સહિત હોય. નાસિકા–સરલ, ઉંચી, વાંસ જેવી અને અગ્રભાગમાં કાંઇક નમેલી હોય; મુખ–મોટું. જીભ–લાંબી અને પહોળી તથા શ્વેત, ઝીણી અને વિકૃતિ રહિત હોય, તાળવું–ચીકાશવાળું, ઉનાશવાળું, અને રક્ત હોય. સ્વર—મોટો, દીનતા રહિત, મૃદંગની પેઠે નાદવાળો, ગંભીર અને ધીર હોય. હોઠ—નહીં જાડા, નહીં પાતળા, મુખને ઢાંકનારા અને રાતા હોય. હડપચી—મોટી અને ગોળ હોય. ડોકં—બહુ લાંબી ન હોય, હાંસડી અંદર બેસતી તથા પુષ્ટ હોય; બરડો પણ તેવોજ હોય; સ્તન ઘણાં અંતરવાળાં હોય; બે પડખાં ખભા સાથે મજબૂત સંબંધ રાખવાવાળાં, અને સ્થિર હોય; હાથ, સાથળ અને આંગળીઓ ગોળ, માંસાદિકથી ભરેલ અને દીર્ઘ હોય, પગ અને હાથ લાંબા અને પુષ્ટ હોય. હાથના નખ સ્થિર, ગોળ, ચળકતા, રાતા, ઊંચા, અને કાચબાની પીઠ જેવા હોય. નાભિ—દક્ષિણ ઘુંમરીવાળી અને બેઠેલી હોય. કેડ—સરખી અને માંસથી પુષ્ટ હોય. પીંડીઓ–ગોળ, સ્થિર, માંસથી પુષ્ટ, નહીં ઉંચી અને નહીં નીચી એવી હોય, પીંડીનો નીચલો ભાગ ગોળ તથા પુષ્ટ હોય. પેની—પુષ્ટ તથા કૃશ ન હોય. ઘુંટી પણ બહુ પુષ્ટ ન હોય; વાત, મૂત્ર અને પુરીષનાં સ્થાન વિકાર રહિત હોય, તથા સુવું, ધાવવું, જાગવું એ બધું વખતસર હોય તે બાળકને લાંબા આયુષવાળું સમજવું.

ઇમારતની રીતમાં સમજનારા પુરૂષે વખાણેલું, મનોહર, અંધારા વગરનું, પવન રહિત, પવન આવવાનાં એક માર્ગવાળું, મજબુત, પશુ, ડાઢવાળાં જનાવર, ઉંદર અને કીટ પતંગથી રહિત, જે ઋતુમાં જેવે સ્થળે સુવું જોઈએ તેવાં સ્થળ અને બિછાનાથી સુશોભિત, પાણીના સ્થળવાળું, ખાંડણીઆ વાળું, પાયખાનું, રસોડું અને સ્નાન કરવાના સ્થળવાળું, સર્વ ઋતુમાં સુખ આપનારૂં, વૈદ્ય, વૃદ્ધ અને

બાળકને રહેવાનું ઘર.

પ્યાર રાખનારા મનુષ્યોથી યુક્ત-ઘર બાળકને માટે તઈયાર કરવું; જેથી તે બાળકના શરીરની દિન પ્રતિદિન અભિવૃદ્ધિ થાયછે, તથા બાળક નિરોગી રહે છે.

છોકરાંને સુવાની શય્યાગાં માંકડ, ચાંચડ, મૂત્ર તથા પૂરીષાદિકનો સંસર્ગ ન જોઈએ. શક્તિ મુજબ બિછાનું હમેશાં બદલાવી નાખવું અથવા તેનું તે હમેશાં ધોઈ સાફ કરી બિછાવવાની રીત રાખવી. બિછાનું

બાળકને રમવા સારૂ રમકડાં, શબ્દવાળાં, સુંદર, બોજા વગરનાં, અણી વિનાનાં, ગળે ન ઉતરી જાય એવાં તથા જેને દેખીને ત્રાસ ન ઉપજે એવાં કરાવી રમવા આપવાં. રમકડાં

બાળક ધાવતું ન હોય, જમતું ન હોયકે પોતાના કહ્યા પ્રમાણે કામ કરતું ન હોય તો તેમાં પ્રવૃત્તિ કરાવવા સારૂ ભૂત પ્રેતાદિકનાં નામ લઈ બીક ન દેખાડવી. જો બાળક માંદું પડે તો તેની પ્રકૃતીથી પરીક્ષા કરી તેને લાયક ઔષધ આપી જલદી આરામ થાય એમ કરવું. બાળકના રોગ દૂર કરવા માટે ઘણું કરીને મધુર, મૃદુ, લઘુ સુગંધીવાળા તથા શીતવીર્ય પદાર્થો વાપરવા. કારણ કે તેવા પદાર્થો બાળકને ઘણું કરીને સાત્મ્ય છે. બાળકના શરીરમાં કોઇ પણ જાતનો રોગ ન હોય તો પણ યુવાવસ્થામાં આવે ત્યાં સુધી હમેશાં રોગીના જેવીજ સાર સંભાળ રાખવી અહિત વસ્તુને અડવા દેવું નહીં, દેશ, કાળ અને પ્રકૃતિથી વિરૂદ્ધ વસ્તુનો હમેશ ઉપયોગ કરવો કે જેથી તેનું શરીર સ્વસ્થ રહે. આ પ્રમાણે કરવાથી બળ, વર્ણ અને શરીરની પુષ્ટિવાળું તે બાળક થાયછે. બાળકની સંભાળ

સંભોગ સુખ અને છોકરાનું મુખ્ય મૂળ સ્ત્રિયો છે અને તે સ્ત્રિયોના પ્રસવસ્થાનમાં રહેલા રોગોથી એ બન્ને સુખનો વિનાશ થાયછે. માટે તે સ્થાનમાં ઉત્પન્ન થતા રોગોનાં કારણ તથા તેની નિવૃત્તિના ઉપાયો અવશ્ય જાણવા જોઈએ. સ્ત્રિયોની યોનિમાં ઉપજતા રોગોના નામ તથા તેની ચિકિત્સા.

વાત પ્રકૃતિવાળા આહાર અને વિહાર કરવા વાળી તથા વાત પ્રકૃતિ વાળી સ્ત્રીના શરીરમાં વૃદ્ધિ પામેલો પવન પ્રસવસ્થાનમાં પ્રવેશ કરી પીડા ઉપજાવે છે. તથા તે સ્થાનમાં સ્તબ્ધપણું, ખરખરાશ, કીડીના ફરવા જેવો ચડચડાટ અને બીજા પણ વાયુસંબંધી રોગો ઉત્પન્ન કરેછે. આ વાયુના કોપથી રજોદર્શન વખતે સ્ત્રીનું રજ શબ્દ સહિત ફીણવાળું દેખાયછે. વાયુ

કોપવાનું કારણ પણ જે સ્ત્રી પોતે રૂક્ષ, દુર્બળ અને બાળક અવસ્થાવાળી છતાં શાસ્ત્રમાં બતાવેલા ક્રમ વિરૂદ્ધ અયોગ્ય પુરૂષની સાથે જોડાવાથી શરીરનો વાયુ કોપેછે, અને તે કોપેલો વાયુ પ્રસવસ્થાનમાં આવી તે સ્થાન સંબંધી અનેક રોગો ઉપજાવેછે. તેમજ ખાટા, તથા ખારા પદાર્થના સેવનથી પિત્ત કોપી અનેક રોગો ઉત્પન્ન થાયછે. આ પિત્તના પ્રકોપથી સ્ત્રીનું બગડેલ પ્રસવસ્થાન દાહ, પાક, જ્વર જેવી ઉષ્ણતાથી પીડિત તથા લીલા, પીળા અને શ્યામ રજવાળું અને અત્યંત દુર્ગંધવાળું થાયછે. કફની વૃદ્ધિ કરનારા પદાર્થોના સેવનથી કોપેલો કફ જ્યારે તે સ્થાનને બગાડેછે ત્યારે તે સ્થાનમાંથી ધોળાં પાણી નિકળેછે, ધોળું રજ નિકળેછે, ખરજ આવેછે તથા વેદના થાયછે. ત્રણે દોષોને કોપાવનારા પદાર્થો ખાવાથી તે સ્થાનમાં ત્રણે દોષના ચિન્હવાળા રોગો ઉત્પન્ન થાયછે. વળી તે રોગો ઉપર પ્રમાણે દોષ કોપવાથી, ઋતુ બગડવાથી, બીજના દોષથી તથા દૈવયોગથી પણ ઉત્પન્ન થાયછે. આવા પ્રસવસ્થાનના રોગો નીચે પ્રમાણે વીશ પ્રકારના થાયછે.

૧ પ્રથમ પીડા થઇને ફીણવાળું રજ પ્રસવસ્થાનમાંથી નિકળેછે, અને રજ બહાર દેખાતું નથી ત્યાંસુધી સ્ત્રી પીડા ભોગવેછે, અને રજ પડી જાય ત્યારેજ સ્ત્રીને સુખ થાયછે. શાસ્ત્રમાં આવા દરદવાળી યોનિ ઉદાવર્ત્તા કહેવાયછે.

૨ જ્યારે સ્ત્રીની યોનિમાં આર્ત્તવ ન હોય અથવા આર્ત્તવ છતાં પણ સંતતિ ન થાય ત્યારે તે યોનિ વંધ્યા કહેવાયછે.

૩ જે યોનિમાં નિરંતર પીડા થયા કરેછે તે વિપ્લુતા કહેવાયછે.

૪ મૈથુન વખતે યોનિમાં પીડા થાય ત્યારે તે યોનિને પરિપ્લુતા કહેછે.

૫ ખરખરી, સ્તબ્ધ અને શૂળથી પીડિત યોનિ વાતલા કહેવાયછે.

૬ જે યોનિમાંથી ઉનું ખળખળતું લોહી નિકળેછે તે રૂધિરક્ષરા.

૭ રજ સંયુક્ત બીજને પવનના ધક્કાથી જે યોનિ બહાર કાઢી નાખે છે, તે વામિની.

૮ પુરૂષની જનનેંદ્રિયથી ઘર્ષણ થતી વખતે જેમાંથી બહુ સ્ત્રાવ થાયછે તે સ્રંસિની.

૯ રૂધિર સ્ત્રાવથી ગર્ભસ્થાનમાં રહેલા ગર્ભને વારંવાર બહાર કાઢી નાખેછે તે યોનિ પુત્રઘ્નિ.

૧૦ દાહ, પાક અને જ્વરથી અત્યંત યુક્ત યોનિ પિત્તલા.

૧૧ મૈથુનથી સંતુષ્ઠ ન થાય તે યોનિ અત્યાનંદા.

૧૨ કફ અને રૂધિરથી જેની કોર બંધાએલી હોય અને જેને કમળની કળી જેવી માંસની ગાંઠો થાયછે તે યોનિ કર્ણિકા.

૧૩ મૈથુન થયા પેહેલાં પુરૂષથી વધારે કૌવત બતાવનારી યોનિ પ્રાક્ચરણા.

૧૪ જે બીજ ધારણ કરતી નથી તે યોનિ અતિચરણા કહેવાય છે. આ રોગની અંદર યોનિ ઉપર સોજો અને પીડા રહે છે, અને હમેશાં પુરૂષની આકાંક્ષા કર્યા કરેછે, તેનું કારણ એ કે યોનિ સાફ નહી રાખવાથી તેની અંદર સૂક્ષ્મ જંતુઓ અને ખરજ ઉત્પન્ન થાયછે.

૧૫ ખરજવાળી, શીતળ અને ડસડસી રહેલ યોનિ શ્લેષ્મલા.

૧૬ જે સ્ત્રીને સ્તન હોતાં નથી અને આર્ત્તવ હોતું નથી તથા મૈથુન વખતે ખરખરો સ્પર્શ લાગેછે તે યોનિ ષંઢી.

૧૭ જુવાન અવસ્થામાં બાલી ગએલ સ્ત્રીની યોનિ ફલિની.

૧૮ આકૃતિથી મોટી અને ઉઘાડાં મુખવાળી યોનિ વિવૃતા કહેવાય છે. આ રોગમાં યોનિમાં પીડા થાયછે તથા રૂક્ષ અને ફીણવાળા રૂધિરને સ્ત્રવે છે તથા સાંધા અને બરડામાં પીડા થાયછે.

૧૯ સ્ત્રીની યોનિ સોયના નાકા જેવી બારીક છિદ્રવાળી હોય તેને સૂચી મુખી કહેછે.

૨૦ વાત પિત્ત અને કફને લીધે જેમાં શૂળ, દાહ અને ખરજ વગેરે ચિન્હો થતાં હોય તે યોનિને સન્નિપાતિની કહેછે.

ઉપર પ્રમાણે યોનિના વીશ રોગ કહેલાછે. આ વીશ પ્રકારની યોનિમાં પરિપ્લુતા અને વામિની નામની યોનિ વાત અને પિત્ત પ્રકોપથી થાયછે. કર્ણિની અને ઉપપ્લુતા નામની યોનિ વાત અને કફના પ્રાધાન્યથી થાયછે. અને બાકીના ભેદોમાં વાત પ્રધાન હોયછે. વાત પ્રધાન યોનિ રોગ મટાડવા સ્નેહ અને સ્વેદનો ઉપયોગ કરવો, કફ પિત્તની પ્રધાનતાવાળી યોનિમાં રક્તપિત્તને મટાડનારાં ઐાષધોનો ઉપયોગ કરવો અને વાત કફ પ્રધાન યોનિરોગ ઉપર રૂક્ષ અને ઉષ્ણ ઉપચાર કરવા. ત્રણે દોષના ચિન્હવાળી યોનિ ઉપર ત્રિદોષ નિવર્ત્તક ઉપાયો યોજવા એટલે મૃદુવમનાદિક પંચ કર્મ કરવાં. આ પ્રમાણે શુદ્ધ શરીર કરી ઐાષધોનો ઉપયોગ કરવો.

બળદાણુના ભેદ્રોણુના ક્વાથમાં ઘી તથા તેલ બે આઢક નાખવાં. શાલપર્ણી, કાકોલી, હરેણુવેલ, કાળોવાળો, રાખો, જીવક ગોરખમુંડી, પીપ-

૨, જંગલીમગનું ઝાડ, પીલુડી, જંગલી અડદનું ઝાડ, સાકર, ક્ષીરકાકાલી અને કાકજંઘા એટલાં ઔષધોનું ચૂર્ણ કરી તેથી ચોગણા દુધમાં પકાવવું પછી જઠરાગ્નિના જોર પ્રમાણે તેમાંથી માત્રા દેવી, તેથી વાત અને પિત્તના રોગ હણાયછે અને સ્ત્રીને ગર્ભ રહેછે. શિવણી, હરડાં, બેડાં, આંબળાં, દ્રાખ, કાસોદરો ફનસ, સાટોડી, હળદર, દારૂહળદર, કાકજંઘા, કાંટાઅશેરીઓ, શતાવરી અને ગળોના ચૂર્ણથી સાધેલું ઘી પિવાથી યોનિના વાત રોગ નિવૃત્ત થાયછે અને ગર્ભ રહેછે. પીંપર, કુંચિકા કાળીજીરી, અરડુસો, સિંધાલુણ, વજ, જવખાર, અજમો, સાકર અને ચીતરો એટલા પદાર્થને વાટી તથા ઘીમાં શેકીને પ્રસન્ના નામનાં મદ્ય સાથે પીવાથી યોનિના પડખાગાં થતી પીડા, હૃદ્રોગ, ગુલ્મ અને હરસ મટે. અરડુસો, બીજોરાનું મૂળ, અને મદયંતિકાના મૂળને લવણવાળાં મદ્યસહિત પીવાથી અથવા પીંપર અને મેથી લવણવાળાં મદ્યથી પીએ તો યોનિ રોગ નિવૃત્ત થાયછે. યોનિમાં શૂળ નિકળતું હોય તો ગોખરૂ, અરડુસો તથા રાસ્નાથી પકાવેલું દુધ પીવું. ગળો, માલતી, ભોંયરીંગણી, હરડે, દેવદાર, બળદાણા, ચીતરો, જેઠીમધ અને જુઇ એ સર્વ પદાર્થો કર્ષ કર્ષ પ્રમાણ લઇ તથા એક પ્રસ્થ તેલ અને બે પ્રસ્થ દુધ લઈ, એ સઘળું ગાયના મૂત્રમાં પકાવવું. પછી તે તેલમાંથી પુંબડું ભરી વાત રોગવાળી યોનિગાં મુકવું, તેથી વાત રોગ દૂર થાયછે. વાત રોગવાળી સ્ત્રીએ, પિત્તરોગવાળી સ્ત્રીએ તથા કફરોગવાળી સ્ત્રીએ અનુક્રમે ભોંયરીંગણીના ઉનાકલ્કનો, વડની, ઉંબરાની, પીંપળાની પારસપીંપળાની તથા મોટી પીંપરની છાલના ચૂર્ણનો તથા કાંગનાચૂર્ણનો અભ્યંગ કરવો. પિત્ત પ્રકોપથી બગડેલી યોનિ ઉપર શીત વીર્ય ઔષધનો અભ્યંગ, સેક તથા તેથી બનેલા સ્નેહનું પુંબડું વાપરવું. શતાવરીનાં મૂળ, ચાર તુલા પ્રમાણથી લઇ તેમાંથી રસ કાઢી તેટલુંજ તેમાં દુધ નાખી તેથી આઢક પ્રમાણ ઘી પકાવવું. તે ઘીના ઉપયોગથી યોનિ રોગ દૂર થાયછે. જીવનીય ગણમાં કહેલાં ઔષધો, શતાવરી, દ્રાખ, ફનસ, પ્રિયાળ, બેહેડાં અને જેઠીમધને વાટી પકાવવાં. પાકી રહ્યા પછી તે ઔષધ ટાઢું કરી તેમાં મધ અને પીપર એ બન્ને દ્રવ્ય આઠ પલ પ્રમાણથી નાખવાં અને દશ પલ સાકર નાખવી. પછી પોતાના હાથના તળામાં સમાય તેટલું તેમાંથી ચાટવું તેથી યોનિના રૂધિર દોષ અને પુરૂષના વીર્ય દોષ હણાયછે. તથા વીર્યની પુષ્ટિ અને સંતાનની પ્રાપ્તિ થાયછે તથા ક્ષત, ક્ષય, રક્તપિત્ત, કાસ, શ્વાસ, હલીમક, કામલ, વાતરક્ત, વીસર્પ હૃદય તથા મસ્તકના રોગો, ઉન્માદ, સન્યાસ રોગ

તથા વાતપિત્ત રોગનો નાશ થાયછે. આવી રીતે જીવનીય ઔષધથી સાધેલું ઘી તથા દુધ પિત્ત પ્રકૃતિવાળી સ્ત્રિયોને સંતાન આપનારૂંછે. કફથી દુષ્ટ થએલી યોનિને સુધારવા શોધન દ્રવ્યથી થએલી વર્ત્તી (વાટ) હિતછે. આકડાના દુધની ભાવના આપેલ અડદનુ ચૂર્ણ સીંધાલુણ ભેળી તેની વાટ બનાવી તેનો યોનિમાં પ્રવેશ કરી તે ઉપર સહન થાય એવાં ઉના પાણીનો સેક કરવો. પીપર, મરી, અડદ, શતાવરી, કઠ અને સીંધાલુણના ચૂર્ણની ટચલી આંગળી જેવી જાડી વાટ કરી અંદર રાખવાથી યોનિ શુદ્ધ થાયછે. ઉંબરાનાં સુકલ ફળ, વડની, ઉંબરાની, પીંપળાની, પારસ પીંપળાની તથા મોટી પીંપરની છાલ લીંબડાનાં અને માલતીના પાંદડાં પાણીમાં નાખી આખીરાત રાખી મુકવાં. તેમાં એક પ્રસ્થ પ્રમાણ તેલ પકાવવું. વળી તે તેલ લાખ, ખાખરાની છાલ અને તેનો ગુંદ તથા સેમળાના ચૂર્ણમાં બીજી વખત પકાવવું. પછી તે તેલમાં રૂનું પુંબડું ભીજવી યોનિમાં ધારણ કરવું, અને તે ઉપર સાકર ભેળવેલા શીતળ કષાયથી સેચન કરવું. આવી રીતે સાત દિવસ કરવાથી યોનિના રોગ માત્ર દૂર થાયછે. અને સંતાનની ઉત્પત્તિ પણ થાયછે. ઉંબરાના દુધની ભાવના આપેલ તલનું તેલ કાઢી ઉપર કહ્યા પ્રમાણે પકવી તેનું પુંબડું યોનિમાં ધારણ કરવાથી પણ ઉપર કહેલું ફળ થાયછે. ધાવણી તથા આમળીનાં પાંદડાં, સુરમો જેઠીમધ, કમળ, હીરાકસી, લોદર, કાયફળ, ટીંબરૂ, ફટકડી, દાડમ, તજ, તથા ઉંબરાનાં કાચાં ફળ આ સર્વ પદાર્થો અક્ષ અક્ષ પ્રમાણ લઇ બકરીના મૂત્રમાં તથા બમણા દુધમાં પકાવવાં. પછી તેમાં એક પ્રસ્થ તેલ પકાવી તેનું પુંબડું યોનિમાં રાખવાથી, શરીરે અભ્યંગ કરવાથી અને બસ્તિ દેવાથી યોનિના તમામ રોગ દૂર થાયછે.

કેયડો, લીંબડો, આકડો, વાંસ, જાંબવો, મજીઠ અને મહુડાનો કવાથ, દ્રાખનો સીધુ અને શુક્તથી યોનિ ધોવાનો મહાવરો રાખવો તેથી પ્રદર રોગની નિવૃત્તિ થાયછે. તેમ છાશ સહિત ગોમૂત્ર સાથે મેળવેલ શુક્તથી અથવા ત્રિફળાના રસથી ધુવે તો સ્રાવ બંધ થાયછે. શ્લેષ્મ પ્રધાન યોનિના રોગની નિવૃત્તિ માટે તીખાં દ્રવ્યમાં મેળવેલ મૂત્રની બસ્તિ હિતછે. પિત્ત પ્રધાન યોનિરોગની નિવૃત્તિ માટે મધુર દ્રવ્યમાં મેળવેલ ક્ષીરની બસ્તિ તથા વાત પ્રધાન યોનિ રોગમાં અમ્લ પદાર્થથી મેળવેલ તેલની બસ્તિ હિત છે. સન્નિપાતથી ઉપજેલા યોનિ રોગની નિવૃત્તિ માટે સાધારણ કર્મહિત કહેલ છે. યોનિમાંથી રૂધિરનો સ્રાવ થતો હોય તો રૂ-

રૂધિર બંધ કરવાના ઉપાયો કરવા. વાયુના પ્રકોપથી રૂધિર પડે છે એમ જાણવામાં આવે ત્યારે તલનું ચૂર્ણ, દહીં, ઘી, પૂરો ન પકવેલ પાતળો ગોળ, તથા સુકરની વસા મધમાં મેળવી પીવી. આદુનો રસ અને મધ એ બન્ને પદાર્થો સમાન ભાગે મેળવી પીવાથી ખાધેલ માંસ અને અન્ન જલદી પકવી શકે, એવું જઠરાગ્નિનું જોર વધેછે. વાત પ્રધાન રોગ ઉપર કળથીના રસમાં મેળવેલો વરાહના માંસનો રસ હિત કહેલો છે, અથવા સાકર, તેલ, જેઠીમધ અને સુંઠ સાથે મેળવેલ દહીં પણ હિતકારક કહેલું છે. પિત્તથી થએલા રક્તપ્રદર રોગ ઉપર વિદારિકા, કમળ, કમળનું મૂળ, કમળના તંતુ, દારૂ હળદર, દુધ, સાકર અને મધ આ સર્વ સાથે મેળવી પીવાથી તે રોગ નિવૃત્ત થાયછે. કાળીપાટ અને રાખોની અંતરછાલ, શિલાજીત, રસાંજન, પાડળ, સેમળો, મજીઠ, કડાછાલ, કેસર, અતિવિષ, બીલું, મોથ, લોદર, ગેરૂ, કાયફળ, મરી, સુંઠ, કાકમાચી, રતાંજળી, કડુ, ધમાસો, ધાવણીનાં ફુલ, જેઠીમધ અને આંજણીઓ, આ સઘળા પદાર્થો સરખે ભાગે લઇ ઝીણો ભુકો કરી તેમાં મધ મેળવી ચોખાના ધોણ સાથે પીવાથી હરસ, અતિસાર રક્તાતિસાર, બાળકના જીવડાના રોગ, યોનિદોષ તથા રજના દોષ, તરત દૂર થાયછે. તાંદળજાના મૂળનું ચૂર્ણ મધ સાથે મેળવી ચોખાના ધોણમાં રસાંજન અને લાખ એ બન્ને મેળવી બકરીના દુધ સાથે અથવા રાણ અને કોંટનાં પાંદડાંનું ચૂર્ણ ઘીમાં ભુંજીને બકરીના દુધ સાથે પીવાથી પિત્તના પ્રકોપથી થએલ રક્ત પ્રદર શાંતિ પામેછે. જેઠીમધ, હરડાં, બેડાં, આંબળાં, લોદર, મોથ, ફટકડી, મધ, લીંબડો અને ગળો આ સર્વ ઔષધો મધ સાથે પીએ તો કફથી થએલ રક્ત પ્રદર મટે છે. મહાતિક્ત વિરેચન તથા મહાતિક્ત નામના ઘૃતનું પાન પિત્તથી થએલ રક્તપ્રદર મટાડે છે. તથા ગર્ભપાત થયો હોય તે ઉપર પણ હિત કહેલછે.

શિવણી અને કડાછાલના કવાથમાં સિદ્ધ થએલું ઘી ઉત્તર બસ્તિથી ઉપયોગમાં લીધું હોય તો રૂધિર સ્રાવ મટેછે તથા રજો દર્શન બંધ પડયું હોય તેને ફરીથી છૂટ કરેછે. જે સ્ત્રીને રજોદર્શન થતું નથી તે સ્ત્રીએ, મૃગ, બકરી, સૂવર અને ઘેટાંનું રૂધિર. દહીં તથા ખાટા ફળના ઘૃતમાં મેળવી પીવું, અથવા જીવનીય ગણમાં કહેલાં ઔષધથી સાધેલું દુધ પીવું. વાત કફ પ્રધાન યોનિના રોગની નિવૃત્તિ માટે ઉત્તર બસ્તિથી તૈલનો ઉપયોગ કરવો. ઉપર કહેલી વાસિની તથા પ્લુત યોનિની શાંતિ માટે સ્વેદ વિધિ કરવો, તે પછી સ્નેહવિધિ કરવો. મજીઠ, જાંબુ, અને છાલ અહણ

કરવાના પ્રકરણમાં કહેલાં પાંચ વૃક્ષની છાલના કવાથમાં સાધેલ સ્નેહનું પુંભડું મુકવાથી વિપ્લુતાપણું મટેછે. કર્ણિકાની નિવૃત્તિ માટે; કઠ, પીપળીનો અર્ક અને સૈંધવની બકરીના મૂત્રમાં બનાવેલી વર્ત્તી ધારણ કરવી અને કફ નિવર્ત્તક સર્વ ઔષધો પણ તે પર હિત કહેલાં છે. નસોતરમાં પકાવેલો સ્નેહ તથા સ્વેદ તથા ગામના તથા પાણીવાળા દેશના જાનવરોનો માંસરસ, દશમૂળથી સાધેલા દુધની બસ્તિ ઉદાવર્ત્ત રોગને હણેછે તથા વાયુની વ્યાધિ મટાડે છે. ઉપર લખેલી મહાયોનિ અને સ્રસ્તયોનિની શાંતિ માટે નસોતરથી સાધેલા સ્નેહની અનુવાસન બસ્તિ તથા ઉત્તર બસ્તિ હિત કહેલીછે. મીઠા પદાર્થ સાથે પકાવેલી વરાહની ચરબી અથવા ઘૃતથી મહાયોનિને ભરપૂર કરી હીરના વસ્ત્રનો દાટો આપવો. અથવા તે મહાયોનિને પ્રથમ ઘી લગાવી, દુધની બાફ આપી હવેજની ગુટીકાનો પ્રવેશ કરાવવો. ફક્ત મૂત્રનો વખત બચાવવો. યોનિના સર્વ રોગમાં વાત મળેલો હોયછે, તેથી વાત નિવર્ત્તક જે ઉપાયો કહેલા છે તે પણ કરવા. જ્યારે વાત શાંત થાય ત્યારે બીજા દોષની નિવૃત્તિનુ ઓસડ કરવું. શ્વેત પ્રદરની નિવૃત્તિ માટે સાકર અને મધ મેળવી આંબળાંના બીજનું ચૂર્ણ પાવું, અથવા મધ સાથે મેળવી આંબળાનો રસ પીવો, અથવા વડની ત્વચાનાં કષાયથી ભાવના આપેલું હીરનું વસ્ત્ર યોનિ ઊપર રાખવું તેથી સ્રાવ મટેછે. પીપરની છાલના ચૂર્ણને મધમાં નાખી બનાવેલી ગોળી યોનિમાં રાખવી તેથી શ્વેત સ્રાવ મટેછે. અથવા કષાય રસવાળા દ્રવ્યની મધમાં બનાવેલી વાટ યોનિમાં ધારણ કરવી. અથવા ઘૃતનું લેપન કરેલી યોનિને ઘીમાં મેળવેલ નસોતર, ગુગળ અને ચવકનો ધૂપ દેવો. બડબડી ગએલ યોનિને સાફ કરવા માટે હીરાકસી, ત્રિફળા (હરડાં બેહેડાંને આંબળાં) કાછની, જાંબુનો ઠળીઓ, અને ધાવણીનું ચૂર્ણ મધમાં મેળવી યોનિમાં ધારણ કરવું. ખાખરો, બપોરીઓ, જાંબુની છાલ, મજીઠ, મોચરસ અને ધાવણીનું ચૂર્ણ, ગારા જેવી થઈગએલી યોનિને સાફ કરવા માટે હિત કહેલછે. સુગંધી પદાર્થોનો કલ્ક યોનિનો દુર્ગંધ મટાડવા હિત કહેલછે. આવી રીતે ઉપાય કરવાથી યોનિ શુદ્ધ થાય ત્યારે સ્રી ગર્ભ ધારણ કરેછે.

**ગર્ભધારણમાં પુરૂષના શુદ્ધ વીર્યની જરૂરીયાત.**

ગર્ભધારણમાં યોનિની શુદ્ધિ જેમ કારણ છે તેમ પુરૂષના વીર્યની શુદ્ધિ પણ કારણ છે. કેમકે બીજ સડેલું હોય તો સારી પૃથ્વીમાં વાવવાથી પણ ઉગતું નથી. તેમ

પુરૂષનું વીર્ય બગડેલું હોય તો શુદ્ધ યોનિમાં સીંચવાથી પણુ ગર્ભ ઉત્પન્ન થતો નથી.

અત્યંત મૈથુન કરવાથી, અતિ કસરત કરવાથી, નહીં સદતા પદાર્થોના સેવનથી, વખત વિના મૈથુન કરવાથી તથા યોનિને છોડી મૈથુન સુખ લેવાથી, લુખું, તિક્ત, ઉષ્ણ, કષાય, અતિ લવણુ, અને અમલના સેવનથી મધુર, સ્નિગ્ધ અને ગુરૂ અન્નના સેવનથી, વૃદ્ધ અવસ્થાથી, ચિંતા, શોક, અવિશ્વાસ, શસ્ત્ર, ક્ષાર, અગ્નિ, ભય, ક્રોધ અને વ્યાધિ, વેગને બંધ પાડવાથી, ક્ષય અને ધાતુ બગડવાથી, દુર્બળ થઈ ગએલા પુરૂષના એક એક દોષ અથવા સમસ્ત દોષ, વીર્યવહન કરનાર નાડીઓમાં પેસી વીર્ય બગાડેછે. ફીણુવાળું પાતળું, સુકાઇ ગએલું, વિરૂદ્ધ વર્ણુવાળું, દુર્ગંધી, ગારા જેવું, બીજા ધાતુથી મળેલું અને બહાર નિકળવા વખતે પીડા ઉપજાવનારૂં એ રીતે પુરૂષનું વીર્ય બગડી આઠ પ્રકારનું થાયછે. વાતના કોપથી પુરૂષનું વીર્ય, ફીણુવાળું, સુકાએલું, ગારા જેવું, અને પાતળું પડેલું હોયછે, તેથી ગર્ભ રહેતો નથી. પિત્ત પ્રકોપથી બગડેલું વીર્ય નીળ, પીત, અત્યંત ઉષ્ણુ, દુર્ગંધવાળું અને લિંગને બાળતું બાળતું બહાર નિકળનારૂં થાયછે. કફના પ્રકોપથી બહુ ગારાજેવું, સ્ત્રીપાસે અંત્યંત જાવાથી અભિઘાત અને ક્ષયથી ઘણુકરીને પુરૂષનું વીર્ય લોહીથી મળેલું બહાર નિકળેછે. વેગ પકડવાથી વીર્યના મારગમાં રહેલા પવને હણાએલું વીર્ય પીડા કરતું કરતું બહાર નિકળેછે, તે ખેદ કરનાર સમજવું. એ રીતે વીર્યના આઠ દોષ લક્ષણુ સહિત કહ્યા. સ્નિગ્ધ, ઘાટું, મધુર, નિકળવા વખતે બળતરા ઉપજાવનારૂં અને સ્ફટિક જેવા વર્ણવાળું વીર્ય શુદ્ધ સમજવું. દુષ્ટ વીર્ય સુધારવા માટે વાજીકરણુના પ્રકરણુમાં કહેલા ઉપાયો કરવા. અને રક્તપિત્ત રોગને મટાડનારા ઉપાયો કરવા. ઘી, જીવનીય ઔષધિ. અને શિલાજીતનો પ્રયોગ વીર્યના દોષને મટાડેછે. વાત પ્રકોપથી બગડેલાં વીર્યને શુદ્ધ કરવા માટે નિરૂહ અને અનુવાસન બસ્તિ આપવી. પિત્ત પ્રકોપથી બગડેલ વીર્યની શુદ્ધિ કરવા આંબળાંનો પ્રયોગ ઉત્તમ કહેલોછે. જુઈ, ગળો, લોહ, અને ત્રિફળા અને ભીલામાના રસાયનથી વીર્યમાં રહેલો કફનો દોષ દૂર થાયછે. બીજા ધાતુથી મળેલું વીર્ય જોઈ વૈદ્યે તે તે ધાતુના દોષની નિવૃત્તિ કરનારૂં ઔષધ વાપરવું. ઘી, દુધ, શાળના ચોખા, ઘઉં અને સાઠીચોખા ખાવાથી તથા બસ્તિ દેવાથી વીર્યદોષ મટેછે.

બીજ, વીર્ય, લિંગના ઉપઘાતથી, વૃદ્ધાવસ્થાથી અ- વીર્યના દોષથી

ને વીર્યના ક્ષયથી નપુંસકપણું પ્રાપ્ત થાયછે. તેથી મનગાં હમેશ મૈથુન કરવાનો સંકલ્પ છતાં પણ પોતાની પ્રિય સ્ત્રી-પાસે લિંગની શિથિલતાને લીધે જઇ શકતો નથી. અથવા કોઇદ દિવસ જઇ શકેછે. મૈથુન કરતી વખતે શ્વાસ ભરાઇ આવે, પસીનો વળી આવે, લિંગ શિથિલ પડી જાય આ સઘળાં નપુંસકનાં લક્ષણ સમજવાં. ઠંડું, રૂક્ષ, અલ્પ, બગડેલ, વિરૂદ્ધ અને અજીર્ણ ભોજનથી શોક, ચિંતા, ભય, સ્ત્રીનું અત્યંત સેવન, રસાદિકનો ક્ષય, ઓજનો ક્ષય, ઉપવાસ, શ્રમ અને સ્ત્રીનાં રજનું ન જાણવું આટલા કારણથી વીર્યનો ઉપઘાત થાયછે. તેથી ફીકાવર્ણવાળો તથા દુબળો, થોડા સંતાનવાળો અને દીપન રહિત તથા હૃદ્રોગ, પાંડુરોગ, તમક અને કમળાના રોગવાળો પુરૂષ થાયછે.

થએલું નપુંસકત્વ.

અત્યંત ખાટું, અતિ લવણ, વિરૂદ્ધ (જે પદાર્થનો પરસ્પર યોગ વિષરૂપ કહેલછે તે) અજીર્ણ, અત્યંત જળનું પાન, અનિયમિત વખતે ખાવું, જઠરાગ્નિ ન પચાવી શકે એવું ભોજન, દહીં, દુધ અને પાણીવાળા દેશના માંસના સેવનથી, કન્યાનું ગમન કરવાથી, લાંબા રોગવાળી, તથા રજસ્વલા સ્ત્રી પાસે જવાથી, દુર્ગંધ પાણીના સ્ત્રાવવાળી યોનિના સ્પર્શથી, પશુ જાતિની સ્ત્રી પ્રત્યે ગમનથી, લિંગનું પ્રક્ષાલન ન કરવાથી, શસ્ત્ર, દંત અને નખના ક્ષતથી, કાષ્ટના પ્રહારથી, દબાવવાથી અને વિર્યના પ્રતિઘાતથી ધ્વજનો ભંગ થાયછે; તેથી સોજો, વેદના, લાલાઈ, ફોડકીઓ અને લિંગનો પાક થાયછે, તથા માંસની વૃદ્ધિ અને વ્રણ થાયછે. આ વ્રણમાંથી ધોળું, કાળું અને રાતું પાણી નિકળેછે. આ રોગવાળા પુરૂષને, તરસ, મૂર્છા, ભ્રમ અને ઉલટી થાયછે, અને અગ્નિથી બળ્યા જેવો લિંગ ઉપર દાહ થાયછે. બસ્તિ, વૃષણ, સીવણી અને વંક્ષણમાંથી ધોળું પાણી ઝરેછે. ઈત્યાદિ અનેક લિંગ ઉપર ઉપદ્રવ થવાથી પુરૂષ નપુંસક થઈ જાય છે.

લિંગના ભંગથી થએલું નપુંસકપણું.

જઘન્ય, મધ્ય અને ઉત્કૃષ્ટ એ રીતે અવસ્થાના ત્રણ ભેદ કહેલાછે. તેમાંથી જ્યારે વૃદ્ધ અવસ્થા આવે છે. ત્યારે પુરૂષનું વીર્ય ક્ષીણ થાયછે. રસ આદિક ધાતુના ક્ષયથી તથા વીર્યની પુષ્ટિ કરનારા પદાર્થોના ન સેવવાથી, બળ, વર્ણ અને ઇંદ્રિયોનો ક્રમેકરી ક્ષય થવાથી, આયુષ્યના ક્ષયથી અને અલ્પ આહારથી વૃદ્ધાવસ્થામાં નપુંસકપણું પ્રાપ્ત થાયછે. તેથી તે વૃદ્ધ પુરૂષ ક્ષીણ ધાતુ અને દુર્બળ થઈ જાયછે. વિવર્ણ, વિહ્વળ અને દીન થઇ ગએલો તે વૃદ્ધ તરત વ્યાધિનું પાત્ર થાયછે.

ઘડપણથી થતું નપુંસકપણું.

અત્યંત ચિંતા કરવાથી, શોક, ક્રોધ અને ભયથી, ઇર્ષ્યા, ઉત્કંઠા અને ઉદ્વેગથી વીર્યનો ક્ષય થાયછે. તથા રૂક્ષ અન્નપાન સેવવાથી, દુર્બળ પ્રકૃતિથી, ઉપવાસ કરવાથી, અને થોડું ખાવાથી હૃદયમાં રહેનારો રસધાતુ ક્ષીણ થાયછે. તે પછી રક્તાદિક ધાતુઓ શુક્રપર્યંત ક્ષય પામે છે. ચિત્તમાં અત્યંત હર્ષ લાવી, અત્યંત મૈથુન સેવનારા પુરૂષનું પણ વીર્ય ક્ષીણ થાયછે. તેથી તે પુરૂષ વ્યાધિગ્રસ્ત થાયછે, અથવા મરણ પામેછે. માટે આરોગ્યની ઈચ્છાવાળા પુરૂષે શુક્રનું સંરક્ષણ કરવું. આ પ્રમાણે ચાર પ્રકારનાં કારણ અને ચિન્હથી નપુંસકપણું થાયછે. લિંગભંગથી તથા વીર્યના ક્ષયથી થએલું નપુંસકપણું અસાધ્ય છે એમ કેટલાએક કહેછે પણ તેમ નથી ફક્ત લિંગના છેદથી તથા વૃષણના છેદથી અને માબાપના વીર્યના દોષથી થએલું નપુંસકપણું અસાધ્ય છે. માટે આ ત્રણ પ્રકારના નપુંસકપણાથી બીજા નપુંસકપણાની નિવૃત્તિ ઉપાયોથી થઈ શકે છે. શુક્રદોષની નિવૃત્તિમાં જે ઔષધો કહેલાં છે, તથા ક્ષત ક્ષીણનાં જે ઔષધો કહેલાં છે, તે પણ નપુંસકપણાંની નિવૃત્તિ માટે વાપરવાં. બસ્તિ, દુધ, ઘી, વીર્ય પુષ્ટિના ઉપાયો અને રસાયન ઔષધો એ સઘળાં નપુંસકપણાંને મટાડનારાં છે. દેશ, કાળ, અને પ્રકૃતિ જોઈ જે કારણથી નપુંસકપણું થયું હોય, તેથી વિરૂદ્ધ ઉપચાર કરવાથી નપુંસકપણું મટે છે. નપુંસક પુરૂષને સ્નેહક્રિયા અને સ્વેદક્રિયા કરાવી સ્નેહવાળું વિરેચન આપવું, અનુવાસન બસ્તિ આપવી અને ખાખરો, એરંડો અને મોથ આદિક ઔષધોના ક્વાથથી આસ્થાપન બસ્તિ વગેરે ઉપાયો અનુક્રમે યોજવા. વાજીકરણ પ્રયોગ વીર્ય ક્ષયથી થએલા નપુંસકપણાંની નિવૃત્તિ માટે વાપરવા. અને લિંગભંગથી થએલું નપુંસકપણું જાણવામાં આવે તો તેની નિવૃત્તિ માટે લિંગ ઉપર લેપ કરવા, ફસ ખોલાવવી, અને સ્નેહની અનુવાસન અને આસ્થાપન બસ્તિ આપવી, તથા વ્રણ જેવી ચિકિત્સા કરવી. વૃદ્ધપણાથી થએલા નપુંસકપણાની નિવૃત્તિ માટે સ્નેહ સ્વેદાદિક ક્રિયા કરવી અને સ્નેહવાળું શોધન ઔષધ આપવું હિત છે, અને તે પછી દુધ, ઘી, વીર્ય પુષ્ટિના ઉપાયો, બસ્તિ અને રસાયન પ્રયોગનો ઉપયોગ કરવો.

ક્ષયથી થતું નપુંસકપણું.

જે સ્ત્રી મીઠું, ખાટું, ગુરૂ, કટુ, દાહ કરનાર, ચીકણું, ગામ સંબંધી અને જળચર પ્રાણીઓનાં માંસ, ખીચડી, દહીં, દુધપાક, શુક્ત, (દારૂનો ભેદ) દહીંની તર, અને સુરા આદિક પદાર્થને અત્યંત સેવે છે, તે સ્ત્રીના શરીરનો પવન કોપી ગર્ભાશયમાં રહે-

પ્રદર રોગ.

નારી રજને વહન કરનારી નાડીમાં જઇ તેમાં રહેલા રકત સંયુકત રજને ગ્રહણ કરી બહાર કાઢે છે, તે પ્રદર રોગ કહેવાય છે. એ પ્રદરરોગ વાત, પિત્ત, કફ અને સન્નિપાતથી ચાર પ્રકારને। છે.

રૂક્ષાદિક પદાર્થના સેવનથી કોપેલો પવન આગળની પેઠે રૂધિરનું ગ્રહણ કરી પ્રદર રોગ ઉપજાવેછે તે વાતપ્રદર કહેવાયછે. તે રૂધિર, ફીણવાળું, સૂક્ષ્મ, લુખું, કાળું, રકત, કેસુડાંના ગર્ભ જેવું, પીડા સહિત અથવાં પીડા રહિત હોયછે. અને કમર, બરડો, હૃદય, પડખાં, વાંસો અને કટિપશ્ચાત્ ભાગમાં વેદના થાયછે. ખાટું, ખારૂં, ઉષ્ણવીર્ય અને ક્ષાર આદિ પિત્ત કરનાર પદાર્થના ભોજનથી કોપેલું પિત્ત પ્રદર ઉપજાવે છે. જે પિત્ત પ્રદરમાં નીલ, પીત, અત્યંત ઉષ્ણ, કાળું, રાતું અને અત્યંત પીડા સહિત રૂધિર સ્ત્રવે છે. વળી બળતરા, લાલાઈ, તરસ, મોહ, જ્વર અને ભ્રમ ઉપજાવે છે. ગુરૂ આદિક અન્નના ભક્ષણથી કોપેલો કફ પ્રદર ઉપજાવે છે. તે કફ પ્રધાન પ્રદર કહેવાયછે. તેમાં ધોળું ગુરૂ સ્નેહવાળું અને શીતળ જળ યોનિમાંથી સ્ત્રવે છે, મર્મસ્થાનમાં પીડા થાયછે તથા ઉલટી, અરૂચિ, મોઢે મોળ, શ્વાસ, અને કાસ ઉત્પન્ન કરેછે, તથા ત્રણે દોષ કોપવાથી થએલા પ્રદરમાં ત્રણેના ચિન્હો દેખાયછે. જ્યારે નારી અતિ ક્લેષથી દુર્બળ થઇ જાયછે, ત્યારે વૃદ્ધિ પામેલા પવનથી ત્રણ દોષના ચિન્હવાળું રૂધિર બહાર નિકળે છે. દુર્ગંધી, તરવાળા દહીં જેવું, પીળું, અને દાહ કરનારૂં રૂધિર અસાધ્ય સમજવું. માસે માસે જે રજનું દર્શન થાય છે અને જેની પાંચ દિવસ સ્થિતિ છે, વજનમાં જોઇએ તેટલું છે, તથા જેનો રંગ ચણોઠી અને અળતા જેવો છે તે શુદ્ધ રજ કહેવાયછે. વાતના પ્રકોપથી થએલા ચાર પ્રકારનાં યોનિ રોગનું જે આગળ ઔષધ કહેલ છે, તે આ પ્રદર ઉપર પણ વાપરવું. રૂધિરના ઝાડાનું, રક્તપિત્તનું તથા લોહી સ્ત્રવનારા અર્શનું જે ઔષધ કહેલ છે તે પણ આ પ્રદર રોગ ઉપર કરવું.

**બડેગલું ધાવણ તથા તેની શુદ્ધીના ઉપાયો.**

ન પચે તેવું, અણુસદતું, વિષમ, વિરૂદ્ધ, અત્યંત, લવણ, ખાટું, કડવું, ખારૂં, અને બગડેલ ભોજનના સેવનથી, મન અને શરીરના સંતાપથી, રાત્રિએ નિદ્રા ન આવવાથી, ઘણો વિચાર કરવાથી, આવેલ વેગને બંધ રાખવાથી, ન આવેલ વેગને પ્રગટ કરવાથી, પુષ્કળ ગોળવાળાં અન્ન અને નાડીઓને પકડનાર માંસ ખાવાથી, દિવસના સુવાથી, બહુ મદ્ય પીવાથી, મેહેનત કરવાથી, ક્રોધથી અને રોગથી દુર્બળ થવાને લીધે કોપેલા ત્રણ દોષ ધાવ-

ણનાં સ્થાનકમાં રહેલાં ધાવણને બગાડી આઠ પ્રકારના રોગો ઉપજાવેછે. તેમાં વાયુથી બગડેલું ધાવણ રસ રહિત, ફીણવાળું અને લુખું હોયછે. પિત્તથી બગડેલું ધાવણ દુર્ગંધી તથા વિવર્ણ હોયછે અને કફથી બગડેલું ધાવણ ચીકણું, તરવાળાં દહીં જેવું અને ગુરૂ હોયછે. વાતથી બગડેલાં ધાવણને ધાવનાર છોકરૂં દુબળું થતું જાય છે, અને તે છોકરાંનો સ્વર પણ દુબળો પડતો જાયછે, તથા ઝાડો સખ્ત થાયછે; ઉષ્ણાદિક પદાર્થના સેવનથી કોપેલું પિત્ત ધાવણનાં સ્થાનકમાં જઈ ધાવણને લીલું પીળું તથા શ્યામ કરી નાખેછે. તેને પીવાવાળું બાળક થુથા રંગના શરીરવાળું, ખેદવાળું, તરસવાળું, પાતળા ઝાડાવાળું તથા હમેશ ઉષ્ણ શરીરવાળું થાયછે; સ્નિગ્ધ અને ગુરૂ પદાર્થ ખાવાથી કોપેલો કફ ધાવણનાં સ્થાનકમાં જઇ ધાવણને અત્યંત સ્નેહવાળું કરેછે, તેને ધાવનાર બાળક વારંવાર ઉલટી કરેછે, લાળને સ્રવે છે, તથા આળસ અને નિદ્રાથી શ્વાસ, કાસ, તમક વિગેરે રોગથી તે બાળક સંયુક્ત રહેછે. સ્નેહ સંયુક્ત આમળાંનું ચૂર્ણ પ્રાતઃકાળે ખાવું. વજ, કાંગ, જેઠીમધ, કડાછાલ, સરશવ, લીમડો, તથા કડવી ધીસોડીનો ક્વાથ પીને વમન કરવું. તેથી ધાવણ શુદ્ધ થાયછે. તે પછી શેષ રહેલા દોષની નિવૃત્તિ કરવા માટે લાયક અનુપાનનો ઉપયોગ કરવો. સાળ, સાઠી ચોખા, સામો, કાંગ, જવ, મગ, કોદરા, મસૂર, તથા કળથી આહાર માટે ઉપયોગમાં લેવાં. લીમડો, પીલુ, આમળાં, સુંઠ, અને સીંધાલુણ નાખીને બનાવેલો ક્વાથ ધાવણની શુદ્ધિ માટે પીવો. સસલો, હરિણ, અને કપિંજલ (એક જાતનું પક્ષી) નું માંસ ઉપયોગમાં લેવું. દ્રાખ, જેઠીમધ, અને ઉપલસરીનું પાન કરવું. પાંચ બોર અને કળથીને પીસી તેનું સ્તન ઉપર લેપન કરવું કાળીપાઠ, સુંઠ અને પીલુડીને ટાઢાં પાણીમાં પીસી અથવા આંજણીઓ, તગર, દારૂ હળદર, બીલાંનાં મૂળ અને કાંગને ટાઢાં પાણીમાં પીસીને તેનો સ્તન ઉપર લેપ કરવાથી ધાવણ સુધરે છે. જેઠીમધ, મહુડાં, દ્રાખ, વિદારિકા અને નગડ ને ટાઢાં પાણીથી વાટી પિયે તો ધાવણ સુધરે. અથવા દ્રાખ અને જેઠીમધનું સ્તન ઉપર લેપન કરવું. દારૂ હળદર, મોથ અને કાળીપાઠને ટાઢાં પાણીમાં વાટી તેમાં સીંધાલુણ નાખીને પિયે તો તરત ધાવણ સુધરે. આવી રીતે ટુંકામાં સર્વ વિકારનાં કારણો તથા ઔષધો લખ્યાં છે તેને સમજી વૈદ્ય લોકોએ દેશ, કાળ, તથા અવસ્થાને અનુસરી નવીન પ્રયોગો પણ બનાવવા, જેથી તત્કાળ શાંતિ થાયછે.—

## इंद्रवज्रावृत्तम्.

देवांगनारत्नप्रयत्नलभ्य

प्रत्नार्थमादौमणिशंकरेण ॥

धमार्थकामानवलोक्यवामा

धीनानलेखिस्वपरोपकारि ॥१॥

## शार्दूलविक्रीडितवृत्तम्.

साम्राज्यात्स्वकुटुंबसंभवमहाराश्यास्तनूजन्मनां

क्षेत्रत्वात्सुखदायिनांचमदनातंकैकदिव्यौषधेः ॥

प्राधान्यंप्रसमीक्ष्यपक्ष्मलदृशांपुंभ्यःप्रगल्भात्मनां

प्राग्रत्नंमणिशंकरेणलिखितंदेवांगनानामिदम् ॥२॥



# चंद्र रत्न २ जुं.

વૈદ્યને ચિકિત્સા શરૂ કરવા પેહેલાં શરીર જેની ચિકિત્સા કરવાનુ તે હાથમાં લે છે તે શાનું બનેલું છે તે જાણવાની અવશ્ય જરૂર છે. અને આ જ્ઞાન થયા વિના વૈદ્ય પોતાની ક્રિયામાં કદી પણ કુશળ થતો નથી.

## શરીર નીચે પ્રમાણે ભાગોનું બનેલું છે.

૧ હાડપિંજર.
૨ કૂર્ચા.
૩ માંસ (સ્નાયુ)
૪ ધમની.
૫ શિરા.
૬ જ્ઞાન તંતુ.
૭ ચરબી.
૮ સંયોજક.
૯ રસ વાહિની નળીઓ.
૧૦ લોહી.
૧૧ મર્મસ્થાનો.
૧૨ પવન, પાણી, મળ, મૂત્ર, વિગેરે બહારના પદાર્થો.

હાડપિંજર

શરીરમાં કુલ એકંદર (૨૩૯) હાડકાં છે. તેની સંખ્યા નીચે પ્રમાણે—

| | | |
|---|---|---|
| ૧ | માથાનાં | ૮ |
| ૨ | ચેહેરાના | ૧૪ |
| ૩ | દાંતનાં | ૩૨ |
| ૪ | બરડાનાં | ૩૩ |
| ૫ | પાંસળીનાં | ૨૪ |
| ૬ | ગળાનું | ૧ |
| ૭ | છાતીનું | ૧ |
| ૮ | ખભાનાં | ૨ |
| ૯ | હાંસડીનાં | ૨ |
| ૧૦ | બન્ને હાથનાં | ૬૦ |
| ૧૧ | નિતંબનાં | ૨ |
| ૧૨ | બન્ને પગનાં | ૬૦ |
| | કુલ— | ૨૩૯ |

આ સિવાય કેટલીક વખતે ખોપરીના હાડકાંના સાંધાની વચમાં એક અગર બે બીજાં બારીક અસ્થિ આવી રહેલાંછે. આ હાડકાં શરૂઆતમાં કૂર્ચા રૂપે હોયછે. તે સિવાય બરડાનાં હાડકાંમાં પણ એક વધેછે અગર ઘટેછે. તેમજ પાંસળીમાં પણ એકાદ અસ્થિની વધઘટ થાયછે અને તેથી શરીરનાં હાડકાંની કુલ એકંદર (૨૩૯) થી (૨૪૩) ની થાયછે.

માથાનાં હાડકાં.

તેમાં ૧ કપાળનું, ૧ માથાની પાછળનું, ૨ લમણાનાં, ૨ માથાના મુગટનાં, આ બન્ને હાડકાં સાથે મળી આગળ કપાળનાં હાડકાં સાથે, પાછળ માથાનાં પાછલાં હાડકાં સાથે તથા નીચે બન્ને બાજુના લમણાનાં અસ્થિ સાથે જોડાએલ છે. ૧ સ્ફીનોઈડ અસ્થિ

અને ૧ એથ્મોઇડઅસ્થિ; આ બન્ને હાડકાં નીચે આવેલાંછે. જેમાં સ્ફીનોઇડ પછવાડે છે અને એથ્મોઇડ આગળ છે. આ બન્ને હાડકાં ઉપર અને આગળ ગણાવ્યાં માથાનાં હાડકાંની નીચે મગજ અગર ભેજું રહેલુંછે.

૨. નાકનાં, ૨. ઉપલાં જડબાંનાં, ૨. આંખનાં, ૨. ગાલનાં, ૨. તાળવાનાં, ૨. ટર્બીનેટેડ ૧. વુમર અને ૧. હેઠલાં જડબાંનું, આમાંના બે ટર્બીનેટેડ, તથા એક વુમર નામનું અસ્થિ નાકના ભાગમાં આવેલછે. ચેહેરાનાં હાડકાં.

તેમાં દરેક જડબાંમાં સોળ સોળ હોયછે. ઉપલા જડબાંના દાંતનાં મૂળ ઉપર ઉપલાં જડબાંમાં બેસાડવામાં આવ્યા છે. તથા ચાવવાની સપાટી નીચે રાખવામાં આવીછે. હેઠલાં જડબાંના દાંતનાં મૂળ હેઠે તથા ચાવવાની સપાટી ઉપર રાખવા આવીછે. જેથી બન્ને ચાવવાની બાજુ ભેળી થઈ શકેછે. દરેક જડબાંમાં સોળ દાંત છે, તેમાં આઠ જમણી બાજુ તરફ તથા આઠ ડાબી બાજુ તરફ છે. જ્યાં આ બન્ને બાજુના દાંત મધ્ય ભાગમાં પડખા પડખ આવેલછે. ત્યાંથી દાઢ તરફ જતાં દાંત નીચે પ્રમાણે ક્રમથી આવેલા છે. ૨. કાપનારા, ૧. કુતરીઓ, ૨. ખુણીઆ અને ૩. દાઢો આવી રીતે બીજી બાજુપર પણ આઠ છે. અને એક જડબાંના સોળ દાંતને મળતાજ બીજાં જડબાંના પણ સોળ દાંત ગોઠવાયા છે. દાંતનાં હાડકાં.

આ તેત્રીશ હાડકાં મળી બરડાની મોટી કરોડ થાય છે. અને તે માથાનાં પાછલાં હાડકાંથી તે ઠેઠ પુંઠ સુધી જોડાઇ ગયેલછે. આ તેત્રીશ અસ્થિ નીચે પ્રમાણે ગોઠવાએલ છે. બરડાનાં હાડકાં.

| | | |
|---|---|---|
| ૧ ગરદનનાં | ૭ | કેટલીક વખતે આ પાંચ વિભાગમાંથી એકાદ વિભાગમાં એકાદ અસ્થિ વધારે ઘટારે હોય છે. તેમજ ત્રિકનાં પાંચ અસ્થિ તથા ગુદાસ્થિનાં ચાર જુદાં જુદાં અસ્થિ જોડાઈ જઇ એ- |
| ૨ પીઠનાં | ૧૨ | |
| ૩ કમ્મરનાં | ૫ | |
| ૪ ત્રિકનાં | ૫ | |
| ૫ ગુદાસ્થિનાં | ૪ | |

ક ત્રિકનું ને એક ગુદાસ્થિના ભાગનું અસ્થિ થઈ જાય છે. આ આખા બરડાનાં દરેક અસ્થિને મણકા કહેછે. અને તે બધા મણકા એક ઉપર એક એમ આવી રહેલાછે. દરેક મણકાનો આગલો અને પાછલો ભાગ કમાની આકૃતિનો છે. અને તેમના મધ્ય ભાગમાં એક મોહોટું છિદ્ર છે. કરોડના બધા મણકા એક ઉપર એક આવવાથી તેમના મધ્યમાં રહેલાં છિદ્રો એક બીજાં સાથે મળવાથી એક મોહોટી નેહેર થાયછે. જેમાં કરોડ

રજ્જુ મસ્તકના પાછલા ભાગથી તે ઠેઠ ગુદાસ્થિના ઉપલા ભાગ સુધી અવલંબન કરી રહેલછે.

છાતીની દરેક બાજુપર બાર બાર પાંસળીઓ છે. કોઇના શરીરમાં વખતે તેર પાંસળાં હોયછે, તો કોઈમાં ક્વચિત્ અગિયાર મળી આવેછે. પાંસળાંનાં હાડકાંનો એક છેડો મધ્યમાં છાતીનાં હાડકાં સાથે જોડાયલોછે. અને તેનો બીજો છેડો પીઠના બાર મણકાના અકકેક કાંગરા સાથે મળેછે. જેથી છાતીનું હાડકું, પાંસળાં અને પીઠના મણકા મળી છાતીની બખોલ થઇછે. આ હાડકાં પાતળાં અને પોચાં છે, બીજાં હાડકાં જેવાં તે કઠણ નથી. જેથી તે સેહેલાઈથી ભાંગી જાયછે. શ્વાસ લેવાનાં કામમાં આ હાડકાં ઘણાં ઉપયોગી છે. પાંસળીનાં હાડકાં.

આ એક નાનું નાજુક હાડકું છે. તેનો આકાર અર્ધગોળ શીંગડાંના જેવોછે. એક કોરનું શીંગડું બીજી કોરનાં શીંગડાં કરતાં જરા મોહોટું છે. આ હાડકું ઘણું પોચું છે અને ગળે ફાંસો ખાતાં કેટલીક વખતે તે ભાંગી જાયછે. ગળાનું હાડકું.

આ ત્રણ જુદાં જુદાં અસ્થિનું બનેલું વચલું હાડકુંછે. તેનો વચલો કટકો સૌથી મોટોછે. તે બન્ને બાજુ તરફથી પાંસળી સાથે જોડાએલછે. નીચલો કટકો પાતળો અને અણીઆળો છે. અને કેટલાંક કૃશ માણસની અંદર આંગળીથી દાબી શકાયછે. ઉપલો કટકો પહોળો છે જેથી આ ત્રણે કટકા મળતાં તેની આકૃતિ તરવારને મળતી આવેછે. ઉપલો ભાગ મૂઠની માફક પહોળો છે. અને હેઠલો ભાગ તરવારની પીંછીની માફક અણીઆળો છે. શ્વાસોશ્વાસ લેવાથી પણ આ હાડકું ચલાયમાન થાયછે. છાતીનું હાડકું.

આ બે હાડકાં પછવાડે પાંસળાંનાં રક્ષણને માટે ઢાલની માફક આવેલાંછે. કાંઇપણ બોજો ઉપાડવો હોય તો ખભાનાં હાડકાં આડાં હોવાને લીધે તેની અસર પાંસળાંને કે, છાતીની બખોલની અંદર રહેલ મર્મસ્થાનને પહોંચતી નથી. તે પહોળાં અને ત્રિકોણાકાર છે. અને જેમ ઢાલને ઝાલવાને માટે પછવાડે હાથા જેવું છે, તેમ આ હાડકાંની પાછલી સપાટી ઉપર ધારની માફક ચડિયાતો હાડકાંનો ભાગ છે. તેમજ જેમ ઢાલની અંદરના ભાગમાં ખાડ જેવું છે તેમ આ ખભાનાં હાડકાં અંદરની બાજુએ મધ્યભાગમાં જરા ખાડવાળાં છે. અને તેની કોરો જરા આગળ વધેલીછે. ખભાનાં હાડકાં.

દરેક બાજુપર અક્કેક હાંસડીનું હાડકું છે. આ હાંસડીનાં અસ્થિના દેખાવ ઉપરથી શરીરની દુર્બળતા તથા સ્થૂલતાનું અનુમાન થાયછે. તેના વાંક ઉપરથી એમ ખુલ્લી રીતે કહી શકાય કે, તેનો આકાર "ડ" અક્ષરને મળતો છે. સ્ત્રી અને પુરૂષનાં આ અસ્થિમાં ફેર છે. સ્ત્રીનું હાડકું જરા ઓછા વાંકવાળું, વધારે નાજુક અને વધારે લીસું છે. જે લોકો ઘણો બોજો ઉપાડે છે અને ઘણી મેહેનત કરે છે તેમનું આ હાડકું વધારે જાડું, વધારે ટુંકું અને વધારે વાંકવાળું થાયછે. તેમજ ડાબા કરતાં જમણું હાડકું વધારે ભારે, જાડું, ખડબચડું, અને ટુંકું હોય છે. હાંસડીનાં હાડકાં.

૨. ભુજાનાં, ૪. હાથની કડાઇનાં, ૧૬. કાંડાનાં, ૧૦. હથેળીના, ૪. અંગુઠાનાં, અને ૨૪. આંગળીઓનાં ભુજાસ્થિ ખભાથી તે કોણી સુધી આવેલછે. તેનો ઉપલો છેડો ગોળ દડા જેવો છે, અને તેને ભુજાસ્થિનું માથું કહેછે. તથા તે ખભાનાં હાડકાંના અગ્ર ભાગના ખુણા ઉપરના ગોળ ખાડામાં રહેલો છે. કેટલીક વખતે આંચકો લાગવાથી અગર કોઇ ચીજ જોરથી ફેંકતાં આ ભુજાસ્થિનું માથું તે ખાડામાંથી નિકળી પડેછે. અને બગલમાં સ્પષ્ટ રીતે જણાઇ રહે છે. આ સાંધો શરીરના બધા સાંધાઓમાં સૌથી વધારે અગત્યનો છે અને તેના જેવી ગતિ બીજા એકે સાંધામાં રહી નથી. હાથની કડાઇનાં બે હાડકાં છે. એક કર્પૂરાસ્થિ અને બીજું મણિબંધાસ્થિ; કર્પૂરાસ્થિ અંદરના ભાગમાં આવેલ છે અને મણિબંધાસ્થિ બહારના ભાગમાં છે. આ બન્ને હાડકાં એક બીજાં સાથે ઉપર કોણીએ તથા નીચે કાંડાં પાસે જોડાએલછે. દરેક કાંડાંમાં આઠ હાડકાં છે. અને તેની ચચ્ચારની બે હારો છે. ઉપલી હારનાં ચારે હાડકાં કર્પૂરાસ્થિ જોડે સંધાએલ છે. નીચલી હારનાં અસ્થિ હથેલીનાં અસ્થિ જોડે સંબંધ રાખેછે. હથેળીનાં પાંચ હાડકાંમાંથી એક હાડકું અંગુઠાને લગતું છે, ને બાકીનાં ચાર ચાર આંગળીઓને લગતાં છે. આંગળીઓના કરતાં અંગુઠાની સાથે સંબંધ રાખનારૂં હથેલીનું હાડકું આંગળીઓનાં બીજાં હાડકાં કરતાં પ્રમાણમાં વધારે અંતરે રહેલછે. દરેક આંગળીમાં ત્રણ ત્રણ હાડકાં રહેલાંછે. અને અંગુઠામાં બે છે. બન્ને હાથનાં હાડકાં

આ બન્ને હાડકાં પછવાડે ઉપલા ભાગમાં ત્રિકઅસ્થિ જોડે અને નીચલા ભાગમાં ગુદાસ્થિ જોડે તેમજ એક બીજાં સાથે આગળ અને જોડાએલ છે. અને તેથી બસ્તિપિંજર થાયછે. આ નિતંબનું હાડકું ત્રણ જુદા જુદા કટકાનું બનેલું છે. ઉપલો ભાગ જે નિતંબના હાડકાં

૫

પહોળો પાંખ જેવો છે તેને ઇલીઅમ કહેછે. અને હાથ મૂકતાં જે ભાગ ઉપર ભાર આવેછે તે આ ભાગ છે. બન્ને અસ્થિની આ ઉપલી પાંખો મળવાથી બસ્તિ પિંજરના કાંઠા થાયછે. બીજો કટકો ઘણો જાડો અને નીચે ઠેઆવાળો છે. આ ઉપર બેસવાનો બધો ભાર રહેછે. તેનું નામ ઈસ્કીયમ છે. ત્રીજો ભાગ પાતળો તથા સાંકડો છે અને તેનું નામ પ્યુબીસ છે. બન્ને બાજુના પ્યુબીસ મળવાથી બસ્તિ પિંજરની અગ્ર કમાન થાયછે. પુખ્ત ઉમ્મરે આ અગ્ર કમાનના ભાગ ઉપર વાળ ઉગે છે. જ્યાં આ ત્રણે કટકાઓ બહારની બાજુએ સંધાયછે તે ઠેકાણે એક ઊંડો ખાડો છે. આ ખાડામાં જાંઘના અસ્થિનું માથું રહેલું છે. પુરૂષના કરતાં સ્ત્રીનાં નિતંબાસ્થિ પહોળાં અને ફેલાયેલ હોયછે. જેમ હાથની અંદર ખભાનાં અસ્થિ તેમ તેને મળતાં પગમાં નિતંબનાં અસ્થિ છે. સ્ત્રી અને પુરૂષના બસ્તિમાં કેટલોક ફેર છે. પુરૂષનું બસ્તિ પિંજર વધારે જાડું અને મજબૂત છે. અને તે ભાગ ઉપર જે મોટા સ્નાયુ આવેલ છે, તેમને લીધે તે હાડકાં સારી રીતે મુદ્રિત થઇ રહેલ છે. તથા તેમનાં બસ્તિ પિંજરની અંદરનો ભાગ ઉંડો અને સાંકડો છે. સ્ત્રીનાં બસ્તિ પિંજરનાં હાડકાં હલકાં અને વધારે ખુલેલાં છે. સ્નાયુ વળગવાનાં સ્થાન પણ બહુજ ઝાંખી રીતે મુદ્રિત થયેલ છે. પ્યુબીસનો આગલો ભાગ અગર બસ્તિપિંજરની અગ્ર કમાન વધારે પોહોળી અને ખુલ્લી છે. ઈલીયમ અને ઈસ્કીયમ આ બન્ને બહારની બાજુ તરફ અતિ પ્રફુલ્લિત થયેલ છે. અને તેથી સ્ત્રીના મોટા નિતંબનો ભારો જણાઇ રહેછે. જ્યાં બન્ને બાજુના પ્યુબીસ અસ્થિની સંધિ થાયછે તે કેશભૂમિ કહેવાયછે. અને તે ભાગ ઉપર સ્નાયુ થોડી ઘણી ચરબી અને માથે ચામડી આવીછે. આ કમાનના નીચલા અને ખુલ્લા ભાગમાં જનનેંદ્રિયના બાહ્ય અવયવો રહેલા છે. ગુહ્ય અવયવોનો બસ્તિપિંજરના ઉંડા ભાગમાં સમાવેશ થયેલો છે.

૨. જાંઘનાં, ૨. ગોઠણની ઢાંકણીનાં, ૪. પીંડીનાં,
૧૪. ઘુંટીનાં, ૧૦. પગની પાટલીનાં, ૪. અંગુઠાનાં અને
૨૪. આંગળીઓનાં; } બન્ને પગનાં હાડકાં.

જાંઘનાં બન્ને હાડકાં ભુજાસ્થિને મળતાં છે. હાથની કડાઇની માફક પગની પીંડીમાં પણ બબ્બે હાડકાં છે. વધારામાં અક્કેક પગમાં અક્કેક એમ બે ગોઠણ ઉપર તેની તેની બે ઢાંકણીઓ છે. પગ ભોંય ઉપર લાંબો રાખી જો આપણે તે ઢાંકણીઓને હલાવીએ તો તે હાલે છે. તેમનો આકાર ગોળ છે તથા તે ચપટી અને પાત-

ળી છે. ઘુંટીનાં સાત હાડકામાં એક હાડકું ઘણું મોટું, જાડું, અને મજબૂત છે. અને તેથી પગની એડી બને છે. આ હાડકું બાકીનાં બીજાં ઘુંટીનાં હાડકાં સાથે તથા પગની પાટલીનાં હાડકાં સાથે એવી સારી રીતે કમાનની આકૃતિમાં જોડાયલું છે કે તેથી તે આખાં શરીરનો ભાર ઝીલી શકે છે. અંગુઠાનાં બે અને આંગળીઓનાં ત્રણ ત્રણ હાડકાં છે. પણ આ હાડકાંઓ ઉપર શ્વેત તંતુનું સંધિ બંધન એવી રીતે આવેલું છે કે તેમાં હાથનાં આંગળાંની માફક ગતિ રહી નથી.

આ હાડપિંજરનો વિષય પૂરો કરવા પેહેલાં સાંધાઓ વિષે થોડું વિવેચન આપવાની જરૂર છે. કારણ કે જ્યાં બે હાડકાંઓ એક બીજાં સાથે મળે ત્યાં સાંધો થાયછે. અને આમ જ્યારે સાંધે સાંધા જોડાય ત્યારે આખું હાડપિંજર થાયછે. છુટક હાડકાંના ભારાને હાડપિંજર કહી શકાય નહિ. જ્યાં જ્યાં અસ્થિસંધાન થાયછે ત્યાં ત્યાં એક અસ્થિનો છેડો ખાડાવાળો અને બીજાનો છેડો ગોળ હોયછે. જેથી તે બન્ને હાડકાંઓ સાથે મળવાથી તે સાંધો મજાગરાની માફક હાલી શકેછે. અસ્થિનો છેડો ખડબચડો હોય અને તેથી સાંધો બરાબર બેસવામાં જે હરકત આવતી હોય તે ન નડે તેટલા માટે તેવા હાડકાંના છેડાના ભાગ ઉપર કૂર્ચા રહેલ છે, જે લીસા અને પોચા છે. કૂર્ચાં વાસ્તવિક જોતાં અસ્થિનું મૃદુરૂપ છે. આથી સાંધામાં લીસપ આવેછે. ને તેથી તેમની ગતિમાં કોઈ પણ જાતની હરકત આવતી નથી. વળી સાંધાઓ હમેશને માટે લીસા રહે તેવા હેતુથી ઘણા ખરા સાંધાઓ ઉપર અને મુખ્યત્વે કરીને જે સાંધાઓમાં ઘણીજ ગતિ આપવામાં આવી છે તે સાંધાઓ ઉપર એક રસોત્પાદક પડનું આવરણ છે. તેમાંથી એક ચીકણો રસ નિંકળેછે. જે સાંધાઓને તેલની માફક લીસા રાખવાનું કામ સારેછે. સાંધા ખસી ન જાય તેટલા માટે તેમની આસપાસ શ્વેતતંતુનું બંધન છે તે સિવાય તેમના ઉપર સ્નાયુ આવી રહેલ છે. તેથી પણ તેઓ છુટા પડી શકતા નથી.

શરીરમાં જે સ્નાયુ છે તેમાં કેટલાક ગતિવાળા છે અને કેટલાકને સજ્જડ બેસાડવામાં આવેલ છે. માથાનાં હાડકાંના અને ચેહેરાનાં હાડકાંના સાંધાઓ ગતિ રહિત અને સજ્જડ બેસાડેલ છે. માથાનાં હાડકાં સંપૂર્ણ રીતે સજ્જડ થાય તેટલા માટે તે હાડકાંની કોર ઉપર કરવતીની માફક કરકરીઆં અગર દાંતા પાડેલા છે. અને એક હાડકાંના દાંતા તથા ખાડા બીજાં હાડકાંના દાંતા તથા ખાડાસાથે સાપટ બેસાડેલ છે. આવી રીતે તેની

સંધી થવાથી જ્યાં તે હાડકાંઓ મળેછે ત્યાં આંકા આંકા થઇ રહેછે. આને અજ્ઞાન લોકો વિધાતાના લેખ કહેછે અને તેમને કોઈ દૈવી લીપીનો અક્ષર ટેવે છે.

ગતિવાળા સાંધાઓના બે વિભાગ છે. કેટલાક સાંધાઓ મજાગરાની માફક એક બાજુ તરફ ફરેછે. અને બીજી બાજુ તરફ તેમની ગતિ બિલકુલ હોતી નથી. જોકે, કોણી, ઘુંટણ અને હાથ પગનાં આંગળાંના સાંધાઓ ખભાના, સાથળના અને ગરદનના સાંધાઓ મજાગરાની માફક ઉઘાડ બીડ થાયછે, એટલુંજ નહિ પણ તેઓ આજુ બાજુ પણ ફરી શકેછે. બરડાના સાંધાઓમાં ફક્ત ઝુલવાની ગતિ રહીછે.

કૂર્ચા એ પોચો, સ્થિતિસ્થાપક, શ્વેત અને જાડો રબર જેવો પદાર્થ છે. તે અસ્થિનું પૂર્વરૂપ છે. ગર્ભની અંદર જ્યારે અસ્થિનું બંધારણ થતું આવતું હોયછે ત્યારે બધાં અસ્થિ પ્રથમ કૂર્ચારૂપે હોયછે. જેમ જેમ ગર્ભ રહ્યાની મુદત વધતી જાયછે તેમ તેમ તેમાંથી અસ્તિ બંધાતાં જાયછે. જનમ્યા પછી પણ કેટલાક હાડકાંના છેડા કૂર્ચારૂપે હોયછે, અને તે થોડી મુદતમાં પાકીને અસ્થિ થાયછે. સાંધાઓની વચમાં, પાંસળીઓના છેડામાં, શ્વાસ નલિકામાં, નાકના પડદામાં તથા કર્ણપાલીમાં જીંદગી પર્યંત કૂર્ચા રહેછે. તે કદી પાકીને અસ્થિરૂપ થતા નથી. તોપણ વૃદ્ધાવસ્થામાં એકાદ કૂર્ચાનો થોડો ઘણો ભાગ અસ્થિ જેવો પાકી જાયછે. કૂર્ચા.

સ્નાયુ એ માંસના લોચા છે. અને તે અસ્થિ ઉપર વળગાડેલા છે. જ્યાં જેવા મજબૂત અને જેવી આકૃતિના જોઈએ ત્યાં તેવા સ્નાયુ મેલવામાં આવ્યાછે. જેમના શરીરમાં સ્નાયુ વધારે પ્રફુલ્લિત તે વધારે મજબૂત માણસ ગણાયછે. અને ખરેખર મેહેનતુ તથા કૌવતદાર માણસના સ્નાયુ દુબળાં અને નબળાં માણસના કરતાં પ્રમાણમાં વધારે, મોટા અને જાડા હોયછે. ચરબીને લીધે શરીર જાડું થાયછે, પણ તે દાબતાં પોચું લાગેછે. અને વજનમાં હલકું હોય છે. સ્નાયુનો ગુણ શરીરના જુદા જુદા ભાગોને ગતિમાં લાવવાનો છે. જે ભાગને ઘણું અને મેહેનતનું કામછે તે ભાગમાં ઘણા મજબૂત સ્નાયુ મૂકવામાં આવ્યા છે. સ્નાયુ બે જાતના થાયછે એક જેમ માણસની મરજી થાય તે પ્રમાણે વર્ત્તવાવાળા અને બીજા મર્મસ્થાનને ગતિ આપવા વાળા બીજા પ્રકારના સ્નાયુ અહર્નિશ ચાલ્યા કરેછે. મર્મસ્થાન પોતાનું કામ અહર્નિશ કર્યેજ માંસ (સ્નાયુ.)

જાયછે. અને તેની મનુષ્યને ખબર પડતીજ નથી. આ સ્નાયુ ઘણાજ નાના હોયછે. હાથ, પગ, પીઠ અને પેટ ઉપર ઘણા મોટા સ્નાયુ હોયછે. કેમકે તેમને ઘણી મેહેનતનું કામ કરવું પડેછે.

ધમની લાંબી અને પોહોળી નળીઓ જેવી છે. જે ધમની.
મારફત અંતઃકરણમાંથી આખાં શરીરમાં લોહીનું પોષણ
થાયછે. ધમની મારફત લોહીનું પોષણ થવું એ વૃક્ષની રચનાને મળતું છે. આ રક્ત પોષણ વૃક્ષનું અંતઃકરણ મૂળ છે. છાતીની અંદર રહેલી મોટી ધમની તેનું પડછે. અને ઝાડની અંદર જેમ પેહેલ વેહેલી બે ત્રણ મોટી ડાળીઓ ફૂટેછે. તેમ તેમાંથી પહેલ વહેલી ત્રણ ડાળીઓની માફક ત્રણ ધમનીઓ ફુટે છે. તેમાંથી વળી બીજી નાની ધમનીઓ ફૂટે છે. એવી રીતે આગળ જતાં તે દરેકમાંથી બીજી ઘણીજ બારીક ધમનીઓ ફૂટેછે. તે એટલે સુધીકે આખા શરીરમાં તે જાળની માફક પથરાએલ છે. નખ, વાળ, કૂર્ચા અને ઉપત્વચા સિવાય તે શરીરના તમામ ભાગમાં આવેલ છે. આથી શરીરને ચોખા લોહીનું પોષણ થાયછે. કાંઈ પણ રોગને લીધે અગર દબાણને લીધે જો કોઈ ભાગને લોહીનું પોષણ ન મળેતો તે ભાગ બેહેરો ખોડ થઈ જાયછે, અને મરવા પડેછે. મોટી ધમની ઘણાજ ઉંડા ભાગમાં છાતીની બખોલની અંદર મૂકાએલછે. જેથી તેને કોઈપણ જાતની ઇજા થતી નથી- દરેક શસ્ત્ર વૈદ્યને આ ધમનીઓનાં સંપૂર્ણ જ્ઞાનની અવશ્ય જરૂર છે. કારણકે કાપકૂપ કરતી વખતે કઇ ધમની આડી આવેછે તે જાણવાની અને જાળવવાની તેની ફરજ છે. સાધારણ કદની ધમની કપાવાથી પણ વખતે એવો સખત રક્ત સ્રાવ થાયછે કે, દરદી ગુજરી જવાની ધાસ્તી રહેછે.

શિરાઓ પણ ધમનીની માફક લાંબી તથા પહોળી શિરા.
નળીઓ છે. જેમ ધમની શરીરના બધા ભાગને ચોખાં લો-
હીનું પોષણ કરેછે તેમ શિરાઓ દરેક ભાગમાંથી મેલું લોહી એકઠું કરી સ્વચ્છ કરવા માટે ફેફસામાં લાવેછે. જ્યાં બારીકમાં બારીક ધમનીનો અંત આવેછે ત્યાંથી શિરાની ઉત્પત્તિ થાયછે. અને એક પછી એક નાની શિરાઓ મળી એક મોટી શિરા થાયછે. ધમનીથી ઉલટીજ ગતિ શિરાની છે જ્યાં ધમનીનો અંત છે ત્યાં શિરાનું મૂળછે. ધમની, શિરા અને જ્ઞાનતંતુ કે જેનું વર્ણન હવે પછીથી કરવામાં આવશે. તે ત્રણે સાથેજ રહેલાં છે.

જ્ઞાન તંતુ એ ગોળ, ચપટો અને લાંબો દોરડા જેવો પદાર્થ છે. તે એક બાજુએ જ્ઞાનેંદ્રિય સાથે જોડાએલ છે અને બીજી બાજુએ શરીરના જુદા જુદા ભાગોમાં બારીક રૂપે પથરાએલછે. શરીરના દરેક ભાગને, અવયવને અને મર્મસ્થાનને તે પોત પોતાનું કામ કરતાં શીખવેછે. ધમનીની માફક તેની પણ ડાળીઓ ફૂટેછે. જ્ઞાનતંતુ બે જાતનાં થાયછે. એક મગજ અગર બરડામાં રહેલ જ્ઞાનેંદ્રિયમાંથી નિકળેછે અને બીજી જાતનાં જ્ઞાનતંતુ તંતુ ગ્રંથિમાંથી નિકળેછે. બધી મળી આશરે પચાશ જોડ જ્ઞાનતંતુની છે. દરેક જોડમાંથી એક જ્ઞાનતંતુ જમણી બાજુઓં તરફ જાયછે. અને બીજો ડાબી બાજુ તરફ જાયછે. આ પચાસ જોડમાંથી નવ જોડ મગજમાંથી એકત્રીશ જોડ કરોડ રજ્જુમાંથી અને આશરે નવ દશ જોડ તંતુગ્રંથિમાંથી નિકળે છે. જ્ઞાન તંતુ.

મગજમાંથી જે જ્ઞાનતંતુ નિકળેછે તે કાન, નાક, આંખ, જીભ વિગેરેને જ્ઞાન શક્તિ આપેછે. કરોડ રજ્જુમાંથી જે જ્ઞાનતંતુ નિકળેછે તેમાં આઠ જોડ ગરદન વિભાગમાંથી નિકળેછે અને તે ગરદન અને હાથના ભાગને શક્તિ આપેછે. પીઠના વિભાગમાંથી નિકળનારી બારજોડ છાતીના તથા પીઠના ભાગપર પથરાએલછે. કમ્મરના વિભાગમાંથી જે પાંચ જોડ નિકળેછે તે કમ્મર, પેટ તથા પેડુના ભાગને તેમજ પગના આગલા ભાગને શક્તિ આપેછે. ત્રિક અને ગુદાસ્થિના વિભાગમાં આવેલ કરોડ રજ્જુમાંથી છ જોડ જ્ઞાનતંતુની નિકળે છે અને તે પેડુ, નિતંબ તથા પગના પાછલા ભાગને ધરાવનાર છે.

તંતુ ગ્રંથિમાંથી નિકળતી નવ અગર દશજોડ છાતી, પેટ અને મગજના મર્મસ્થાનો સાથે સંબંધ ધરાવેછે. આ જ્ઞાનતંતુઓનું કામ ઘણુંજ ગૂઢછે અને તે સર્વોત્કૃષ્ટ મર્મસ્થાનને પોતાની ફરજ બજાવવાને શક્તિમાન કરેછે એમ માનવામાં આવ્યુંછે.

ચરબીના પીળા રંગના લોચા સંયોજક સાથે વળગેલા હોયછે. જે માણસ શરીરમાં બહુ જાડું હોયછે અને વજનમાં ઘણું હલકું હોયછે તેના શરીરમાં ચરબીનો ઘણો વધારો હોયછે. અને તે શરીરના વિવિધ ભાગમાં આવેલછે. ચરબી.

એ બારીક રેસાનો બનેલો છે. અને તેનું બારીક અસ્તર સ્નાયુ, ધમની જ્ઞાનતંતુ, અસ્થિ વિગેરે શરીરના જુદા જુદા ભાગ ઉપર આવેલુંછે. અને તેથી તે ભાગો જુદા પડી શકતા નથી. આ સંયોજક.

સંયોજકનું અસ્તર સાધારણ રીતે કેટલાક સ્નાયુના ભાગ ઉપર બહુજ ચવડછે.

**રસવાહિની નળીઓ.**

રસવાહિની નળીઓ શરીરના દરેક ભાગમાં આવીછે. તેમના બે વિભાગ કરવામાં આવ્યાછે. એક "ઉપર છલી" એટલે જે ઘણાજ ઉપલા ભાગમાં ચામડીની નીચે આવેલીછે. તે અને બીજી "ઉંડી" જે ઉંડા ભાગમાં હોયછે તેવાં મર્મસ્થાનો જોડે આંતરડાંનો સંબંધ રાખેછે તે; આ બધી રસવાહિનીઓ એક મોટી નળીમાં ઠલવાય છે. અને તે છાતીમાં ડુંટીની પાસેથી ઉત્પન્ન થઈ ગરદન સુધીમાં આવીને રહેલીછે. હોજરીમાં અનાજ લઇ જનાર અન્ન, નળ તથા મોટી ધમની એ ત્રણે સાથે એક બીજાંને પડખે પડખ પડયાંછે. ડુંટીની નીચે પછવાડેના ભાગ ઉપર આ બધો રસ રહે એવડો એક કોથળી જેવો અવયવ છે, જેમાં ખોરાકનો આંતરડાંની અંદર થયેલો રસ એકઠો થાયછે. જે મોટી રસવાહિની કહી તે આ અવયવમાંથી પ્રથમ શરૂ થાયછે.

**લોહી.**

લોહી એ એક રાતો પ્રવાહી પદાર્થછે. તે ધમનીની મારફત શરીરના દરેક અવયવને પોષણ આપેછે. લોહી એ શરીરમાં જીવનરૂપછે. અને તે હમેશાં પ્રવાહી રૂપે રહેછે. જે માણસનું લોહી થીજી જાયછે તે એકદમ મૃત્યુ પામેછે. મરેલ માણસનું લોહી હાલતું ચાલતું નથી. અને થીજેલું હોયછે. ધમની અને શિરા આ બન્નેમાં લોહી ફરેછે. ધમનીનું લોહી સ્વચ્છ હોયછે અને શિરાની અંદરનું ફરતું લોહી મેલું હોયછે. ધમનીનું લોહી ચળકતા લાલ રંગનું છે અને શિરાની અંદરનું લોહી ગૂઢાશપર કાળા રંગનું છે. લોહી સ્વાદે ખારૂં છે. લોહીની અંદરનો રાતો પ્રવાહી ભાગ તે રક્તજળછે. અને તેની અંદર બીજાં લાલ રંગનાં રજકણ રહેલાં છે તે રક્તકણ કહેવાયછે. આ કણનો રંગ લાલ અને આ રક્તકણને લઇનેજ લોહી રાતું લાગેછે. રક્તકણ જ્યારે ઘટેછે ત્યારે શરીર પીળું દેખાય છે.

**મર્મસ્થાનો.**

જુદાં જુદાં કાર્યો જે આ શરીરમાં થાયછે, તે પ્રમાણે તેની અંદર મર્મસ્થાનો પણ મૂકવામાં આવ્યાં છે. આ બધાં મર્મસ્થાનોના છ વિભાગ છે.

| | |
|---|---|
| ૧ ખોરાક માર્ગનાં મર્મસ્થાન. | ૪ જ્ઞાન માર્ગનાં મર્મસ્થાન. |
| ૨ શ્વાસ માર્ગનાં મર્મસ્થાન. | ૫ મૂત્ર માર્ગનાં મર્મસ્થાન. |
| ૩ રૂધિરાભિસરણ માર્ગનાં મર્મસ્થાન. | ૬ ઉત્પત્તિ માર્ગનાં મર્મસ્થાન. |

**ખોરાક માર્ગનાં મર્મસ્થાન.**

ખોરાક માર્ગમાં નીચે પ્રમાણે અવયવોનો સમાવેશ થયોછે.

| | |
|---|---|
| ૧ મોઢું. | ૭ હોજરી. |
| ૨ જીભ. | ૮ કલેજું. |
| ૩ દાંત. | ૯ તલ્લી. |
| ૪ થુંક. રહેવાનું સ્થાન. | ૧૦ પિત્તાશય. |
| ૫ અંતર્ગલ. | ૧૧ પેન્ક્રી આસ. |
| ૬ અન્નનલ. | ૧૨ આંતરડાં. |

મોઢું.

મોઢાંની અંદર હોઠ, તાળવું, જીભ, દાંત, અવાળુ વિગેરે બધું આવી જાયછે. બન્ને હોઠ એ મુખનાં દ્વારછે. તેની મદદથી મોઢાંમાં ચાવવા લીધેલું અનાજ હેઠું પડવા પામતું નથી. તેમજ ગાલની અંદર આવેલા સ્નાયુ ચાવવાનાં કામમાં સારી રીતે મદદગાર થઇ પડેછે. દાંત બે જાતનાં થાયછે. બચ્ચાંઓના દાંત તે દુધીઆ દાંત કહેવાયછે. પાંચમે અગર છઠ્ઠે વર્ષે આ દાંત પડવા માંડેછે. તે પછી જાથુના દાંત આવેછે. દુધીઆ દાંત સંખ્યામાં વીશ હોયછે. અને જાથુના દાંત બત્રીશ હોયછે. દુધીઆ દાંત નવમે મહિનેથી બચ્ચાંને ફૂટવા માંડેછે તે બચ્ચુ અઢિ વર્ષનું થાય ત્યાર સુધીમાં બધાં ફૂટી રહેછે. જ્યારે બાળકને દાંત ફૂટતા હોયછે ત્યારે બાલક બહુ માંદું રહેછે. અને તે ઘણાક રોગનું ભોગ થઇ પડેછે. જે જાથુના બત્રીશ દાંત છે તેમાં બાર દાઢો હોયછે. તે મોહોટી અને પોહોળી થાય છે. અને તે ચાવવાનાં કામમાં ઘણી ઉપયોગી છે. દાંતના ઉપયોગ પ્રમાણે તેનાં જુદાં જુદાં નામો પાડવામાં આવ્યાછે. કાપનારા દાંત દરેક જડબાંમાં ચાર જે બરાબર મધ્ય ભાગમાં આવ્યાછે તે. ત્યારબાદ એ દાંતની પડખે બન્ને બાજુએ અકકેકો કુતરીઓ દાંત છે. જેથી ઉપલાં હેઠલાં બન્ને જડબાંમાં થઈ કુતરીઆ દાંત ચારછે. આ દાંત અણીઆળા અને કુતરાંના દાંતને મળતાછે તેથી તે કુતરીઆ દાંત કહેવાયછે. કુતરીઆ દાંતની બન્ને પડખે બે "બે ખુણીઆ" દાંત છે; એટલે બન્ને જડબાંમાં બે ખુણીઆ આઠ દાંતછે. આ આઠમાંથી એકે દાંત બચ્ચાંઓને હોતો નથી. દાઢો એક જડબાંની બન્ને બાજુપર ત્રણ ત્રણ એટલે બધી મળીને બાર બચ્ચાં ઓને ફકત આઠ દાઢો હોયછે.

જીભ

જીભ સ્વાદની જ્ઞાનેંદ્રિય છે. તે દરેક પદાર્થનો સ્વાદ લઈ શકેછે. તેનું મૂળ ગળાનાં હાડકાં સાથે વળગેલું છે. તે પોચી અને સ્નાયુમય છે. અને તે સ્વાદ જાણી શકે તેટલા માટે તે પદાર્થ પ્રવાહી રૂપમાં અગર થુંકમાં ગળીગયેલી સ્થિતિમાં જીભને અડવો જોઇએ. તેના ઉપર ઝીણા ઝીણા અંકુરો છે પણ તે હમેશાં ભીની હોવાથી તે અં-

કુરો જણાતા નથી. ત્રિદોષ અવસ્થામાં જ્યારે મોઢાંમાં થુંક નથી હોતું અને જીભ સુકી પડી જાયછે ત્યારે જીભના અંકુરો કાંટા જેવા લાગેછે.

તાળવાં બે છે. એક કઠણ અસ્થિનું અને બીજું પોચું સ્નાયુમય. ગળાંનો કાકડો અથવા પડ જીભી પણ તાળવાં ભેગી આવી જાયછે. આ પણ સ્વાદ જાણવા માટે જીભની પેઠે ઉપયોગી છે. **તાળવું.**

અંદરનું ગળું એ કાકડાની નીચે અને અન્ન નળની વચ્ચેનો ભાગછે. જે ભાગ બહાર ગળાંનો છે. તેમાંના અંદરના ભાગમાં આ રસ્તો છે. ત્યાં થઇને અનાજ અન્ન નળમાં જાયછે.

થુંક રહેવાનાં સ્થાન અથવા થુંકના પિંડ ત્રણ છે. **થુંક.** એક કાનની નીચે જડબાંની પછવાડે, બીજો જડબાંના ખુણાની અંદર અને ત્રીજો જીભની નીચે આવેલો છે. આ ધણેમાંથી થુંક ઉત્પન્ન થાયછે. થુંક અનાજનું પાચન કરવામાં ઘણું ઉપયોગી છે. તેથી મોઢું ભીનું રહેછે. અને જમતી વખતે તે ખોરાકની સાથે મળવાથી તેનો જોઈએ તેવો લોંદો થઇને તે સેહેલાઇથી ગળે ઉતરી શકે છે. જમતી વખતે અને જમ્યા પછી થુંક બહુ ઉત્પન્ન થાયછે. અને તેથી જીભને ખોરાકના સ્વાદની જાણ થાયછે. સુકી જીભથી કાંઇ પણ સ્વાદ પારખી શકાતો નથી. બાદ ખોરાક પચાવવાણું પણ તે કેટલુંક રસાયની કામ કરેછે. જમ્યા પછી જે થુંક આપણે પેટમાં ઉતારીએ છીએ તેથી ખોરાકની અંદરનો સ્ટાર્ચનો ભાગ પચી જાયછે.

અન્ન નળ ગળાંથી તે હોજરી સુધી આવેલોછે. ગળાંમાં અનાજ ગયું કે એની મેળે તે અન્ન નળમાં થઈ હોજરીમાં પહોચે છે. કેટલીક વખતે અન્ન નળના વ્યાધિમાં ગળેથી બિલકુલ અનાજ ઉતરતું નથી. તેટલામાટે રબ્બરની શલાકા વખતે નાખવી પડેછે. છાતીની અંદરની કેટલીક ગ્રંથિથી પણ અન્નનળ ઉપર દબાણ થાયછે. અને તેથી ખોરાક હેઠો ઉતરી શકતો નથી. **અન્નનળ.**

હોજરી એ ખોરાક માર્ગનો એક મોટો અવયવ છે. **હોજરી.** ઓછામાં ઓછું ત્રણ કલાકસુધી અનાજ હોજરીમાં રહેછે. તે એક બાજુએ અન્નનળ અને બીજી બાજુએ આંતરડા સાથે જોડાયલીછે. તે ગોલી છે, અને તેનો આકાર મસકને મળતો છે. ડુંટીની ઉપર અને છાતીનાં હાડકાંથી નીચેના ભાગમાં તે આવેલ છે. તેની એક બાજુએ કાળજું અને બીજી બાજુએ પ્લીહાછે. પાચન ક્રિયા થવા માટે હોજરીની અંદર ખો-

રાક આમતેમ ફર્યા કરેછે. ખોરાકનો સ્પર્શ થવાથી હોજરીની અંદરનું શ્લેષ્માવરણ ગતિમાં આવેછે. અને તે ખોરાકને ફેરવેછે. શ્લેષ્માવરણની કરચલીમાં સૂક્ષ્મ છિદ્રો છે. તેમાંથી જઠર રસ નિકળેછે. આથી ખોરાકનો કેટલોક ભાગ પચી જાયછે. અનાજ પચવાથી જે રસ થયો હોય તે રસ અને બાકીનો વગર પચેલો અનાજનો ભાગ એમને એમ આંતરડાંમાં જાયછે તેનું પાચન આંતરડાંમાં થાયછે. અન્નનળ તરફનો હોજરીનો ભાગ પહોળો છે, અને આંતરડાં તરફનો ભાગ સાંકડો છે.

**કલેજું.** કલેજું એ. સૌથી ભારે ખોરાક માર્ગનું મર્મસ્થાન છે. તે વજનમાં આશરે ત્રણ રતલ છે. આ વજન પુખ્ત માણસનાં કલેજાંનું છે. સંસ્કૃતમાં તેને યકૃત કહેછે. પેટમાં જમણે પડખે જે મુંઝારાની અગર કાળીગાંઠ થાયછે તે યકૃતનું એક જાતનું દરદ છે. તે આશરે એક ફુટ લાંબુ તથા ૬ ઇંચ પાહોળું છે. તે જમણા પડખાંમાંથી થઈ જઠરનો ભાગ ઓળંગી ડાબે પડખે ઠેઠ બરોલના ભાગ સુધી પહોંચેલ છે. બીજા ખોરાક માર્ગના અવયવની પેઠે આ કાંઈ પોલું નથી. તેમાંથી પિત્ત પેદા થાયછે અને તે પિત્તાશયમાં એકઠું થાયછે.

**પિત્તાશય.** પિત્તાશય એ કલેજાંની નીચે લીલા પોપટીઆ રંગની અને મૂળાના આકારની એક થેલી છે. અને તે મોટા આંતરડાંના ઉપલા ભાગ જ્યાં હોજરી અને આંતરડાં જોડાએલ છે તેથી થોડેક નીચલા ભાગમાં પિત્ત વાહિની નળી મારફત પિત્ત ઠલવે છે. ખોરાકમાં જે કાંઈ ચરબીનો ભાગ હોય તે આ પિત્તથી પચે છે.

**બરોલ.** તલ્લી અથવા બરોલ ડાબે પડખે રહે છે. જ્યારે તે પોતાનાં બરાબર પ્રમાણમાં હોયછે ત્યારે તે પેટમાં જણાતી નથી. પણ તાવને લીધે વખતો વખત તેનું કદ ઘણું વધી જાયછે. કેટલીક વખતે આખા પેટમાં પણ તે છવરાયેલી માલમ પડેછે. તેનું કામ રક્ત શુદ્ધિનું છે. કેટલાક ડાકટરોનું એમ માનવું છે કે, જે માણસની તલ્લી કાઢી લેવામાં આવે તે માણસ અન્નપ્રાશી થાયછે અને કદી ધરાતો નથી. તલ્લીનો રંગ ગૂઢો છે.

**પેન્ક્રીયાસ.** પેન્ક્રીયાઝ નામનો પિંડ પેટમાં આડો પડ્યો છે. અને તેમાંથી થુંકને મળતો તથા તેના જેવા ગુણવાળો રસ નિકળે છે. આ અવયવમાં અર્બુદ વિગેરે વ્યાધી થાયછે તે અસાધ્ય છે. સ્ટાર્ચનું પાચન કરવામાં આ રસ ઉપયોગી છે.

આંતરડાંની લંબાઈ આશરે ત્રીશ ફુટ છે. મોહોટાં આંતરડાં ટુંકાં પણ પોહોળાં અને વધારે જાડાં છે. અને નાનાં આંતરડાં લાંબાં પણ સાંકડાં છે. નાનાં આંતરડાં પચ્ચીસ ફીટ લાંબાં છે અને મોટાં પાંચ ફીટ છે. મોટાં આંતરડાંના છેલ્લા ભાગને સફરો કહેછે. અને મળ આ આંતરડાંમાં એકઠો થાયછે. આંતરડાંની અંદર પણ એક શ્લેષ્માવરણ છે. જેમાં જુદી જુદી જાતના રસોત્પાદક પિંડ આવેલા છે. આવા પિંડો મોટાં આંતરડાં કરતાં નાનાં આંતરડાંમાં બહુ મળી આવેછે. ચરબીનો ભાગ તેમજ જે ખોરાકનું હોજરીમાં પાચન થયું નથી તે અહીં આંતરડાંમાં પકવ થાયછે.

આંતરડાં.

શ્વાસમાર્ગનાં મર્મસ્થાન ફેફ્સાં અને શ્વાસનલિકા એ બે છે. ફેફ્સાં બે છે એક ડાબું અને એક જમણું. જમણું ફેફસું ડાબા કરતાં વજનમાં આશરે પાંચેક તોલા વધારે હોયછે. આ ફેફસાંનો દેખાવ બરાબર વાદળીના જેવો છે. જેમ વાદળીને પાણીમાં બોળ્યા પછી દાબવાથી સંકોચ થાયછે તેમ ફેફસાંને દાબવાથી લોહી અને લોહીવાળા પરપોટા નિકળેછે. શ્વાસનળીની મોટી શાખાઓમાંથી આગળ ઉપર બીજી નાની બારીક શાખાઓ થાયછે. અને ફેફસું એ શ્વાસનળીકાની તમામ બારીક શાખાઓનું બનેલું છે. આ બધી શાખાઓના છિદ્રમાં લોહી ભરેલું રહેછે. મોઢેથી આપણે જે ચોખી હવા લઈએ છીએ તે શ્વાસનળિકા મારફત ફેફસામાં જાયછે. અને તેથી ત્યાં રહેલું મેલું લોહી ચોખું થાયછે. ફેફસાં ઉપર એક પડનું આચ્છાદન છે. શરદી વિગેરે લાગવાથી વખતે આ પડનો વરમ થઇ આવેછે. અને તેથી છાતીમાંથી સખત શૂળ નિકળે છે. બન્ને ફેફસાંનું એકંદર વજન આશરે ચાળીસ ઔંસ છે. ફેફસાંનો રંગ જનમતી વખતે ચળકતો રાતો હોયછે પણ પુખ્ત ઉમ્મરે તે ગૂઢો થાયછે. અને જેમ જેમ ઉમ્મર વધતી જાયછે તેમ તેમ તેમાં કાળાશની છાંય વધતી જાયછે.

શ્વાસમાર્ગનાં મર્મસ્થાન.

શ્વાસ નાકમાંથી અગર મોંઢામાંથી લેરીંગ્સ અને ટ્રેકીઆ વાટે ફેફ્સામાં જાયછે. લેરીંગ્સ અગર કંઠના અવયવ અને ટ્રેકીઆ મળી શ્વાસનળિકા થાયછે. લેરીંગ્સ ગરદનના ભાગમાં આવેલ છે. તે જુદી જુદી નવ કુર્ચાનું બનેલું છે. તેનો ઉપલો ભાગ પોહોળો અને હેઠલો ભાગ સાંકડો છે. ટ્રેકીઆની નાની નાની પંદર સોળ કડીઉં છે. છાતીમાં જતાં ટ્રેકીઆના બે વિભાગ થાયછે. એક જમણાં ફેફસાંમાં જાયછે અને બીજો ડાબાં ફેફ-

સાંમાં જાયછે. જમણી કરતાં ડાબી નળી જરા વધારે લાંબી છે. ફેફસાં-ની અંદર આ નળીઓમાંથી બીજી અનેક નાની નળીઓ થાયછે. અને તે જાળની માફક આખાં ફેફસાંમાં છવરાઈ રહેલછે. શિરાઓ આખાં શરી-રમાંનું બધું મેલું લોહી એકઠું કરી અંતઃકરણનાં જમણાં પડખાં મારફત ફેફસામાં લાવેછે જ્યાં તેની શુદ્ધિ થાયછે.

આના પેટામાં હૃદય અને ધમનીઓ આવેછે. ધમ-નીઓ વિષે આગળ કહેવાઇ ગયેલછે. હૃદય બે ફેફસાંની વચ્ચે ડાબી બાજુપર મૂકાએલ છે. તેમાંથી લોહી ધમની-ઓ મારફત આખા શરીરમાં પહોંચેછે. મોહોટી ધમનીનું મૂળ પણ હૃ-દય છે. છાતીનાં અસ્થિથી એક ઇંચને છેટે છઠ્ઠાં પાંસળાંની નીચેના ભા-ગ ઉપર કાન રાખવાથી હૃદયનો ધબકારો ઘણી સારી રીતે સંભળાયછે. તેની બે બાજુ છે. એક ડાબી અને બીજી જમણી. અને તે દરેક બાજુ-ના પાછા બબ્બે વિભાગ છે. જમણા વિભાગમાં મેલું લોહી મોહોટી શિ-રા મારફત આવેછે. અને ડાબી બાજુમાં ફેફસાંમાંથી શુદ્ધ થયેલું ચોખું લોહી આવેછે. ને ત્યાંથી પછી ધમનીમાં જાયછે. રૂધિરા ભિસ-રણ માર્ગનાં મર્મસ્થાન.

ફેફસું અને અંતઃકરણ એ બન્ને છાતીની બખોલમાં આવેલાંછે. અ-ને તે ઘણાંજ અગત્યનાં મર્મસ્થાનો છે. તે ઉપર જીવનનો આધાર રહેલ છે. જો આમાંથી એકાદો અવયવ પાંચ મિનિટજ પોતાનું કામ કરતો અ-ટકે તોપણ માણુસ ગુજરી જાયછે.

મગજ અને કરોડ રજ્જુ એ જ્ઞાનની ઉત્પત્તિનાં સ્થાનકો છે. અને તે દરેકમાં જુદાં જુદાં કાર્યોનું જ્ઞાન થા-યછે. જ્ઞાનતંતુ મારફત શરીરના જુદા જુદા ભાગોને જ્ઞાન થાયછે. મગજ એ સર્વોપરિ જ્ઞાનનું સ્થાન છે. તે માથાંની ખોપરીની અંદર આવેલ છે. અને કોઇપણ જાતની ઇજા જલદીથી ન થાય તેટલામાટે તેની આસપાસ આવું મજબૂત હાડકાંનું બંધન કરવામાં આવ્યુંછે. મગજના ચાર વિભાગ છે. આ ચારમાં ફકત બે વિભાગતો મગજ અને કરોડ રજ્જુને સંધાન ક-ર્તાજ છે. અને તે બન્ને ભાગો મગજના તથા કરોડ રજ્જુના રસ્તા વ-ચ્ચેજ આવેલ છે. ખરો મગજ એક છે જેને સીરીબ્રમ કહેછે. આના બે વિભાગ છે. તે દરેકનો આકાર લંબગોળ લોંદા જેવો છે. અને તે બન્ને ભાગ ઉપરથી છુટા તથા નીચેથી જોડાએલ છે. મગજના ઉપલા ભાગમાં કરચલી કરચલી જેવું છે. જેના મગજમાં કરચલી ઘણી અને ઉંડી તે મા- જ્ઞાન માર્ગનાં મર્મસ્થાન.

ણુસ વધારે ડાહ્યો હોયછે. આ સિવાય બીજો એક નાનો મગજ છે. જે વજનમાં આશરે બાર ચૌદ તોલા છે. મોટો મગજ નાના મગજથી આશરે આઠ ગણો મોહોટો છે. પુરૂષના કરતાં સ્રીનો નાનો મગજ વધારે મોહોટો છે. નાનો મગજ ખોપરીના પછવાડેના ભાગમાં આવેલ છે. કરોડ રજ્જુ આશરે સત્તર ઇંચ લાંબી છે. અને તે બરડાનાં હાડકાંનાં વચલાં છિદ્રોથી થયેલી નેહેરની અંદર આવેલો છે. પ્રમાણુમાં ગર્ભની અંદર કરોડ રજ્જુ વધારે લાંબી હોય છે. પણ પાછળથી જન્મ્યા કેડે તે ટુંકી પડતી જાય છે. આ કરોડ રજ્જુમાંથી એકત્રીશ જ્ઞાનતંતુનાં જોડાં નિકળેછે.

મૂત્ર માર્ગનાં મર્મસ્થાન.

મૂત્ર પિંડ, મૂત્ર નળ, મૂત્રાશય અને શિશ્ન એ મૂત્ર માર્ગના અવયવો છે. શિશ્ન ઉત્પત્યવયવમાં પણ આવેછે. મુત્રપિંડ શરીરમાં બે છે. એક ડાબી બાજુએ અને એક જમણી બાજુએ પેડુમાં રહેલ છે. જમણા કરતાં ડાબો મૂત્ર પિંડ વજનમાં જરા વધારે છે. તેની અંદર બારીકનળીઓ છે; જેમાં લોહી ફરે છે ત્યારે તેમાંથી પાણીનો ભાગ ખેંચાઇ જઇ મૂત્રરૂપે જુદો પડી રહે છે. જે મૂત્ર નળમાં થઈ મૂત્રાશયમાં એકઠો થાય છે. અને ત્યાંથી પછી શિશ્નમાર્ગે બહાર આવે છે. મૂત્રનળ આશરે સત્તર અઢાર ઇંચ લાંબો છે. અને તે કવીલના જેવો જાડો છે. દરેક મૂત્ર પિંડમાંથી અક્કેક નળ નિકળી મૂત્રાશયની અક્કેક બાજુપર આથી ખુલેછે. મૂત્રાશય ડુંટીની નીચે બસ્તિના અગ્ર ભાગમાં આવેલું છે. જ્યારે પેસાબથી ભરેલું હોય છે ત્યારે તે મોહોટું લાગે છે. પેસાબ બંધ થયેલ દરદીનું પેટ જોવાથી મૂત્રાશયના યોગ્ય સ્થાનનું જ્ઞાન થાયછે. કારણ કે પેસાબ ભરાવાથી મૂત્રાશય ફૂલેછે, અને પેટમાં ચડા થઈ રહેછે. મૂત્રાશયમાંથી પેસાબ પુરૂષમાં શિશ્નમાર્ગે અને સ્રીમાં યોનિમાર્ગે આવે છે. પુરૂષના કરતાં સ્રીની અંદરનો મૂત્ર માર્ગ વધારે પોહોળો છે. જેથી મૂત્રાશયમાંથી કાંકરી કે રેતી વિગેરેનો ભાગ જલદીથી બહાર આવી શકેછે.

ઉત્પત્તિ માર્ગનાં મર્મસ્થાન.

પુરૂષના ઉત્પત્તિ અવયવ.

સ્રી પુરૂષના બન્નેના ઉત્પત્યવયવ જુદા જુદા છે. પુરૂષમાં વૃષણ, વીર્યનળ, વીર્યાશય, અને શિશ્ન; સ્રીમાં ગર્ભાશય, ગર્ભઅંડ, ફલવાહિની તથા યોનિ છે. વૃષણુની બે ગોળીઓ જુદી જુદી વૃષણુ થેલીમાં રાખવામાં આવેલી છે. અને તે વૃષણુ રજ્જુના આધારથી અધર લટકેછે. આ બન્ને ગોળીઓમાં ઘણીજ બારીક વીર્યોત્પાદક નળીઓ છે. જેમાંથી વીર્ય ઝરેછે

અને તે બધું એકઠું થઇ વીર્ય નળ મારફત વીર્યાશયમાં આવે છે. વૃષણની ગોળી ઉપર પાંચ જુદાં જુદાં અસ્તર વીંટાએલ છે. ઉપર જે રસપડ છે તે પેટની અંદરનાં રસપડને મળતું છે. વધરાવળ જેમાં પાણી ભરાયછે તેમાં આ રસપડની ઉપર અને ચામડીનાં પડની વચમાં પાણી રહે છે. આ પાણીને અને વૃષણને કોઇ પણ જાતનો સંબંધ નથી. વૃષણની ઉપર બીજુ એક ઉપવૃષણ આવેછે. વૃષણ દાબવાથી તેના ઉપલા ભાગમાં કાંઈક લોચા જેવું જણાયછે, તે ઉપવૃષણ છે. તેની ઉપર આંગળી દાબતાં પાતળી રસી જેવો જાડો એક દોરડો દેખાય છે તે વૃષણ રજ્જુ છે. આ વૃષણ રજ્જુ વીર્યોત્પાદક નળીઓમાંથી વીર્યને વીર્યાશયમાં લઈ જાયછે. વીર્યાશય મૂત્રાશયની પડખેજ આવેલ છે. શિશ્નના મૂળમાં વીર્યાશયનું મુખ ખુલે છે. અને શિશ્ન માર્ગે વીર્ય બહાર આવે છે.

શિશ્ન.

શિશ્ન એ સૃષ્ટયુત્પત્તિ કર્મનો ઘર્ષણાવયવછે. તે ત્રણ જુદાજુદા ભાગોનું બનેલુંછે. તેની ચામડી મૂળ નીચેથી વૃષણ ઉપર જાય છે. તેનું શંકુ આકૃતિનું મુખ છે. જેને પુલ અથવા મણિ કહેછે. આ ઉપર ચામડીનો ભાગ ચોટેલો હોતો નથી પણ છુટો રહે છે. ને તેને ઘુમટો કહેછે. બસ્તિની અગ્ર કમાન ઉપરને લાગેલ છે. બસ્તિની કમાન નીચલા ભાગ તરફ ઢળતી હોવાથી તેની લંબાઇ ઉપલા ભાગ કરતાં નીચલા ભાગમાં વધારે જણાય છે.

સ્ત્રીના ઉત્પત્તિ અવયવ.

ગર્ભાશય બસ્તિના બરાબર મધ્યભાગમાં છે. તેના આગલા ભાગ ઉપર મૂત્રાશયનો તથા પાછલા ભાગ ઉપર સક્રાનો ભાગ આવેલછે. તે ત્રણેક ઈંચ લાંબોછે તેનું વજન આશરે ચાર તોલા હોયછે. કન્યા અવસ્થામાં ગર્ભાશય પ્રમાણમાં ઘણોજ નાનો હોયછે. ગર્ભશયના આગલાં ભાગને ગ્રીવા અથવા કમળ કહેછે. અને તેના મધ્યમાં જે છિદ્ર છે, તે છિદ્ર મારફત ગર્ભાશયની અંદરની બધી ચીજો બહાર આવેછે. તેને કમળ મુખ અથવા પેચુટીનું મોઢું કહે છે. ગર્ભાશયમાંથી પડતો શ્વેત પદાર્થ, ઋતુસ્રાવનું લોહી તેમજ બાળક પણ આ મુખમાં થઇને આવેછે. ગર્ભાશયના ઉપલા ભાગમાં તેને બે ખુણે બે છિદ્રો છે જેમાં બે ફલ વાહિની નળીઓ ખુલે છે. આ ફળ વાહિની નળીઓ બીજે છેડે ગર્ભ અંડ સાથે જોડાએલ છે. ગર્ભઅંડની બે નાની ગોળીઓ સ્ત્રીનાં બન્ને પેડુમાં અકકેક રહીછે. અને તેમાં સ્ત્રી બીજ પરિપક્વ થાયછે. જે કામ પુરૂષના શરીરમાં વૃષણ કરેછે તેને મળતુંજ કામ સ્ત્રીના શરીરમાં ગર્ભઅંડ ક-

રેછે. સ્તન પણ સ્ત્રીના ઉત્પત્યવયવમાં કામ આવે છે. જ્યારે પુષ્પ ઉમ્મર પ્રાપ્ત થાયછે અને સ્ત્રીના ગુહ્ય અવયવ ખુલે છે ત્યારે સ્તન પણ ખીલે છે. તે બે મોટા અણિયાળા ગોળ દડાની માફક સ્ત્રીની છાતી ઉપર આવેલછે. તેમાં પુષ્કળ ચરબીનો ભાગ રહેલોછે. તેમાં બારથી પંદર દુગ્ધોત્પાદક નળીઓ છે. જેમાં દૂધ ઝરીને સ્તનનાં મુખ મારફત બહાર આવેછે. કન્યાવસ્થામાં સ્તન બિલકુલ વધતાં નથી. પુષ્પ ઉમ્મરથી, ગર્ભાધાનથી અને સુવાવડથી સ્તનની વૃદ્ધિમાં અને સ્થિતિમાં ફેર પડે છે. વૃદ્ધાવસ્થામાં તે ગળી જાયછે. કેટલીક સ્ત્રીને સ્તનનો ભાર ઘણો હોયછે અને કેટલીકને થોડો હોયછે. મોહોટાં સ્તનવાળી સ્ત્રીને ઘણું દૂધ હોયછે એવો કાંઇ કોઇ જાતનો નિયમ નથી.

પવન, પાણી, મળ, મૂત્ર વિગેરે બહારના પદાર્થો.

મળમૂત્રાદિક તથા પવનવિગેરે બાહ્ય પદાર્થો કેટલીક વખતે શરીરમાં વધે છે. અને કેટલીક વખતે ઘટેછે. તોપણ તેમનો થોડો ઘણો ભાગ હમેશને માટે શરીરમાં રહેલોછે.

सूर्याचंद्रमसौसदाप्रवहतोनासाग्ररंध्रद्वया ।
दिस्यालोच्यशरीरभागरचनाःसर्वाःसमुद्बोधिताः ॥
यत्रैतस्याहिमांशुरत्नमितिसत्संज्ञार्पिताप्रेमतः
शक्यार्थंपरिहायबाधितगुणंलक्ष्यार्थभाजामया ॥१॥

—:०:—

# તરંગ ૨ જો.

# धन्वंतरि रत्न ३ जुं.

એક વખત દેવતામાં શ્રેષ્ઠ, ઋષિ મંડળમાં બેઠેલ અને ધન્વંતરિનો અવતાર ધારણ કરનારા દિવોદાસ નામના કાશી રાજા• પાસે જઇ સુશ્રુતાદિ શિષ્યોએ વિનય પૂર્વક પૂછયું કે, હે મહારાજા! આ ભૂમંડળમાં શારીર (શરીરમાં ઉપજનાર) માનસ (મનમાં ઉપજનાર), આગંતુક (બહારનાં કારણોથી થનાર) અને સ્વાભાવિક (સ્વભાવથીજ થનાર) વ્યાધિથી અનેક પ્રકારની પીડાનો અનુભવ કરનારાં. તથા રક્ષા કરનાર રાજા આદિક છતાં પણ રક્ષા કરનારના અભાવનો અનુભવ કરનારાં અને કળકળતાં મનુષ્યોને જોઇ અમારા મનમાં દુઃખ થાયછે, માટે સુખની ઇચ્છાવાળાં તે મનુષ્યોના રોગની શાંતી કરવા અને રોગની શાતી કરવા રૂપ ઉત્તમ ધંધાથી અમારૂં ગુજરાન ચલાવવા અમે આપના મુખથી આયુર્વેદ સાંભળવા ઈચ્છીએ છીએ; જેમાં આ લોકનું તથા પરલોકનું હિત રહેલું છે. આવી તેમની પ્રાર્થના સાંભળીને પ્રસન્ન થયેલા ધન્વંતરિએ કહ્યું કે, તમે ભલે આવ્યા. હું તમને મારા પુત્ર જેવા ગણી ખુશીથી આયુર્વેદ ભણાવીશ. એમ કહી બોલ્યા કે, આયુર્વેદ, અથર્વ વેદનું ઉપાંગ છે. જેને બ્રહ્માએ પ્રજાની ઉત્પત્તિ પેહેલાં પ્રજાનાં હિતને માટે એક લક્ષ શ્લોક અને હજાર અધ્યાયરૂપે પ્રકટ કરેલ છે. તે પછી કાળે કરીને અલ્પ બુદ્ધિ અને અલ્પાયુષ વાળાં મનુષ્યોને જોઇ અનુગ્રહ દૃષ્ટિથી આયુર્વેદના આઠ વિભાગ કરેલા છે. જેમાં વૈદ્યોની સઘળી ઇતિ કર્તવ્યતા સમાયલી છે. આ પ્રમાણે ધન્વંતરિએ આખો આયુર્વેદ સુશ્રુતાદિક શિષ્યોને સંભળાવ્યો.

આયુર્વેદની ઉત્પત્તિ.

મનુષ્યના દેહમાં પ્રાણને રહેવાનાં સ્થાનક દશ છે. બે શંખ, ત્રણ મર્મ, કંઠ, રક્ત, શુક્ર, ઓજ, અને ગુદા. આ દશ સ્થાનકને, ઇંદ્રિયોને, વિજ્ઞાનને, ચેતનાના હેતુને તથા રોગને જે જાણેછે, તે વૈદ્ય પ્રાણાભિસર (પ્રાણને આપનાર) કહેવાયછે. કેટલાએક પ્રાણનું રક્ષણ કરનાર અને રોગને હણનાર એવા વૈદ્યો હોયછે, અને કેટલાએક પ્રાણને હણનારા વૈદ્યો હોયછે; આ પ્રમાણે બે પ્રકારના વૈદ્યો છે. આ

વૈદ્યોની ઓળખાણ

બે પ્રકારના વૈદ્યોને કેવી રીતે ઓળખવા તે બાબતનું ટુંક વિવેચન આ પ્રમાણે છે કે, સારા કુળમાં ઉપજેલા, સંસયાદિ રહિત, શાસ્ત્રના અભ્યાસવાળા, ક્રિયામાં કુશળ, સુઘડ, પવિત્ર, હાથમાં લીધેલ કામને પાર પાડનારા, મનને કબજે રાખનારા, સર્વ સાધન સંપન્ન, સર્વ ઈંદ્રિયોથી યુક્ત, દરદીની પ્રકૃતિને જાણનારા અને સર્વ પ્રકારની યુક્તિઓમાં નિપુણ વૈદ્યો પ્રાણને આપનારા તથા રોગને હણનારાછે. આવા વૈદ્યો શરીરના જ્ઞાનમાં, શરીરની પ્રવૃત્તિના જ્ઞાનમાં તથા પ્રકૃતિમાં થયેલ વિકારના જ્ઞાનમાં સંદેહ રહિત હોયછે. તેમજ સુખસાધ્ય, કૃચ્છ્રસાધ્ય, પાપ્ય અને અસાધ્ય એવા ચાર પ્રકારના રોગનું નિદાન, પૂર્વરૂપ, લિંગ તથા ઉપાશયના વિશેષ જ્ઞાનમાં સંદેહ રહિત હોયછે. ત્રણ પ્રકારનાં ઔષધથી સુશોભિત અને સંક્ષેપ તથા વિસ્તારથી સર્વ અર્થને બતાવનારા ત્રણ પ્રકારના આયુર્વેદને કહી શકે એવા હોયછે. પાંત્રીશ મૂળ તથા ફળને, ચાર મહાસ્નેહને, પાંચ લવણને, આઠ મૂત્રને, આઠ દૂધને, છ પ્રકારનાં છીર યુક્ત છાલવાળાં વૃક્ષને, શિરો વિરેચનાદિક પાંચકર્મના આશ્રય રૂપ ઔષધ સમૂહને, અઠ્ઠાવીશ યવાગૂને, બત્રીશ પ્રકારનાં ચૂર્ણને તથા લેપને, છસો વિરેચનને તથા પાંચસો કષાયને જાણનારા હોયછે. તથા રોગ રહિત અવસ્થામાં કરવા લાયક ભોજન, પાન, નિયમ, સ્થાન, પરિમાર્જન, વેગવિધારણ તથા અવિધારણ, ચંક્રમણ, શય્યા, આસન, માત્રા, દ્રવ્ય, અંજન; ધૂમ, નાવન, અભ્યંજન, વ્યાયામ, સાત્મ્ય અને સદ્વૃત્ત; આ સઘળા આ લોક તથા પરલોકને સુધારનાર આહાર વિહારમાં કુશળ હોયછે. અનુકૂળ તથા પ્રતિકૂળ, સોળ કળાસંયુક્ત, ચાર પાદવાળાં ઔષધનાં જ્ઞાનમાં સંદેહ રહિત, ચાર પ્રકારનાં સ્નેહ, તથા ચોવીશ પ્રકારના પ્રયોગની વ્યવસ્થા કરનારા, અનેક પ્રકારનાં વિધાનયુક્ત સ્નેહ, સ્વેદ તથા વમનને લાયક ઔષધ તથા વિરૂદ્ધ ઔષધના ઉપચારમાં કુશળ, દોષથી વધુ ઘટુ થયેલ વ્યાધિના સમૂહને જાણનાર તથા ક્ષય, પિટિકા, વિદ્રધિ, ત્રણ પ્રકારના સોજા, શોફનાં અનેક કારણો, અડતાળીસ રોગના અધિકાર, વિવિધ પ્રકારે ઉત્પન્ન થયેલા ચોવીશસો વ્યાધિને જાણનાર, કારણ, લક્ષણ અને ચિકિત્સા સહિત, નિંદિત મળની અભિવૃદ્ધિથી દુબળા પડેલા પુરૂષની પ્રકૃતિને જાણનારા, લંઘનાદિક છ પ્રકારની ચિકિત્સા, અત્યંત તૃપ્તિ અને અતૃપ્તિથી થયેલ રોગ તથા રૂપને બગાડી નાખનારા રૂધિરજન્ય વ્યાધિઓ તથા મદ, મૂર્છા અને સન્યાસ રોગને કારણ તથા રૂપ સહિત જાણનારા હોયછે. આહારના વિધાનના નિશ્ચયમાં પ્રકૃતિથી સર્વને હિતકારક

આહારના અનેક ભેદમાં, આસવના મુખ્ય સંગ્રહમાં, ચોરાશી પ્રકારના દ્રવ્યના ગુણના નિશ્ચયમાં પ્રવીણ, રસ અને અરસનો આશ્રય કરનારા, અન્ન પાનને, તેમજ તેના ગુણ અને પ્રભાવને, નવ પ્રકારની આહારની ગતિને તથા હિત અને અહિત અન્ન પાનના ઉપયોગને જાણનારા, શુભ અને અશુભના વિશેષ, ધાતુમાં રહેલા રોગને, દશ ઔષધના સંગ્રહને અને આયુર્વેદમાં કહેલા સમગ્ર ઔષધના પ્રયોગને દેશ, કાળ, ઋતુ તથા સાત્મ્ય આદિક અવશ્ય જાણવા લાયક સર્વ અર્થમાં કુશળ હોય છે. તથા સ્મૃતિ, મતિ, યુક્તિ શાસ્ત્રજ્ઞાન અને શીલ ગુણનું સંપાદન કરનારા તથા સર્વ પ્રાણી ઉપર માતા, પિતા, ભાઈ અને સંબંધી જેવો સ્નેહ રાખનારા વૈદ્યો સર્વે પ્રાણીના પ્રાણનું રક્ષણ કરનારા તથા રોગનો નાશ કરનારા હોય છે. આથી વિપરીત ગુણવાળા વૈદ્યો પ્રાણીના પ્રાણને નાશ કરનારા તથા રોગને વધારનારા હોયછે. તે વૈદ્યો વૈદ્યના વેષને ધારણ કરનારા તથા આખાં જગતને કાંટાની પેઠે પીડા કરનારા સમજવા. આ વૈદ્યો કોઇ પ્રકારે પોતા ઉપર રાજાની કૃપા મેળવી ધનના લોભથી પોતાની ખુશી પ્રમાણે મનુષ્યાદિ પ્રાણીઓનું વૈદું કરવામાં આંચકો ખાતા નથી, અને અમે ઉત્તમ છીએ એ પ્રમાણે પોતાનાં વખાણની ચરચા ઘરોઘર ચલાવે છે. કોઇ પણ ઠેકાણે કોઇને માંદું સાંભળે તો ગીધ જનાવરની પેઠે તે ઉપર પડે છે. એટલે વગર બોલાવ્યા વૈદું કરવા તે દરદીને ઘેર દોડી જાયછે. દરદીના કુટુંબી લોકો સાંભળે તેમ પોતાનાં ગાણાં ગાયછે, અને જે સારો વૈદ્ય દરદીનું વૈદું કરતો હોય તેમાં અનેક દોષોનું આરોપણ કરેછે. અને રોગીના મિત્ર વર્ગને ઠઠ્ઠાબાજીથી ખુશી કરી તેના મુખથી સારા વૈદ્યને દૂર કરી પોતાના અવળા ઉપાય શરૂ કરેછે. અને મારે કાંઇ ધનની ઇચ્છા નથી હુંતો ફક્ત મારી સુઘડતા બતાવી યશ મેળવવા આવ્યોછું, એવાં અનેક પ્રકારનાં ઉપદેશ વચનો બોલે છે. અને પોતાની અણસમજણ છુપાવવા સારૂ દરદીની નાડી, નેત્ર, મૂત્ર, વિષ્ટા, આદિક વારંવાર તપાસવાથી પોતાની તે કામમાં અત્યંત કાળજી બતાવેછે. પોતના ઉપાયથી દરદીને આરામ ન થાય એટલે એ દરદી કહ્યા પ્રમાણે ચાલતો નથી એમ કહેછે, અથવા એ રોગ અસાધ્યછે એમ કહી પોતાની ઉત્તમતાને અડચણ આવવા દેતા નથી. મૂર્ખ લોકોના સમુદાયમાં પોતાની કુશળતાને પ્રગટ કરેછેઅને વિદ્વાન વૈદ્યોના સમુદાયને દેખી દૂર ભાગેછે, અને કહેતા જાયછે કે, ભલે વિદ્વાન વૈદ્યો શાસ્ત્રનાં અનેક વચનોનો ઉચ્ચાર કરે પણ તેથી રોગની શાંતિ થવાની નથી. રોગ

મટાડવાની રીતિતો અમારી કુલ પરંપરાગાંજ રહેલીછે. બીજા કો-ઈ સમજતા નથી. આવા વૈદ્યો વૈદ્યના વેષથી, પારાધી જેમ સારો વેષ ધારણ કરી પોતાની જાળમાં પક્ષિઓને પકડી તેનું મરણ ઉત્પન્ન કરે છે, તેવીજ રીતે જે મનુષ્યો પોતાની જાળમાં આવેછે તેઓનો નાશ કરે છે. શાસ્ત્ર, ઔષધની માત્રા, દેશ, કાળ, ઈત્યાદિ જાણવા લાયક બાબતોને નહિ જાણનારા વૈદ્યો પાસે ઔષધ નહિ કરાવવું. કારણ કે, તેવા વૈદ્યોને શાસ્ત્ર-માં મૃત્યુના કિંકર એવું નામ આપેલું છે. પોતાનું ગુજરાન કરવા વૈદ્યનું બહાનું લેનારા અને વૈદ્ય વિદ્યાના રસ્તાને નહિ જાણનારા નામ ધારી વૈદ્યો પવનનો આહાર કરી પુષ્ટ થયેલા સર્પોની માફક દરદીનાં પ્રાણ લેછે. આ વાત ધ્યાનમાં રાખી દરદીઓએ તેવા વૈદ્યોનો કદી પણ વિશ્વાસ નહિ કર-વો. અને જે વૈદ્યો શાસ્ત્રને જાણનારા, ઈતિ કર્ત્તવ્યતાને જાણનારા, પવિત્ર બુદ્ધિવાળા, અંતઃકરણને વશ રાખનારા અને લોભાદિ દુષ્ટ સ્વભાવ રહિત હોય તેવા વૈદ્યો પાસેજ પોતાનાં દરદની ચિકિત્સા કરાવવી. કારણ કે જે વૈદ્ય કેવળ શાસ્ત્રને જાણેછે તથા ક્રિયાને જાણતો નથી તેમજ જે ક્રિયામાં કુશ-ળ છે અને શાસ્ત્રમાં અજાણ્યો છે એવા વૈદ્યે વાપરેલ ઔષધી શસ્ત્ર તથા વજ્રપાત જેવી છે. આવા વૈદ્યોનો વધ કરવો જોઈએ એમ સુશ્રુત ફરમા-વે છે. શાસ્ત્ર અને ક્રિયા એ બન્ને બાબતમાં જે કુશળ છે તેજ ખરો વૈદ્ય કહેવાય છે. વૈદ્ય વિદ્યા એ અતિ કઠિન બાબત છે અને તેમાં મહાબુદ્ધિ-વાન પુરૂષોની બુદ્ધિ પણ વ્યાકુળ થાયછે. એટલા સારૂ સારા વૈદ્યે પણ વૈદક સંબંધી ઘણાં શાસ્ત્રનો અભ્યાસ તથા વૈદ્ય વિદ્યાને જાણનાર મનુષ્યોનો સંગ કરવો જોઈએ. કારણ કે, એક શાસ્ત્રમાં વૈદ્ય વિદ્યાનો સઘળો નિશ્ચય આવી શકતો નથી. આ કારણને લઈનેજ વૈદક સંબંધી ઘણાં શાસ્ત્રને જાણનારાજ વૈદ્ય કહેવાયછે. અને તે શાસ્ત્રો પણ ગુરૂ મુખથીજ શિખવાં જોઈએ. આ સઘળી બાબતનો વિચાર કરતાં વૈદ્યો ત્રણ પ્રકારનાં જણાય છે. ૧. વૈદ્યના ઔષધ જોઈને, પુસ્તકો વાંચીને, અને વૈદ્ય જે યુક્તિ વાપ-રતો હોય તે પ્રમાણે વર્તીને વૈદ્ય નામ ધરનાર, ૨. બીજા વૈદ્યોની લક્ષ્મી, યશ, તથા જ્ઞાનના દાખલા આપી તેના જેવા બનવાની ઇચ્છા રાખનાર અને ૩. પ્રયોગ, જ્ઞાન, વિજ્ઞાન તથા સિદ્ધિથી સિદ્ધ થયેલ એ પ્રમાણે ત્રણ જાતના વૈદ્યોમાંથી પ્રથમ બતાવેલ બેજાતના વૈદ્યોનો ત્યાગ કરવો, એમ શાસ્ત્ર ફ-રમાવેછે. વૈદ્ય વિષે વધારે વિવેચન આપવાનું કારણ એ છે કે, રોગની શાંતિ કરવામાં વૈદ્ય, ઔષધ, રોગીની ચાકરી કરનાર તથા રોગી એ ચાર

મુખ્ય સાધન છે. તેમાં પણ વૈદ્ય એ વધારે મોટું સાધન છે. જેમ પાકમાં અગ્નિ એ મુખ્ય સાધન છે. અને ઠામ, લાકડાં તથા પવન એ ગૌણ સાધન છે તેમ રોગની શાંતિ કરવામાં વૈદ્ય એ મુખ્ય સાધન છે, અને બાકીનાં ગૌણ સાધન છે. જેમ માટી, લાકડી, ચક્ર, સૂત્ર એ બધી વસ્તુ જેવી જોઈએ તેવી હોય તોપણ કુંભાર વિના વાસણ તૈયાર થઇ શકતું નથી. તેમ સારા વૈદ્ય વિના બીજાં સાધન કાંઈ કામ આવતાં નથી. ઘણાં ભયંકર દરદો નાશ પામવામાં તથા હલકાં દરદો વૃદ્ધિ પામવામાં જ્ઞાની અને અજ્ઞાની વૈદ્ય એજ અનુક્રમે કારણ છે. ભિષગ્વેષધર, સિદ્ધ સાધિત અને વૈદ્ય એવાં ત્રણ વૈદ્યોનાં નામ છે. તેમાં વૈદ્યકનું જ્ઞાન ન છતાં માણસોને દેખાડવા વૈદાંની ચોપડીઓનો કપાટ ભરી રાખે છે અને પોતાની દુકાનમાં ઔષધની શીશીઓનો ઠાઠ કરી રાખેછે તથા દુકાનમાં બેઠાં બેઠાં જુદી જુદી જાતનાં પાંદડાંઓને તપાસવાથી મનુષ્યો પાસે પોતાનાં ઔષધિ જ્ઞાનનો ભપકો બતાવેછે તે વૈદ્ય ભિષગ્વેષધર કહેવાયછે, કરોડો પૈસાની સાહેબીવાળા જગતમાં પ્રખ્યાત તથા આયુર્વેદના મર્મને જાણનાર ફલાણા વૈદ્ય પાસેથી અમે વૈદાંનો ઇલમ શિખ્યા છીએ એમ ઉત્તમોત્તમ વૈદ્યનું નામ લઈને અથવા તેજ અમે છીએ, એમ કહીને વૈદાંની ખબર ન છતાં વૈદું કરવા માંડેછે તે સિદ્ધ સાધિત નામના વૈદો કહેવાયછે અને જેઓ પ્રયોગનું સામાન્ય તથા વિશેષ જ્ઞાન મેળવીને અને અનેક ઠેકાણે ફતેહ પામી આયુર્વેદના તમામ મર્મને જાણેછે, તેજ ખરા વૈદ્ય કહેવાયછે. અને તેજ વૈદ્યો પ્રાણનું રક્ષણ કરનારા કહેવાયછે. અજ્ઞાની વૈદ્ય પાસે ચિકિત્સા કરાવવા કરતાં પોતાના આત્માને અગ્નિમાં હોમી દેવો એ વધારે શ્રેષ્ટછે. સેહેજ સાજ કારણથી ઉત્પન્ન થયેલ તથા થોડા વખતમાં જે સ્વાભાવિક ચિકિત્સાથીજ મટી જાય એવા રોગને મટાડીને પોતાને વૈદ્ય માનનારા પુરૂષ હજારો મનુષ્યોની ઘાત કરનારો થઈ પડેછે. તેથી રોગના હેતુ, તેની નિશાની, શાંતિ તથા રોગ ફરી નહિ ઉત્પન્ન થવા દેવો એ ચાર બાબતોનું જેને પૂર્ણ જ્ઞાન છે તેનેજ વૈદ્ય એવું નામ આપવું જોઈએ.

**વ્યાધિના પ્રકાર.**

વ્યાધિ બે પ્રકારના છે. શસ્ત્રથી મટી શકે તેવા તથા સ્નેહાદિક દ્રવ્યથી મટી શકે તેવા. તેમાં શસ્ત્ર ક્રિયાથી મટાડવા લાયક વ્યાધિમાં સ્નેહાદિક દ્રવ્યનો નિષેધ નથી; પણ સ્નેહાદિકથી મટાડવા લાયક વ્યાધિમાં શસ્ત્ર કર્મનો નિષેધ છે. શરીર સાથે થયેલા દુઃખના સંબંધને વ્યાધિ એવું નામ આપેલું છે. તે દુઃખ આધ્યાત્મિક, આધિ-

ભૌતિક અને આધિદૈવિક, એ રીત ત્રણ પ્રકારનું છે. એ ત્રણ પ્રકારનું દુઃખ આદિબલ પ્રવૃત્ત, જન્મબલ પ્રવૃત્ત, દોષબલ પ્રવૃત્ત, સંઘાતબલ પ્રવૃત્ત, કાળબલ પ્રવૃત્ત, દૈવબલ પ્રવૃત્ત અને સ્વભાવબલ પ્રવૃત્ત; એ પ્રમાણે સાત પ્રકારનું છે. તેમાં પિતાનું શુક્ર અને માતાનાં રજ સાથે સંબંધ રાખનારા કુષ્ટ અને અર્શ આદિક વ્યાધિ આદિ બળથી થયેલા ગણાય છે, કેમકે તે જન્મથી આદિ કાળમાં રહેલા શુક્ર શોણિતમાં સ્થિતિવાળા હોવાથી બીજાં કારણુની અપેક્ષા ન રાખી શરીરમાં પ્રકટ થાયછે. તેમાં કેટલાએક વ્યાધિ પિતા તરફથી તથા કેટલાએક માતા તરફથી ઉત્પન્ન થાયછે. એટલે તેના પિતૃજ અને માતૃજ એવા બે ભેદ થાયછે. માતાના દોષથી પાંગળાપણું, જન્માંધપણું, બેહેરાપણું, મુંગાપણું, બોબડાપણું અને ઠીંગણાપણું ઇત્યાદિ વ્યાધિઓ જન્મથીજ થવાથી જન્મબલપ્રવૃત્ત એવા નામથી ઓળખાયછે તે પણ રસકૃત (રસથી થયેલા) અને દૌર્હૃદાપચાર કૃત (કહ્યા પ્રમાણે ગર્ભિણીના ધર્મ ગર્ભિણીએ ન પાળવાથી થયેલા) એ રીતે બે પ્રકારના છે. મિથ્યા આહાર વિહારથી જે રોગ ઉત્પન્ન થાયછે તે દોષબલ પ્રવૃત્ત કહેવાયછે. તેના પણ આમાશય સમુત્થ (કાચાં અન્નને રહેવાનાં સ્થાનમાંથી ઉત્પન્ન થનારા) તથા પક્વાશય સમુત્થ (પક્વ અન્નને રહેવાનાં સ્થાનમાંથી પ્રકટ થનારા) એવા બે ભેદ છે. આ વ્યાધિ જયારે વાત, પિત્ત અને કફની હીનતા અને અધિકતાથી થાયછે, ત્યારે શારીર એવાં નામથી બોલાવાય છે અને જ્યારે રજોગુણ તથા તમોગુણની વધઘટથી થાયછે ત્યારે માનસ એવું નામ ધારણ કરેછે. આ આદિબલ પ્રવૃત્ત જન્મબલ પ્રવૃત્ત અને દોષબલ પ્રવૃત્ત નામના વ્યાધિઓ આધ્યાત્મિક એવાં નામથી ઓળખાયછે. બળવાન સાથે કજીઓ કરવાથી ઉપજનારા આગંતુક વ્યાધિ સંઘાતબલ પ્રવૃત્ત એવાં નામથી ઓળખાયછે તે પણ શસ્ત્રકૃત તથા દંશકૃત એવા બે ભેદથી ભૂષિત છે. આ વ્યાધિઓ આધિભૌતિક એવાં નામથી ઓળખાયછે. શીત, ઉષ્ણ, વાત અને વર્ષા ઇત્યાદિ નિમિત્તથી ઉપજનારા વ્યાધિઓ કાલબલ પ્રવૃત્ત કહેવાયછે. તે પણ વ્યાપન્ન ઋતુકૃત (બગડેલ ઋતુથી થયેલ) તથા અવ્યાપન્ન ઋતુકૃત (જે ઋતુમાં શીત આદિક હોવાં જોઇએ તે ઋતુમાં તેથી થયેલ) એવા બે પ્રકાર પ્રાચીન પંડિતોએ પ્રદર્શિત છે. દૈવના દ્રોહથી, મારણ મોહાદિક અથર્વ વેદમાં કહેલા પ્રયોગોથી તથા ઉત્પાતથી જગતમાં નિંદિત જે વ્યાધિ ઉત્પન્ન થાયછે તે દૈવબલ પ્રવૃત્ત એવાં નામને ધારણ કરેછે. તે પણ વિદ્યુત્પાતકૃત (વિજળીના

પડવાથી થયેલ) તથા પિશાચાદિ કૃત એવા બે ભેદથી ઓળખાયછે. વળી આ વ્યાધિના સંસર્ગજ (સંબંધની થયેલ) અને આકસ્મિક એ પ્રમાણે બે વિભાગ થઈ શકેછે. ભુખ, તૃપા, જરા, મૃત્યુ તથા નિદ્રા આદિક જે વ્યાધિ સ્વાભાવિક કહેવાયછે, તે પણ કાળકૃત અને અકાળકૃત એવા બે ભેદથી ઓળખાય છે. આ સઘળા આધિદૈવિક નામથી મહાત્માઓ શાસ્ત્રમાં લખી ગયા છે. આ જગતનો એવો બાંધો છે કે, સમાસ થકી પદાર્થનું વર્ણન કરીએ તો સંખ્યા થઇ શકેછે અને વિસ્તારથી વર્ણન કરવામાં આવે તો કોઇ પદાર્થનો અંત આવે તેમ નથી. માટે જે મહાત્માઓએ જગતમાં થયેલ પદાર્થોની સંખ્યા બતાવી છે તથા જેમણે અસંખ્યપણું કહેલું છે, તે બન્ને પ્રકારના પુરૂપ નિર્દોષ છે. યદ્યપિ વિસ્તારથી વર્ણન કરીએ તો વ્યાધિઓ અસંખ્ય જણાયછે.

સઘળા વ્યાધિનું મૂળ વાત, પિત્ત અને કફ એ ત્રણ દોષ છે. શરીરમાં હરફર કરનારા વાતાદિ દોષ અને રસ આદિક દુષ્ય આહાર વિહારના ફેરફારથી જે ઠેકાણે અટકેછે તેજ ઠેકાણે વ્યાધિ ઉત્પન્ન થાયછે. સઘળાં વ્યાધિઓ મન તથા શરીરનો આશ્રય કરીને રહેલા છે. તેની નિવૃત્તિ સમ્યક્ શોધન, સમ્યક્ શમન, સમ્યક્ આહાર અને સમ્યક્ વિહારથી થાય છે. સઘળાં પ્રાણીના બળ, વર્ણ અને ઓજનું મૂળ આહાર છે. ક્ષુધાની નિવૃત્તિ કરવારૂપ લક્ષણથી આહાર એક પ્રકારનો છે, તે આહાર સ્થાવર અને જંગમ એ રીતે ઉત્પત્તિના ભેદથી બે પ્રકારનો છે, પ્રભાવથી હિત, અહિત અને હિતાહિત એવી રીતે ત્રણ ભેદવાળો છે. ઉપયોગથી પીવાનો, ખાવાનો, ચાવીને ખાવાનો અને ચાટીને ખાવાનો એ રીતે ચાર પ્રકારનો છે, રસના ભેદથી મધુર, અમ્લ, લવણ, કટુ, તિક્ત અને કપાય એ રીતે છ પ્રકારનો છે અને ગુણથી ગુરૂ, લઘુ, શીત, ઉષ્ણ, સ્નિગ્ધ, રૂક્ષ, મંદ, તીક્ષ્ણ, સ્થિર, સર, મૃદુ, કઠિન, વિષદ, વિચ્છિલ, શ્લક્ષ્ણ, ખર, સૂક્ષ્મ, સ્થૂલ, સાંદ્ર તથા દ્રવ એ રીતે વીશ પ્રકારનો છે. વળી બનાવટના ભેદથી તો તેના અસંખ્ય ભેદ થાયછે. જેમકે, ઘઉં એવા એક પદાર્થમાંથી લાડુ, લાપશી, શીરો, પુરી વિગેરે. તેમાં પણ એક ચીજના બનેલા પદાર્થોમાં પણ મનુષ્યને સ્વભાવથી કેટલાએકહિત છે અને કેટલાએક અહિત છે. શાસ્ત્રવિધિ પ્રમાણે કરેલા તથા વાપરેલા અને જેનો વર્ણ, ગંધ, રસ તથા સ્પર્શ પોતાને ગમે તેવો હોય તેવાં અન્નપાન ખરેખર પ્રાણ આપનારાં છે. અને જો વિપરીત હોય તો તેથી મનુષ્ય દેહમાં અનેક રોગો ઉત્પન્ન થાયછે. અન્ન

વ્યાધિનું મૂળ.

તથા પાનની માત્રાનું કાંઈ પ્રમાણ થઈ શકતું નથી. કારણ કે તેનો આ-ધાર જઠરાગ્નિપર રહેલોછે, તેથી ખાધેલો અથવા પીધેલો આહાર પ્રકૃતિ-ને બગાડયા વગર જોઈએ તે વખતે પચી જાય તેટલી તેની માત્રા સમ-જવી. કેટલાએક પદાર્થો સ્વાભાવિક હલકા છે. અને કેટલાએક ગુરૂ છે. ગુરૂ દ્રવ્યથી પેટના ત્રણ ભાગ અથવા બે ભાગ ભરવા પણ તેવું દ્રવ્ય ખૂબ પેટ ભરીને ખાવું નહિ. આ પ્રમાણે વિધિથી ઉપયોગમાં લીધેલ અન્ન પ્રકૃતિને બગાડયા વગર બળ, વર્ણ, સુખ તથા આયુષ્યને આપે છે. ઉપર કહ્યા પ્રમાણે દોષ એ વ્યાધિનું મૂળ કારણ કહેવાય છે. જેમકે ર-જો ગુણ અને તમો ગુણ એ બે મનના દોષ છે અને કામ, ક્રોધ, લોભ, મોહ, ઈર્ષ્યા, માન, મદ, શોક, ચિત્તનો ઉદ્વેગ, ભય, અને હર્ષ આદિ તે-ના વિકારો છે. તેમજ વાત, પિત્ત અને કફ એ શરીરના દોષ કહેવાયછે. અને જ્વર, અતીસાર, સોજો, પ્રમેહ, કોઢ આદિ તેના વિકારો છે. આ પ્રમાણે દોષને કોપાવનારા અણસદતા પદાર્થો સાથે ઇંદ્રિયોનો સંબંધ, પોતાની ભૂલ, અને પરિણામ એ ત્રણ વ્યાધિનાં કારણ છે. આ ત્રણ કારણો મ-ળવાથી કોપેલા બે પ્રકારના દોષ અનેક પ્રકારના વ્યાધિને ઉપજાવે છે. એ વિકારોના કામાદિક તથા જ્વરાદિક એવા બે ભેદ છે. રજો ગુણ વિના ત-મો ગુણ અને તમો ગુણ વગર રજો ગુણ કોઈ વખતે કોઇ પ્રાણીમાં દેખાતો નથી. તેથી એ બન્નેને મનોદોષનો પરસ્પર દ્રઢ સંબંધ છે. અને શરીરમાં ર-હેલા વાતાદિ દોષનો રજો ગુણ તમો ગુણની પેઠે વૃદ્ધિ તથા ક્ષય અવસ્થા-માં સદા સહ નિવાસ હોતો નથી. જેથી કોપ પામેલ એકદોષથી થયેલ રોગ સાધ્ય કહેવાય છે. અને સંસર્ગ ( બે દોષની વૃદ્ધિ અથવા ક્ષય ) થી થયેલ રોગ કષ્ટ સાધ્ય કહેવાય છે. તેમજ સન્નિપાત (ત્રણે દોષની વૃદ્ધિ અ-થવા ક્ષય ) થી થયેલ રોગ અસાધ્ય કહેવાયછે. શરીરમાં રહેલો જઠાગ્નિ તીક્ષ્ણ, મંદ, સમ, અને વિષમ એ પ્રમાણે બળના ભેદથી ચાર પ્રકારનો છે. તેમાં જે સાત્મ્ય તથા અસાત્મ્ય કરેલા આહારને પચાવે છે તેને તી-ક્ષ્ણ એવું નામ આપેલું છે; તેથી વિપરીત લક્ષણવાળાને મંદ કહેલો છે. અને જે વિરૂદ્ધ આહારથી વિકૃતિને પામે છે તથા અનુકૂળ આહારથી જોઇએ તેવી અવસ્થામાં રહે છે, તેને સમ એવું નામ આપેલું છે. સમ અગ્નિનાં લક્ષણથી વિરૂદ્ધ લક્ષણવાળો અગ્નિ વિષમ કહેવાય છે. આ ચાર પ્રકારના અગ્નિ ચાર પ્રકારના પુરૂષમાં રહે છે. તેમાં જે પુરૂષના શરીરમાં વાત, પિત્ત અને કફ એ ત્રણે સરખા હોય છે, તેના શરીરમાં જઠરાગ્નિ

પણ સમ હોયછે. વાતપ્રકૃતિવાળા પુરૂષના શરીરમાં અગ્નિનું સ્થાન વાયુથી બગડેલું હોયછે, એટલે તેના શરીરમાં વિષમ અગ્નિ હોયછે. પિત્તપ્રકૃતિવાળા પુરૂષના શરીરમાં તીક્ષ્ણ અગ્નિ તથા કફ પ્રકૃતિવાળા પુરૂષના શરીરમાં મંદ અગ્નિ હોયછે. જે પુરૂષમાં વાત, પિત્ત અને કફ એ ત્રણે દોષ સમાન હોય છે, તે સ્વસ્થ પ્રકૃતિસ્થ તથા નીરોગ ગણાય છે. અને એક એક દોષની પ્રધાનતા વાળા પુરૂષ રોગી ગણાયછે. કેમકે, વાત પ્રકૃતિવાળાને વાતજન્ય, પિત્ત પ્રકૃતિવાળાને પિત્ત જન્ય અને કફ પ્રકૃતિવાળાને કફ જન્ય વ્યાધિ ઘણું કરીને અત્યત બળવાન ઉપજે છે. જે વાત પ્રકૃતિવાળો છે અને વાતને કોપાવનારા પદાર્થોનો ઉપયોગ કરે છે, તેના શરીરમાં તત્કાળ વાયુ કોપ પામેછે, તેવો પિત્ત પ્રકૃતિ વાળા તથા કફ પ્રકૃતિ વાળાના શરીરમાં કોપતો નથી. અને કોપ પામે ત્યારે કહેલા વાત જન્ય વ્યાધિથી તેનું શરીર દુઃખ પામેછે જેથી બળ, વર્ણ, સુખ અને આયુષનો નાશ થાયછે. આ વાતપ્રકોપનો નાશ કરવા માટે સ્નેહવિધિ, સ્વેદવિધિ અને હલકાં વિરેચન વિગેરે ઉપાયો કરવા પડેછે. તેમજ પિત્ત પ્રકૃતિવાળો પુરૂષ પિત્તને કોપાવનારા પદાર્થનું સેવન કરે એટલે તેના શરીરમાં કોપેલું પિત્ત પિત્ત પ્રકોપ જન્ય વ્યાધિને જેમ ઉપજાવેછે તેમ વાત પ્રકૃતિ તથા શ્લેષ્મ પ્રકૃતિવાળા પુરૂષના શરીરમાં જલદી વ્યાધિ ઉપજાવતું નથી. જે વ્યાધિથી તેનું (પૈત્તિક પુરૂષનું) શરીર, બળ, વર્ણ અને આયુષના ઉપઘાતને પામેછે તે પિત્તના પ્રકોપને જીતવા માટે ઘૃતપાન, વિરેચન, મધુર, તિક્ત, કષાય અને શીત ઔષધ તથા અહારનો ઉપયોગ કરવો; તથા મૃદુ, સુરભિ, શીત અને હૃદ્ય પદાર્થનું સેવન કરવું. પાણીમાં ભીંજવેલ મોતી તથા મણિના હારો છાતી ઉપર મૂકવા. ઉત્તમ ચંદન, કમળના તંતુ, શીતળ જળ તથા કમળથી શરીરનું પ્રોક્ષણ કરવું. કાનને સુખ દેનાર, કોમળ, મધુર અને મન ગમતાં ગીત વાદિત્રોનું શ્રવણ કરવું, દોસ્તને મળવું, શીતળ વસ્ત્ર તથા શીતળ માળાઓને ધારણ કરનારી સ્ત્રીઓનું આલિંગન કરવું, તથા સુગંધ, શીતળ અને મંદ પવનથી સુખદાયક બગીચાઓમાં જઇ હવા ખાવી. કફને કોપાવનાર પદાર્થોનો ઉપયોગ કરવાથી કફ જેવો કફ પ્રકૃતિવાળા પુરૂષના શરીરમાં કોપેછે તેવો વાત પ્રકૃત્તિ તથા પિત્ત પ્રકૃત્તિવાળા પુરૂષના શરીરમાં જલદી કોપતો નથી. જ્યારે કોપ પામ્યો ત્યારે શાસ્ત્રમાં કહેલા કફના વિકારોને ઉપજાવી તેના બળ, વર્ણ અને આયુષનો ઉપઘાત કરે છે. તે કફને જીતવા માટે તીક્ષ્ણ અને ઉષ્ણ શોધન દ્રવ્યો વાપરવાં તથા

લુખા પદાર્થો ખાવા. તેમજ દોડવું, ઠેકવું, ચાલવું, જાગવું, કુસ્તી કરવી, શરીર ચોળાવવું, સ્નાન કરવું, પીનાર માણસે તીક્ષ્ણ તથા જુનો દારૂ પીવો, ઉપવાસ કરવો, ગરમ વસ્ત્ર પેહેરવાં, ધૂમપાન કરવું અને સુખ ન લેવું; આમ કરે તો સુખ થાયછે. ઉપર કહ્યા પ્રમાણે સઘળા પ્રાણીના બળ, વર્ણ અને ઓજનું મૂળ આહારછે. તે આહાર મધુરાદિ છ રસને આધીનછે. તે છ રસ દ્રવ્યમાં રહેલાછે. અને વૈદક શાસ્ત્રમાં દ્રવ્ય શબ્દ ઔષધિને કહેવાવાળો છે.

**ઔષધીના પ્રકાર.** ઔષધીના સ્થાવર અને જંગમ એવા બે ભેદ છે. તેમાં સ્થાવર ઔષધિ વનસ્પતિ, વૃક્ષ, વીરૂધ અને ઓષધિ એ પ્રમાણે ચાર પ્રકારની છે. પુષ્પ વિનાની ફળવાળી ઔષધિ વનસ્પતિ કહેવાયછે, પુષ્પ અને ફળવાળી ઔષધિ વૃક્ષ કહેવાયછે, તાંતણાવાળી ઔષધિ વીરૂધ કહેવાયછે તથા ફળનો પાક થયે નાશ પામનાર ઔષધિ ઓષધિ કહેવાયછે. જંગમ ઔષધિ પણ જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્‌ભિજ્જ એ પ્રમાણે ચાર પ્રકારનીછે. તેમાં મનુષ્ય અને પશુ વિગેરે જરાયુજ કહેવાયછે, પક્ષિ અને સર્પ વિગેરે અંડજ કહેવાયછે, કૃમિકીટ વગેરે સ્વેદજ કહેવાય છે અને ઇંદ્રગોપ (ચોમાસાની ઋતુમાં થનારા જીવડા) વિગેરે ઉદ્‌ભિજ્જ કહેવાયછે. સ્થાવર ઔષધિમાં છાલ, પાંદડાં, ફળ, ફુલ, મૂળ, કંદ, ગુંદ અને સ્વરસ ઈત્યાદિ કામમાં આવેછે. તથા જંગમ ઔષધિમાં ચર્મ, નખ, રોમ અને રૂધિર આદિક કામમાં લઈ શકાયછે. સુવર્ણ, રૂપું, મણિ, મોતી, મનશીલ ઇત્યાદિક પાર્થિવ ઔષધિ કહેવાયછે. ઘણો પવન, થોડો પવન, તડકો, છાંયો, ચંદ્રકાંતિ, અંધારૂં, શીત, ઉષ્ણ, વર્ષા, દિવસ, રાત્રિ, પક્ષ, માસ, ઋતુ, અયન અને સંવત્સરાદિક કાલકૃત ઔષધિ કહેવાયછે. જે પદાર્થથી વૈદ્ય રોગને મટાડે તે પદાર્થ ઔષધ કહેવાયછે. તે ઔષધો કેટલાંએક વાતાદિ ત્રણ દોષને શાંત કરનારાં છે, કેટલાંએક તેને કોપાવનારાં છે અને કેટલાંએક તંદુરસ્તીને ફાયદો કરનાર છે. ઔષધિમાં બે ગુણ રહેલછે, કેટલીએક ઉષ્ણવીર્યછે અને કેટલીએક શીત વીર્યછે. વળી દૈવ વ્યપાશ્રય, યુક્તિ વ્યપાશ્રય અને સત્વાવજય એવાં ત્રણ પ્રકારનાં ઔષધ કહેલાંછે. તેમાં મણિ, મંત્ર, ઓષધિ મંગલ, નિયમ, પ્રાયશ્ચિત્ર, ઉપવાસ, સ્વસ્તિવાચન, અને નમન ઇત્યાદિ દૈવ વ્યદાશ્રય ઔષધ કહેવાયછે, આહાર અને ઔષધનાં દ્રવ્યની જેવી જોઇએ તેવી યોજના કરવી એ યુક્તિ વ્યપાશ્રય ઔષધ કહેવાયછે અને પોતાને ગેરફાયદો કરનાર પદાર્થોમાંથી પોતાનાં મનને પાછું વાળવું તે સત્વાવજય

ઔષધ કહેવાયછે. શરીરના દોષનો પ્રકોપ થયે શરીરનોજ આશ્રય લઈ આ ત્રણ પ્રકારનું ઔષધ કરવું. એ ત્રણ ભેદ અંતઃપરિમાર્જન, બહિ:પરિમાર્જન અને શસ્ત્ર પ્રણિધાન નામથી ઓળખાયછે. તેમાં જે ઔષધ શરીરમાં પેસી આહારથી થયેલા રોગનો નાશ કરે છે તે અંતઃપરિમાર્જન, જે ઔષધ બહારના સ્પર્શનો આશ્રય કરી અભ્યંગ, સ્વેદ, પ્રદેહ (બંધાણ), પરિષેક (સિંચન), અને ઉન્મર્દન (ખરડ) ઇત્યાદિમાં વાપરવાથી રોગને મટાડેછે તે બહિ:પરિમાર્જન અને છેદવું, ભેદવું, વીંધવું, ચીરવું, ઉખેડવું, લીંખવું, સીવવું. ક્ષાર તથા જળો લગાડવી, એ સઘળું ઔષધ શસ્ત્રપ્રણિધાન કહેવાયછે.

રોગ મટાડવામાં ઉપર કહ્યા પ્રમાણે જેમ સારા વૈદ્યની જરૂર છે તેમ સારાં ઔષધની પણ જરૂર છે. ઔષધ ઘણું, યોગ્ય તથા જેના ઘણા પ્રકાર થઈ શકે એવું હોવું જોઈએ. આ ઠેકાણે કેટલાએક એવી શંકા કરે છે કે, ઔષધ કાંઇ કામનું નથી. કારણ કે ઘણા દરદીઓ વૈદ્ય તથા ઔષધથી નીરોગી થાયછે, તથા કેટલાએક મરણ પામેછે. તેમ કેટલાએક રોગી જો કે તેને પૂરતાં સાધન હોતાં નથી તોપણ તેઓ રોગ મુક્ત થાયછે, તેથી ઔષધ કરવું તે નકામું છે. આ તેઓનું કહેવું અઘટિત છે. કારણ કે, ઔષધથી મટે એવા રોગોને ઔષધ મટાડી શકતું નથી એમ નથી, અર્થાત્ મટાડી શકે છે. જે રોગ ઔષધ વિના મટે છે તે રોગને ઔષધની અપેક્ષાજ નથી. તોપણ તેવા રોગોમાં ઔષધ ઉપયોગી છે. જેમ કાદવમાં ખુંચી ગયેલ શખ્સ પોતાની મેળે ઉઠવા સમર્થ છે છતાં પણ જો તેને બીજાનું અવલંબન મળે તો તે વધારે સેહેલથી ઉઠી શકેછે. તેમ જે રોગને ઔષધની અપેક્ષા નથી તેને પણ જો ઔષધથી મટાડવા પ્રયત્ન કર્યું હોય તો તે જલદીથી દૂર થાયછે. જે રોગો ઔષધથી સારા થતા નથી તેમ સ્વાભાવિક ચિકિત્સાથી પણ સારા થતા નથી તે રોગોને વૈદકશાસ્ત્રમાં અસાધ્ય એવું નામ આપેલુંછે. અને એ અસાધ્ય વ્યાધિની ચિકિત્સા કરવાને વૈદ્યોને વૈદકશાસ્ત્રમાં મના કરેલી છે. કારણ કે જે વૈદ્ય અસાધ્ય દરદની ચિકિત્સા કરે છે, તે અર્થ, વિદ્યા તથા યશની હાનિ કરેછે. અને લોકમાં નિંદાનું પાત્ર થાયછે. માટે ઔષધ કાંઇ કામનું નથી એમ કહી શકાતું નથી. કારણ કે સારા વૈદ્યો, સારાં ઔષધથી દુબળાને પુષ્ટ કરેછે, સ્થૂલને પાતળા કરે છે, ગરમીથી જેનો પરાભવ થયો હોય તેને થંડા ઉપચારથી આરામ આ-

ચિકિત્સા કરવાની જરૂર.

પેછે, ચંડાથી પરાભવ પામેલને ઉષ્ણ ઉપાયથી સુખ આપેછે, ધાતુને વધારેછે, અને ટુંકામાં વ્યાધિના હેતુથી વિપરીત ઔષધોપચાર કરી સમાન પ્રકૃતિ કરેછે. તેથી એમ સિદ્ધ થાયછે કે, દરદને દૂર કરવામાં સારૂં ઔષધ બીજો દરજ્જો ધરાવેછે.

**રોગના માર્ગ**

શાખા, મર્મ તથા અસ્થિ, સંધિ અને કોષ્ઠ એ પ્રમાણે રોગના ત્રણ માર્ગ છે, રૂધિર આદિક ધાતુ અને ત્વચા એ શાખારૂપ બાહ્ય રોગ માર્ગ છે. બસ્તિ. હૃદય, અને મસ્તકાદિ મર્મ કહેવાયછે. અને અસ્થિના સંયોગને અસ્થિ સંધિ કહેછે. આ બે અને તેમાં લાગેલી નાડીઓ એ મધ્યમ રોગ માર્ગ કહેવાયછે. મોટો પ્રવાહ, શરીરનું મધ્ય અને આમ પક્વાશય એવાં નામથી શાસ્ત્રમાં ઓળખાવેલ શરીરના ભાગને કોષ્ઠ સમજવો. આ કોષ્ઠ રોગનો આભ્યંતર માર્ગ કહેવાય છે. તેમાં પીડક, અલજી, અપચી, ચર્મકીલ, અધિમાંસ, કુષ્ઠ અને લુલા પાંગળાપણું ઇત્યાદિ રોગો બાહ્ય માર્ગમાં ઉપજેછે. વિસર્પ, સોજો, ગાંઠ, અર્શ, અને વિદ્રધિ આદિક રોગો શાખામાં ઉત્પન્ન થાયછે. પક્ષઘાત, અડદીઓવા, શોષ, રાજયક્ષ્મા, હાડકાંના સાંધામાં શૂળ, અને મસ્તક, હૃદય તથા બસ્તિના રોગો વચલા માર્ગમાં ઉત્પન્ન થાયછે. જ્વર, અતીસાર, ઉલટી, વિષૂચિકા, કાસ, શ્વાસ, હેડકી, આફરો, ઉદર રોગ અને બરોળની વૃદ્ધિ ઇત્યાદિ રોગો માંહેના ભાગમાં થાયછે.

**રોગનીપરીક્ષા.**

રોગના વિશેષનું વિજ્ઞાન કહેવાથી, જોવાથી અને અનુમાનથી થાયછે. તેથી આ જ્ઞાન ટુંકામાં ત્રણ પ્રકારનું કહેલું છે. આ ત્રણમાં યથાર્થ બોલનારા પુરૂષના વચનને ઉપદેશ એવું નામ આપેલું છે. સંદેહ રહિત, પ્રથમ અનુભવેલ પદાર્થના સ્મરણને ન ચૂકનારા તથા પોતા ઉપર પ્રીતિ ન રાખનારા લોકોનું પણ દુઃખ જોઇને દાઝનારા પુરૂષો આપ્ત કહેલા છે. આવા ગુણને લીધે તેણે કહેલાં સઘળાં વચન પ્રમાણ કરવા લાયક છે. અને વાતાદિના પ્રકોપથી ઘેલછાવાળા, નિશો કરવાથી મસ્ત થએલ તથા મૂર્ખનાં જોયેલ અને ન જોયેલ પદાર્થનું નિરૂપણ કરનારાં વચન અપ્રમાણ કહેલ છે. પોતે પોતાની ઈંદ્રિયોથી તથા મનથી બાહ્ય અને આભ્યંતર પદાર્થનો અનુભવ કરવો તે પ્રત્યક્ષ પ્રમાણ કહેલું છે. યુક્તિની અપેક્ષા રાખનાર તર્ક (અગ્નિ ન હોય તો ધૂમ પણ ન હોય એવી જાતનો વિચાર) તે અનુમાન પ્રમાણ કહેલુંછે. આ ત્રણ પ્રકારનાં જ્ઞાને કરી પેહેલાં પરીક્ષા કરેલ રોગનો આ અમુક રો-

મ છે એમ કરેલો નિશ્ચય નિર્દોષ કહેવાય છે. જાણવા લાયક સઘળા પ-દાર્થો જ્ઞાનનાં એક અંગથી સારી રીતે જાણી શકાતા નથી. આ ત્રણ પ્ર-કારનાં જ્ઞાનમાં મુખ્ય જ્ઞાન આપ્તોપદેશ પેહેલાં હોવું જોઇએ. તે પછી પ્રત્યક્ષ અને અનુમાન જ્ઞાનથી પરીક્ષા કરવા લાયક રોગાદિકની પરીક્ષા થઇ શકેછે. જેથી નિઃસંદેહ જાણનાર પુરૂષે પ્રથમ ન બતાવેલ પદાર્થ પ્ર-ત્યક્ષ તથા અનુમાનથી જાણી શકાતો નથી. જેમકે, આ ઘટ છે એ રીતે પ્રથમથી ઘટને જાણનારા પુરૂષે ઘટનું સ્વરૂપ ન બતાવેલું હોય તો પ્ર-ત્યક્ષથી તથા અનુમાનથી તે ઘટ જાણી શકાતો નથી. તેથી સિદ્ધ થયું કે પ્રત્યક્ષ અને અનુમાન એવી રીતે બે જાતની પરીક્ષા છે. ઉપર લખ્યા પ્રમાણે કેવળ પ્રત્યક્ષથી તથા અનુમાનથી સારી રીતે જાણવા લાયક પ-દાર્થ જાણી શકાતો નથી. એટલા સારૂ બુદ્ધિમાન લોકો ઉપદેશ સહિત આ બે પ્રકારની પરીક્ષાની ઇચ્છા રાખે છે. આ ઉપદેશાદિ ત્રણ જ્ઞાનથી આ રો-ગ આવી રીતે કોપેલો છે, આવી રીતે જન્મેલો છે, આવું આનું સ્વરૂપ છે, આવી આની સ્થિતિ છે, આવી વેદનાવાળો છે, આવી આકૃતિનો છે, આવા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધવાળો છે, આવા ઉપદ્રવવાળો છે, આવી રીતે વધે છે, આવી રીતે ઘટે છે, આવી રીતે પકડાઇ રહેછે, આ-વો જુસ્સો બતાવેછે, આવું નામ છે તથા આવી રીતનાં ઔષધને લાયક છે એમ એક એક રોગને વૈદ્યે જાણવો. આ રોગમાં આવી જાતની પ્રવૃત્તિ અથવા આ રોગની ચિકિત્સા ન કરવી એ રીતે ઉપદેશથી ખબર પડેછે. પ્રત્યક્ષ પ્રમાણથી રોગનાં સ્વરૂપનો નિશ્ચય કરવાની ઇચ્છાવાળા વૈદ્યે પો-તાની ઇંદ્રિયોથી રસ સિવાય દરદીના શરીરમાં રહેલા સઘળા ઇંદ્રિયોના અર્થ (શબ્દ, સ્પર્શ, રૂપ અને ગંધ એ ચાર)ની પરીક્ષા કરવી તે આ પ્ર-માણે કે, આંતરડાંનો ઘુરૂરાટ, સાંધાંનું ફાટતું અને આંગળીના ટાચકા વિ-ગેરે, શરીરમાં ઉપજનારા શબ્દોની શ્રોત્ર ઇંદ્રિયથી પરીક્ષા કરવી. દરદી-ના શરીરમાં રહેલો વર્ણ, સ્થિતિ, પ્રમાણ, કાંતિ, પ્રકૃતિ, વિકૃતિ અને બી-જાં પણ ચક્ષુથી ગ્રહણ કરવા લાયક ચિન્હોની ચક્ષુ ઇંદ્રિયથી પરીક્ષા કર-વી. યદ્યપિ રસનું પ્રત્યક્ષ જ્ઞાન રસના (જીભ) ઇંદ્રિયથી થાયછે તોપણ દ-રદીના શરીરમાં રહેલા રસની પરીક્ષા અનુમાનથી કરવી. જેમકે, દરદીના મોવાળાને મૂકીને યૂકા (જું અને લીંખ) ચાલી નિકળે ત્યારે તેના શરીરને રસરહિત સમજવું. અને દરદીના શરીરપર માંખીઓ મણમણાટ કરે ત્યા-રે તેના શરીરમાં મધુર રસ છે એમ સમજવું. તેમજ રક્ત પિત્ત રોગ-

માં સંદેહ ઉપજે કે, આ રોગમાં આ રૂધિર જેવો દ્રવ પદાર્થ દેખાય છે, તે રાતું પાણી છે કે રાતું પિત્ત છે? આ સંદેહને મટાડવા તે રાતો દ્રવ પદાર્થ કુતરાં પાસે તથા કાગડા પાસે નાખવો, જો તે તેનું ભક્ષણ કરે તો તે રાતું પાણી છે એમ સમજવું અને ભક્ષણ ન કરે તો તે રાતું પિત્ત છે એમ સમજવું. આવી રીતે આતુરના શરીરમાં રહેલા બીજા રસનું પણ અનુમાન કરવું. પ્રકૃતિથી અને વિકૃતિથી દરદીના શરીરમાં પેદા થનારા ગંધને નસિકાથી સુંઘીને પરીક્ષા કરવી. અને સ્વાભાવિક તથા વિકાર જન્ય દરદીના શરીરમાં રહેલા સ્પર્શની સ્પર્શન ઇંદ્રિયથી પરીક્ષા કરવી. તેમજ દરદીના મુખમાં રહેલા રસની પરીક્ષા તો તેને પૂછીએ એટલે તેના કહેવાથીજ થાયછે, પણ તેના મોઢામાં જીભ ઘાલીને પરીક્ષા કરી શકાતી નથી. બીજા પણ કેટલાક દરદીના શરીરમાં રહેલા પદાર્થો અનુમાનથીજ જાણી શકાય છે. જેમકે, જઠરાગ્નિ પાચન શક્તિથી, બળ કસરતથી, શ્રોત્ર આદિક ઇંદ્રિયો શબ્દાદિના ગ્રહણથી, જ્ઞાન ઉદ્યોગથી, રજોગુણ સંગથી, મોહ અજ્ઞાનથી, ક્રોધ કજીઆથી, શોક દીનતાથી, હર્ષ રાજીપાથી, પ્રીતિ સંતોષથી, ભય ખેદથી, ધીરપણું ખેદના અભાવથી, પરાક્રમ ઉત્સાહથી, સ્થિતિ ભ્રાંતિના અભાવથી, શ્રદ્ધા અભિપ્રાય જોવાથી, ધારણા યાદ શક્તિથી, ભાન તેના પાસે આવેલાનું નામ લેવાથી, સ્મૃતિ યાદદારતીથી, લજ્જા શરમાવાથી, સ્વભાવ ભેળું રહેવાથી, દ્વેષ ના પાડવાથી, ઉપાધિ પાછળ પડવાથી, ધીરજ અલોલતાથી, વશ્યપણું નોકરી કરવાથી, અવસ્થા કાળથી, સાત્મ્ય ઉપશયથી, (એટલે આ આને સદે છે કે નથી સદતું તે ખવરાવવાથી ખબર પડે છે) વ્યાધિનું ઉઠવું વેદના વિશેષથી, છુપેલાં ચિન્હવાળો વ્યાધિ અવળા સવળા ઉપાય કરવાથી, દોષનું પ્રમાણ વિરૂદ્ધ ક્રિયા કરવાથી, આયુષ ક્ષય મૃત્યુ સૂચક શાસ્ત્રમાં કહેલાં ચિન્હો દેખવાથી, આ પુરૂષનું કલ્યાણ ધર્મના કામમાં પ્રવૃત્તિ જોવાથી અને સત્વગુણ મનમાં વિકાર ન આવવાથી જાણવામાં આવે છે. તેથી આ સઘળાં અનુમાન ગમ્ય કહેવાય છે. આવી રીતે ઉપર લખેલા આપ્તોપદેશાદિક ત્રણ પ્રમાણ સાથે મેળવેલી પોતાની બુદ્ધિથી રોગનો નિશ્ચય કરવો. અને એ પ્રમાણે તત્વનો નિશ્ચય થયા પછી કરવા લાયક કાર્યનો નિશ્ચય કરવો. રોગની પરીક્ષા કરતી વખત ઘણી સંભાળ રાખવાની જરૂર છે. કારણ કે સહસા અતિ બળવાન ઔષધ રોગની પરીક્ષા કર્યા સિવાય આપવામાં આવે તો તે અલ્પ બળવાળા રોગીને નુકસાન કર્ત્તા થઇ પડે. કારણ કે અલ્પ બળવાળા રોગી અતિ બળવાન ઔષધ,

અગ્નિકર્મ, શસ્ત્રકર્મ કે ક્ષારકર્મ સહન કરી શકતા નથી. તેથી અલ્પ બળવાળા રોગીને ઔષધ પણ વિષાદ નહિ કરે એવું મૃદુ અને ઉત્તરોત્તર ગુરૂ આપવું જોઇએ. વિષેશે કરીને સ્ત્રીઓને તેવાં ઔષધની વધારે જરૂરછે. કારણ કે તેઓનું હૃદય મૃદુ તથા વિકલવ છે. તથા તેઓ વધારે સુકુમાર છે. તેમાં બળવાન રોગીને બળવાન રોગમાં અલ્પબળ ઔષધ આપવામાં આવે તો તે નિષ્ફળ જાયછે. તેટલા સારૂ રોગીની પરીક્ષા પ્રકૃતિથી, વિકૃતિથી, સારથી, સાત્મ્યથી, સત્વથી, આહાર શક્તિથી, વ્યાયામ શક્તિથી, તથા વયથી કરવી. મનુષ્યોની દોષ પ્રકૃતિનો આધાર ગર્ભ શરીર ઉપર છે. એટલે કેટલાએક પુરૂષોની પ્રકૃતિ વાતલ હોયછે, કેટલાએકની પૈત્તિક હોયછે અને કેટલાએકની કફ પ્રકૃતિ હોયછે, કેટલાએકની પ્રકૃતિ સંસૃષ્ટ ( બએ દોષવાળી) હોયછે તથા કેટલાએકની સમ પ્રકૃતિ હોય છે. વાત રૂક્ષ, લઘુ, ચલ, બહુ, શીઘ્ર, શીત, પરૂષ તથા વિષદ ગુણવાળો છે. તેનો રૂક્ષ ગુણ હોવાથી વાતલ પુરૂષો રૂક્ષ અને ઠીંગણા હોયછે, તેનો અવાજ રૂક્ષ, ધીરો અને ભેદાયલો હોયછે તથા તેઓ ઉજાગરો વધારે સહન કરી શકેછે. લઘુ ગુણ હોવાથી વાતલ પુરૂષોની ચેષ્ટા, આહાર તથા વિહાર પણ લઘુ હોય છે. ચલ ગુણ હોવાથી વાતલ પુરૂષોના સંધી, અસ્થિ, ભમર, ડાઢી, હોઠ, જીભ અને મસ્તક વિગેરે અનવસ્થિત હોયછે; બહુ ગુણ હોવાથી વાતલ પુરૂષોના શરીરમાં ઝીણી ઝીણી નાડીઓ પણ વધારે હોયછે; શીઘ્ર ગુણ હોવાથી તેઓને બીક, આરંભ, ક્ષોભ, પ્રીતિ, તથા અપ્રીતિ પણ જલદીથી ઉત્પન્ન થાયછે, શીત ગુણ હોવાથી તેઓ ઠંડા પદાર્થને સહન કરી શકતા નથી, પરૂષ ગુણ હોવાથી તેઓના કેશ, મૂંછ, નખ, દાંત, મોઢું તથા બીજા અવયવો પણ પરૂપ હોયછે. તથા વિષદ ગુણ હોવાથી તેઓના અંગાવયવ પણ વિષદ હોયછે. આ પ્રમાણે ગુણ હોવાથી વાત પુરૂષો ઘણુંકરીને અલ્પ બળવાળા, અલ્પાયુષવાળા તથા અધન્ય હોયછે.

પિત્ત ઉષ્ણ, તીક્ષ્ણ, દ્રવ, વિસ્ર, અમ્લ તથા કટુ છે. પિત્તનો ઉષ્ણ ગુણ હોવાથી પૈત્તિક પુરૂષોનાં ગાત્ર સુકુમાર હોયછે, તેના શરીરમાં ઝીણી ઝીણી ફોડલીઓ ઘણી હોયછે, તેઓને ભૂખ તથા તરસ પણ ઘણી લાગેછે, તેઓને વળીઆં પળીઆં જલદી આવેછે તથા મૂંછ, રૂવાડાં અને કેશ મૃદુ, અલ્પ અને પિંગળા હોયછે. તીક્ષ્ણ ગુણ હોવાથી તેઓનું પરાક્રમ પણ તીક્ષ્ણ હોયછે, અગ્નિ પ્રદીપ્ત હોયછે, ખોરાક તથા પાણી વધારે પચે છે, તથા કલેશને સહન કરે તેવા હોયછે. દ્રવ ગુણ હોવાથી પૈ-

ત્તિક પુરૂષોના સંધિ તથા માંસ શિથિલ અને મૃદુ હોય છે તથા તેઓને પરસેવો, મૂત્ર અને ઝાડો વધારે થાયછે. વિસ્ર ગુણ હોવાથી તેઓની છાતી, કૂખ, મોઢું, મસ્તક તથા શરીરમાંથી દુર્ગંધી નિકળે છે. કટુ તથા અમ્લ ગુણ હોવાથી તેઓને શુક્ર અને મૈથુન ઘણું થોડું હોયછે, તથા છોકરાં પણ થોડાં થાયછે. આ પ્રમાણે ગુણનો યોગ હોવાથી પૈત્તિક પુરૂષોનું બળ, આયુષ્ય, જ્ઞાન, પૈસો તથા સાધન મધ્યમ હોયછે.

કફ સ્નિગ્ધ, મૃદુ, મધુર, સાર, સાંદ્ર, મંદ, સ્તિમિત, ગુરૂ, શીત, ભિજ્જલ તથા અચ્છ છે. સ્નિગ્ધ ગુણ હોવાથી કફ પ્રકૃતિવાળા પુરૂષોનાં અંગ સ્નિગ્ધ હોયછે, મૃદુ ગુણ હોવાથી તેઓની દૃષ્ટિ નિર્મળ હોયછે તથા શરીર કોમળ અને શુદ્ધ હોયછે, મધુર ગુણ હોવાથી તેઓને શુક્ર તથા મૈથુન ઘણું હોયછે અને છોકરાં પણ ઘણાં થાયછે, સાર ગુણ હોવાથી તેઓનું શરીર મજબૂત હોયછે, સાંદ્ર ગુણ હોવાથી તેઓના શરીરના સર્વ અવયવ પૂર્ણ તથા વૃદ્ધિને પામેલા હોયછે, મંદ ગુણ હોવાથી તેઓની ચેષ્ટા, આહાર તથા વિહાર પણ મંદ હોયછે, સ્તિમિત ગુણ હોવાથી તેઓને આરંભ, ક્ષોભ તથા વિકાર પણ ઘણે કાળે થાયછે, ગુરૂ ગુણ હોવાથી તેઓની ગતિ ઘણી મજબૂત અને મંદ હોયછે, શીત ગુણને લીધે તેઓને ભૂખ, તૃષા, સંતાપ તથા સ્વેદ થોડો થાયછે, ભિજ્જલ ગુણને લીધે શરીરના સાંધા ઘણા મજબૂત હોયછે તથા અચ્છ ગુણને લીધે કફ પ્રકૃતિવાળાં મનુષ્યોનું દર્શન, મોઢું, વર્ણ તથા સ્વર આ બધું બીજાંને ખુશી ઉપજાવે એવી રીતનું હોયછે. આ પ્રમાણે ગુણનો યોગ હોવાથી કફ પ્રકૃતિવાળા પુરૂષો બળવાન, ધનવાન, વિદ્યાવાન, આયુષ્યવાન તથા કાંતિવાન હોયછે,

સંસૃષ્ટ હોય તો લક્ષણ પણ સંસૃષ્ટ હોયછે. અને સમધાતુ હોય તો સર્વ ગુણથી યુક્ત હોયછે. આ પ્રમાણે પ્રકૃતિથી પરીક્ષા કરવી.

હવે વિકૃતિ એવું વિકારનું નામ છે. તે વિકારની હેતુ, દૂષ્ય, દોષ, પ્રકૃતિ, દેશ, કાળ, વિશેષ, બળ અને ચિન્હથી પરીક્ષા કરવી. જ્યાંસુધી આ હેત્વાદિકનો બળ વિશેષ જાણવામાં આવેલ નથી ત્યાં સુધી વ્યાધિનો બળ વિશેષ સમજી શકાતો નથી. જે વ્યાધિના દૂષ્ય, દોષ, પ્રકૃતિ, દેશ, કાળ, સાત્મ્ય, હેતુ, બળ અને ચિન્હ તે અત્યંત હોય તો તે વ્યાધિ બળવાન સમજવો, કહ્યાથી વિપરીત હોય તો થોડાં બળવાળો સમજવો. અને હેત્વાદિકનાં મધ્ય બળથી વ્યાધિને મધ્ય બળ સમજવો. તેની સાર ( બાંધો ) થી પણ પરીક્ષા થાયછે. આ સાર પુરૂષના શરીરમાં આઠ પ્રકારે રહેલ છે

તે નીચે પ્રમાણે.—

ત્વક્સાર, રક્તસાર, માંસસાર, મેદસાર, અસ્થિસાર, મજ્જાસાર, શુક્રસાર અને સત્વસાર; તેમાં જે ત્વક્સાર પુરૂષ હોયછે તેની ત્વચા સ્નિગ્ધ, શ્લક્ષ્ણ, મૃદુ, પ્રસન્ન, સૂક્ષ્મ, અલ્પ, ગંભીર અને સુકુમાર રોમાવલિ વાળી ચળકતી હોયછે. આ ત્વક્સારતા આયુષ્યને વધારનાર તથા સુખ, સૌભાગ્ય, ઐશ્વર્ય-નો ઉપભોગ, વિદ્યા અને આરોગ્ય; પુરૂષમાં છે એમ કહી બતાવેછે.

રક્તસાર પુરૂષના કર્ણ, નેત્ર, મુખ, જિવ્હા, ઓષ્ઠ, મણિ, પાદતલ, નખ, લલાટ અને મેહન; સ્નિગ્ધ, રક્ત અને શોભાયમાન હોયછે. આ ર-ક્તસારતા સુખ, કુશાગ્ર બુદ્ધિ, મનસ્વીપણું, સુકુમારપણું, સાધારણ બળ, અને ક્લેશને ન સહન કરનારપણું આ પુરૂષમાં છે એમ કહેછે.

માંસસાર પુરૂષના શંખ (લમણા), લલાટ, કૃકાટિકા, (ડોક), નેત્ર, ગં-ડસ્થલ, હડપચી, ખભા, છાતી, કાખ, વક્ષઃસ્થળ, હાથ, પગ, અને સંધિ એટલાં અંગો માંસથી પુષ્ટ હોયછે. આ માંસસારતા તે પુરૂષમાં ક્ષમાં, ધૃ-તિ, અલોલતા, વિત્ત, વિદ્યા, સુખ, સરલતા, આરોગ્ય, બળ, અને લાંબાં આયુષ્યને કહેછે.

મેદસાર પુરૂષોનો વર્ણ, સ્વર, નેત્ર, કેશ, રૂવાડાં, નખ, દાંત, હોઠ, મૂત્ર અને વિષ્ટા ઘણુંકરીને સ્નિગ્ધ હોયછે. અને તે મેદસારતા તે પુરૂષમાં વિત્ત, ઐશ્વર્ય, સુખનો ઉપભોગ, દાન, સરલતા અને મૃદુ ઉપચારને કહી બતાવે છે.

અસ્થિસાર પુરૂષોના પેની, જાનુ (ગોઠણ), આંગળીઓ, હાંસડી, દા-ઢી, મસ્તક, અસ્થિ, નખ અને દાંત એટલા પદાર્થો અગ્ર ભાગમાં જાડા હોયછે. અને તે પુરૂષો થોડા ઉત્સાહવાળા, કામમાં કુશળ, ક્લેશને સહન ક-રવાવાળા, દૃઢ શરીરવાળા અને આયુષ્યવાળા હોયછે.

મજ્જાસાર પુરૂષોનું અંગ સૂક્ષ્મ અને બળવાન હોયછે, વર્ણ તથા સ્વર સ્નેહાળ હોયછે અને સાંધાઓ સ્થૂલ, દીર્ઘ તથા ગોળ હોયછે. અને તે પુ-રૂષો લાંબી જીંદગીવાળા, બળવાન, શાસ્ત્રજ્ઞાન, ધન, છોકરાં અને સન્માનને સેવનારા, સૌમ્ય પ્રકૃતિવાળા, સૌમ્ય નજરથી જોનારા, તથા તેનાં નેત્રો જાણે ક્ષીરથી પૂરેલાં હોય નહિ? એમ હર્ષવાળા હોયછે.

શુક્રસાર પુરૂષો પ્રસન્ન અને સ્નિગ્ધ વર્ણ તથા સ્વરવાળા, દેદીપ્યમાન, પુષ્ટ ફીંચુવાળા, સ્ત્રીઓને પ્રિય અને સ્ત્રીઓ ઉપર અતિ પ્રીતિ રાખનારા, બળવાન અને સુખ, આરોગ્ય, વિત્ત, સન્માન તથા છોકરાંવાળા હોયછે.

અને સત્વસાર પુરૂષો સ્મૃતિવાળા, ભક્તિવાળા, કૃતજ્ઞ, પંડિત, પવિત્ર, મોટા ઉત્સાહવાળા, દક્ષ, ધીર, સંગ્રામમાં પરાક્રમ દેખાડનારા, ખેદ રહિત, સ્થિર ચિત્તવાળા, ગંભીર બુદ્ધિવાળા અને કલ્યાણના રસ્તામાં આગ્રહવાળા હોયછે.

ઉપર લખેલા સર્વ સારે કરી યુક્ત પુરૂષ અતિબળવાન, ગૌરવવાળા, ક્લેશને સહન કરવાવાળા, કલ્યાણના આગ્રહી, સ્થિર શરીરવાળા, સારી રીતે ચાલનારા રણકારા સહિત, સ્નેહાળ અને ગંભીર સ્વરવાળા, સુખ, ઐશ્વર્ય, વિત્ત, ઉપભોગ, અને સન્માનને સેવનારા, રજો, ગુણ રહિત, મંદ વિકારવાળા, પોતા સરખાં સંતાનવાળા અને ઘણું જીવનારા હોયછે. આથી વિપરીત સ્વભાવાળા પુરૂષો અસાર કહેવાયછે.

આ આઠ સાર પુરૂષના બળનાં વિશેષ જ્ઞાનને વાસ્તે વૈદ્યે પ્રથમથી જાણવા જોઇએ. નહિ તો શરીર માત્રનાં દર્શનથી વૈદ્ય મુંઝાય છે. કેમકે પુષ્ટ હોય તે બળવાન ગણાય, દુબળો હોય તે નિર્બળ ગણાય, મોટાં શરીરવાળો બળવાન ગણાય અને નાનાં શરીરવાળો નિર્બળ ગણાય. પણ તેમ નથી. જેથી આ જગતમાં નાનાં શરીરવાળા અને દુબળા પુરૂષો બળવાન હોયછે. આ ઠેકાણે કીડીનું દૃષ્ટાંત છે. જેમકે કીડી પોતે નાના કદની છતાં મોટા ભારને ઉઠાવે છે તેથી તેમાં બળ વધુ છે એમ જણાય છે. માટે મનુષ્યોની સારથી પરીક્ષા કરી અને પછી ચિકિત્સા કરવી એમ કહેલું-છે. હવે સાત્મ્યથી પરીક્ષા કરવી એમ કહ્યું છે. તેથી સાત્મ્યનું સ્વરૂપ સમજવું જોઈએ. જે હમેશ ખાતા હોઇએ અને તે સદી રહે તેને સાત્મ્ય કહે છે. તેમાં જે પુરૂષને ઘી, દૃધ, તેલ, અને માંસરસ સદે છે અથવા સર્વે રસ સદેછે તે બળવાન, ક્લેશને સહન કરનારા, અને ઘણું જીવનારા હોયછે. તેમ જેને લુખું સદેછે અથવા એક રસ સદેછે તે પુરૂષ ઘણું કરીને થોડાં બળવાળા, થોડા ક્લેશને સહન કરનારા થોડાં આયુષવાળા અને નિર્ધન હોયછે. અને ધૃતાકિ પદાર્થોની માફક લુખા પદાર્થો ઉપર પણ પ્યાર રાખનારાઓ મધ્યમ બળવાળા હોયછે.

હવે સત્વથી પરીક્ષા કરવી એમ કહ્યું છે. તેમાં સત્વ એવું મનનું નામ છે, અને તે મન પ્રવર, મધ્ય અને અવર હોવાથી પુરૂષ પણ પ્રવર સત્વ, મધ્ય સત્વ અને અવર સત્વ કહેવાય છે, તેમાં પ્રવર સત્વ પુરૂષો થોડા હોયછે અને તે સારનાં પ્રકરણમાં કહેવાઇ ગયેલ છે. નાનકડાં શરીર વાળા પુરૂષોનિજ અને આગંતુક નિમિત્તથી ઉત્પન્ન થયેલી મોટી પીડામાં પણ

પીડા રહિત દેખાયછે, મધ્ય સત્વવાળા પુરૂષો બીજા દુખીઆ લોકોનાં દુઃખોને સંભાળી પોતાનાં મનને નિશ્ચલ કરેછે, તેમ બીજા આવીને તેને ધીરજ આપેછે તેથી પણ તેઓ ધીરજ ધરી શકેછે. અને હીનસત્વ પુરૂષો તો પોતે પોતાની મેળે અથવા કોઇના કહેવાથી પણ ધીરજ ધરી શકતા નથી, મોટાં શરીરવાળા છે તોપણ થોડી વેદનાને સહન કરી શકતા નથી. તેમ ભયંકર પદાર્થ, શત્રુ, બીભત્સ અને વિકૃતિવાળા પદાર્થની વાત સાંભળતાંજ ભય, શોક, લોભ અને મોહવાળા થઇ જાયછે. તેમ ઢોરનું અથવા પુરૂષનું માંસ કે લોહી દેખીને ખેદ, વિવર્ણતા, મૂર્છા, ઉન્માદ, ભ્રમ, અને પતન એમાંથી એક ચીજનો અનુભવ કરેછે અથવા મરણ પામેછે.

હવે આહાર શકિતથી પુરૂષની પરીક્ષા કરવી તેમાં જે ઘણું જમતો હોય અને પચી જતું હોય તો તે બળવાન સમજવો. અને તેમ ન હોય તો તેને નિર્બળ સમજવો.

વ્યાયામશકિત એટલે તેની કસરતના કામમાં પ્રવૃત્તિછે કે નહિ એમ જાણી તેને સબળ અથવા નિર્બળ સમજવો.

હવે વયથી પરીક્ષા કરવાનું કહેલ છે તે વય બાળ, મધ્યમ અને જીર્ણ એ પ્રમાણે ત્રણ પ્રકારનું છે. તેમાં સોળ વર્ષપર્યંત પૂર્ણ રીતે ધાતુ ન પાકયાથી સુકુમાર, કલેશને સહન ન કરનાર, અને સંપૂર્ણ બળહીન કફ પ્રધાન જે અવસ્થા તે બાળવય કહેવાયછે. ત્રીશ વર્ષપર્યંત ધાતુના ગુણની દિનપરદિન અભિવૃદ્ધિને લીધે પ્રગટ થતાં બળ, વીર્ય, પૌરૂષ, પરાક્રમ, ગ્રહણ, ધારણ, સ્મરણ, વચન અને વિજ્ઞાન એ અધિક હોયછે, તે બળવાન મધ્યમ વય કહેવાયછે અને જ્યારે શરીરમાંથી ધાતુના ગુણ ઓછા પડવા માંડે અને વાયુ વધવા માંડે ત્યારે તે જીર્ણવય કહેવાયછે. તે હીનબળ અવસ્થા સો વર્ષ પર્યંત કહેલી છે. અને સો વર્ષથી અધિક જીવે તો તેના બળની પરીક્ષા પણ ઉપર કહ્યા પ્રમાણે કરી બળનું પ્રવરપણું, મધ્યપણું, અને અવરપણુંનો વિચાર કરવો.

જેમ પ્રકૃતિનું ત્રણ પ્રકારનું બળ છે તેમ વિકૃતિનું પણ ત્રણ પ્રકારનું બળ છે. જેથી દોષબળનું અનુમાન થાયછે. આવી રીતે રોગીના શરીરનું બળ અને રોગનું બળ બન્નેની પરીક્ષા કરવી. અને પછી ઔષધનું તીક્ષ્ણપણું, મધ્યપણું અને મૃદુપણું જે ઔષધને જે લાયક હોય તેને તે ઔષધ આપવું.

વાત, પિત્ત અને કફ એ ત્રણ દોષજ દેહની ઉત્પ- વાત, પિત્ત

ત્તિનાં કારણ કહેલાંછે. અને ક્રમથી શરીરના હેઠલા ભા- અને કફ.
ગમાં, મધ્યભાગમાં અને ઉપલા ભાગમાં રહેલા તે વાતાદિકજ જેમ થાં-
ભલા ઘરને ધારણ કરેછે તેમ શરીરને ધારણ કરી રહ્યાછે. તેથી આ શ-
રીરને કેટલાક ત્રિસ્થૂણ (ત્રણ થાંભલાવાળું) કહેછે. આ વાતાદિ જ્યારે બગડે
છે ત્યારે નાશનાં કારણ પણ તેજ થઇ પડેછે. આ ત્રણ ( વાતાદિ ) અને
ચોથું રૂધિર એવા ચાર પદાર્થથી શરીર ઉત્પત્તિ, સ્થિતિ તથા લય અવસ્થામાં
સંયુક્ત હોયછે. ગત્યર્થક તથા ગંધાર્થક **वा** ધાતુમાંથી **वात** શબ્દ થયેલોછે.
સંતાપ અર્થવાળા **तप** ધાતુમાંથી **पित्त** શબ્દ થયેલોછે અને આલિંગનાર્થક
**श्लिष** ધાતુમાંથી **श्लेष्मा** (કફ) શબ્દ થયેલોછે. તેમાં ટુંકામાં વાત શ્રોણિ
(કટિપશ્ચાદ્‌ભાગ) તથા ગુદસ્થાનમાં રહેલોછે. નાભિથી નીચે તથા શ્રોણિ અને
ગુદાથી ઉપર પક્વાશય રહેછે. અને પક્વાશય તથા આમાશયની વચમાં પિત્ત
રહેલછે. તથા આમાશયમાં કફ રહેલોછે વળી વાતાદિકનાં પાંચ પાંચ સ્થા-
નક બીજાં પણ કહેલાંછે. તેમાં વાતનાં સ્થાનક વાત વ્યાધિમાં કહેલાંછે, પિ-
ત્તનાં સ્થાનક યકૃત્, પ્લીહા, હૃદય, દૃષ્ટિ અને ત્વચા એ પાંચ. તથા ઉર, શિર
અને કંઠના ત્રણ સાંધા એ પાંચ કફનાં સ્થાનકછે. આ સમ્યગ્યોગમાં રહેલ
વાતાદિકનાં સ્થાનક છે. જેમ સૂર્ય, ચંદ્ર અને પવન; આદાન (લઇ લેવું), વિસર્ગ
(દેવું), અને વિક્ષેપ એવાં પોતાનાં કામથી જગતને ધારણ કરી રહ્યાછે તેમ
વાત, પિત્ત અને કફ શરીરને ધારણ કરી રહ્યાછે. અહીં એટલું જાણવાનુંછે જે
પિત્તથી જુદો જઠરાગ્નિ છે કે પિત્ત છે એજ જઠરાગ્નિ છે? આનું સમાધાન એવુંછે
કે, પિત્તથી જુદો જઠરાગ્નિ નથી પણ પિત્ત તેજ જઠરાગ્નિ કહેવાયછે. પિત્ત ધાતુ-
માં અગ્નિગુણ પ્રધાન હોવાથી દહન કરવાની તથા પચાવવાની શક્તિ તેમાં
જોઇ અને અગ્નિનો ઉપચાર કરાયછે. તેથી આ જઠરાગ્નિ ક્ષીણ થાય ત્યારે
પૈત્તિક દ્રવ્યનો ઉપયોગ કરવો. અને અત્યંત વૃદ્ધિ પામે ત્યારે શીતળ દ્રવ્યનો
ઉપયોગ કરવો પડેછે. તેથી પિત્તથી જુદો જઠરાગ્નિ ઠરતો નથી. આ જ-
ઠરાગ્નિના નામથી ઓળખાતું પિત્ત પક્વાશય અને આમાશયના મધ્યમાં
રહી ચાર પ્રકારના આહારને પચાવેછે. તથા રસ, દોષ, મૂત્ર અને પુરીષનો
વિભાગ કરેછે. તેજ સ્થાનકમાં રહી પોતાની સત્તાથી બીજાં પિત્તસ્થાનો તથા
શરીરમાં અગ્નિનું કામ કરેછે. તે પિત્તનું પાચકઅગ્નિ એવું નામ છે. અને
જે યકૃત્ તથા પ્લીહામાં પિત્ત રહેલછે. તેનું રંજક અગ્નિ રસધાતુને લા-
લ કરી તેનું રૂધિર એવું નામ પાડેછે અને હૃદયમાં જે પિત્ત રહેલું છે તેનું
સાધક અગ્નિ એવું નામ છે. તે સાધક અગ્નિ ઇચ્છિત મનોરથનાં સાધ-

નની સંપત્તિ કરેછે. આંખમાં જે પિત્ત રહેલુંછે તેનું આ લોચક અગ્નિ એવું નામ છે. તે આલોચક અગ્નિરૂપના ગ્રહણમાં અધિકાર પામેલોછે. ચામડી-ને વિષે જે પિત્ત રહેછે તેનું ભ્રાજક અગ્નિ એવું નામ છે, તેભ્રાજક અગ્નિ અ-ભ્યંગ, પરિષેક, અવગાહ તથા અવલેપનનાં દ્રવ્યને પકાવે છે. તથા સ્પર્શનો પ્રકાશ કરેછે. આ પિત્ત તીક્ષ્ણ, દ્રવ, પૂતિ (ગંધાતલ) નીલ, પીત, ઉષ્ણ, કટુરસ (તીખારસ વાળું) વિદગ્ધ (બાળનાર) તથા અમ્લ છે. આમાં શય નામનું કફનું સ્થાનક પિત્તથી ઉપર રહેલું છે. માટે ઉંચી ગતિવાળાં પિ-ત્તનાં તેજને, સૂર્યના તેજને ચંદ્રમાની પેઠે ધારણ કરેછે. તે ચાર પ્રકારના આહારનો અધાર છે. તેથી તેમાં રહેલો આહાર પાણીથી પલળી અને પચવા લાયક થઈ જાયછે. આ સ્થાનક મધુર, પિચ્છિલ (કાદવ જેવું) અને પ્રક્લેદી (આહારને પલાળનાર) હોવાથી તેમાં રહેલો કફ મધુર તથા શીતળ ગુણવાળો હોય છે. ત્યાંજ રહેલો એટલે હૃદયમાં રહેલો કફ બીજાં પોતા-નાં સ્થાનકનું તથા શરીરનું પાણી તરફથી થવાનું કામ સારેછે, ઉરઃસ્થળ-માં રહેલો કફ બરડાના ઉપલા ભાગને ધારણ કરી રહેલોછે. તથા અન્ન રસ સહિત પોતાનાં પ્રાક્રમથી હૃદયને વળગી રહેલોછે. જીવ્હાના મૂળ સ્થાન કંઠમાં રહેલો કફ પોતાનાં સૌમ્ય પણાંને લીધે જીવ્હા તરફથી સારી રીતે રસનું જ્ઞાન કરાવેછે. મસ્તકમાં રહેલો કફ સ્નેહ અને સંતર્પણના અધિકા-રને પામેલો હોવાથી સર્વ ઇંદ્રિયોને પોતાનાં પરાક્રમથી તૃપ્ત રાખે છે અને સાંધામાં રહેલો કફ સાંધાના કામમાં અડચણ આવવા દેતો નથી. આ કફ શ્વેત, ગુરૂ, સ્નિગ્ધ, પિચ્છિલ અને શીત છે. તેમજ જો દાહ પામેલ ન હોય તો મધુર હોયછે અને બળેલ હોય તો લવણ હોયછે. ઉપર એમ કહેવામાં આવ્યું કે, રંજક અગ્નિ રસ ધાતુને લાલ કરી તેનું રૂધિર એવું નામ પા-ડેછે, તે રૂધિરનું સ્થાનક યકૃત્ તથા પ્લીહા છે. અને ત્યાં રહેલ તે બીજાં રૂધિરનાં સ્થાનકોને પુષ્ટ રાખેછે. રૂધિર અત્યંત ઉષ્ણ પણ નહિ તથા અ-ત્યંત શીત પણ નહિ, મધુર, સ્નિગ્ધ, રંગે રાતું, ભારે, ગંધાતલ તથા પિ-ત્તના સમાન દાહ કરનારછે.

ચિકિત્સાકાળઃ

ઉપર વાત, પિત્ત અને કફનાં પ્રકરણમાં જે જે દો-ષના સંચયનાં સ્થાન કહ્યાં તે તે સ્થાનકમાં દોષ એકઠા થા-યછે. ત્યાં એકઠા થયેલા દોષનાં ચિન્હો કોઠાનું સ્તબ્ધપણું તથા પૂર્ણપણું, શરીરનું પીળાપણું, ઉષ્ણતાની અલ્પતા, ગુરૂપણું, આલસ્ય અને જેથી દો-ષ એકઠા થાય તેવા પદાર્થો ઉપર અભાવો ઇત્યાદિ થાયછે. આ દોષના

ચયરૂપ પ્રથમ ચિકિત્સાનો કાળ સમજવો.

બળવાન સાથે કજીઓ, અત્યંત મેહેનત, મૈથુન, અધ્યયન, પ્રપતન (પડવું), પ્રધાવન (દોડવું), પ્રપીડન (દબાવું), અભિઘાત (લાગવું), લંઘન (ઓળંગવું), પ્લવન (ઠેકવું), તરણ (તરવું), તથા રાતનું જાગવું તેમજ ઉછાંછળા હાથી ઘોડાઉપર બેસવું, પંથકરવો ઇત્યદિ વિહારથી તથા કટુ, કષાય, તિક્ત, રૂક્ષ, લઘુ, શીતવીર્ય, શુષ્કશાક (શાકની સુકવણી), વાલોળ, કોરડ, સામો, નાનવી, મગ, અને મસૂરનો આહાર કરવાથી વળી અનશન (લાંઘણ) અને વખત બદલે ખાવું તેથી તથા અધોવાત, મૂત્ર, પુરીષ, શુક્ર, ઉલટી, છીંક, ઓડકાર તથા આંસુના વેગને રોકવાથી આવાં આવાં કારણોથી વાયુ કોપેછે. વળી શીતજળ તથા પવનથી, ગ્રીષ્મ ઋતુને અંતે, સવારમાં, સાંજે તથા જમેલ અન્ન પચવા પછી પણ પવન કોપ પામેછે, ક્રોધ, શોક, ભય, મેહેનત, ઉપવાસ, દાહ તથા મૈથુન ઇત્યાદિ અત્યંત વિહારથી તથા લઘુ, વિદાહી, તલનું તેલ, કળથી, તીખું, ખાટું, ખારૂં, તીક્ષ્ણ, ઉષ્ણ, સર્ષપ, અતસી, તથા હરીતક શાક વિગેરે ખાવાથી તેમજ ગોધા, મત્સ્ય, બકરાં અને ઘેટાં આદિકનું માંસ ખાવાથી વળી દહીં, છાશ, દહીંની તર, મસૂર અને ખાટાં ફળ ખાવાથી પિત્ત કોપ પામેછે. તેમજ વળી ઉષ્ણ પદાર્થથી, ઉષ્ણ કાળમાં, વર્ષાઋતુના અંતમાં, બપોરે, અધરાતે અને પચવા ટાણે પણ પિત્ત કોપેછે. દિવસના સુવાથી, મેહેનત નહિ કરવાથી, આળસથી, મધુર, અમ્લ, લવણ, શીત, સ્નિગ્ધ, ગુરૂ, પિચ્છિલ, અભિષ્યંદિ, હાયનક (વર્ષ દિવસે પાકવાવાળું ધાન્ય), અડદ, ચોળા, ઘઊં, તલ, તલના બનેલા પદાર્થો, દહીં તથા શેરડીના પદાર્થો ઈત્યાદિના ઉપયોગથી કફ કોપેછે. તેમજ વળી શીતળ પદાર્થોથી શીતળ કાળમાં, વિશેષે કરીને વસંત ઋતુમાં, પૂર્વાન્હમાં, પ્રદોષ સમયે તથા જમ્યા પછી પણ કફ કોપે છે. તથા પિત્તને કોપાવનાર પદાર્થોથી દ્રવ, સ્નિગ્ધ અને ગુરૂભોજન કરવાથી, દિવસના સુવાથી, ક્રોધથી, અગ્નિથી, તડકાથી, મેહેનતથી, લાગવાથી, અજીર્ણમાં જમવાથી, તથા વિરૂદ્ધ ભોજન કરવાથી રૂધિર કોપને પામેછે. દોષ વગર રૂધિર કદીપણ કોપ પામતું નથી, તેથી વાતાદિક દોષને કોપવાનો કાળ તેજ રૂધિરને કોપવાનો કાળ સમજવો. આ ચારે કોપવાથી કોઠામાં સોયો ઘોચ્યા જેવી પીડા, પિપાસા, બળતરા, અન્નપર અભાવ, તથા ઉછાળો ઉપજેછે. આ કોપવાનો કાળ તે ચિકિત્સાનો બીજો કાળ સમજવો.

કોપને પામેલા આ વાતાદિક ચાર, એક હાંડલામાં ભેળા કરી રાત

વાસી રાખી મૂકેલ લોટ તથા પાણી જેમ બસબસીને વધેછે તેમ વિસ્તાર પામેછે. જો કે વાયુમાં ચૈતન્ય નથી તોપણ ગતિવાળો હોવાથી વાયુ પિત્તાદિકને ચલાવનાવાળો અને તેથીજ ઘણા રજોગુણવાળો છે અને રજોગુણ સર્વ પદાર્થનો પ્રવર્તક છે. જેમ મોહોટો જળનો સમૂહ અત્યંત વૃદ્ધિ પામવાથી મર્યાદા તોડી બીજાં પાણીથી મળી ચારે તરફ ફેલાયછે તેમ રૂધિર સહિત દોષ એક, બે અથવા ત્રણ સંચય પામેલા કોપી પોતાની મર્યાદાને તોડી બીજા દોષ સાથે મળી શરીરમાં ફેલાયછે. તે એવી રીતે કે વાત, પિત્ત, શ્લેશ્મા, રૂધિર, વાત પિત્ત, વાત કફ, પિત્ત કફ, વાતરક્ત, પિત્તરક્ત, કફરક્ત, વાત પિત્ત અને રૂધિર, વાત કફ અને રૂધિર, પિત્ત કફ અને રૂધિર, વાત પિત્ત તથા કફ અને વાત પિત્ત કફ તથા રૂધિર એ પ્રગાણે પંદર ભેદ થાયછે. અત્યંત ન કોપેલો દોષ નાડીઓમાં છુપી રહેલો હોયછે; તેને શાંત કરવાનો ઉપાય ન થાય અને વધારે કોપવાનું કાંઈ પણ કારણ મળી આવે તો તે વખતે તરત કોપી અત્યંત વ્યાધિને ઉપજાવેછે. આ રીતે કોપ પામી શરીરમાં પ્રસરતા વાતાદિક ચારમાંના વાયુનાં ચિન્હ અવળે માર્ગે ચાલવું તથા આફરો ઉપજાવવો એ છે, પિત્તનાં ચિન્હ બળતરા થવી, શરીરમાંથી ધુમાડા નિકળવા, અને શોષ પડવો એ છે તથા કફનાં ચિન્હ અન્ન પર અરૂચિ થવી, અપચો, અંગનું ભાંગવું, તથા ઉલટી થવી એ છે. આ ચિકિત્સાનો ત્રીજો કાળ સમજવો.

વાતાદિક ચાર દોષ કોપી જુદાં જુદાં સ્થાનકમાં જઇ જુદા જુદા વ્યાધિઓને ઉપજાવેછે. જ્યારે તેઓ કોપી ઉદરમાં પેસેછે ત્યારે ગુલ્મ, વિદ્રધિ, જલોદર, અગ્નિનું મંદપણું, આફરો, વિષૂચિકા, તથા અતીસાર આદિ રોગો ઉત્પન્ન થાયછે. જ્યારે બસ્તિમાં પેસેછે ત્યારે પ્રમેહ, અશ્મરી (પાણવી), મૂત્રાઘાત, તથા મૂત્રના અનેક પ્રકારના દોષો ઉપજે છે. મેઢ્રમાં રહેલ હોય તો ઉપદંશ તથા શુક્ર દોષ આદિ રોગોને ઉત્પન્ન કરે છે. ગુદા પ્રત્યે રહેલ હોય તો ભગંદર તથા અર્શ આદિક રોગોને ઉપજાવે છે. વૃષણમાં રહેલ હોય તો તેની વૃદ્ધિ કરેછે. ઉર્ધ્વજ ત્રુગત દોષો ઉપરના ભાગના રોગોને પેદા કરેછે. ચામડી, માંસ અને રૂધિરમાં રહેલ હોય તો ક્ષુદ્ર રોગોને તથા કુષ્ટ, વિસર્પ આદિક રોગોને પ્રગટ કરેછે. જો એ કોપેલા દોષો મેદમાં રહેલા હોય તો ગ્રંથિ, અપચી, અર્બુદ, ગલગંડ, તથા અલજી ઇત્યાદિ રોગોને પ્રાદુર્ભાવ કરેછે. અસ્થિમાં રહેલ હોય તો વિદ્રધિ, અને અનુશયી આદિક રોગોનો દેખાવ આપેછે. જો પગમાંરહેલા હોય તો શ્લી-

પદ, વાત રક્ત, તથા વાત કંટક આદિક રોગોને વખત આપેછે. અને સર્વ અંગમાં રહેલા હોય તોજ્વર તથા સર્વાંગ રોગ આદિકને પેદા કરેછે. આવી રીતે જુદાં જુદાં સ્થાનકમાં પેઠેલા વાતાદિકના પૂર્વરૂપ આદિક ચિન્હનો તે તે સ્થાનકના રોગના નિદાન ભાગમાં સમાવેશ થાયછે. પૂર્વ રૂપ ઉપજ્યા પછી જે ઇલાજ કરવા તે ચિકિત્સાનો ચોથો કાળ કહેવાયછે.

શોફ, અર્બુદ, ગ્રંથિ, વિદ્રધિ, વિસર્પ, જ્વર તથા અતિસારનાં ચિન્હ પ્રકટ થયા પછી જે ઈલાજ કરવો તે ચિકિત્સાનો પાંચમો કાળ કહેવાયછે.

દોષ ફાટીને વ્રણને ઉપજાવે ત્યારે જે ઇલાજ કરવા તેને ચિકિત્સાનો છઠ્ઠોકાળ વિદ્વાન લોકો કહેછે.

થયેલા રોગનો તરત ઇલાજ ન થાય અને ઘણા દિવસ સુધી ઘસડાયા કરે તો રોગ સાધ્ય હોય તોપણ અસાધ્ય અવસ્થાને પામેછે. આવી રીતે ઉપર લખ્યા પ્રમાણે દોષનો સંચય, પ્રકોપ, પ્રસર, સ્થાન, સંશ્રય, વ્યક્તિ તથા ભેદને યથાર્થ જાણે તેનેજ વૈદ્ય સમજવો. દોષ એકઠા થવાને વખતે જો ઇલાજ કરેલ હોય તો દુઃખદાયક ઉપરની અવસ્થાઓને તે રોગ પામતો નથી. વાતાદિક ચાર, ત્રણ, બે અથવા એકથી થયેલા સંસર્ગમાં કોપેલો દોષ કોપેલા દોષ ભણી દોડેછે. સંસર્ગમાં તથા સન્નિપાતમાં જે દોષ બળવાન હોય તેનો ઇલાજ પ્રથમ બીજા દોષ કોપે નહિ એવી રીતે કરવો. તથા તે પછી બીજા દોષનો ઈલાજ કરવા ઉપર ધ્યાન આપવું. કોપેલા વાતાદિક દોષની અતિ દુઃખ દાયક છેલ્લી અવસ્થાને વ્રણ એવું નામ આપેલછે; તેમાં કઠિન પદાર્થમાં થયેલા વ્રણ (છીંડું) ની પેઠે દેહ રહે ત્યાં સુધી નાશ ન પામવારૂપ તથા આવરણ કરવારૂપ કારણ રહેલુંછે.

પૃથ્વી, અપ (પાણી), તેજ, વાયુ અને આકાશના **દ્રવ્ય ભેદ.**

સમુદાયથી દ્રવ્ય માત્ર ઉત્પન્ન થાયછે. અને જે દ્રવ્યમાં જે ભૂતની અધિકતા હોય તે તેના નામથી ઓળખાય છે. જેમકે આ પાર્થિવ (પૃથ્વી સંબંધી) આ આપ્ય (જળ સંબંધી) આ તૈજસ (અગ્નિ સંબંધી) આ વાયવ્ય (વાયુ સંબંધી) અને આ આકાશીય (આકાશ સંબંધી) એ પ્રમાણે દ્રવ્યનાં નામ પડેછે. તેમાં જે દ્રવ્ય સ્થૂલ (જાડું), સાર (દ્દઢ), સાંદ્ર (ઘાટું), મંદ, સ્થિર, ખર, ગુરૂ, કઠણ, ઘણા ગંધવાળું, કાંઇક કષાય રસવાળું અને ઘણું કરીને મધુર રસવાળું હોય તેને પાર્થિવ એટલેપૃથ્વી સાથે ઝાઝો સંબંધ રાખવા વાળું સમજવું. તે દ્રવ્ય સ્થૈર્ય (સ્થિરપણું), બળ અને સંઘાત (બાંધો)ની વૃદ્ધિ કરનારૂં તથા હેઠી ગતિવાળું હોયછે.

જે દ્રવ્ય શીત, સ્તિમિત (નિશ્ચળ), સ્નિગ્ધ, મંદ, ગુરૂ, સર, (પ્રવાહિક), સાંદ્ર (ઘાટું), મૃદુ, પિચ્છિલ (કીચડજેવું), ઘણા રસવાળું, કાંઇક કષાય, અમ્લ અને લવણ તથા ઘણું કરીને મધુર હોય તે આપ્ય એટલે જળ સાથે ઝાઝો સંબંધ રાખનારૂં જાણવું. તે આપ્ય દ્રવ્ય સ્નેહન, પ્રહ્લાદન, ક્લેદન, અને બાંધાને નરમ પાડનાર હોયછે. જે દ્રવ્ય ઉષ્ણ, તીક્ષ્ણ, સૂક્ષ્મ, રૂક્ષ, ખર, લઘુ, વિશદ (નિર્મળ), ઝાઝા રૂપગુણવાળું, કાંઈક અમ્લ તથા લવણ, તીખારસની પ્રધાનતાને રાખનારૂં તથા ઘણું કરીને સ્વભાવથીજ ઊંચી ગતિવાળું હોય તે તૈજસ એટલે અગ્નિ સાથે ઘણો સંબંધ રાખનાર સમજવું. આ તૈજસ દ્રવ્ય દહન (બાળવું), પચન (પકાવવું), દારણ (ફાડવું), તાપન (તપાવવું), પ્રકાશન (પ્રકાશવું), પ્રભા અને વર્ણક આટલા કામને કરેછે. જે દ્રવ્ય સૂક્ષ્મ, રૂક્ષ, ખર, શિશિર, લઘુ, વિશદ, ઘણા ગુણવાળું, જરા તિક્ત અને ઘણું કરીને કષાય રસવાળું હોય તે વાયવીય એટલે વાયુ સાથે ઘણો સંબંધ રાખનાર સમજવું. તથા જે દ્રવ્ય શ્લક્ષ્ણ (ચીકણું), સૂક્ષ્મ, મૃદુ, વ્યવાયિ (ગળી જનાર), અવ્યક્ત રસવાળું, તથા શબ્દ ગુણની પ્રધાનતાવાળું હોય તો તે આકાશીય એટલે આકાશ સાથે ઘણો સંબંધ ધરાવનારૂં સમજવું. તે આકાશીય દ્રવ્ય કોમળતા, છિદ્ર, અને હલકાશને ઉપજાવે છે.

ઉપર પ્રમાણે જગતના સઘળા પદાર્થો ઔષધિ રૂપજ છે માટે યુક્તિથી પદાર્થનો તપાસ કરી વાપરેલાં દ્રવ્યો પોતાના વીર્ય બળ અને પ્રભાવે કરી પોતા તરફથી થાવા લાયક કામને સારી રીતે બજાવેછે. આ દ્રવ્યો જે વખતે કરેછે તે કાળકહેલોછે, જે કરેછે તે કર્મ કહેલછે, જેણે કરી કરેછે તેને વીર્ય કહેલુંછે, જ્યાં કરે તે અધિકરણ કહેલુંછે, જે પ્રકારે કરેછે તે પ્રકારને ઉપાય એવું નામ આપેલુંછે અને જેને પ્રગટ કરેછે તે ફળ એવાં નામથી ઓળખાવેલ છે. તેમાં જેટલાં વિરેચનનાં દવ્ય કહેલાંછે, તેમાં પૃથ્વી અને પાણીના ગુણ અધિક રહેલાછે. તેથી આ બન્નેમાં રહેલા ગુરૂ નામના ગુણવાળાં વિરેચન દ્રવ્યો નીચે જાયછે. એટલે એવું અનુમાન થઈ શકેછે કે, વિરેચન દ્રવ્યમાં નીચે ગમન કરાવનારા ગુણ અધિક હોવા જોઈએ. વમનમાં દ્રવ્ય અગ્નિ અને વાયુના ગુણની અધિકતા વાળાં કહેલાં છે. અગ્નિ અને વાયુ એ બન્ને પદાર્થ હલકા હોવાથી તેના ગુણવાળાં વમન દ્રવ્યો ઉંચાં ચાલેછે, તેથી તેને ઉર્ધ્વ ગુણ ભૂયિષ્ઠ એવું નામ આપેલું છે. અને નીચી તથા ઉંચી બન્ને ગતિવાળાં દ્રવ્ય ઉભય ગુણ ભૂયિષ્ઠ એવાં

નામથી ઓળખાવેલછે. દોષને શમાવનાર દ્રવ્ય આકાશના અધિક ગુણ યુ-ક્ત કહેલછે. સંગ્રાહક (પકડનાર) દ્રવ્ય, વાયુમાં શોષણ ગુણ હોવાથી તેના ગુણનો અધિક સંબંધ રાખનાર કહેલછે. તેમ જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર દ્રવ્ય અગ્નિના અધિક ગુણવાળું સમજવું. દોષને ઉખેડનારૂં લેખન નામનું દ્રવ્ય વાયુ તથા અગ્નિના અધિક ગુણવાળુંછે. શરીરને પુષ્ટ કરનાર બૃંહણ નામનું દ્રવ્ય પૃથ્વી અને પાણીના અધિક ગુણવાળુંછે. પૃથ્વી, અગ્નિ અને પાણીમાંથી થયેલાં દ્રવ્યોનો ઉપયોગ વાયુના વ્યાધિને દૂર કરેછે, પૃથ્વી, પાણી અને વાયુથી થયેલાં દ્રવ્યોનો ઉપયોગ પિત્તના પ્રકોપને શાંત કરેછે. તથા આકાશ, અગ્નિ અને વાયુથી થયેલાં દ્રવ્યોનો ઉપયોગ વાયુને વધારેછે. અગ્નિથી થયેલ દ્રવ્યનો ઉપયોગ પિત્તને વધારેછે તથા પૃથ્વી અને જળથી થયેલ દ્રવ્યનો ઉપયોગ કફને વધારેછે. આ પ્રમાણે જુદાં જુદાં દ્રવ્યમાં જુદા જુદા પૃથ્વી આદિક દ્રવ્યના ગુણનું અધિકપણું અથવા બબે ગુણનું અધિકપણું તપાસી જે દોષ ઉપર જે ઔષધિ દ્રવ્ય લાગું પડે એમ હોય તે વાપરી દોષ દૂર કરવા. અને શીત, ઉષ્ણ, સ્નિગ્ધ, રૂક્ષ, મૃદુ, તીક્ષ્ણ, પિચ્છિલ, અને વિશદ એ રીતે ઉપર લખેલા આઠ વીર્ય નામના ગુણમાં તીક્ષ્ણ અને ઉષ્ણ એ બે ગુણ અગ્નિ સંબંધી છે, શીત અને પિચ્છિલ એ બે જળના સંબંધવાળા છે, સ્નિગ્ધ નામનું વીર્ય પૃથ્વી તથા પાણીના વિશેષ ભાગવાળુ છે, મૃદુપણું જળ અને આકાશ સંઘાતે અત્યંત સંબંધ રાખનારૂં છે, રૂક્ષ નામનું વીર્ય વાયુની પ્રધાનતાવાળું છે, વિશદ વીર્યમાં પૃથ્વી અને પવનના ગુણ અધિક રહેલાછે. અને ગુરૂપાક તથા લઘુપાકમાં ક્રમથી જેમાં જેના ગુણ અધિક છે તે ઉપર બતાવેલછે. તેમાં ઉષ્ણ તથા સ્નિગ્ધ પાક વાતને હણનારો છે. શીત, મૃદુ અને પિચ્છિલ પાક પિત્તને હણેછે. તીક્ષ્ણ, રૂક્ષ, અને વિશદ પાક શ્લેષ્મને હણેછે. ગુરૂ પાક પિત્તને હણેછે અને લઘુપાક શ્લેષ્મને હણેછે. તેમાં મૃદુ, શીત અને ઉષ્ણ એવા ત્રણ પાક સ્પર્શ ઇંદ્રિયથી જાણવા લાયક છે. પિચ્છિલ અને વિશદ એ બે પાક ચક્ષુ ઇંદ્રિયથી ગ્રહણ કરાયછે. શીત તથા ઉષ્ણપાક સુખ દુઃખને ઉપજાવવાથી જણાયછે. ગુરૂપાક ઝાડો અને મૂત્ર સાફ ઉતરવાથી તથા કફને ઉખેડવાથી જાણવામાં આવેછે. લઘુપાક ઝાડો તથા મૂત્રને પકડવાથી અને વાયુને કોપાવવાથી જાણી શકાયછે તેમાં સરખા ગુણવાળા ભૂતમાં રસનો વિશેષ જાણવા લાયક જેમકે મધુર તથા ગુરૂ રસ પૃથ્વીનોછે. અને મધુર તથા સ્નિગ્ધ રસ જળ સંબંધીછે. ઈત્યાદિ જેથી દ્રવ્યમાં વર્ણવેલા

ગુણુજ દેહમાં પણ રહેલા છે તેથી દેહીના દેહની સ્થિતિ, વૃદ્ધિ અને ક્ષયનું કારણ દ્રવ્યજ ઠરે છે.

પંચ મહાભૂતમાંથી પેદા થનાર, ચાર પ્રકારવાળા, રસ.
૭ રસથી સંયુક્ત, બે પ્રકારનાં અથવા આઠ પ્રકારનાં વીર્ય
વાળા અને ગુણથી ગુંફિત, ઉપયોગમાં લીધેલા આહાર સારી રીતે પચવાથી તેનો જે તેજોમય સારાંશ ઉત્પન્ન થાયછે તે રસ કહેવાયછે, અને તે હૃદયમાં રહેછે. હૃદયમાં રહેલો આ રસ ઉર્ધ્વ ગમન કરનારી દશ, નીચે પ્રસાર પામનારી દશ તથા આડી ચાલનારી ચાર એ પ્રમાણે ચોવીશ ધમનીઓ (પ્રધાન રસ વાહિની નાડીઓ)માં પ્રવેશ કરીને પ્રારબ્ધ કર્મની સ્થિતિ પર્યંત આખાં શરીરને હમેશ તૃપ્ત કરેછે, વધારે છે, ધારણ કરેછે, નભાવે છે અને જીવાડે છે. ક્ષય, વૃદ્ધિ અને વિકારે કરી આ રસ ધાતુની શરીરમાં ગતિ અનુમાનથી જાણવી. શરીરના સર્વ અવયવ, દોષ (વાતાદિક), ધાતુ (રૂધિરાદિક), મળ (વિષ્ટા આદિક), અને આશય (પકવાશય આદિક)માં ગતિ કરનારો આ રસ અગ્નિના ગુણની પ્રધાનતાવાળો છે કે ચંદ્રના ગુણની પ્રધાનતાવાળો છે? આ સ્થળે જણાવવાનું કે, દ્રવરૂપ આ રસ સ્નેહન, જીવન, તર્પણ અને ધારણ આદિક કરવાથી ચંદ્રના ગુણની પ્રધાનતાવાળો છે એમ જણાયછે. જલમય આ રસ યકૃત્ અને પ્લીહા નામની બે ગાંઠોને પ્રાપ્ત થઈ શરીરમાં રહેલ અગ્નિથી રાતો થાયછે, ત્યારે તેનું રૂધિર એવું નામ પડેછે. આ રૂધિર અવસ્થાને પામેલો રસ બાર વર્ષની ઉમ્મર થયા પછી સ્ત્રીની યોનિમાંથી બહાર નિકળે છે તે રજ કહેવાયછે. જેનો પચ્ચાસ વર્ષની ઉમ્મર થયે નાશ થાયછે. સ્ત્રીનાં રજરૂપ રૂધિરમાં અગ્નિના ગુણો પણ રહેલા છે. જેથી તે અગ્નિના તથા ચંદ્રના ગુણની પ્રધાનતાવાળા ગર્ભનું કારણ થઈ શકેછે. અને કેટલાક તો આ રજરૂપ રક્તને પંચભૂતાત્મક કહેછે. કેમકે આ રજમાં દુર્ગંધ, દ્રવપણું, રક્તપણું, ચલન અને હલકાશ, ક્રમથી પૃથ્વી આદિક પંચમહાભૂતના ગુણ દેખાયછે. આવી રીતે રસથી રૂધિર, રૂધિરથી માંસ, માંસથી મેદ, મેદથી અસ્થિ (હાડકાં), અસ્થિથી મજ્જા (ચરબી), અને મજ્જાથી શુક્ર (વીર્ય) ઉત્પન્ન થાયછે. આ સઘળા ધાતુને અન્નપાનનો રસ પુષ્ટિ આપનારો છે. આવી રીતે શરીરમાં રહેલા સર્વ ધાતુનું આદિકરણ રસ હોવાથી બુદ્ધિમાન પુરૂષે આલસ્ય રહિત યોગ્ય આહાર વિહારથી રસનું સંરક્ષણ કરવું. આ રસ રક્તાદિક ક્રમથી પુરૂષના શરીરમાં વીર્ય રૂપ થાયછે અને સ્ત્રીના શરીરમાં રજરૂપ થાયછે. આ શુક્ર

તથા રજ પુરૂષ તથા સ્ત્રીના શરીરમાં બચપણથીજ હોયછે. તોપણ પુષ્પની કાચી કળીમાં રહેલ સુગંધીની પેઠે સૂક્ષ્મતાને લીધે પ્રગટ થતાં નથી. જ્યારે જુવાન અવસ્થા થાયછે ત્યારે વિકાસ પામેલાં પુષ્પની સુગંધીની પેઠે સ્ત્રી પુરૂષના શરીરમાં તે શુક્ર તથા રજ પ્રગટ રૂપે દેખાય છે. આ શુક્ર તથા રજને ઉપજાવનારો રસધાતુ વૃદ્ધનું શરીર જરાથી પાકી ગયેલ હોયછે, એટલે તેનાં શરીરને પુષ્ટ કરી શકતો નથી.

ઔષધ લેવાના દશકાળ.

નિર્ભક્ત, પ્રાગ્ભક્ત, અધોભક્ન, મધ્યેભક્ત, અંતરાભક્ત, સભક્ત સામુદ્ર, મુહુર્મુહુર્, ગ્રાસ અને ગ્રાસાંતર એ પ્રમાણે ઔષધ લેવાના દશ કાળ છે. તેમાં અન્નવિનાનું કેવળ ઔષધ આપવું તે નિર્ભક્ત કહેલછે. અન્નના આવરણ વિનાનું આ ઔષધ અત્યંત વીર્યવાળું હોવાથી તત્કાળ રોગનો નાશ કરેછે, પણ આ ઔષધ જો વૃદ્ધ, બાળક તથા સ્ત્રી ખાયછે તો તે પરમ ગ્લાનિને પામેછે. એટલુંજ નહિ પણ તેઓનાં બળનો ક્ષય થાયછે. અન્ન ખાધાની પેહલાં ઔષધ ખાઇને પછી જમવું તે પ્રાગ્ભક્ત કહેવાયછે. આ વખતે દેવાયલું આ ઔષધ ઝટ પાકી જાયછે, બળને હણતું નથી અને અન્નનું ઉપર આવરણ આવવાથી મુખદ્વારા બહાર નિકળતું નથી અને બળને ઉપજાવેછે. માટે વૃદ્ધ, બાળક, બીકણ અને સ્ત્રીને તો આવી રીતે આવે વખતેજ આવું ઔષધ આપવું. જે જમ્યા પછી ઔષધ પીવાયછે તે અધોભક્ત કહેવાયછે. આ અધોભક્ત શરીરના ઉપલા ભાગમાં રહેલ અનેક રોગને દૂર કરેછે, તથા બળની અભિવૃદ્ધિ કરેછે. અરધું જમ્યા પછી ઔષધ પીને અરધું જમવું તે મધ્યેભક્ત કહેવાય છે. આ વખતે ઉપયોગમાં લીધેલું ઔષધ શરીરના મધ્યભાગમાં રહેલા અનેક રોગોને દૂર કરેછે. સવારનું ભોજન અને સાંજના ભોજનના મધ્યમાં જે ઔષધ લેવાયછે, તે અંતરાભક્ત કહેવાયછે. આ વખતે ખવાયલું ઔષધ હૃદયને હિતકારી છે, બળને વધારે છે, જઠરાગ્નિનું અત્યંત દીપન કરેછે તથા સર્વને પથ્ય છે. અન્ન પકાવવા વખતે તેમાં નાખેલું ઔષધ સભક્ત કહેવાયછે. આ સભક્ત ઔષધ સ્ત્રી, બળહીન પુરૂષ, ઔષધ ઉપર અભાવવાળા સર્વ લોકો, બાળક તથા વૃદ્ધને પથ્ય કહેલુંછે. જે જમ્યા પેહેલાં તથા જમી રહ્યા પછી પીવાયછે તે સામુદ્ર કહેવાયછે. શરીરનાં ઉપલા ભાગમાં તથા નીચલા ભાગમાં ફેલાએલા દોષની શાંતિને માટે આ ઔષધ અતિ ઉત્તમ કહેલું છે. અન્ન સાથે અથવા અન્ન વિનાનું વારંવાર જે ઔષધ ખવાયછે તેને મુહુર્મુહુર્ એવી સંજ્ઞા આ-

પેલી છે. આ ઔષધ શ્વાસ, કાસ, ઉલટી, તથા હેડકીમાં વાપરવું. કોળીઆમાં મેળવીને અથવા એક કોળીઓ જમી પછી ઔષધ ખાવું અને કોળીઓ ખાવો તેને ગ્રાસાંતર કહેછે. આ ઔષધ શ્વાસાદિ રોગમાં અવલેહાદિ આકૃતિથી વાપરનાર રોગ રહિત થાયછે. વિષ્ટા અને મૂત્રનો ત્યાગ કર્યા પછી ઈંદ્રિયો નિર્મળ થયે, શરીર હલકું પડયે, ઓડકાર સાફ થયે, શરીર નિર્મળ થયે, અન્ન ઉપર રૂચિ થયે, ઉદર શિથિલ થયે અને ભૂખ લાગ્યે વૈદની સલાહ લઇ જે અન્ન ખવાયછે તે ગ્રાસકાળ કહેલો છે.

મરણનાં ચિન્હ.

જેના શરીરની અને શીલની પ્રકૃતિમાં વિકૃતિ દેખાય ત્યારે મરણ નજીક આવ્યું એમ સમજવું. સર્વ લોકોને જાણવામાં આવે એવા ઉલ્કાપાતનો વખત ન છતાં અદૃશ્ય અનેક પ્રકારના શબ્દોને તથા નજીક ન છતાં સમુદ્ર, શેહેર અને મેઘના શબ્દને જે અકસ્માત્ સાંભળેછે તથા ખરા શબ્દને સાંભળતો નથી, અને ગામના પશુના અને વનના પશુના શબ્દોને વિપરીત સાંભળેછે, શત્રુના શબ્દો ઉપર પ્યાર કરેછે અને મિત્રના બોલ સાંભળીને કોપ કરેછે તથા જે અકસ્માત્ બેહેરો થઈ જાયછે તે પુરૂષને ગતાયુષ (નજીક મરણવાળો) કહેલો છે. જે શીત પદાર્થને ઉષ્ણ તથા ઉષ્ણ પદાર્થને શીત જાણવા માંડે છે, જેનો સ્વભાવ બદલી જાયછે, જેને મનમાં દાહ થયા કરે છે, જેનું શરીર હમેશ ઉનું રહે છે અને ટાઢથી થરથરે છે, કોઈ આવીને પ્રહાર કરે અથવા અંગ કાપી નાખે તેની જેને ખબર પડતી નથી, પોતાનું શરીર જેને રજોટાએલ લાગેછે, જેના શરીરનો વર્ણ બદલી જાયછે, અથવા શરીરપર લીસોટા થઇ રહેછે, નાહીને શરીરે ચંદન ચોપડવા પછી જેના ઉપર લીલી માંખીઓ આવીને બેસેછે અને જેનું શરીર અકસ્માત્ અત્યંત સુગંધી થાય છે તેને ગતાયુષ કહેલો છે. ઉપયોગમાં લીધેલ મધુરાદિ રસને વિપરીત (મધુરને કડવો) સમજે છે તથા કહેલા ક્રમથી ઉપયોગમાં લીધેલા રસ જેના શરીર દોષને વધારે છે, અને ન ખાવા લાયક પદાર્થો ખાવાથી જે પુરૂષના વાતાદિક દોષ તથા જઠરાગ્નિ સમાન (જેવી જોઈએ તેવી) અવસ્થાને પામેછે અથવા ભોજન વખતે ભોજનમાં રહેલા મધુરાદિક રસને જે જાણી શકતો નથી તે પુરૂષને ગતાયુષ કહેલો છે. જે સારા ગંધવાળા પદાર્થને દુર્ગંધ, અને દુષ્ટ ગંધવાળા પદાર્થને સુગંધ સમજેછે, અથવા ગંધને બિલકુલ જાણતો નથી, તેને ગતાયુષ જાણવો. જે પુરૂષ શીત, ઉષ્ણ આદિક બન્ને પદાર્થને વિપરીત (શીતને ઉષ્ણ તથા ઉષ્ણને શી-

ત) રૂપે ગ્રહણ કરેછે તેમજ કાળ, અવસ્થા અને દિશાઓને પણ વિપરીત (ઉગમણાંને આથમણું તથા આથમણાંને ઉગમણું તેમજ સવારને સાંજ તથા સાંજને સવાર ઇત્યાદિ.) ગ્રહણ કરેછે, તેમજ બીજા પદાર્થોને પણ અવળા સવળા દેખેછે, જે પુરૂષ સાધન વગર દીના તારા દેખેછે અને રાત્રિએ ભડકા જેવો સૂર્ય દેખેછે તથા દિવસે સૂર્યને ચંદ્રમા જેવો દેખેછે, વાદળાં વિના ધનક બાણ અને વિજળીના સબાકા દેખેછે. નિર્મળ આકાશમાં વિજળીવાળા કાળા મેઘ દેખેછે, આકાશને દેવતાઓની મેડીઓથી વ્યાપ્ત દેખેછે, તેમજ આકાશને અને વાયુને મૂર્ત્તિમાન દેખેછે, પૃથ્વીને ધુમાડો, ઝાકળ અને વસ્ત્રથી વીંટાયલી દેખેછે તથા આખા બ્રહ્માંડને સળગેલ અથવા પાણીમાં ડુબી ગયેલ દેખેછે, જે નક્ષત્ર સહિત અરૂંધતીના તારાને દેખતો નથી તેમ ધ્રુવ અને આકાશગંગાને પણ જે દેખતો નથી તેને ગતાયુષ સમજવો. ચંદ્રમાને અજવાળે, અરીસામાં તથા પાણીમાં પોતાના પડછાયાને દેખતો. નથી અથવા દેખેછે તો એક અંગ હીન, વિકૃતિવાળા અને બીજાં પ્રાણી સમાન પોતાના પડછાયાને દેખેછે. કુતરા જેવી, કાગડા જેવી, કંકપક્ષી જેવી, ગીધ જેવી, પ્રેત જેવી, યક્ષ જેવી, રાક્ષસ જેવી, પિશાચ જેવી તથા સર્પ જેવી પોતાની વિકાર પામેલી છાયાને દેખેછે. અને જે ધુમાડા વગરના દેદીપ્યમાન અગ્નિને મોરના કંઠ જેવો લીલો દેખેછે; આવાં લક્ષણો જોવાથી માંદો હોય તે મરણ પામેછે અને સાજો હોય તો તે માંદો પડેછે. પોતાના શરીરમાં રહેલા અવયવોની સ્વાભાવિક સ્થિતિથી ઉલટી સ્થિતિનું દર્શન પણ મરણને સૂચવનારૂંછે. જેમકે, ધોળાંનું કાળાંપણું, કાળાંનું ધોળાંપણું, રાતાંનું બીજાવર્ણપણું, સ્થિરનું અસ્થિરપણું, મૃદુનું કઠિનપણું, ચળનું અચળપણું, અચળનું ચળપણું, જાડાંનું ઝીણાંપણું, ઝીણાંનું જાડાંપણું, લાંબાંનું ટુંકાપણું, ટુંકાંનું લાંબાપણું, નપડવા લાયકનું પડવું, પડવા લાયકનું નપડવું, અને અકસ્માત્ અંગમાં શીતપણું, ઉષ્ણપણું, સ્નિગ્ધપણું, રૂક્ષપણું, સજ્જડપણું, વિવર્ણપણું (વિરૂદ્ધવર્ણ) અને કળતરનું ઉપજવું તેમજ ત્રાસ વિના પોતાના સ્થાનકમાં રહેલા અવયવોનું થડકવું, ભમવું, પડી ગયાની પેઠે જણાવું, બહાર નિકળી પડવું, માંહે પેસીજવું તથા અવયવોમાં જે અકસ્માત્ ગુરૂપણું, અને હલકાપણું એ સઘળાં મૃત્યુનાં ચિન્હ છે. તેમજ અકસ્માત્ શરીરમાં પ્રવાળા જેવા રક્ત વર્ણનું ઉપજવું કે વિકલાંગ (લંગડાપણું, ઠુંઠાપણું ઈત્યાદિક) પણાંનું ઉપજવું એ પણ મૃત્યુનું ચિન્હ છે. કપાળમાં નાડીઓનું દર્શન અને નાક ઉપર ફોડકીઓની ઉત્પત્તિ, સવારે કપાળ ઉપર પરસેવાનું

પ્રગટ થવું, નેત્ર રોગ વગર અશ્રુનું પડવું, ઉડતી રજનો છાણના ભુકા જેવો દેખાવ તથા પોતાનાં માથાં ઉપર કપોત (હોલો) વિગેરે પક્ષીનું બેસવું આ સઘળાં મરણનાં ચિન્હ છે. અન્ન પાનને ઉપયોગમાં ન લેનારા પુરૂષોના શરીરમાંથી મૂત્ર તથા વિષ્ટાની અત્યંત પ્રવૃત્તિ અને અન્ન પાનને ઉપયોગમાં લેનાર પુરૂષના શરીરમાંથી મૂત્ર વિષ્ટાની અપ્રવૃત્તિ; સ્તનનું મૂળ, હૃદય અને ઉર:સ્થળમાં શૂળની ઉત્પત્તિ, કટિ ભાગમાં શૂન્યતા, અર્ધ અંગમાં સોજો, બે પડખામાં શોષ, બેસી ગયેલ, ખોખરો થઇ ગયેલ અને ઊંડો ઉતરી ગયેલ સ્વર, તથા દંત, મુખ, નખ અને શરીરમાં કાળાં ચાઠાંની ઉત્પત્તિ; આ સઘળાં મરણનાં ચિન્હ સમજવાં. જેનો બડખો પુરીષ (વિષ્ટા), અને વીર્ય પાણીમાં ડુબી જાયછે, જેની દૃષ્ટિના મંડળમાં જુદા જુદા વિકારવાળાં રૂપ દેખાયછે, જેનું શરીર તથા કેશ તેલ ચોપડયા વગર તેલ ચોપડયા જેવા લાગેછે, જે શરીરથી દુર્બળ છતાં અન્ન ઉપર દ્વેષ અને અતીસારથી પીડાયછે, જે ઉધરસ ખાધા કરેછે; જેની તરસ છીપતી-નથી, જેને પીણુવાળી રૂધિરની ઉલટી થાયછે, જેના હાથ, પગ, તથા મોઢું બેહેર મારી જાયછે, જેની પગની પીંડી અને ખભા સુકાઈ ગયેલાછે, જે તાવથી પીડાયછે, જે સવારે ખાધેલું અન્ન સાંજે ઓકી નાંખેછે અને જેવું ખાધુંહોય એવુંને એવું અન્ન પાતળું થઇને બહાર નિકળી પડેછે; તે ઝટ મરણ પામેછે. બોકડાની પેઠે બડબડતો જે પૃથ્વી ઉપર પડી જાયછે, જેની ડોકનો કાંઠલો ભાંગી પડયોહોય, જેનું આખું શરીર આર્દ્ર (લીલું) છતા હૃદય સ્થાન સુકાયછે, જે માટીના પીંડાથી માટીના પીંડાને ભાંગેછે, લાકડે લાકડું ભાંગેછે અને તણખલાં ત્રોડેછે, જે નીચલા હોઠને કરડેછે અને ઉપલા હોઠને ચાટેછે, જે કાન તથા કેશને ત્રોડેછે, જે બ્રાહ્મણ, ગુરૂ, દેવતા, મિત્ર અને વૈદ્યનો દ્વેષ કરે છે, જેની જન્મપત્રીમાં અરિષ્ટકારક ગ્રહની દશા આવેલી હોય છે, જેનાં જન્મનક્ષત્રને વક્રગતિના ગ્રહો આકાશમાં દબાવેછે, જેની હોરા ઉલ્કા તથા અશનિથી હણાયછે, તથા જેના ઘરમાં, સ્ત્રીમાં, શયનમાં, આસનમાં, ચાલવામાં, વાહનમાં અને ઉપકરણ (સામગ્રી) માં વિરોધ ઉત્પન્ન થાયછે; તેનું તરત મૃત્યુ થનારૂંછે એમ જાણવું. તેમજ જેના શરીરમાં ઔષધ કરતાં પણ રોગની વૃદ્ધિ થતી આવેછે અને માંસ તથા બળ દિનપ્રતિદિન ઓછું પડતું જાયછે, જેના શરીરમાં થયેલો મોટો વ્યાધિ ઝટ મટી જાયછે, ખાય છે તોપણ ખાધાનું ફળ જેના શરીરમાં જણાતું નથી, તેનું આયુષ્ય ટુંકુ પડી ગયેલુંછે એમ જાણવું.

કેટલાક વ્યાધિઓ એવા છે કે જે ઉપદ્રવ (તાવમાં હેડકી ઇત્યાદિક) ઉપજ્યા પછી રસાયન વગર મટી શકતા નથી. વાતવ્યાધિ, પ્રમેહ, કુષ્ટ, અર્શ, (હરસ), ભગંદર, અશ્મરી (પથરી અથવા પાણવી), મૂઢ ગર્ભ (ઉદરમાં ગર્ભનું સૂકાઇ જવું) અનેજલોદર આ આઠ રોગ ઔષધ કરવાથી ઘણુંકરીને મટી શકતા નથી. તેમાં પણ આ રોગની અંદર બળ અને માંસનો ક્ષય થયો હોય, શ્વાસ ઉપડયો હોય, તરસ લાગતી હોય, શોષ થતો હોય, ઉલટી થતી હોય, તાવ તથા મૂર્છા આવતી હોય, અતીસાર થયો હોય અને હેડકી ઉપડી હોય તો વૈદ્યે તેના ઉપાય નહિજ કરવા. શૂન્ય પડી ગયેલ, જેની ચામડી બેહેર મારી ગયેલ હોયછે તે, વાંકો વળી ગયેલ તથા થરથરાટ અને આફરાથી પીડાયલો હોયછે તે પુરૂષને થયેલો વાતવ્યાધિ તેને બચવા દેતો નથી. આ ઉપર કહેલા ઉપદ્રવ યુક્ત તથા અત્યંત પરૂના સ્રાવવાળો અને ફોડકીઓથી બહુજ પીડિત પ્રમેહના દરદીનો પ્રમેહ રોગ નાશ કરેછે. જેની ચામડી ફાટી ગયેલ છે, તથા જેના આખા શરીરમાંથી પરૂ સ્રવે છે, જેનાં નેત્ર રાતાં થઇ ગયેલ છે, જેનો સ્વર બેસી ગયેલ છે તથા કરેલાં સ્નેહાદિ પાંચ કર્મે જેના શરીરમાં કોઇ જાતનો ફાયદો કરેલ નથી એવા કોઢના દરદીને કોઢ મરણ ઉપજાવ્યા સિવાય મૂકતો નથી. તૃષા, અરૂચી અને શૂળથી પીડાએલ, જેના શરીરમાંથી હમેશ ઘણું લોહી સ્રવે છે તથા સોજા અને અતિસાર સંયુક્ત એવા અર્શરોગવાળા પુરૂષનું અર્શરોગ મરણ ઉપજાવે છે. અધોપવન, મૂત્ર, વિષ્ટા, જીવડા અને વીર્ય જે રોગીના ભગંદર નામનાં ગુમડાંથી સ્રવે છે, તે રોગી ભગંદર રોગથી મરણ પામેછે. જેનો ડુંટીનો ભાગ તથા વૃષણ અત્યંત શૂન્ય થઇ ગયેલ છે, મૂત્ર રોકાવાથી જેને અત્યંત પીડા થાયછે, તથા મૂત્રવાની વખતે જેને અંદરથી ઝીણી ઝીણી કાંકરીઓ બહાર નિકળે છે. આવો પાણવીનો દરદી જીવતો નથી. ગર્ભના સ્થાનમાં ચોટી રહેલ, યોનિનું આવરણ કરનારો તથા ઉપદ્રવ સહિત મૂઢ ગર્ભ સ્ત્રીનું મરણ ઉપજાવેછે. જે ઉદરના દરદીનાં પડખાં ભાંગેછે, ખાવું ભાવતું નથી, સોજાથી અને હાથ ધોણાંથી પીડાયલો હોયછે, તેમજ જેનું ઉદર પાણી કહાડી નાખ્યા પછી પાછું ભરાઈ જાયછે એવા જલોદરના દરદીનું વૈદ્યે ઓસડ ન કરવું જે બેભાન થઇ ગયેલ છે, તરફડે છે, બેઠો કરીએ તો પડી જાયછે, અને ટાઢથી પીડાયલો તથા કોઠામાં બળતરાવાળો હોયછે, તે તાવનો દરદી તાવથી મરણ પામેછે. જેનાં રૂવાડાં ઉભાં થઇ ગયેલાં છે, જેનાં નેત્ર રાતાં થઇ ગ-

અસાધ્યવ્યાધિઓ.

ચેલાં છે તથા ચક્કર ખાયછે, હૃદયમાં શૂળ નિકળે છે, મુખથી શ્વાસોશ્વાસ લેછે, તથા જેનું શરીર દુબળું પડી ગયેલુંછે તે દરદીનો જ્વર નાશ કરેછે. જેનાં નેત્ર ઊંડાં પડી ગયેલાં છે, જે થરથરે છે, જે અત્યંત ઊંઘેછે અને જેનું રૂધિર તથા માંસ ક્ષીણ પડી ગયેલ છે એવા જ્વરના દરદીનો જ્વર નાશ કરેછે. શ્વાસ, શૂળ, અને તરસથી પીડાયલો, દુર્બળ, જ્વરથી પીડાયલો, તથા અવસ્થાથી વૃદ્ધ ઝાડાનો દરદી ઝાડાથી મરણ પામેછે. જેનાં નેત્રો ધોળાં પડી ગયાંછે, જેને અન્ન ભાવતું નથી; જે ઊંચા શ્વાસથી પીડાય છે તથા કષ્ટથી જેને વારંવાર ઘણો ઝાડો ઉતરેછે એવા ક્ષય રોગીને ક્ષયરોગ હણેછે. શ્વાસ, શૂળ, તૃષા, અન્ન ઉપર અભાવ, ગાંઠનું મૂંઝાઈ જવું, તથા દુર્બળપણું થાય ત્યારે ગાંઠનાં દરદવાળો દરદી જીવતો નથી. જેનું પેટ ચડી આવેલ છે, જેના શરીરમાંથી અકસ્માત્ રૂધિરનો સ્ત્રાવ બંધ પડી ગયો છે, ઉલટી, હેડકી અને તરસથી યુક્ત છે તથા પીડા અને શ્વાસથી સંયુક્ત એવો વિદ્રધિનો દરદી જીવતો નથી. જેના નખ, દાંત અને નેત્ર ધોળાં પડી ગયેલછે, તથા જે સઘળા પદાર્થને ધોળા દેખેછે એવો પાંડુરોગી જીવતો નથી. જેને રૂધિરની ઉલટી થાયછે, જેનાં નેત્ર અત્યંત રાતાં થઇ જાયછે, તથા જે દિશાઓનેપણ રાતી દેખેછે એવો રક્તપિત્તનો દરદી નાશ પામેછે. જે હેઠું ઘાલી રહે છે અથવા ઊચુંજ જોઇ રહેછે, જેના શરીરમાંથી માંસ તથા બળ ક્ષીણ થઇ ગયેલછે, તથા જેને ઊંઘ આવતી નથી એવો ઉન્માદનો દરદી નિશ્ચે મરણ પામેછે. જેને વારંવાર વાઇ આવેછે. જે ક્ષીણ પડી ગયેલછે, જેની ભ્રમર ચાલ્યા કરેછે તથા જે નેત્રથી અનેક પ્રકારના ચાળા કરેછે એવો વાઇનો દરદી મરણ પામેછે.

રોગીનું વૈદું કરવા વખત આયુષ્યની પરીક્ષા.

રોગીનું વૈદું કરનાર વૈદ્યે પ્રથમ તેનાં આયુષ્યની પરીક્ષા કરવી. આયુષ્ય હોય તોજ વ્યાધિ, ઋતુ, અગ્નિ, અવસ્થા, દેહ, બળ, સત્વ, સાત્મ્ય, પ્રકૃતિ, ઔષધ અને દેશની પરીક્ષા કરવી. જેના હાથ, પગ, પડખાં, વાંસો, સ્તન, આગલા દાંત, મોઢું, ખભા અને કપાળ; એ સર્વ મોટાં હોય, તેમજ આંગળીઓનાં પર્વ, ઉચ્છ્વાસ, નેત્ર અને હાથ લાંબા હોય, ભ્રમર, સ્તનનો મધ્યભાગ અને વક્ષઃસ્થળ જેનું વિશાળ હોય, જાંઘ, લિંગ અને ગ્રીવા જેની ટુંકી હોય; જેનું સત્વ, સ્વર તથા નાભિ ગંભીર હોય, જેનાં સ્તનનો ભાગ નીચો તથા જામેલો હોય, જેની રૂંવાડ જાડી હોય, જેનો ગળાંનો પાછલો ભાગ પુષ્ટ હોય, તથા નાહીને ચંદન ચોપડવા પછી પ્રથમ

જેનું મસ્તક સૂકાય અને પછી ક્રમે કરીને બીજાં અંગ ઉત્તરોત્તર સૂકાય અને છાતી સર્વે પછી સૂકાય, તેવા પુરૂષને મોટી આવરદાવાળો જાણવો. ઘણું કરીને તો આવા પુરૂષનુંજ વૈદું કરવું. આ ઉપર કહેલાં લક્ષણ જેના શરીરમાં કેટલાંક કહ્યા પ્રમાણે હોય અને કેટલાંક તેથી વિપરીત હોય તેને મધ્યમાયુ (વચલા વાંધાનાં આયુષ્યવાળો) જાણવો તથા ઉપર જણાવેલ લક્ષણોથી તમામ ઉલટાં લક્ષણોવાળાને અલ્પાયુ (થોડી આવરદાવાળો) જાણવો. જેના સાંધા નાડીઓ અને ઝીણી નાડીઓ માંસમાં બુડેલ હોય છે, જેના શરીરનો બાંધો મજબૂત હોય છે, જેની ઇંદ્રિયો સારી રીતે પોતપોતાનું કામ કરી શકે એવી હોયછે. જન્મથી માંડીને જેના શરીરમાં રોગ ઉપજેલો નથી, અને જેનું શરીર, જ્ઞાન તથા વિજ્ઞાન એ સર્વ ધીરે ધીરે પુષ્ટિને પામેલછે તેને ટુંકામાં દીર્ઘાયુ સમજવો. જેની આંખની નીચે પ્રગટ રેખા હોયછે, જેના પગ તથા કાન માંસથી પુષ્ટ હોયછે, અને જેની નાસિકાનો અગ્ર ભાગ ઉંચો હોયછે આવાં લક્ષણવાળા પુરૂષની મધ્યમાયુ એટલે સુમારે સિત્તેર વર્ષની આવરદા હોયછે. હવે જેની આંગળીઓનાં પર્વ ટુંકાં હોય, લિંગ મોટું હોય, વાંસો સાંકડો હોય, કાન અને નાસિકા ઉંચાં હોય, બોલવા વખતે તથા હસવા વખતે જેના દાંતનું માંસ નજરે આવેછે, અને જે ભ્રમિતની પેઠે જુવેછે તે અલ્પાયુ એટલે સુમારે પચ્ચીસ વર્ષ જીવનારો જાણવો.

આવી રીતે પરીક્ષા કરીને ચિકિત્સા કરનારો વૈદ્ય ફતેહ મેળવેછે. પુરૂષના શરીરમાં વાતાદિ દોષ વગરનો કોઇ વ્યાધિ ઉપજતો નથી, માટે શાસ્ત્રમાં ન કહેલા રોગમાં પણ લક્ષણથી વાતાદિકનો નિર્ણય કરી તેને લાયક ચિકિત્સા કરવી. જો શીત ઋતુ હોય તો શીતનું નિવારણ કર્યા પછી અને ઉષ્ણ ઋતુ હોયતો ઉષ્ણતાનું નિવારણ કર્યા પછી બીજો ઉપાય શરૂ કરવો. ભલે સાધ્ય રોગ હોય તોપણ ચિકિત્સા કરવા લાયક વખતે ચિકિત્સા ન થાય, અને ચિકિત્સા ન કરવા લાયક વખતે ચિકિત્સા થાય તથા ચિકિત્સા પણ ઓછી અદકી થાય તો રોગ મટતો નથી. કોપેલા દોષને જે શમાવે છે, અને બીજા ઉપદ્રવોને ઉપજવા દેતી નથી તેનું નામ ચિકિત્સા જાણવું. પણ એક રોગને મટાડી અને બીજા રોગને ઉપજાવેછે તે ચિકિત્સા કહેવાતી નથી. વૈદ્યે દરદીના જઠરાગ્નિની પણ પરીક્ષા કરવી, જે જઠરાગ્નિ સમ, વિષમ, તીક્ષ્ણ અને મંદ એવી રીતે ચાર પ્રકારનો કહેલોછે જે અગ્નિ પચાવવાને વખતે અન્નને પચાવેછે તે સમ,

જે કોઇ વખતે સારી રીતે અન્ન પચાવેછે અને કોઇ વખતે આધ્માન, શૂળ, ઉદાવર્ત્ત, અતીસાર, જઠર ગૌરવ, તથા આંતરડામાં કરકર એવો શબ્દ ઉપજાવીને અન્નને પચાવેછે તે વિષમ, જે અગ્નિ અત્યંત ખાધેલાં અન્નને જલદી પચાવે તે તીક્ષ્ણ, આતીક્ષ્ણ અગ્નિ જ્યારે અન્નને પચાવીને ગળામાં તથા તાળવામાં શોષ ઉપજાવવા માંડે ત્યારે તે અત્યગ્નિ કહેવાયછે. તથા જે અગ્નિ થોડી માત્રાથી ખાધેલ અન્નને પણ ઘણીવારે શરીરમાં અનેક પ્રકારના ઉપદ્રવને ઉપજાવીને પચાવેછે તે મંદ અગ્નિ કહેવાયછે. જેના શરીરમાં ઉપર કહ્યા પ્રમાણે વિષમ અગ્નિ હોયછે તેના શરીરમાં ઘણુંકરીને વાતપ્રકોપથી વ્યાધિ ઉપજેછે, તીક્ષ્ણ અગ્નિવાળાના શરીરમાં પિત્તના વ્યાધિ ઉપજે છે, અને મંદ અગ્નિવાળા પુરૂષના શરીરમાં કફ પ્રકોપથી રોગ પ્રગટ થાયછે. જેના શરીરમાં સમઅગ્નિ હોય તેણે તેની જાળવણુ રાખવી, કે જેથી તે પોતાની સમ અવસ્થાને મૂકે નહિ. વિષમ અગ્નિવાળાએ સ્નિગ્ધ, અને અમ્લ પદાર્થોનો વિશેષ ઉપયોગ કરવો. તીક્ષ્ણ અગ્નિવાળાએ મધુર, સ્નિગ્ધ અને શીતળ પદાર્થનો ઉપયોગ કરવો તથા રેચ લેવા. આવી રીતેજ અત્યંત અગ્નિવાળાએ ભેંસનું દૂધ, દહીં અને ઘી ખાવું. તથા મંદ અગ્નિવાળા પુરુષે કટુ, તિક્ત અને કષાય પદાર્થનો ઉપયોગ કરવો તથા ઉલટી કરવી જોઇએ, એમ વૈદ્યે સમજવું. અન્નને પચાવનાર અને અન્ન રસને ગ્રહણ કરનાર જઠરાગ્નિ સાક્ષાત્ ઈશ્વર છે. તે સૂક્ષ્મપણાંને લીધે શરીરથી જુદો પાડીને બતાવવા માટે અશક્ય છે. આ અગ્નિને પોતપોતાના સ્થાનકમાં રહેલા પ્રાણ, અપાન અને સમાન નામના વાયુ ધમે છે તથા પાળે છે. હવે બાળ, મધ્ય અને વૃદ્ધ એ પ્રકારે અવસ્થા ત્રણ પ્રકારની કહેલી છે, તેમાં સોળ વર્ષની ભીતરની અવસ્થા બાળ કહેવાયછે, તે બાળ પણ દૂધ પીનાર, દૂધ તથા અન્ન એ બન્નેનો ઉપયોગ કરનાર તથા કેવળ અન્ન જમનાર એ રીતે ત્રણ પ્રકારનું છે. તેમાં એક વર્ષનું બાળક દૂધ પિયે છે, બે વર્ષનું બાળક દૂધ અને અન્નનો ઉપયોગ કરેછે, તથા તેથી ઉપર અવસ્થાનું બાળક કેવળ અન્ન જમનારૂં હોયછે. સોળથી માંડીને સિત્તેર વર્ષની ભીતરની અવસ્થા તે મધ્યાવસ્થા ગણાયછે, તે અવસ્થાના વૃદ્ધિ, યૌવન, સંપૂર્ણતા અને હાનિ એવા ચાર ભેદછે. તેમાં વીશ વર્ષ પર્યંત વૃદ્ધિ ત્રીશ વર્ષ પર્યંત યૌવન, ચાળીસ વર્ષ પર્યંત સંપૂર્ણતા તથા તે પછી ક્રમે ક્રમે સિત્તેર વર્ષ પર્યંત હાનિ નામની અવસ્થા શરૂ થાય છે, એટલે શરીરમાં રહેલા પદાર્થો દિન પ્રતિદિન ઓછા થતા જાય છે. તે પછી દિનપર દિન ધાતુ, ઇંદ્રિય,

બળ, વીર્ય અને ઉત્સાહ ક્ષીણ થવાથી વળી અને પળીથી વ્યાપ્ત થયેલો, ઉધરસ તથા શ્વાસ આદિક ઉપદ્રવોથી પીડાયલો, સર્વ પ્રકારના કામમાં અસમર્થ, જુનાં ઘરની પેઠે ખરખરી ગયેલો, અને પીડા પામતો પુરૂષ વૃદ્ધ ગણાયછે. આ ઉત્તરોત્તર અવસ્થામાં હાનિને છોડીને ઔષધની માત્રા વિશેષ આપવી. બાલ્યાવસ્થામાં કફની, મધ્યાવસ્થામાં પિત્તની, તથા વૃદ્ધાવસ્થામાં વાયુની વૃદ્ધિ હોયછે. તેનો તપાસ કરીને ચિકિત્સા કરવી. બાળક તથા વૃદ્ધને અગ્નિ, ક્ષાર અને વિરેચનથી દૂર રાખવા. અને કદાચિત્ આ ત્રણથીજ મટે એવા રોગ તેના શરીરમાં થયેલ હોય તો આ ત્રણ પદાર્થ હલકે હાથે વાપરવા. દેહ સ્થૂલ, કૃશ તથા મધ્ય એ રીતે ત્રણ પ્રકારના છે, તેમાં સ્થૂલને દુબળો પાડવો, દુબળાને પુષ્ટ કરવાનું ઔષધ આપવું અને વચલા વાંધાનું શરીર જેમ કૃશ તથા સ્થૂલ ન થાય એવી રીતે વૈદ્યે તેનું સંરક્ષણ કરવું.

રોગીનું બળ તપાસવાની જરૂર.

વૈદ્યે બળનો પણ તપાસ રાખવો. જેથી બળવાન પુરૂષનીજ સર્વ ક્રિયામાં પ્રવૃત્તિ થવાથી બળ શરીરના સર્વ પદાર્થોમાં પ્રધાન છે. કેટલાક પુરૂષ શરીરે પુષ્ટ છતાં બળહીન તથા કેટલાક દુબળા છતાં બળવાન હોય છે. માટે તેની પરીક્ષા કરવા સારૂ તે પાસે મહેનત કરાવીને બળની પરીક્ષા કરવી. મનુષ્યમાં રહેલો સત્વગુણ દુઃખના વખતમાં તથા ઉદયના એટલે સુખના વખતમાં માણસને ગભરાવા દેતો નથી. સત્વગુણવાન પુરૂષ પોતાના મનને વશ રાખી મોટામાં મોટી આફતોને પણ પોતાની મેળે સહન કરી શકેછે. રજોગુણી પોતાના સંબંધી લોકોએ આપેલી ધીરજથી આપતને સહન કરી શકે છે. તથા તમોગુણીતો બિલકુલ સહન કરી શકતોજ નથી. માટે ચિકિત્સા કરવા વખતે વૈદ્યે સાત્વાદિક ગુણની પણ પરીક્ષા કરવી જોઈએ છીએ.

દેશ, કાળ, ઋતુ, વ્યાયામ, ઉદક, દિવસના સુવું અને રસ આદિક પદાર્થ પ્રકૃતિથી વિરૂદ્ધ છતાં પણ જો પીડા ઉપજાવતાં નથી તો તે તેને સાત્મ્ય સમજવાં. છ રસ માંહેલો જે રસ તથા અનેક પ્રકારની મેહેનત જે પુરૂષને સુખદાયક થાયછે તે તેને સાત્મ્ય છે એમ જાણવું.

દેશ આનૂપ, જાંગલ અને સાધારણ એ રીતે ત્રણ પ્રકારનો છે તેમાં જે દેશ ઝાડાં પાણીવાળો, ઉંચો, નીચો, ઘણી નદીઓ તથા ઘણી વૃષ્ટિવાળો, કોમળ અને શીતળ પવનથી વ્યાપ્ત, ઘણાક અને મોટા પર્વત તથા વૃક્ષથી ભરપૂર, કોમળ, લીસાં, અને પુષ્ટ શરીરવાળા મનુષ્યોથી વ્યાપ્ત

અને કફજન્ય તથા વાતજન્ય વ્યાધિના નિવાસ રૂપ હોય છે તે આનૂપ કહેલો છે. જે દેશની જમીન આકાશ જેવી શ્યામ હોયછે, જેમાં થોડાં કાંટાવાળાં પણ વૃક્ષ કોઈ કોઈ જગાએ હોયછે, જ્યાં વૃષ્ટિ થોડી હોવાથી વાવ કુવાનાં પાણી વપરાય છે, જેમાં ઉષ્ણ અને ભયંકર વાયુ વાય છે, જ્યાં કોઈ કોઇ જગાએ નાનકડા પર્વતો નજરે આવે છે, મજબૂત અને દુબળા શરીર વાળાં જે દેશનાં માણસો હોયછે તથા જેમાં ઘણું કરીને વાત તથા પિત્તના પ્રકોપથી રોગ ઉપજે છે તે દેશને જાંગલ સમજવો. જેમાં ઉપર લખેલા બન્ને દેશનાં લક્ષણ દેખાતાં હોય તે દેશ સાધારણ કહેવાય છે, સાધારણ દેશમાં શીત, વૃષ્ટિ, તડકો તથા પવન સમાન હોયછે અને મનુષ્યના શરીરમાં રહેલા વાતાદિક દોષ પણ ઘણું કરીને સમાનજ હોયછે. તેથી તે દેશને સાધારણ કહેલો છે. પાણીમાં પેદા થયેલ જંતુને સ્થળમાં લાવીએ તો તે આગળ પ્રમાણે બળવાન રહી શકતાં નથી. તેમ જે દેશમાં જે મનુષ્ય ઉપજેલ છે તેથી તે બીજા દેશમાં જાય ત્યારે તેનું શરીર બળહીન થઇ જાયછે, અને શરીરમાં સંચાયલા દોષ પ્રકોપને પામેછે. માટે પોતાને લાયક દેશમાં રહેલાં માણસોનેજ દેશકૃત વ્યાધિ દુઃખ ઉપજાવતી નથી. આવી રીતે સર્વ પ્રકારનો વિચાર કરી જે વૈદ્ય ચિકિત્સા કરેછે, તે વૈદ્ય દરદીઓને મૃત્યુના પાશથી છોડાવેછે.

**સ્નેહન.**

શોધન ઔષધ પેહેલાં સ્નેહન તથા સ્વેદનની જરૂર છે. કારણ કે તે વિના શોધન દ્રવ્ય વ્યર્થ છે. સ્નેહન ઔષધો ઘણા પ્રકારનાં છે. તેમાં ઘી, તેલ, વસા (ચરબી), અને મજ્જા (હાડકાંની અંદરથી નિકળતો સ્નેહ), એ ચાર મુખ્ય છે. સઘળી જાતનાં તેલોમાં તલનું તેલ એ વધારે સારૂંછે. એરંડ તેલ વિરેચનમાં ઉત્તમ છે; ઉપર જે ચાર પ્રકારનાં સ્નેહન દ્રવ્યો બતાવ્યાં તેમાં ઘી એ સર્વોત્તમ સ્નેહન દ્રવ્ય છે. કારણ કે ઘી વાત તથા પિત્તને હરનાર છે, રસ શુક્ર તથા કાંતિને હિત છે, અને શરીરને મૃદુ કરનાર છે. તેલ એ ચામડીને લીસી કરેછે. ઉષ્ણ છે, સ્થિર કરનાર છે અને યોનિ રોગનું શોધન કરનાર છે. વસા એ વિદ્ધ, ભગ્ન, આહત અને ભ્રષ્ટ એવી યોનિ, કર્ણ, અને માથાના રોગમાં અને પુરૂષત્વની વૃદ્ધિ કરવામાં ફાયદાકારક છે. અને મજ્જા એ બળ, શુક્ર, રસ અને શ્લેષ્મને વધારનાર છે. તથા વિશેષે કરીને હાડકાંઓને બળ આપનાર છે ઘી સ્નેહન તરીકે શરદૃઋતુમાં પાવું, તેલ વર્ષાઋતુમાં અને વસા તથા મજ્જાનો ઉપયોગ વસંતઋતુમાં કરવો. સ્નેહનની પ્રધાન, મધ્યમ

અને -હ્રસ્વ એવી ત્રણ માત્રા છે. તેમાં જેને ઘણું ઘી ખાવાની ટેવ હોય; જેઓ ભૂખને તથા તરસને સહન કરી શકતા હોય, જેઓનો જઠરાગ્નિ પ્રબળ હોય, જેઓને ગુલ્મ રોગ થયો હોય, જેઓને સર્પ કરડેલો હોય, જેઓ ઉન્મત્ત હોય, જેઓને મૂત્રકૃચ્છ્રનો રોગ હોય તથા જેઓને બંધકોષ્ઠનો રોગ હોય તેઓએ પ્રધાન એટલે મોટી માત્રાનો ઉપયોગ કરવો. જેઓને કોઢ થયો હોય, વાતરક્ત થયો હોય, જેઓ થોડું ખાનારા હોય, અને જેઓનો કોઠો મૃદુ હોય તેઓએ સ્નેહનની મધ્યમ માત્રા પીવી. જેઓ વૃદ્ધ, બાળક અને સુકુમાર હોય, જેઓનો અગ્નિ મંદ હોય, તથા જેઓને જ્વર, અતીસાર, અથવા કાસરોગ થયો હોય, તેઓએ સ્નેહનની હ્રસ્વ એટલે હલકી માત્રા પીવી. હવે જેઓની વાતપિત્ત પ્રકૃતિ હોય, જેઓને વાતપિત્તનો વિકાર થયો હોય, જેઓને આંખના તેજની ઈચ્છા હોય, જેઓને ઘા લાગ્યા હોય, જેઓ દુર્બળ, વૃદ્ધ તથા બાળક હોય, જેઓને લાંબા આયુષ્યની ઈચ્છા હોય, તેમજ બળ, વર્ણ અને સારા સ્વરની ઇચ્છા હોય, જેઓને પુષ્ટિ તથા પ્રજાની ઇચ્છા હોય, જેઓને કાંતિ તથા ઈંદ્રિયોનાં બળની ઇચ્છા હોય, જેઓની સ્મૃતિ તથા બુદ્ધિ હીન હોય, તથા જેઓ શસ્ત્ર, ઝેર અને અગ્નિથી પીડાયલા હોય તેઓને સ્નેહનમાં ઘી પીવરાવવું. જેઓની વાતપ્રકૃતિ હોય તથા વાતવ્યાધિથી પીડિત હોય, જેઓને શ્લેષ્મ તથા મેદ વધી ગયેલો હોય, જેઓને બળની, હલકાપણાંની તથા દૃઢપણાંની ઇચ્છા હોય, જેઓના કોઠામાં કૃમિ વધારે હોય, અને જેઓના કોઠા ક્રૂર હોય તથા જેઓને લખવાનો વધારે અભ્યાસ હોય, તેઓએ ઠંડા કાળમાં સ્નેહન તરીકે તેલ પીવું. જેઓ પવન તથા તડકાને સહન કરી શકતા હોય, જેઓ રૂક્ષ હોય, જેઓને ભાર ઉપાડવાની ટેવ હોય, તેમજ જેઓને પંથ કરવાની પણ ટેવ હોય, જેનું વીર્ય તથા રૂધિર સૂકાઇ ગયું હોય, જેને અસ્થિના સાંધા, સ્નાયુ, મર્મ તથા કોઠામાં રોગ હોય, જેનું અગ્નિબળ અત્યંત હોય, અને જેઓને વસા સાત્મ્ય હોય તેવા પુરૂષોએ સ્નેહન કરવામાં વસાનો ઉપયોગ કરવો. જેઓ વાતરોગથી પીડાએલા હોય, જેઓનો કોઠો ક્રૂર હોય, જેઓનો અગ્નિ પ્રબળ હોય, તથા જેઓ ક્લેશને સહન કરી શકતા હોય તેઓએ સ્નેહનમાં મજ્જાનો ઉપયોગ કરવો. સ્નેહનનો ઉપયોગ પીવરાવવામાં, અનુવાસન બસ્તિમાં, શિરોબસ્તિમાં, ઉત્તરબસ્તિમાં, નસ્યમાં, કર્ણપૂરમાં, ગાત્રને અભ્યંગ કરવામાં, તથા ભોજનમાં કરવો. જેઓને અજીર્ણ

રોગ હોય, ઉદરનો રોગ હોય, તાવ આવતો હોય, જે દુર્બળ હોય, સ્થૂલ હોય, જે મૂર્છાથી, મદથી, ઉલટીથી તથા તૃષાથી પીડાયલો હોય, જેને બસ્તિ દેવામાં આવી હોય અને જેને વમન તથા વિરેચન કરાવ્યું હોય, તેણે સ્નેહન દ્રવ્યનો ઉપયોગ કરવો નહિ. તથા જે સ્ત્રીએ અધુરે માસે જણેલું હોય, તે સ્ત્રીને પણ સ્નેહપાન નિષિદ્ધ છે. આ પ્રમાણે જેઓને સ્નેહપાનનો નિષેધ કરેલો છે તેઓને જો સ્નેહપાન કરાવવામાં આવે તો ઘણા પ્રકારના રોગ ઉત્પન્ન થાયછે. અને તેઓને જે રોગ થયા હોય તે કૃચ્છ્રસાધ્ય થાયછે, જેઓનો કોઠો મૃદુ હોય તેઓને ત્રણ દિવસ સ્નેહન કરાવવું. અને જેનો ક્રૂર કોઠો હોય તેઓને સાત દિવસ સુધી સ્નેહન કરાવવું. તથા ઘી, તેલ, વસા, અને મજ્જાનું સ્નેહન અનુક્રમે ત્રણ, ચાર, પાંચ અને ૭ દિવસ સુધી કરાવવું. સાત દિવસ પછી સ્નેહન અન્નની માફક સાત્મ્ય થાયછે. માટે સાતમા દિવસ પછી તેનો ગુણ અથવા અવગુણ કાંઇ જણાતો નથી. ઉપર જે સ્નેહની ત્રણ માત્રા બતાવી તેમાં ઉત્તમ માત્રા એક પળની, મધ્યમ માત્રા ત્રણ કર્ષની, અને હીન માત્રા બે કર્ષની જાણવી. શીતકાળમાં સ્નેહનો દિવસે ઉપયોગ કરવો અને ઉષ્ણકાળમાં રાત્રિએ ઉપયોગ કરવો. ઘીનું સ્નેહન કર્યા પછી ઉનું પાણી પીવું, તેલનું સ્નેહન કર્યા પછી યૂષ (ઓસાણ) પીવો, અને વસા તથા મજ્જાનું સ્નેહન કર્યા પછી મંડ પીવો. સ્નેહનો દ્વેષ કરતા હોય તેઓને, બાળકને, વૃદ્ધને, સુકુમારને, દુબળાને અને તૃષાતુરને સ્નેહન કરાવવું હોય તો તેઓને ભાતની સાથે આપવું. અત્યંત સ્નેહન કર્યાથી અથવા સ્નેહ પીધા પછી કસરત કરવાથી સ્નેહ પચે નહિતો ગરમ પાણી પાઇ ઉલટી કરાવવી. સ્નેહ પીધા પછી અજીર્ણની શંકા થાય તોપણ ઉનું પાણી પાવું. પીધા પછી વાયુ સરખો ચાલે, અગ્નિ પ્રદીપ્ત થાય, મળ સ્નિગ્ધ તથા નરમ થાય, અને શરીર મૃદુ તથા ગ્લાનિ રહિત થાય તો સ્નેહન બરોબર થયુંછે એમ સમજવું. પણ જો સ્નેહન કર્યા પછી અન્ન ઉપર અરૂચિ થાય, મોઢામાંથી લાળ પડે, ગુદામાં દાહ થાય, ઝાડો થાય, આળસ આવે અને શરીર પીળું પડી જાય તો સ્નેહનનો અતિયોગ થયેલો સમજવો. સ્નેહન કરાવ્યા પછી કસરત, અતિ શીત પદાર્થ, મળમૂત્રાદિના વેગને રોકવો, ઉજાગરો, દિવસનું સુવું, કફકારક પદાર્થ, તથા રૂક્ષ અન્નનો ત્યાગ કરવો.

સ્વેદન.

સ્નેહન કરાવ્યા પછી સ્વેદન કરાવવાની જરૂર છે. સ્વેદ એટલે પરસેવો કહાડવાની રીત ચાર પ્રકારની છે. વેણુ

ઈત્યાદિની પોટલી બાંધી તેને ગરમ કરી પરસેવો કહાડવો. આ રીત શ્લે-ષ્મને હણનારી છે, કોઇપણ પદાર્થનો કવાથ કરી તેની બાફ આપીને પ-રસેવો કહાડવો એ પણ કફને હણનાર છે, જે સ્થળમાં રોગ થયો હોય તે ઉપર બંધારણ કરી પરસેવો કહાડવો. આ રીત વાતને હણનારી છે. પ્ર-વાહી પદાર્થનો યોગ કરી પરસેવો કહાડવો એ વાતપિત્તને હણનાર છે. આ ચારે રીતને અનુક્રમે તાપ, ઉષ્ણ, ઉપનાહ, અને દ્રવ એવાં નામ વૈદ્ય શા-સ્ત્ર જાણનારાઓએ આપેલાં છે. જેમ જોઇએ તેમ સ્નેહન કરાવ્યા પછી જેમ જોઇએ તેમ સ્વેદન કરાવવામાં આવે તો મનુષ્યને મૂત્ર પુરીષ બં-ધાતાં નથી. શુષ્ક લાકડાંને પણ સ્નેહન સ્વેદન કરાવ્યું હોય તો તે પણ કોમળ થાય છે, ત્યારે જીવતાં મનુષ્યને જો સ્નેહન સ્વેદન રીતસર થાય તો તે રોગ રહિત થાય તેમાં શું નવાઇ? જે પુરૂષને વ્યાધિ થયો હોય તે પુરૂષ બળવાન અથવા વ્યાધિ બળવાન હોય તો ઠંડી ઋતુ હોય તેમાં ઘણોજ પરસેવો કહાડવો. તેમજ તે જો મધ્યમ હોય તો મધ્યમ સ્વેદ કહાડવો. અને દુર્બળ હોય તો દુર્બળ સ્વેદ કહાડવો. જે પુરૂષને નસ્ય ક-રાવવાની જરૂર લાગે, જેને બસ્તિના ઉપયોગની જરૂર હોય તથા જેને શોધન ઔષધ આપવાની જરૂર લાગે તેને પ્રથમ સ્વેદન કરાવવાની ઘ-ણીજ જરૂર છે. ઉપર કહેલી ચારે જાતની સ્વેદન ક્રિયા ખોરાક પચી ગયા પછી તથા જે જગાએ પવન ન હોય એવા સ્થળમાં કરાવવી. સ્નેહન ક-રાવવાથી જે દોષ રસાદિ સાત ધાતુમાં રહ્યો હોય તેમાંથી નિકળી કોઠામાં જઈ પાતળો થઇ ગુદા માર્ગે બહાર નિકળેછે. સ્વેદન કર્યા પછી પિત્તનો પ્રકોપ થાય, મૂર્છા થાય, શરીરમાં પીડા થાય, દાહ થાય તથા જે અંગ-માંથી સ્વેદન કર્યું હોય તે દુર્બળ થાય ત્યારે અતિસ્વેદન થયુંછે એમ સ-મજવું. આ પ્રમાણે અતિ સ્વેદન થયાનાં ચિન્હ જણાય ત્યારે ગ્રીષ્મઋતુ-માં ગરમીને દૂર કરવા માટે જે જે ઉપચારો થાય છે તે તે ઉપચારો કર-વા. જેને મદ્ય પીવાની ટેવ હોય તેને, ગર્ભિણી સ્ત્રીને, રક્તપિત્ત રોગ-વાળાને, પૈત્તિક પુરૂષોને, જેને અતિસાર રોગ થયો હોય તેઓને, મધુ પ્ર-મેહીને, પિત્તમેહીને, થાકેલાઓને, જેની સંજ્ઞા નાશ થઈ હોય તેઓને, તૃ-ષાતુરને, ક્ષુધિતને, ક્રોધીને (એટલે જે વખત ક્રોધ થયો હોય તે વખતે), જેને કમળો થયો હોય તેને, ઉદર રોગવાળાને, ઉરઃક્ષતીને, દુર્બળને, તથા જેની કાંતી હણાઇ ગઇ છે તેવા પુરૂષોને સ્વેદન કરાવવું નહિ. શરદી, ઉ-ધરસ, હેડકી, શ્વાસ, કર્ણ તથા માથાનું શૂળ, સ્વરભેદ, ગલગ્રહ, અર્દિત,

એકાંગ પક્ષઘાત અથવા સર્વાંગ પક્ષઘાત, આક્રેશ, મૂત્રકૃચ્છ્ર, તથા સર્વાંગ વિકાર થયો હોય ઇત્યાદિ રોગોમાં સ્વેદન કરાવવાની અવશ્ય જરૂર છે. પરસેવો કહાડયા પછી અંગને તેલ ચોળી ઉનાં પાણીથી ધોવું. તથા હલકું અનાજ જમવું. અને કસરત કરવી નહિ.

વમન.

શરત્, વસંત અને વર્ષાઋતુમાં સુઘડ વૈદ્યે મનુષ્યોને વમન કરાવવું. તેમાં પણ જે પુરૂષ બળવાન, અત્યંત કફના પ્રકોપવાળો, ઉછાળાથી અકળાયલો, ધીરજવાળો અને વમન જેને સદે છે, તેનેજ ઘણું કરીને વમન કરાવવું. વિષદોષ, ધાવણનો રોગ, ઉદરના અગ્નિની મંદતા, શ્લીપદ, અર્બુદ, હૃદ્રોગ, કુષ્ટ, વીસર્પ, અજીર્ણ, ભ્રમ, વિદારિકા, અપચી, કાસ, શ્વાસ, પિનસ, અંડવૃદ્ધિ, અપસ્માર, જ્વર, ઉન્માદ રક્તાતિસાર, નાસાપાક, તાલુપાક. ઓષ્ઠપાક, કર્ણસ્રાવ, દ્વિજિવ્હક, ગલશુંડી, અતિસાર, પિત્તરોગ, શ્લેષ્મરોગ, મેદોરોગ અને અરૂચિમાં દરદીને વૈદ્યે વમન કરાવવું. તેમાં તિમિર રોગવાળો, ગુલ્મ રોગવાળો, ઉદર રોગવાળો, દુબળો, અતિવૃદ્ધ, ગર્ભિણી, સ્થૂલ, ક્ષતથી આતુર, મદાત્યય રોગવાળો, બાલક, રૂક્ષ, ભૂખ્યો, જેને નિરૂહ બસ્તિ આપી હોય એવો, ઉદાવર્ત્ત રોગવાળો, ઉર્ધ્વ રક્તવાળો (રક્તપિત્તના પ્રકોપથી જેને મુખમાર્ગે લોહી પડતું હોય એવો), ઘણીક ઉલટીથી પીડા પામતો, કેવળ વાયુના રોગવાળો, પાંડુરોગી, કૃમિના રોગવાળો, તથા અત્યંત ઉંચે સ્વરે અભ્યાસ આદિક કારણોથી જેના સાદ બેસી ગયા હોય એવા દરદી વમન કરાવવા લાયક નથી. અજીર્ણથી કે વિષ દોષથી પીડા પામતા હોય, અને કફથી વ્યાપ્ત હોય તેવા દરદીનેજ મધુના ક્વાથનું પાન કરાવીને વમન કરાવવું. પણ જેની પ્રકૃતિ અત્યંત કોમળ હોય એવાને તથા દુર્બળ, વૃદ્ધ, બાળક અને બીકણને તો વમન કરાવવુંજ નહિ.

જેને વમન આપવું હોય તેને પ્રથમ સ્નેહવિધિ તથા સ્વેદવિધિ કરાવી અસાત્મ્ય શ્લેષ્મલ પદાર્થો ખવરાવી દોષને ઉખેળી ત્યાર પછી કંઠ સુધી, કાંજી દૂધ, છાશ, અથવા દહીં પાઈને પછી આપેલું વમન બરોબર પોતાની ફરજ બજાવે છે. સર્વ વમન દ્રવ્યમાં સૈંધવ અને મધુનો યોગ હિત છે. વમન દ્રવ્ય ગોબળુ ખવરાવવું અને વિરેચન દ્રવ્ય તેથી વિપરીત એટલે સુંદર આકૃતિવાળું ખવરાવવું. એક કુડવ વમન દ્રવ્ય એક આઢક જળમાં ઉકાળી તે અરધું રહે ત્યારે ઉલટી કરાવવાને પીવરાવવું. ક્વાથ પાઇને વમન કરાવવું હોય તો તેની માત્રા મોટામાં મોટી નવ પ્રસ્થ, મધ્ય-

મ છ પ્રસ્થ, તથા નાનામાં નાની ત્રણ પ્રસ્થ કહેલીછે. તથા કલ્ક, ચૂર્ણ અને અવલેહની મોટામાં મોટી માત્રા ત્રણ પળની, મધ્યમ માત્રા બે પળની તથા નાનામાં નાની માત્રા એક પળની કહેલી છે. પિત્ત નિકળ્યા સુધી આઠ ઉલટી થાય તે ઉત્તમ વેગ, છ ઉલટી થાય તે મધ્યમ વેગ, અને ચાર ઉલટી થાય તે કનિષ્ટ વેગ કહેલો છે. વમન વિરેચનમાં તથા રૂધિર મોક્ષણમાં સાડાતેર પળનો પ્રસ્થ કહેલો છે. કફ પ્રધાન પુરૂષને ઉલટીનું ઔષધ તીક્ષ્ણ પદાર્થમાં મેળવીને આપવું, પિત્ત પ્રધાન પુરૂષને ઉલટીનું ઔષધ મધુર તથા શીતવીર્ય પદાર્થ સાથે મેળવીને આપવું, અને વાતથી મળેલ કફના દરદીને સ્વાદુ, લવણ, અમ્લ અને ઉષ્ણવીર્ય પદાર્થ સાથે મેળવીને ઉલટીનું ઔષધ આપવું. કફ વિકારમાં પીંપર સાથે મેળવેલ સૈંધવનું ચૂર્ણ ઉનાં જળથી ઉતારવું. પિત્ત વિકારમાં કડવી ઘીસોડી, અરડુસો અને નિંબનું ચૂર્ણ શીતળ જળથી ઉતારવું. કફ સહિત વાત પીડામાં દૂધસાથે મેળવેલું મીંઢોળનું ચૂર્ણ પીવું. તથા અજીર્ણમાં ઉના પાણીસાથે સૈંધવનું પાન કરી ઉલટી કરવી.વમનદ્રવ્ય પાઇ તે આસામીને ગોઠણ જેટલા ઉંચા આસન ઉપર બેસાડી એરંડાના પાનનુંનાળવું ગળામાં બોસીનેવૈદ્યે ઉલટી કરાવવી અને ઉલટી કરવા ટાણે તેનું કપાળ તથા બે પડખાં હલકે હાથે ચોળવાં. સારી રીતે ઉલટી ન થાય તો ઉલટી કરનારના શરીરમાં પ્રસેક (મોઢે મરક આવવી), હૃદયનું પકડાવું, તથા ગાંઠા ગાંઠા અને ખજવાળ ઉપજે છે, અને ઉલટી હદ ઉપરાંત થાય છે તો તેથી તરસ, હેડકી, ઓડકારથી પીડા ઉપજવી, બે ભાન અવસ્થા, જીભનું મોઢાથી બહાર નીકળી પડવું, નેત્રમાં વિકૃતિ, જાડાં સજ્જડ થઈ જવાં, રૂધિરની ઉલટી, રૂધિરનું થુંકવું તથા કંઠમાં પીડા ઉપજે છે. વમનનો અતિયોગ થાય તો તેના ઉપદ્રવની શાંતિને માટે હલકો રેચ આપવો. વમન કરતાં કરતાં જીભ ઊંડી ઉતરી ગયેલી હોય તો તેને ઠેકાણે લાવવા માટે સ્નિગ્ધ, અમ્લ, લવણ, દુધ, ઘૃત, ક્ષીર અને માંસ રસનો કોગળો, મોઢામાં રખાવવો. અને તે કોગળો રખાવવાની પેહેલાં ખાટાં ફળ ખવરાવવાં. ઉલટી કરતાં બહાર નિકળી પડેલી જીભને તિલ અને દ્રાક્ષાનો કલ્ક ચોપડીને અંદર પેસાડવી. બહાર નિકળી પડેલા ડોળાને ઘી ચોપડીને હળવે હળવે ઠેકાણે બેસાડીને હલકે હાથે દબાવવા. ઉલટીથી જાડાં ઝલાઇ ગયાં હોય તો સ્વેદ અને વાત કફને હરનાર ઔષધનું ટીપું નાકમાં નાખવું. લોહીની ઉલટી થતી હોય તો રક્ત પિત્તના પ્રકરણમાં કહેલા ઉપાયો કરવા. આમળી, રસવંતી, વાળો, ચોખાનીધાણી

અમે ચંદનના જળનો મંથ ઘૃત, મધ અને શર્કરા સંયુક્ત પીવરાવવાથી તૃષ્ણા આદિક ઉલટીના અતિયોગથી ઉપજેલા ઉપદ્રવ દૂર થાયછે. જો સારી રીતે ઉલટી થયેલ હોય તો હૃદય, કંઠ અને મસ્તકની શુદ્ધિ, જઠરાગ્નિનું પ્રદીપ્ત થવું, શરીરની હલકાશ તથા કફ અને પિત્તના પ્રકોપનો વિનાશ થાય છે. સારી રીતે ઉલટી થયા પછી જઠરાગ્નિ પ્રદીપ્ત થાય ત્યારે ત્રીજે પોહોરે મગ, સાઠીચોખા અથવા સાળના ચોખા, તથા મનગમતા માંસરસનો આહાર કરવો. સારી રીતે ઉલટી થયેલ હોય તેને તંદ્રા, નિદ્રા, મોઢાની દુર્ગંધી, ખજવાળ, સંગ્રહણી રોગ તથા વિષદોષ પીડા કરી શકતા નથી. ઉલટી કર્યા પછી એક દિવસ બુદ્ધિમાન પુરૂષે અજીર્ણ, શીતળ જળનું પાન, કસરત, મૈથુન, શરીરે તેલનું મર્દન તથા ક્રોધનો ત્યાગ કરવો.

વિરેચન.

ઉલટી (વમન) કરાવવાનો જે કાળ કહ્યો છે તેજ વિરેચનનો પણ સમજવો. ઉપર કહ્યા પ્રમાણે સ્નેહન તથા સ્વેદન કર્યા પછી વિરેચન આપવું. પિત્ત વિકાર, આમવાયુ, ઉદર, આધ્માનવાયુ તથા બદ્ધકોષ્ઠ એ રોગોમાં વિશેષે કરીને વિરેચન કરાવવું. લંઘન તથા પાચન ઉપાય વડે દોષની શાંતિ કરવામાં આવે તે દોષ વખતે પાછો કોપ પામેછે. પણ જે દોષની વિરેચનથી શુદ્ધિ કરવામાં આવે છે તે દોષ પાછો થતો નથી. જીર્ણજ્વર, વાતરક્ત, ભગંદર, અર્શ, પાંડુરોગ, ઉદરરોગ, ગ્રંથિરોગ, હૃદ્રોગ, અરોચક, પ્રમેહ, યોનિરોગ, ગુલ્મરોગ, પ્લીહા, વ્રણ, વિદ્રધી, ઓકારી, વિસ્ફોટક, વિષૂચી, કુષ્ટ, કર્ણરોગ, નાસારોગ, મસ્તકરોગ, મુખરોગ, ગુદરોગ, શિશ્નરોગ, ઉપદંશાદિકરોગ, યકૃત્, સોજો, નેત્રરોગ, કૃમિરોગ, વાતરોગ, શૂળરોગ અને વિષરોગવાળા દરદીઓને અવશ્ય વિરેચન દેવું જોઇએ. તથા બાળ, વૃદ્ધ, ક્ષીણ, ભયવાળો, થાકેલો, તૃષાતુર, સ્થૂલ, ગર્ભિણી સ્ત્રી, નવીન જ્વરવાળો, તરત પ્રસૂતા સ્ત્રી, મંદાગ્નિવાળો તથા મદાત્યયરોગવાળો એટલા પુરૂષોને વિરેચન દેવું નહિ. વિરેચનના પણ મૃદુ, મધ્ય અને તીક્ષ્ણ એવા ત્રણ ભેદ છે. બહુ પિત્તવાળાને મૃદુ રેચ આપવો, બહુ શ્લેષ્મવાળાને મધ્યમ રેચ આપવો અને બહુ વાતિકને તીક્ષ્ણ રેચ આપવો. દરદીને વિરેચન આપ્યા પછી ત્રીશ ઝાડા થાય તે તીક્ષ્ણ માત્રા કહેવાયછે, જેથી વીશ ઝાડા થાય તે મધ્યમ માત્રા કહેવાયછે અને જેથી દશ ઝાડા થાય તે મૃદુ માત્રા જાણવી. જેને મૃદુ માત્રા આપવી હોય તેને દ્રાખ, દૂધ, અને એરંડ તેલનો જુલાબ આપવો, મધ્યમ માત્રા આપવી હોય તેને નસોતર, કડુ તથા ગરમાળો આ બધું વિરે-

ચનમાં આપવું, અને જેને ક્રૂર માત્રા આપવી હોય તેને થોરનું છીર, નેપાળો, અથવા દારૂડીનો જુલાબ આપવો. વિરેચનનાં દ્રવ્યમાંથી જેનો કાઢો કરી જુલાબ આપવો હોય તો તે બે પળ પ્રમાણે કાઢો આપવાથી ઉત્તમ રેચ લાગેછે, એક પળથી મધ્યમ અને અરધા પળથી મૃદુ રેચ લાગેછે. વિરેચનનાં દ્રવ્યમાંથી કલ્ક, મોદક તથા ચૂર્ણની માત્રા મધ અને ઘીની સાથે એક કર્ષ પ્રમાણની આપવી, અને જરૂર પડે તો બે કર્ષ અથવા એક પળ સુધી આપવાને કાંઇ હરકત નથી. રેચ લાગ્યા પછી ચોખા મગ રાંધીને ઘી સાથે ખાવા, તથા ઠંડું પાણી, તેલ મર્દન, પરિશ્રમ તથા મૈથુનનો ત્યાગ કરવો.

બસ્તિ.

અનુવાસન અને નિરૂહ એવાં નામથી બસ્તિના બે ભેદ કહેલા છે. તેમાં કેવળ સ્નેહન દ્રવ્યથી જે બસ્તિ અપાયછે તે અનુવાસન બસ્તિ કહેવાયછે, અને ક્વાથ, દૂધ, તથા તેલ મેળવીને ગુદામાં જે પિચકારી દેવાય છે તે નિરૂહ બસ્તિ કહેલ છે. તેમાં પ્રથમ નિરૂહ બસ્તિ દીધા પછી જે બસ્તિ દેવાય છે તે ઉત્તર બસ્તિ કહેવાયછે, અને માત્રા બસ્તિ એવે નામે એક અનુવાસન બસ્તિનો ભેદ કહેલોછે. એવી રીતે કુલ બસ્તિના ચાર ભેદ થાયછે, તેમાં માત્રા બસ્તિનાં દ્રવ્યની માત્રા બે અથવા એક પળની જાણવી. જે દરદી લુખો, તીક્ષ્ણ જઠરાગ્નિવાળો, તથા કેવળ વાત પ્રકોપવાળો હોય તેને અનુવાસન બસ્તિ આપવી એ લાયક છે. કોઢિયો, પ્રમેહવાળો, સ્થૂલ અને ઉદર રોગથી પીડાયલો પુરૂષ અનુવાસન બસ્તિને લાયક નથી. તેમ અજીર્ણ, ઉન્માદ, તૃષ્ણારોગ, શોથ, મૂર્છા, અરૂચિ, શ્વાસ, કાસ અને ક્ષયથી પીડાયલા દરદીઓને અનુવાસન બસ્તિ ન આપવી પણ આસ્થાપન (નિરૂહ) બસ્તિ આપવી. જો સારી રીતે બસ્તિ દેવાણી હોય તો શરીરની પુષ્ટિ, સારો વર્ણ, બળ, આરોગ્ય તથા આયુષ્યની અભિવૃદ્ધિ થાયછે. વસંત ઋતુમાં સાંજે અનુવાસન બસ્તિ અપાયછે. તથા ગ્રીષ્મ, વર્ષા અને શરત્કાળમાં રાત્રિએ અનુવાસન બસ્તિ અપાયછે. ઘણાં ઘીવાળું અન્ન ખવરાવી અનુવાસન બસ્તિ ન આપવી. કેમકે બન્ને બાજુથી એક દિવસે ઉપયોગમાં લીધેલો સ્નેહ મદ અને મૂર્છા ઉપજાવેછે. તેમ અત્યંત લુખું અન્ન ખવરાવીને આપેલ બસ્તિ તે દરદીના બળ, અને વર્ણની હાનિ કરેછે. થોડી માત્રાથી આપેલ અનુવાસન તથા નિરૂહ નામે બે બસ્તિઓ સારી રીતે ધાર્યું કામ કરી શકતી નથી. તેમ અધિક માત્રાથી આપેલ આ બે બસ્તિ આફરો, આલસ્ય અને અતીસારને ઉપ-

જાવે છે, માટે સમાન માત્રાથી ઉપયોગ કરવો એમ જણાવવા સારૂં અનુવાસન બસ્તિની માત્રાનું ત્રણ પ્રકારનું પ્રમાણ આ પ્રમાણે છે કે, ઉત્તમ બળવાન પુરૂષને છ પળની માત્રા, મધ્ય બળ પુરૂષને ત્રણ પળની માત્રા, તથા હીનબળ પુરૂષને દોઢ પળની માત્રા કહેલી છે. આ અનુવાસન બસ્તિ સ્નેહમાં શતાવરી તથા સેંધવનું ચૂર્ણ મેળવીને તે સ્નેહની માત્રા ઉત્તમ બળ, મધ્યબળ તથા હીનબળ પુરૂષને ક્રમથી છ માસા, ચાર માસા અને બે માસા આપવી. જેને વિરેચન લીધા પછી સાત દિવસ થઇ ગયા હોય અને શરીરમાં બળ આવ્યું હોય તથા જે અનુવાસન બસ્તિને લાયક હોય તેને ભોજન કરાવીને અનુવાસન બસ્તિ આપવી. જેને અનુવાસન બસ્તિ આપવી હોય તેને શરીરે તૈલનું મર્દન કરાવવું, ઉનાં પાણીથી નવરાવવો, શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે અન્ન ખવરાવવું, જમ્યા પછી હાલચાલ કરાવવી, આ પ્રમાણે કર્યા પછી સાફ દસ્ત, મૂત્ર તથા અધોવાયુ ઉતરે ત્યાર પછી તેને સ્નેહ બસ્તિ આપવો. આ સ્નેહ બસ્તિનો પ્રકાર એવો છે કે જેને બસ્તિ આપવી હોય તેને ડાબે પડખે સુવાડી, ડાબો પગ લાંબો કરાવી, જમણો પગ સંકોચાવી, ગુદા ઉપર તૈલ ચોપડી બસ્તિના મોઢાનો તેમાં પ્રવેશ કરાવવો. બસ્તિનું મોઢું દોરાથી બાંધી ડાબા હાથમાં બસ્તિને પકડી જમણા હાથથી ધીરે ધીરે દબાવવી. આ વખતે બસ્તિ લેનાર આસામીને બગાસું, ઉધરસ અને છીંક ખાવા દેવી નહિ. ત્રીશ ચપટી વગાડવા સુધી બસ્તિને દબાવ્યા કરવી. એ રીતે સ્નેહ તેના શરીરમાં પેઠા પછી ચીતો સુવાડી સો ચપટી વગાડયા સુધી હલવા ચલવા દેવો નહિ. તે પછી હાથ પગ લાંબા કરી સુવાડેલા તે પુરૂષના હાથના તળીઆમાં ત્રણ વખત ધીરે ધીરે તાડન કરવું, તે પછી ફીંચમાં ત્રણ વખત તાડન કરવું અને પછી કટિ પશ્ચાદ્‌ભાગમાં તાડન કરવું. આ રીતે બસ્તિનું કામ સમાપ્ત થાય એટલે સુખેથી તેને નિદ્રા કરાવવી. બસ્તિ દેવા પછી પવન અને ઝાડા સહિત સ્નેહ ગુદા દ્વારથી બહાર નિકળે તો તેને સારી અનુવાસન બસ્તિ લાગી છે, એમ સમજવું આ રીતે સ્નેહ બહાર નિકળી જાય અને ભૂખ્યો થાય એટલે ત્રીજે પોહોરે તેને હલકું અન્ન ખવરાવવું. આ અનુવાસન બસ્તિ આપેલા પુરૂષને બીજે દિવસે જરા ઉનું પાણી અથવા ધાણા અને સુંઠનો કવાથ સ્નેહની પીડા નાશ કરવા માટે પીવરાવવો. આ રીતે છ, સાત, આઠ અથવા નવ ફેરે બસ્તિ આપવી. આ અનુવાસન બસ્તિ આપવા પછી નિરૂહ બસ્તિ આપવાનું કહેલ છે. પ્રથમ આપેલો બસ્તિ બસ્તિસ્થાનને તથા ખરડાને સ્નિગ્ધ કરે છે, સારી

રીતે આપેલો બીજો બસ્તિ મસ્તકમાં રહેલા પવનનો પરાજય કરે છે, ત્રીજો બસ્તિ બળ તથા સારા વર્ણને આપે છે, ચોથો તથા પાંચમો બસ્તિ ક્રમથી રસધાતુ તથા રૂધિરને સુધારે છે, છઠ્ઠો બસ્તિ માંસને અને સાતમો બસ્તિ મેદને સ્નિગ્ધ કરે છે, આઠમો અને નવમો બસ્તિ ક્રમથી મજ્જા તથા શુક્ર ધાતુને સુધારે છે. આ બસ્તિ બમણો એટલે અઢાર વખત જેને આપેલ હોય તે પુરૂષના સઘળા શુક્રગત દોષ નાશ પામે છે. અને છત્રીશ વખત આ બસ્તિ આપેલો હોય તો હાથી તથા ઘોડાને બાથમાં ઘાલીને પછાડી મારે એવો પરાક્રમી તથા દેવતા સદૃશ દેદીપ્યમાન શરીરવાળો તે પુરૂષ થાયછે. લૂખા શરીરવાળા તથા બહુ વાતથી પીડિત પુરૂષને વૈદ્યે હમેશ સ્નેહની બસ્તિ આપવી. અને આથી વિપરીત પ્રકૃતિવાળા પુરૂષને આપેલી નિરૂહ બસ્તિ રોગથી થયેલી પીડાને દૂર કરેછે. રૂક્ષ પુરૂષને અલ્પમાત્રાથી આપેલી સ્નેહ બસ્તિ જેમ ઘણા દિવસ પર્યંત સુખદાયક છે, તેમ સ્નિગ્ધ પુરૂષને અલ્પ માત્રાથી આપેલી નિરૂહ બસ્તિ પણ વખાણવા લાયક કહેલી છે. જો આપેલી બસ્તિનો કેવળ સ્નેહ તત્કાળ બહાર નિકળી પડે તો તેને બીજો નિરૂહ બસ્તિ આપવો. વમન વિરેચનથી શરીરની શુદ્ધિ કરાવ્યા વિના આપેલી બસ્તિનો સ્નેહ ઝાડા સહિત બહાર ન નિકળે ત્યારે તેના શરીરમાં શિથિલપણું, આફરો, શ્વાસ, શળ અને પક્વાશયમાં બોજો થાયછે. આ ઉપદ્રવ દેખવામાં આવે એટલે તેને તીક્ષ્ણ નિરૂહ બસ્તિ આપવી, તથા તીક્ષ્ણ દ્રવ્યથી યુક્ત ફલવર્તિનો ગુદામાં પ્રવેશ કરાવવો. અને એવી જાતનું તીક્ષ્ણ વિરેચન આપવું કે જેથી વાયુનું અનુલોમન થાય તથા સ્નેહ અને મળ બહાર નિકળી પડે. તેમ તીક્ષ્ણ નસ્ય પણ આ ઉપદ્રવમાં કરવાનું કહેલું છે. અનુવાસન બસ્તિનો સ્નેહ ઉદરમાં રહી જાય તોપણ જે રૂક્ષ પુરૂષને અડચણ ન ઉપજાવે તો તેને માટે અન્ય ઉપાય કરવાની આવશ્યકતા નથી. રાત્રિ દિવસ વીતી ગયે પણ જો ઝાડા સહિત સ્નેહ બહાર ન નિકળે અને ઉપદ્રવ જણાતા હોય તો તેને વિરેચન આપવું, પણ બીજી સ્નેહ બસ્તિ ન આપવી. ગળો, એરંડ, પૂતીક (એક જાતનો કરંજ), ભારંગી, અરડુસો, રોહિષ, શતાવરી, કાંટાઅશેરિયો અને ચણોઠી આ સઘળા પદાર્થો પળ પળ પ્રમાણે લેવા. અને યવ, અડદ, અતસી, બોર અને કળથી આઠ રૂપિયાભાર લેવાં, આ સઘળા પદાર્થ ચાર દ્રોણ પાણીમાં નાખી પકવતાં એક દ્રોણ પાણી શેષ રહે ત્યારે તેમાં એક આઢક પકવેલ તેલમાં જીવનીય ગણમાં કહેલાં ઔષધો વાટીને નાખી તેની અનુવાસન બ-

સ્તિ આપવાથી સઘળા વાતરોગ દૂર થાયછે. સારી રીતે ન થયેલ બસ્તિ કર્મથી છોંતેર પ્રકારના ઉપદ્રવો ઉપજે છે, તેની નિવૃત્તિના ઉપાય સુશ્રુતમાં કહ્યા પ્રમાણે કરવા. આ ઉપર લખેલ બસ્તિમાં પણ આગળ કહેલી અનુવાસન બસ્તિનો વિધિ ખાનપાનાદિમાં વાપરવો.

જુદાં જુદાં કારણને લીધે નિરૂહ બસ્તિના અનેક ભેદ થાયછે, તેથી શ્રેષ્ઠ મુનિઓએ તેને જુદાં જુદાં નામ આપેલાં છે. આ નિરૂહ બસ્તિનું આસ્થાપન બસ્તિ એવું નામ થવાનું કારણ એ છે કે, બગડેલ સર્વ ધાતુને સુધારીને પોતાનાં સ્થાનકમાં સ્થાપે છે. નિરૂહ બસ્તિની સવા પ્રસ્થ પ્રમાણની ઉત્તમ માત્રા કહેલ છે. એક પ્રસ્થની મધ્યમ માત્રા અને ત્રણ કુડવની હીનમાત્રા કહેલી છે. અત્યંત સ્નિગ્ધ, ઉખળેલા દોષવાળો, ઉરઃક્ષત રોગી, દુબળો, આફરાવાળો, ઉલટીવાળો, હેડકીવાળો, અર્શનાં દરદવાળો, કાસ તથા શ્વાસથી પીડાયેલ, ગુદશોફ અને અતીસારનાં દદરવાળો, વિષુચિકા તથા કુષ્ટરોગવાળો, ગર્ભિણી સ્ત્રી, મધુ મેહવાળો, તથા જલોદરનાં દરદવાળો, આટલા દરદીઓ આસ્થાપન બસ્તિને નાલાયકછે. વાતવ્યાધિ, ઉદાવર્ત્ત, વાતરક્ત, વિષમજ્વર, મૂર્છા, તૃષ્ણા, ઉદર, આનાહ, મૂત્રકૃચ્છ્ર, પાણવી, ઘણા દિવસનો રૂધિર પ્રદર, જઠરાગ્નિનું મંદપણું, પ્રમેહ, શૂલ, અમ્લ પિત્ત તથા હૃદ્રોગવાળાને નિરૂહ બસ્તિ આપવી.

દશા ફરાકત જઈ આવ્યા પછી સ્નેહ વિધિ તથા સ્વેદ વિધિ કરાવીને ન જમાડેલા પુરૂષને બપોરે ઘરની વચમાં અનુવાસનની પેઠે નિરૂહ બસ્તિ આપવી નિરૂહ બસ્તિ આપ્યા પછી બસ્તિ લેનારને ઉભડક પગે બેસાડવો. બે ઘડી સુધી બેસવાથી પણ બસ્તિ પાછી ન વળે તો તેને વિરેચન આપવું અથવા ક્ષાર, મૂત્ર, અમ્લ અને સૈંધવ મેળવીને તેની ફરીથી નિરૂહ બસ્તિ આપવી. તેથી આગળ આપેલ બસ્તિનું દ્રવ્ય ઝાડા સહિત બહાર નિકળી આવેછે. નિરૂહ બસ્તિ આપવાથી ક્રમે કરી જે પુરૂષનાં વિષ્ટા, પિત્ત, કફ અને વાયુ બહાર નિકળેછે તથા શરીર હલકું થાયછે, તેને સારી બસ્તિ લાગી એમ સમજવું. અને જેને આપેલી બસ્તિથી થોડો થોડો વેગ આવે અને ઝાડો તથા પવન પણ થોડા થોડા બહાર નિકળે તથા મૂત્રની પીડા, જડપણું અને અરૂચિ ઉપજે તો તે આપેલી બસ્તિ ખરાબ રીતે અપાણી છે એમ સમજવું. આસ્થાપન અને સ્નેહ બસ્તિ સારી રીતે દેવાણી હોય તો શરીરનું હલકાપણું, મનની પ્રસન્નતા અને વ્યાધિનો નાશ થાયછે. આ અનુવાસન અને આસ્થાપન બસ્તિ પ્રમાણેજ નિરૂહ બ-

સ્તિની પણ ઇતિ કર્ત્તવ્યતા સમજવી. બે વખત, ત્રણ વખત અથવા ચાર વખત નિરૂહ બસ્તિ દોષનું પ્રમાણ જોઇને આપવી તે આ પ્રમાણે-પવનના પ્રકોપમાં સ્નેહ સહિત એક આપવી, પિત્તના પ્રકોપમાં દૂધ સહિત બે અને કફ પ્રકોપમાં કષાય, કટુ તથા રૂક્ષ દ્રવ્યના રસના ક્રમથી રસને જરા ઉનો કરી ત્રણ બસ્તિ આપવી. પિત્ત, કફ અને વાયુના વ્યાધિવાળાને ક્રમથી ક્ષીર, યૂષ (મગનું ઓસામણ) અને માંસ રસની નિરૂહ બસ્તિ આપવી, અને તે પછી તેને અનુવાસન બસ્તિ આપવી. કોમળ પ્રકૃતિવાળાને, વૃદ્ધને અને બાળકને મૃદુ બસ્તિ આપવી, કારણ કે તીક્ષ્ણ બસ્તિ તેનાં બળ અને આયુષનો ક્ષય કરેછે. પ્રથમ અંદર રહેલા દોષને ઉખેળે એવાં દ્રવ્યની બસ્તિ આપવી, વચમાં દોષને હરનાર દ્રવ્યની બસ્તિ આપવી, અને તે પછી દોષનું શમન કરનાર દ્રવ્યની બસ્તિ આપવી. એરડાનાં બીજ, જેઠીમધ, પીંપર, સિંધાલુણ, વજ અને પલાશી ફળના કલ્કની બસ્તિ દોષને ઉખેળનારી કહેલીછે. શતાવરી, જેઠીમધ, બિલું, ઇંદ્રજવનું ફળ, કાંજી અને ગોમૂત્રની બસ્તિ દોષને હરનારી કહેલી છે. શોધનદ્રવ્યનો ક્વાથ તથા તેનું ચૂર્ણ, સ્નેહ અને સૈંધવ એટલા પદાર્થો મેળવીને તેની આપેલી બસ્તિ તે શોધન બસ્તિ કહેલી છે. ચણીલા, જેઠીમધ, મોથ, રસાંજન અને ક્ષીરની બસ્તિ આપવાથી દોષનું શમન થાયછે. માટે તેને શમન બસ્તિ કહેલી છે. ત્રિફલા (હરડાં, બેડાં તથા આમળાં)નો ક્વાથ, ગોમૂત્ર, મધ અને ક્ષારથી સંયુક્ત ઉષકાદિ ગણનું ચૂર્ણ નાખીને આપેલી બસ્તિ દોષનું લેખન કરે છે (ખોદે છે). પુષ્ટિકારક પદાર્થોનો ક્વાથ, અને મધુર દ્રવ્યનું ચૂર્ણ ઘી તથા માંસરસમાં મેળવીને તેની આપેલી બસ્તિ શરીરને પુષ્ટ કરેછે. બોરડી, નારંગી, શેલુ, સેમળો, ધમાસો અને સુંઠ આ સર્વ પદાર્થોને દૂધમાં પકવી તેમાં મધ મેળવી તેમજ બકરાનું, ઘેટાનું અને હરિણનું રૂધિર મેળવીને આપેલી બસ્તિનું પિચ્છિલ એવું નામ છે. આ પિચ્છિલ બસ્તિની માત્રા બાર પળની કહેલી છે. એક અક્ષ (૧ રૂ. ભાર) સૈંધવ, બે પ્રસૃતિ મધ, ત્રણ પ્રસૃતિ સ્નેહ તથા જે દોષની નિવૃત્તિ કરનાર જે ઔષધ કહેલછે તેનું ચૂર્ણ એક પ્રસૃતિ આ સઘળા પદાર્થને ભેળા ઉકાળીને ચાર પ્રસૃતિ રહે ત્યારે તેની નિરૂહ બસ્તિ આપવી. વાતપ્રધાન રોગમાં ચાર પળ મધ અને છ પળ સ્નેહ, પિત્તપ્રધાન રોગમાં ચાર પળ મધ તથા ત્રણ પળ સ્નેહ અને કફપ્રધાન રોગમાં છ પળ મધ અને ચાર પળ સ્નેહ બસ્તિના દ્રવ્યમાં મેળવવાં. આઠ પળ એરડાના મૂળનો ક્વાથ, ચાર પળ મધ, ચાર પળ તેલ

અર્ધ પળ શતપુષ્પા તથા અર્ધ પળ સિંધાલુણ આ સઘળા પદાર્થોને ભેળા મેળવીને આપેલી બસ્તિ "મધુતૈલક" એવાં નામથી ઓળખાયછે. આ બસ્તિ આપવાથી મેદ, ગુલ્મ, કૃમિ, પ્લીહ, મલ અને ઉદાવર્ત્ત રોગનો નાશ થાયછે, તથા બળ અને વર્ણ પ્રાપ્ત થાયછે. તેમજ શુક્ર અને શરીરની પુષ્ટિ વધે છે તથા જઠરાગ્નિ પ્રદીપ્ત થાયછે. મધ, ઘી, દૂધ અને તેલ આ સર્વ પદાર્થો એક એક પ્રસૃતિ તથા પલાશી અને સિંધાલુણ એક એક અક્ષ આ સર્વ દ્રવ્યોને મેળવીને તેની આપેલી બસ્તિ અત્યંત અગ્નિ દીપન કરેછે. એરંડાનાં મૂળનો ક્વાથ, મધ, તેલ, સિંધાલુણ, વજ, પીંપર અને જાયફળ આ સર્વ પદાર્થોની બસ્તિનું નામ યુક્તરથ છે, અને તે સર્વરોગ ઉપર દેવાયછે. પંચમૂલ (બીલી, સીવણ, કાંકચ, અરણી અને અરલુ) નો ક્વાથ, તેલ, પીંપર, મધ, સૈંધવ, અને જેઠીમધનો બસ્તિ સિદ્ધ બસ્તિ કહેવાયછે, અને તે સર્વ રોગ ઉપર દેવાયછે. આ નિરૂહ બસ્તિઓ લેનાર પુરૂષે ઉને પાણીએ નાવું, દિવસના સુવું નહિ, અજીર્ણ થવા દેવું નહિ તથા બાકી સઘળી ક્રિયા સ્નેહ બસ્તિ સરખી સમજવી.

હવે ઉત્તર બસ્તિમાં સ્નેહની માત્રા પચ્ચીસ વર્ષની ઉમ્મરવાળા પુરૂષને બે કર્ષની કહેલીછે. તથા તે પચ્ચીસ વર્ષથી ઉપરની ઉમ્મરમાં એક પળની માત્રા કહેલીછે. આસ્થાપન બસ્તિથી શુદ્ધ થયેલાને સ્નાન ભોજનથી તૃપ્ત કરેલા પુરૂષને ગોઠણ સુધી ઊંચાં આસન ઉપર બેસાડી તેના લિંગના છિદ્રમાં સ્નેહથી ભીંજાવેલી નળી ધીરે ધીરે છ અંગુલ પેસાડી બસ્તિ દબાવવી, પછી ધીરે ધીરે નળી બહાર કહાડી લેવી. આમ કર્યા પછી ભીતર પેઠેલો સ્નેહ બહાર નિકળી પડે એટલે સ્નેહ બસ્તિ જેવો ઉપચાર કરવો. સ્ત્રીને યોનિમાં બસ્તિ દેવાના સ્નેહની માત્રા બે પળની કહેલી છે. બાળકને દેવાના સ્નેહની બે કર્ષની માત્રા કહેલીછે. સ્ત્રીને ચીતી સુવાડી બે ગોઠણ ઊંચા કરી બસ્તિ દેવી. આ બસ્તિનો સ્નેહ બહાર ન નિકળે તો શોધનીય ગણમાં કહેલ ઔષધના ક્વાથની પ્રરીથી બસ્તિ આપવી. અથવા યોનિ માર્ગમાં ફલ વર્ત્તિનો ઉપયોગ કરવો. બસ્તિ સ્થાનમાં બળતરા ઉપજે તો વડ આદિક ક્ષીર વૃક્ષના ક્વાથની બસ્તિ આપવી. આ ઉત્તર બસ્તિ આપવાથી પુરૂષના શુક્ર દોષ તથા સ્ત્રીના રજ દોષ નાશ પામેછે. પણ પ્રમેહના દરદીને આ બસ્તિ આપવી નહિ. આ બસ્તિ સારી રીતે દેવાણી હોય તો મેહન (ગુદા) સ્થાનના સઘળા રોગો દૂર થાયછે. ગુદા ઉપર ઘી ચોપડીને દરદીના અંગોઠા જેવડી જાડી વાટ એરંડીઆ તેલમાં ભીં-

જવીને ઉપર કહેલા અધોદ્વારમાં પેસાડવી, તેનું નામ ફલ વર્ત્તિ કહેલછે.

નાસિકાથી ગ્રહણ કરવા લાયક ઔષધને નસ્ય તથા નાવન એવાં બે નામ આપેલાંછે. આ નસ્યના રેચન અને **નસ્ય.** સ્નેહન એવા બે ભેદ છે. તેમાં રેચનથી કર્ષણ (દુબળાપણું) થાય છે અને સ્નેહનથી બૃંહણ (પુષ્ટિ) થાયછે. કફનો નાશ કરવા માટે સવારે નસ્ય આપવું, પિત્તનો નાશ કરવા માટે બપોરે અને વાતનો નાશ કરવા માટે સાયંકાળે નસ્ય આપવું. ઘણું કરી નસ્ય દિવસે આપવું અને રોગનું બહુ જોર હોય તો રાત્રિનું પણ આપવામાં હરકત નથી. ભોજનના અંતમાં, દુર્દિન (વાદળાંથી ઢંકાયેલા દિવસ) માં, અપવાસમાં, નવી શરદી થઇ હોય તેમાં, તથા ગર્ભિણી સ્ત્રીએ, વિષ દોષવાળાએ, અજીર્ણવાળાએ, જેણે બસ્તિ લીધી હોય તેણે, સ્નેહ, ઉદક અને આસવ પીધો હોય તેણે, ક્રોધ અને શોકથી વ્યાપ્ત હોય તેણે, તરસથી પીડાયલાએ, વૃદ્ધ તથા બાળકે, વેગને અટકાવનારે, સ્નાન કરનારે તથા સ્નાન કરવાની ઇચ્છાવાળાએ નસ્યનો ઉપયોગ કરવો નહિ. આઠ વર્ષની ઉમ્મર થયા પછી અને એંશી વર્ષની અંદર નસ્ય કર્મ કરાવવું. હવે વિરેચન નામનું નસ્ય તીક્ષ્ણ દ્રવ્યનાં ચૂર્ણથી, સ્વભાવથીજ તીક્ષ્ણ તેલ અથવા તીક્ષ્ણ દ્રવ્ય નાખીને સાધેલ સ્નેહ, ક્વાથ અને રસથી અપાયછે. એ નાસિકાના છિદ્રમાં આઠ, છ અને ચાર ટીપાં નાખવાં એ ક્રમથી ઉત્તમ, મધ્યમ અને કનિષ્ટ માત્રા કહેલછે. નસ્ય કર્મમાં એક શાણ (૨૪. ચણોઠીભાર) તીક્ષ્ણ ઔષધ, એક જવનાં પ્રમાણ જેટલી વધારણી, એક માસો સિંધાલુણ, આઠ શાણ દૂધ, ત્રણ કર્ષ પાણી અને એક કર્ષ મધુર દ્રવ્યનો યોગ કરવો. આ રેચન નસ્યના અવપીડ તથા પ્રધમન એવા બીજા બે ભેદ છે. તે જ્યાં જે લાયક હોય ત્યાં તે દેવો. તીક્ષ્ણ દ્રવ્ય ને દ્રવ દ્રવ્યમાં વાટીને તેમાંથી નીચોવીને કાઢેલો રસ તે અવપીડ નામનું નસ્ય કહેવાયછે. તીક્ષ્ણ દ્રવ્યને ઝીણું વાટીને તેનું ચૂર્ણ છ અંગુલની બે છિદ્રવાળી એટલે સોંસરવાં છિદ્રવાળી ભુંગળીમાં ભરી તે નાકમાં રાખી અને મોઢેથી બીજા આસામીએ ફુંક મારવી, આ નસ્યનું નામ પ્રધમન કહેલુંછે. ઉર્ધ્વ જત્રુગતરોગ, કફને લીધે સ્વરનો ક્ષય થયો હોય, અરોચક, શરદી, મસ્તકશૂળ, પીનસ, સોજો, અપસ્માર (વાઇ), અને કોઢમાં વિરેચન નસ્ય આપવું. તથા બીકણ, સ્ત્રી, દુર્બળ અને બાળકને તો સ્નેહ સાથે મેળવીને વિરેચન નસ્ય આપવું. ગલરોગમાં, સન્નિપાતમાં, નિદ્રારોગમાં, વિષમ જ્વરમાં, મનોવિકારમાં તથા કૃમિ વિકારમાં અવપીડન

નસ્ય આપવું. બેભાન અવસ્થા થઈ ગયેલ હોય અને દોષનું અત્યંત જોર હોય તો તે દરદીને પ્રધમન નસ્ય આપવું, કેમકે તે અત્યંત તીક્ષ્ણ હોયછે. ગોળ, સુંઠ, પીંપર અને સિંધાલુણ એ સર્વ પદાર્થોને જળમાં વાટીને આપેલ નસ્યથી નેત્ર, કાન, નાસિકા અને મસ્તકનાં તમામ દરદો દૂર થાયછે. તેમજ દાઢી, ડોક, ગળું, ભુજા તથા વાંસામાં ઉપજેલાં દરદ પણ તેથી દૂર થાયછે. મહુડાનાં લાકડાંનો માંહેલો ગરભ, પીંપર, વજ, તીખાં, અને સિંધાલુણને જરા ઉનાં પાણીમાં વાટીને તેનું આપેલું નસ્ય બેભાની મટાડેછે. તથા વાઈ, ઘેલછા, સન્નિપાત અને અપતંત્રક નામના રોગોને મટાડે છે. સિંધાલુણ, ધોળાંમરી, સરશવ અને કઠ આ સર્વ પદાર્થોને બોકડાનાં મૂત્રમાં વાટીને તેનું આપેલું નસ્ય તંદ્રાનો નાશ કરેછે. સિંધાલુણ, વજ, મરી, પીંપર, સુંઠ, કંકોડી, લસણ, ગુગળ તથા કાયફળને રોહિત નામના મત્સ્યનાં પિત્તાંની ભાવના આપી અને તે ચૂર્ણનું પ્રધમન નસ્ય આપવું. હવે બૃંહણ નસ્યના મર્શ તથા પ્રતિમર્શ એવા બે ભેદ છે. મર્શની તર્પણ કરનારી આશરે બે રૂપીઆભારની માત્રા ઉત્તમ કહેલી છે, એક રૂપીઆભારની માત્રા મધ્યમ કહેલી છે અને અરધા રૂપીઆભારની માત્રા હીન કહેલી છે. એક એક નાસિકાના રંધ્રમાં કહેલી માત્રાના અનુસારથી દોષનું બળાબળ જોઇને ટીપાં નાખવાં. એક અથવા બે દિવસ આડા નાખીને નસ્ય આપવું એવી રીતે ત્રણ દિવસ, પાંચ દિવસ અથવા સાત દિવસ નસ્ય આપવું. મર્શ નામનું શિરો વિરેચન સમજીને ન આપવાથી દોષ ઉખડીને અથવા દોષના ક્ષયથી અનેક પ્રકારના વ્યાધિ ઉપજે છે. જો દોષ ઉખડવેથી વ્યાધિ ઉપજેલી હોય તો તેને ટાળવા વમન વિરેચન કરાવવું. અને ક્ષયથી ઉપજેલ ઉપદ્રવનો નાશ કરવા માટે જોઈએ તેવું બૃંહણ કરાવવું. મસ્તક, નાસિકા અને નેત્રના રોગમાં, સૂર્યાવર્તમાં, અર્ધ ભેદકમાં, દંતરોગમાં, બળની હીનતામાં, ડોક, હાથ તથા ખભાના રોગમાં, મુખશોષમાં, કર્ણનાદમાં, વાત તથા પિત્તના રોગમાં, વખત વિના પળી આવવામાં, અને મસ્તક તથા દાઢી મૂંછના કેશ ખરી ગયા હોય તેમાં મધુર દ્રવ્યથી પકાવેલ સ્નેહનું નસ્ય બહુ ફાયદો કરેછે. દૂધ નાખીને શર્કરાનું તથા ઘીમાં શેકેલ કેસરનું નસ્ય આપવાથી વાત પિત્ત જન્ય વ્યાધિ મટેછે. તેમજ ભ્રકુટી, શંખ, નેત્ર, મસ્તક તથા કાનના વ્યાધિ, સૂર્યાવર્ત અને અર્ધભેદક પણ મટે છે. તથા એરંડીઆનું, નારાયણતૈલનું અને માષ આદિક પદાર્થથી સાધેલ ઘીનું નસ્ય પણ ઉપર વાતપિત્ત જન્ય વ્યાધિઓને મટાડેછે. વાતનિવર્તક ઔષધથી સાધેલ તૈલનું નસ્ય વાત

વ્યાધિમાં આપવું. તેમજ કફ અને પિત્તથી થયેલ વ્યાધિઓમાં તે તે દોષ ને શાંત કરનાર ઔષધથી સાધેલ સ્નેહનું નસ્ય આપવું. અને પિત્તરોગની નિવૃત્તિને માટે ઘીનું તથા ચરબીનું નસ્ય આપવું. અડદ, કૌચાં, રાસ્ના, બળદાણા, એરંડો, રોહિષ અને આસોંદરાના કવાથમાં વધારણી તથા સિંધાલુંણુ મેળવીને સહેવાય એવું ઉનું ઉનું તેનું ટીપું નાકમાં નાખવાથી કંપસહિત પક્ષાઘાત, અડદીઓ વા, હનુસ્તંભ અને અપબાહુક નામના રોગ નાશ પામેછે. પ્રતિમર્શ નસ્યની એક એક નાસિકાના રંધ્રમાં સ્નેહનાં બબે ટીપાં નાખવાની માત્રા કહેલી છે. અંગોઠા પાસેની આંગળી વચલા બે આંકા પર્યંત સ્નેહમાં બોળીને બહાર કહાડવા પછી જે તેમાંથી ટીપું પડેછે. તેને આ પ્રકરણમાં બિંદુ એવી સંજ્ઞા આપેલ છે. તથા એવાં આઠ બિંદુને શાણ એવી સંજ્ઞા આપી છે. આ શાણ પ્રમાણે મર્શ નામનું નસ્ય કરાવવાનું કહેલ છે. અને પ્રતિમર્શ નસ્ય તો બે બિંદુનું કહેલું છે. સવારે, દાતણ કર્યા પછી, ઘરથી બહાર નિકળવાને વખતે, કસરત કર્યા પછી, થોડું ઘણું ચાલવા પછી, મૈથુનની સમાપ્તિ પછી, દશા ફરાકત જઈ આવ્યા પછી, અંજન કર્યા પછી, કોગળો મોઢામાં રાખ્યા પછી, જમ્યા પછી, દિવસે સુઈને ઉઠયા પછી, ઉલટી કર્યા પછી અથવા સાયંકાળે આ પ્રતિમર્શ નામનું નસ્ય આપવાનું કહેલું છે. નાસિકામાં સ્નેહનું ટીપું નાખવાથી તે ગળામાં આવીને દાહ કરે તો તેને મુખ માર્ગે થુંકી નાખવું. પણ ગળે ન ઉતારી જવું. આ પ્રતિમર્શ નસ્ય ક્ષીણ, તૃષાથી તથા મુખશોષથી પીડિત, બાળક અને વૃદ્ધને આપવું. આ નસ્યથી જત્રુના ઉપલા ભાગમાં રહેલા રોગો શાંત થાયછે. તેમ શરીરમાં થયેલ અને દાઢી મૂંછ તથા મસ્તકમાં આવેલ પળી નાશ પામે છે. અને ઇંદ્રિયોનું બળ વધે છે. બેડાં, નિંબ, સીવણ, હરડે, અથવા માલકાંકનીનું તેલ કહાડીને તે કહાડેલ તૈલનું નાકમાં ટીપું નાખવાથી આવેલાં પળીનો નાશ થાયછે. નસ્ય દેવાનો વિધિ એવો છે કે જ્યાં બહુ પવન ન હોય તથા રજ ન ઉડતી હોય એવાં સ્થાનકમાં દાતણ તથા ધૂમપાન કરીને શુદ્ધ થયેલ, કપાળ અને ગળાના ભાગમાં સ્વેદ વિધિ કરાયલો, લાંબી ડોક કરીને તથા હાથ પગ લાંબા કરીને ચીતો સુવાડેલ પુરૂષનાં નેત્ર વસ્ત્રથી ઢાંકી નાક ઊંચુ કરી અને વૈદ્યે નાકમાં છીપ અથવા સોનાનાં પાત્ર ઉષ્ણ દ્રવદ્રવ્યનાં ટીપાં નાખવાં. આ વખતે નસ્ય લેનારે માથું ન હલાવવું, ક્રોધ ન કરવો, બોલવું નહિ, છીંક ન ખાવી અને હસવું નહિ. આમાંની એક પણ ક્રિયા થાય તો સ્નેહ સારી રીતે જવાની જગ્યા-

માં ન જઇને ઉધરસ, શરદી તથા મસ્તક અને નેત્રના રોગને ઉપજાવેછે. આપેલ નસ્યનો સ્નેહ ગોઠણને પાંચ, સાત અથવા દશ આવૃત્તિ (ગોઠણની આસપાસ હાથ ફેરવવામાં જ્યાંથી ફેરવવા માંડયો હોય ત્યાં પાછો ફરીને હાથ આવે એટલે એ એક આવૃત્તિ ) થાય ત્યાં સુધી નાસિકાના મૂળમાં રાખવો. અને તે પછી તે આસામી બેઠો થઈ નાસિકાદ્વારથી તથા મુખદ્વારથી તે સ્નેહને બન્ને પડખાં તરફ છીંકી નાખે. પણ સન્મુખ ન થુંકવું. આ નસ્ય દ્રવ બહાર કહાડયા પછી મનનો સંતાપ, રજ અને ક્રોધ તજવો. અને નિદ્રા વિના ગોઠણની સો આવૃત્તિ સુધી ચીતું સુઈ રહેવું. તેમજ વિરેચન નસ્ય આપ્યા પછી ધૂમપાન તથા મોઢામાં કોગળો રાખવો એ હિત કહેલ છે. આ નસ્યના સમ્યગ્યોગ, હીનયોગ તથા અતિયોગ એવા નામના ત્રણ યોગ શાસ્રકારોએ કહેલા છે. જો સમ્યગ્યોગથી જોઈએ તેવી મસ્તકની શુદ્ધિ થાય તો તે આસામીનું શરીર હલકું થાયછે, મન પ્રસન્ન થાયછે, નાડીઓ શુદ્ધ થાયછે, વ્યાધિ નિવૃત્ત થાયછે અને ઇંદ્રિયો પ્રસન્ન થાયછે. હીનયોગવાળાં નસ્યને લીધે ખજવાળ, ચીકણાપણું, નાડીઓમાં ભારેપણું, તથા કફનો સ્રાવ થાયછે અને નસ્યનો અતિયોગ થવાથી મગજમાં રહેલો મસ્તુલુંગ નામનો પદાર્થ બહાર નિકળી આવેછે, પવનનો પ્રકોપ થાયછે. ઇંદ્રિયો અસ્વસ્થ થાયછે તથા મસ્તક શૂન્ય પડી જાયછે. હીનયોગથી તથા અતિયોગથી થયેલ નસ્યના ઉપદ્રવને દૂર કરવા કફ અને વાતના પ્રકોપને નિવૃત્ત કરનાર ઔષધ કરવું. સમ્યગ્યોગવાળાં નસ્યના પ્રયોગ પછી નાસિકામાં ઘીતું ટીપું નાખવું. જો ઘીનું ટીપું વધારે નંખાઇ જાય તો કફનો સ્રાવ, મસ્તકનું ભારે પડી જવું, તથા ઇંદ્રિયોની અસ્વસ્થતા એવા ઉપદ્રવો ઉપજે છે. તેની નિવૃતિ કરવા રૂક્ષ પદાર્થનો ઉપયોગ કરવો. ભેંસનું દહીં વિગેરે અભિષ્યંદિ પદાર્થનો આહાર નસ્ય લેનારે કરવો નહિ. એ રીતે શરીરની શુદ્ધિને માટે વમન, વિરેચન, નસ્ય, નિરૂહ અને અનુવાસ એવાં પંચ કર્મ કહેલાં છે.

**ધૂમપાન.**

શમન, બૃંહણ, રેચન, કાસહા, વામન અને વ્રણધૂપન એવી રીતે ધૂમાડો છ પ્રકારનો કહેલોછે. તેમાં શમનધૂમ મધ્ય અને પ્રાયોગિક એવાં બે નામથી ઓળખાયછે. બૃંહણનાં સ્નેહ અને મૃદુ એવાં બે નામ છે. અને રેચનનાં પણ શોધન તથા તીક્ષ્ણ એવાં બે નામ છે. થાકેલો, બીકણ, દુખિયો, બસ્તિ આપેલો, વિરેચન લેનારો, રાત્રિમાં જાગરણ કરનારો, તરસ્યો, દાહથી પીડાતો, તાલુ શોષવાળો,

ઉદર રોગવાળો, મસ્તકના તાપવાળો, તિમિર રોગવાળો, ઉલટીવાળો, આફ્રાથી પીડિત, ઉરઃક્ષત તથા પ્રમેહથી પીડાતો, પાંડુરોગવાળો, ગર્ભિણી, લુખાં શરીરવાળો, દુબળો, જેણે દૂધ, મધ, ઘી તથા મદ્ય પીધેલું છે એવો, તેમજ જેણે અન્ન, દહીં, અને મત્સ્ય ખાધેલાં છે એવો, બાળક, વૃદ્ધ અને ક્ષીણ આટલા પુરૂષો ધૂમપાનને લાયક નથી. વખત વિના ધૂમપાન ઉપદ્રવોને ઉપજાવે છે, તે ઉપદ્રવોની શાંતિને માટે ઘૃતપાન, નસ્ય, અંજન, તર્પણ, શેરડીનો રસ, દ્રાખ, દૂધ, અથવા સાકરનું પાણી તેમજ મધુર અને ખાટા માંસરસ પણ પીવરાવવા. બાર વર્ષ ઉપર અને એંશી વર્ષની અંદર ધૂમનો ઉપયોગ કરવો. જો ધૂમનો સારી રીતે ઉપયોગ કરેલ હોય તો તે ઉધરસ, શ્વાસ, શરદી, ડોક, ડાઢી તથા મસ્તકની પીડા અને વાત તથા કફના વિકારને હણે છે. ધૂમના ઉપયોગથી પુરૂષની વાણી, મન અને ઇંદ્રિયો પ્રસન્ન રહેછે. કેશ અને દાંત પડતા નથી અને મોઢું સુગંધી થાયછે. ધૂમની નાળ ત્રણ ખંડવાળી, ત્રણ પર્વવાળી, ટચલી આંગળી જેવી જાડી તથા ચોળાનો દાણો અંદર પેસી શકે એવાં મોઢાંવાળી હોવી જોઈએ. શમન ધૂમની નાડી રોગીના ચાળીશ અંગુલ પ્રમાણ લાંબી કરવી, તથા મૃદુ ધૂમની રોગીના બત્રીશ અંગુલની નાડી કરવી. તીક્ષ્ણ ધૂમમાં ચોવીશ અંગુલની, કાસઘ્નમાં સોળ અંગુલની, વામનમાં દશ અંગુલની અને વ્રણની નાડી પણ દશ અંગુલનીજ કરવી. પણ તેની સ્થૂલતા વટાણાના દાણા જેટલી તથા મુખનું છિદ્ર કળથીનો દાણો આવે એવડું હોવું જોઈએ. બાર અંગુલ લોઢાની સળી ઉપર પાણીમાં વાટેલ ધૂમના દ્રવ્યનો જાડો થથેડો કરી છાંયે સુકાવવી. સુકાઈ રહ્યા પછી સળી કહાડી લઇ સ્નેહમાં ભીંજવેલી તે ઔષધની ભુંગળીને નાળમાં નાખીને અગ્નિમાં સળગાવીને મુખથી ધૂમપાન કરવું, અને મુખથીજ બહાર કહાડવો (ધૂમાડો). તે પછી એ નાસિકાનાં રંધ્રથી ધૂમાડો પીઈને મોઢેથી બહાર કહાડવો. સરગવાના સંપુટમાં ધૂમનાં દ્રવ્ય નાખી તેમાં અગ્નિ મૂકી અને તે ઉપલા સરાવલાના મધ્યમાં પાડેલ છિદ્રમાં વ્રણને માટે કહેલી નળી નાખીને તેથી વ્રણને ધૂમાડો દેવો. શમન ધૂમમાં એલા આદિક ગણમાં કહેલાં ઔષધો વાપરવાં. મૃદુ ધૂમમાં સ્નેહવાળી રાળ વાપરવી. રેચન ધૂમમાં તીક્ષ્ણ ઔષધનું ચૂર્ણ, કાસઘ્ન ધૂમમાં ભોરીંગણી અને તીખાંનું, વામનધૂમમાં સ્નાયુ અને ચાગડાનું, તથા વ્રણ ધૂમમાં નિંબ અને વજ આદિનું ચૂર્ણ વાપરવું. બીજા પણ ધૂમાડા રોગની શાંતિને માટે ઘરમાં રાખવા લાયક છે. મોરનાં પીછાં, લીમડાનાં પાન, ભો-

રીંગણીના ડોડવા, તીખાં, વધારણી, જટામાંસી, કપાસીઆ, બકરાંનાં રૂ-વાડાં, સર્પની કાંચળી, ગીદડાંની વિષ્ટા અને હાથીના દાંતના ભૂકામાં જરાતરા ઘી મેળવીને ઘરમાં ધૂપ કરવાથી બાળકના તમામ ઉપદ્રવો મટે છે. તેમજ ભૂતની પીડા, પિશાચની પીડા, અને જ્વરની પીડા પણ મટે છે. રેચન નસ્યમાં જેનો ત્યાગ કરાવેલ છે તેનો ધૂમવિધિમાં પણ ત્યાગ કરવો.

ગંડૂષ તથા કવલ.

ગંડૂષ તથા કવલ સ્નૈહિક, શમન, શોધન અને રોપણ આવા ભેદથી ચાર પ્રકારનાછે. વાત પ્રધાન રોગમાં સ્નિગ્ધ અથવા ઉષ્ણ દ્રવ્યથી સ્નૈહિક ગંડૂષ તથા કવલ આપવો. સ્વાદુ અને શીત દ્રવ્યથી પિત્ત પ્રધાન રોગમાં શમન, કફ, પ્રધાન રોગમાં કટુ, અમ્લ, ઉષ્ણ અને લવણ દ્રવ્યોથી શોધન તથા વ્રણમાં કષાય, તિક્ત અને મધુર દ્રવ્યથી જરા જરા ઉષ્ણ રોપણ નામનો ગંડૂષ તથા કવલ હિત છે. મોઢું ભર્યા પછી ભરેલો પદાર્થ મોઢામાં હરી ફરી શકે નહિ તેને ગંડૂષ કહેલોછે. તથા હરીફરી શકે તે કવલ કહેલછે. તેમાં પણ રસથી ભરેલ તે ગંડૂષ અને ચૂર્ણથી ભરેલ કવલ સમજવો. ગંડૂષમાં જે દ્રવ દ્રવ્ય કહેલું છે તેમાં એક કોલ ચૂર્ણ મેળવવું. અને કવલમાં ચૂર્ણ એક રૂપિયાભાર વાપરવું. પાંચ વર્ષની ઉમ્મર થયાપછી ગંડૂષ તથા કવલ ધારણ કરવા કહેલ છે. સારી રીતે બેસીને મનુષ્ય જ્યાંસુધી કપાળ ઉપર તથા ગળાં ઉપર પસીનો આવી જાય ત્યાંસુધી દોષનું પ્રમાણ વિચારીને ત્રણ, પાંચ અથવા સાત ગંડૂષ મુખમાં ધારણ કરવા. અથવા ગંડૂષ મોઢામાં રાખવાનો એવો પણ વખત બતાવેલોછે કે મોઢામાં રહેલો પદાર્થ કફથી ચીકણો થઈ જાય, આંખ અને નાકમાંથી પાણી ઝરવા માંડે તથા કોપેલો દોષ શાંત થાય ત્યાંસુધી ગંડૂષ મોઢામાં રાખવો. વાત પ્રકોપમાં દેવા લાયક સ્નૈહિક ગંડૂષમાં તલનું ચૂર્ણ, જળ, દૂધ અથવા સ્નેહ વાપરવા લાયક છે, પિત્ત પ્રકોપમાં દેવા લાયક શમન નામના ગંડૂષમાં તલ, નીલકમળ, ઘી, સાકર, દૂધ અને મધ વાપરવાં આ ગંડૂષથી મોઢામાં ઉપજેલી બળતરા શાંત થાયછે. મોઢામાં થયેલા વ્રણની નિવૃત્તિ કરવા મધનો ગંડૂષ ધારણ કરવો અને આ ગંડૂષથી મોઢું સાફ થાયછે, મોઢાના વ્રણ રૂઝાય છે તથા દાહ અને તૃષ્ણા શાંત થાયછે. વિષ, ક્ષાર અને અગ્નિથી બળેલ મુખમાં ઘીનો અથવા દૂધનો ગંડૂષ ધારણ કરવો. દાંત હાલતા હોય તો તેલ અને સિંધાલુણ, મેળવીને તેનો ગંડૂષ મોઢામાં રાખવો. શોષ અને મુખની વિરસતાને કાંજીનો ગંડૂષ મટાડેછે. સિંધાલુણ, સુંઠ, પીંપર, મરી અને રાઈ-

નો ગંડૂષ ભરવાથી કફનું દરદ દૂર થાયછે. હરડાં, બેડાં, આમળાં, અને મધનો ગંડૂષ કફ, રૂધિર તથા પિત્તવિકારનો નાશ કરેછે. દારૂ હલદર, ગળો, હરડાં, બેડાં, આમળાં, ધ્રાખ, જાઇનાં પાંદડાં તથા જવાસો આ સર્વ પદાર્થોને પાણીમાં નાખીને ઉકાળતાં છઠ્ઠા ભાગનું પાણી બાકી રહે ત્યારે તેને ઠંડું કરીને તેમાં મધ નાખીને ગંડૂષ ભરવાથી ત્રિદોષ જન્ય મુખપાકનો નાશ થાયછે. જે ઔષધનો ગંડૂષ કહ્યો તેજ ઔષધના કવલ તથા પ્રતિસારણ કરવાનું કહેલછે. બીજોરાનાં તંતુમાં સિંધાલુણ, સુંઠ, પીંપર તથા મરીનો કવલ જડતા અને કફ તથા વાતથી ઉત્પન્ન થયેલ અરૂચિને મટાડેછે.

**પ્રતિસારણ.** આંગળીનાં ટેરવાં ઉપર ચડાવેલ કલ્ક, અવલેહ અને ચૂર્ણ એ રીતે ત્રણ પ્રકારનું પ્રતિસારણ કહેલુંછે. તે ત્રણમાંથી જે મુખરોગને લાયક હોય તેમાં તેનો ઉપયોગ કરવો. કઠ, દારૂહળદર, મજીઠ, પાહાડમૂળ, કડુ, ગોરોચના, તેજબળ, મોથ, અને લોદરનું ચૂર્ણ નામનું પ્રતિસારણ થાયછે. આ ચૂર્ણ આંગળી ઉપર ચડાવીને મોઢામાં ઘસવાથી દાંતમાંથી નિકળતું લોહી, દાંતની પીડા, સોજો અને બળતરા મટેછે. આ ઉપર કહેલ ગંડૂષાદિકનો હીનયોગ થયે કફ ઉખડીને ખાટા મીઠા આદિ રસની અજ્ઞાનતા અને અરૂચિ ઉપજે છે. તથા અતિયોગ થવાથી મુખમાં પાક, શોષ, તૃષા અને બેચેની થાયછે. જો સારી રીતે ગંડૂષાદિકનો ઉપયોગ થયેલો હોય તો વ્યાધિનો નાશ પ્રસન્નતા, હલકાશ, મોઢું સાફ થવું. તથા ઇંદ્રિયોની નિર્મળતા થાયછે.

**કષાય.** સ્વરસ, કલ્ક, ક્વાથ, હિમ અને ફાંટ એ રીતે કષાય પાંચ પ્રકારના કહેલા છે. તે ઉત્તર ઉત્તર એક બીજાથી હલકા કહેલા છે. ન બગડેલ અને તત્કાળ જમીનમાંથી ઉપાડેલ એવી ઔષધીને કચરી લુગડામાં નાખીને નીચોવી લીધેલ રસ તે સ્વરસ કહેવાયછે. લીલી ઔષધી ન મળતી હોય તો સોળ રૂપિયાભાર સુકલ ઔષધનું ચૂર્ણ કરી તેથી બમણાં પાણીમાં તે ચૂર્ણને નાખી એક આખી રાત્રિ અને આખો દિવસ રાખી મૂકી અને ગાળી લીધેલો રસ પણ સ્વરસ કહેવાયછે. અથવા સુકલ ઔષધીના કલ્કને આઠગણાં પાણીમાં ઉકાળતાં ચોથા ભાગનું પાણી શેષ રહે તે પણ સ્વરસ કહેલ છે. કચરેલ ચાર રૂપિયાભાર દ્રવ્યમાં સોળગણું પાણી નાખી તેને મૃત્તિકાના પાત્રમાં ઉકાળતાં આઠમો ભાગ બાકી રહે તે શૃત, ક્વાથ, કષાય અને નિર્વ્યૂહ એવાં નામથી શાસ્ત્રમાં કહેલ છે. અને તે જરા જરા ઉનો પાવા લાયક દરદીને પાવો. વાતથી થયેલ ઉ-

રદવાળા દરદીને ક્વાથ પાવો તેમાં સાકર ચોથે હિસ્સે નાખવી. તથા મધ નાખવો હોય તો સોળમે હિસ્સે નાખવો. પિત્તથી થયેલ દરદવાળાને પાવા લાયક ક્વાથમાં સાકર નાખવી હોય તોપણ આઠમો હિસ્સો અને મધ નાખવો હોય તોપણ આઠમો હિસ્સો. તથા કફથી થયેલ દરદવાળા દરદીને પાવા લાયક ક્વાથમાં સાકર નાખી હોય તો સોળમો હિસ્સો અને મધ નાખવો હોય તો ચોથો હિસ્સો નાખવો. જો ક્વાથમાં હીંગ, ગુગળ, ક્ષાર, લવણ, શિલાજતુ, વધારણી અને સુંઠ, પીંપર તથા મરી, આટલા પદાર્થમાં થી જો કોઇપણ પદાર્થ નાખવો હોય તો ચોવીશ ચણોઠીભાર નાખવો. અને દૂધ, ઘી, ગોળ, તેલ, મૂત્ર તથા બીજા પણ દ્રવ પદાર્થ તેમજ કલ્ક અને ચૂર્ણ આદિકમાંથી કોઈ પદાર્થ નાખવો હોય તો તે એક રૂપિયાભાર નાખવો. ક્વાથ ઉકાળવો ત્યારે તે ઉપર ઢાંકણું ન ઢાંકવું. કેમકે ઢાંકણું ઢાંકવાથી તે ક્વાથ દરદીને પચે નહિ એવા ગુણવાળો થઇ જાયછે. કચરેલ ચાર રૂપિયાભાર ઔષધ મૃત્તિકાના પાત્રમાં નાખી તેમાં ઉનું પાણી નાખવું. ઠર્યા પછી ગળી લીધેલાં તે પાણીનું ફાંટ એવું નામ પડેછે. અને તેની આઠ રૂપિયાભારની માત્રા કહેલી છે. આ ફાંટમાં મધ, સાકર, ગોળ આદિક ક્વાથમાં લખાઇ ગયેલ પદાર્થો નાખવા હોય તો તેનું પ્રમાણ ત્યાં કહ્યા પ્રમાણેજ અહીં સમજી લેવું. કચરેલું ઔષધ ચાર રૂપિયાભાર તથા પાણી ચોવીશ રૂપિયાભાર મૃત્તિકાના પાત્રમાં નાખીને રાત્રિએ રાખી મૂકવું. પછી સવારે ગાળી લીધેલ તે પાણીનું હીમ તથા શીત કષાય એવું નામ પડેછે. આ શીત કષાયનું પ્રમાણ ફાંટ સરખુ સમજવું. લીલી ઔષધીને અથવા સુકેલ ઔષધીમાં પાણી નાખીને વાટવાથી જે તે ઔષધીની આકૃતિ થાયછે, તે કલ્ક, પ્રક્ષેપ અને અવાપ એવાં નામથી ઓળખાય છે. આ કલ્કની માત્રા એક રૂપિયાભારની કહેલી છે. કલ્કમાં મધ, ઘી અને તેલ એ પદાર્થો બમણા નાખવા, સાકર અને ગોળ સમ ભાગે તથા દ્રવ પદાર્થો ચાર ગણા નાખવા. આવી રીતે સ્વરસાદિક પાંચની ઈતિ કર્ત્તવ્યતા તથા તેમાં નાખવાના પદાર્થો સપ્રમાણ સમજીને ઉપયોગ કરવાથી તે તે રોગ દૂર થાયછે.

દોષની ગતિ.

એકઠું થવું, સ્થિર થઈને રહેવું અને વધવું એ રીતે દોષની ત્રણ ગતિ કહેલીછે. તેમ ઉર્ધ્વ ગતિ, અધોગતિ અને આડીગતિ એ રીતે પણ ત્રણ પ્રકારની ગતિ કહેલીછે. કોઠો, શાખા અને મર્મ તથા અસ્થિ સંધિમાં જવાથી પણ ત્રણ પ્રકારની ગતિ કહેલીછે. પિત્તાદિકના ક્રમથી ચય, પ્રકોપ અને પ્રશમ થાયછે. તેનો વખત વ-

ર્ષાઆદિક છ ઋતુ કહેલછે. આ તેની ગતિ કાલકૃત કહેવાયછે, હવે ફરીથી દોષની પ્રાકૃત અને વૈકૃત એવી બે ગતિ છે. બાફ સમાન ઉષ્ણ જે પિત્તથી માણુસનાં ખાધેલાં અન્નનો પચાવ થાયછે. તે પ્રકોપને પામે એટલે અનેક પ્રકારના વિકારને ઉપજાવેછે. પોતાની સ્વસ્થ અવસ્થામાં નિર્મળ કફ વિકૃતિ પામેછે ત્યારે મળ કહેવાયછે. શરીરમાં ઓજ એવું નામ કફનું છે. તે બગડે ત્યારે દુઃખદાયક થઇ બળની હાનિ કરનારો થઇ પડે છે. સર્વ મનુષ્યનાં પ્રાણ રૂપ વાયુ છે, અને તે જ્યારે બગડે ત્યારે અનેક રોગને ઉપજાવેછે.

ચિકિત્સા કરવા વખતે વ્યાધિનું કારણ પૂર્વરૂપ, રૂપ, **છ રસ.**
ઉપશય, સંખ્યા, પ્રાધાન્ય, વિધિ, વિકલ્પ બળ અને કાળ
વિશેષને જાણી ને પછી આતુરના શરીરમાં રહેલા દોષ તેને લાયક ઔષધ, દેશ, કાળ, બળ, શરીર, આહાર, સાર, સાત્મ્ય, સત્વ, પ્રકૃતિ અને અવસ્થાનું પ્રમાણ વૈદ્યે મન સ્થિર રાખીને સારી રીતે જાણવું. અને તે પછી કરવા લાયક ક્રિયાનો વિચાર કરવો. કેમકે અટકળથી જાણનારો વૈદ્ય વ્યાધિ માટાડી શકતો નથી. એટલા માટે દોષ આદિકના પ્રમાણુને જણાવવા સારૂ રસ વિષે ગુણ દોષ અને વિકારની ઉત્પત્તિનો વિચાર નીચે પ્રમાણે છે.

મધુર, અમ્લ, લવણ, કટુ, તિક્ત અને કષાય એ પ્રમાણે છ રસો છે. તે સારી રીતે વપરાણા હોય તો શરીરમાં આરોગ્ય રાખેછે, અને અવળી રીતે વપરાણા હોય તો વાતાદિ દોષને કોપાવેછે. તે દોષ વાત, પિત્ત અને કફ એ પ્રમાણે ત્રણ પ્રકારના છે. આ વાતાદિક વિકાર ન પામેલા હોય તો શરીરનો ઉપકાર કરેછે તથા વિકારને પામેલા આ વાતાદિક શરીરમાં અનેક પ્રકારના રોગો ઉપજાવેછે. તે વાતાદિકમાંના એક એક દોષને ત્રણ ત્રણ રસ પેદા કરેછે અને ત્રણ ત્રણ તેને શમાવેછે, તેમાં કટુ, તિક્ત અને કષાય રસ વાતને પેદા કરે છે તથા મધુર, અમ્લ અને લવણ રસ તેને (વાતને) શમાવેછે. કટુક, અમ્લ અને લવણ રસ પિત્તને પેદા કરેછે તથા મધુર તિક્ત અને કષાય રસ તે પિત્તને શમાવેછે. અને મધુર, અમ્લ તથા લવણ રસ કફને ઉપજાવેછે તથા કટુ, તિક્ત એને કષાય રસ તે કફને શમાવેછે. સઘળા રસમાં જે રસ જે વાતાદિક દોષ સાથે સરખા ગુણવાળો હોયછે તે તેને વધારે છે અને વિપરીત ગુણવાળા રસ તે દોષને શમાવેછે. એમ જણાવવા સારૂં આ છ રસ જાણવા લાયકછે.

જેમ રસ છ છે તેમ દોષ ત્રણ છે. આ રસ એક બીજાગમાં મળીને અસંખ્યાત થાય છે. તેમાં અનેક રસવાળાં દ્રવ્યમાં અને અનેક દોષથી ઉપજતા વિકારોમાં રસ અને દોષના પ્રભાવને જુદી જુદી રીતે જાણી પછી દ્રવ્ય તથા વિકારના પ્રભાવને જાણવા. આવી રીતે જુદા જુદા પ્રભાવાદિક જાણવાથી સમુદાયનો પ્રભાવ જાણવામાં આવતો નથી. માટે સમુદાયમાં સમુદાયના પ્રભાવનું સ્વરૂપ પણ તપાસવા લાયક છે. સમુદાયનું સ્વરૂપ જાણ્યા પછી રસ, દ્રવ્ય, અને વિકારનો પ્રભાવ જાણવો જોઇએ.

**દ્રવ્ય પ્રભાવ.**

તેલ, ઘી અને મધ એ પદાર્થો ક્રમથી વાત, પિત્ત તથા શ્લેષ્મની શાંતિ કરનારા છે. તેમાં તૈલ સ્નેહ, ઔષ્ણ્ય અને ગુરૂત્વ ગુણથી યુક્ત છે. અને તેથી તેનો હમેશ ઉપયોગ કર્યો હોય તો તે વાતના વિકારને દૂર કરે છે. કારણ કે વાયુ રૂક્ષપણું, શીતલપણું, તથા લઘુપણું, એવા વિરૂદ્ધ ગુણો ધરાવે છે. આવી રીતે મધુર, શીત, અને મંદ ગુણવાળું ઘી પોતાથી વિરૂદ્ધ અમધુર, ઉષ્ણ તથા તીક્ષ્ણ ગુણવાળા પિત્તને જીતેછે. તેમજ રૂક્ષપણું, તીક્ષ્ણપણું અને કષાયપણું આવા ગુણ પોતામાં હોવાથી મધ પોતાથી વિરૂદ્ધ સ્નિગ્ધ, મંદ અને મધુર ગુણવાળા કફને જીતે છે. આ પ્રમાણે જે દોષથી જે દ્રવ્ય વિરૂદ્ધ ગુણવાળું હોય તે દ્રવ્ય તે દોષને જીતે છે. સઘળાં દ્રવ્યોમાં પીંપર, ક્ષાર અને લવણ એ દ્રવ્યોનો વધારે ઉપયોગ નુકશાન કર્ત્તા છે. કારણ કે પીંપર કટુક, મધુર વિપાક વાળી અને અત્યંત ગુરૂ ગુણવાળી નથી. તથા સ્નિગ્ધ, ઉષ્ણ અને પ્રક્લેદ (પદાર્થને નરમ પાડનાર) છે. માટે એ ઔષધ રૂપ છે. પણ તે હમેશ સેવવા લાયક નથી. કારણ કે તે તરત શુભ તથા અશુભ ફળને આપનારી છે તેનો હમેશ ઉપયોગ દોષને ઉપજાવે છે, ગુરૂ અને પક્લેદીપણું હોવાથી કફને ઉખેડે છે, ઉષ્ણપણાંને લીધે પિત્તને કોપાવે છે, અને સ્નેહ તથા ઉષ્ણતાની અલ્પતાને લીધે પીંપર વાતની પણ સારી રીતે શાંતિ કરતી નથી. કોઇ પદાર્થ સાથે મેળવીને આપેલ હોય તો ફાયદો કર્ત્તા થઇ પડેછે. માટે એકલી પીંપર હમેશ અત્યંત ઉપયોગમાં લેવી નહિ.

ઉષ્ણતા, તીક્ષ્ણતા, અને લઘુતાથી સંયુક્ત ક્ષાર નામનો પદાર્થ પેહેલાં શરીરમાં રહેલા પદાર્થને નરમ પાડેછે, અને પછી સાફ કરેછે. તેથીજ પકાવવું, બાળવું અને ભેદવું એટલા કામમાંજ તેનો ઉપયોગ કરવાનું શાસ્ત્ર ફરમાવે છે. ક્ષારનું અત્યંત સેવન કરવાથી કેશ, નેત્ર, હૃદય તથા પુરૂષત્વ નાશ પામે છે. જે ગામમાં, જે નગરમાં, જે દેશમાં ક્ષારના અત્યંત

ઉપયોગનો રિવાજ હોયછે, ત્યાંના રહીસ લોકો ઘણુંકરીને પ્રાચ્ય તથા ચીન દેશના લોકોની પેઠે આંધળા, નપુંસક, ખરખરી ગયેલ, બુઢ્ઢા જેવા તથા હૃદયમાં પીડાવાળા હોયછે. આ કારણુને લીધે ક્ષારનો અત્યંત ઉપયોગ નિષિદ્ધ છે. ઉષ્ણુતા, તીક્ષ્ણુતા, અત્યંત ગુરૂતાથી રહિત, અત્યંત સ્નિગ્ધતાથી રહિત અને ઉપક્લેદી (પદાર્થને નરમ પાડનાર) હોવાથી બાંધેલા પદાર્થને શિથિલ કરવા તેનો ઉપયોગ કરાયછે. આ લવણ અત્યંત સેવવાથી શિથિલતા દુર્બળતાને ઉપજાવેછે. જે ગામ, નગર તથા દેશમાં રહેનારા લોકો આ લવણુને અત્યંત ઉપયોગમાં લેછે તે ગ્લાનિવાળા, માંસ.તથા રૂધિરની શિથિલતાવાળા, અને ક્લેશને સહન ન કરી શકે એવા હોયછે. જેમ બાલ્હીક, સૌરાષ્ટ્ર, સૌવીરક, તથા સિંધુ દેશમાં રહેનારા શિથિલ હોયછે. કેમકે તે દૂધ સાથે પણ લવણુનો ઉપયોગ કરેછે. જુવો કે જે પૃથ્વીના વિભાગ ખારચ હોયછે તેમાં વનસ્પતિ, ઐાષધી અને લતા વિગેરે બહુ વૃક્ષો ઉપજતાં નથી, અને ઉપજે છે તે પણ તેજહીન તથા દુર્બળ અવસ્થાવાળાં હોયછે. તેથી નિશ્ચય થાયછે કે લવણ નિર્બળપણાંને ઉત્પન્ન કરેછે. તેટલા માટે ઝાઝું લવણ ખાવું નહિ. અને જેને લવણ સદેલું હોયછે તે પુરૂષ પણ ખરખરી ગયેલ, માથામાં ઉંદરીવાળા, પળીયટ તથા ચામડીમાં વળીયાંવાળા હોયછે. એટલાસારૂ જેને મીઠું સદતું હોય તેણે પણ ધીરે ધીરે ઓછું કરતું જવું, પણ લવણનો અભ્યાસ અધિક કરવા જેવું નથી. જ્યાં સાત્મ્ય એવો શબ્દ આવે ત્યાં જે જેને સદતો હોય એવો પદાર્થ તેને તે સાત્મ્ય છે એમ સમજવું. તે સાત્મ્ય પ્રવર (શ્રેષ્ઠ), અવર (અશ્રેષ્ઠ), અને મધ્ય (વચલા વાંધાનું), એ રીતે ત્રણ પ્રકારનું કહેલુંછે. એક એકરસ તથા સર્વ રસના ઉપયોગથી આ સાત્મ્ય સાત પ્રકારનું પણ કહેલુંછે. તેમાં સર્વ રસનું સાત્મ્ય (સદવું) પ્રવર (ઉત્તમ) કહેલુંછે. અને એક એક રસનું સાત્મ્ય તે અવર (અધમ) કહેલુંછે. ઉપર લખેલ પ્રવર તથા અવર એ બેય ગુણ જેમાં હોયછે તે મધ્ય સાત્મ્ય કહેવાયછે. તેમાં અવર અને મધ્યમ સાત્મ્યથી પ્રવર સાત્મ્યનું સંપાદન કરવું. અર્થાત્ છએ રસ સદે તેમ કરવું. આ સર્વનું સાત્મ્ય આહારના નીચે કહેવાશે એ સ્થાનોને તપાસ્યા વગર અહિત ફળને આપનારૂં થાયછે.

આહારના આઠ સ્થાન.

પ્રકૃતિ, કરણ, સંયોગ, રાશિ, દેશ, કાળ, ઉપયોગસંસ્થા તથા ઉપયોક્તા એ પ્રમાણે આહારનાં આઠ સ્થાન કહેલાંછે. તેમાં પ્રકૃતિ એવું સ્વભાવનું નામછે. તે આહાર કરવાને લાયક ઐાષધ અને દ્રવ્ય

માં ગુરૂત્વ આદિક ગુણુનો યોગ સમજવો. જેમ અડદમાં અને સુવરના માંસમાં ગુરૂત્વ તથા મગ અને હરિણનાં માંસમાં લઘુત્વ સ્વભાવથીજ રહેલું છે; માટે એ પ્રકૃતિ રૂપ અન્નનું સ્થાન કહેવાય છે. સ્વાભાવિક દ્રવ્યનો જે સંસ્કાર કરવો તે કરણ કહેલુંછે. ગુણને ઉપજાવનારી ક્રિયા અહીં સંસ્કાર નામથી ઓળખાવેલીછે, તે ગુણ જળ અને અગ્નિના સંબંધથી, સાફ કરવાથી, મથવાથી, દેશથી, કાળથી અને વાસથી દ્રવ્યમાં ઉત્પન્ન થાયછે. બે તથા બહુ દ્રવ્યની મેળવણીનું નામ સંયોગ કહેલછે. તેમ કરવાથી પણ આહાર દ્રવ્યમાં કોઇ જાતનો વિશેષ ઉત્પન્ન થાય છે. જેમ ઘી અને મધ સમાન ભાગે મેળવવાથી તેનો વિષરૂપ પરિણામ છે તથા મધ, મત્સ્ય અને દૂધનાં સંયોગથી પણ વિષરૂપ પરિણામ થાયછે. રાશિ (સમૂહ) સર્વગ્રહ તથા પરિગ્રહ એવા ભેદથી બે પ્રકારનો છે. તે માત્રા તથા અમાત્રાના ફળનો નિશ્ચય કરવા સારૂ પ્રકરણમાં લીધેલોછે. દૂધ, ચોખા, રોટલી શાક વિગેરે ખાવાની ચીજોને મેળવીને મારે આટલાં પ્રમાણથી ખાવું એ રીતે માત્રાની જે કલ્પના તેનું નામ સર્વગ્રહ અને ઉપર લખેલ આહાર દ્રવ્યોમાંના એક એક દ્રવ્યનું જુદું જુદું પ્રમાણ ગ્રહણ કરવું તેનું નામ પરિગ્રહ છે. આહાર દ્રવ્યનું ઉત્પત્તિસ્થાન દેશ કહેલ છે. આ દેશનો તપાસ કરતાં એવો નિશ્ચય થાયછે કે, અમુક દેશમાં ઉત્પન્ન થયેલ આહાર દ્રવ્ય અમુક દેશનાં માણસોને માફક આવશે અથવા નહિ આવે. કાળ નિત્ય (સાધારણ રીતે હમેશ ચાલનારો) અને આવસ્થિક (અવસ્થાથી પ્રમાણ કરવા લાયક, જેમ ફલાણો પચ્ચાસ વર્ષનો છે, ફલાણો વીશ વર્ષનો છે ઇત્યાદિ.) એ રીતે બે પ્રકારનો કહેલ છે. તેમાં આવસ્થિક કાળ વિકારની અપેક્ષા રાખે છે, જેમકે જ્વરવાળાને ત્રણ દિવસથી પ્રમાણ કરેલો પ્રથમ કાળ લાંઘણને લાયક છે ઇત્યાદિ. અને ઋતુના સાત્મ્યની સાત્મ્યની અપેક્ષા રાખે છે તે નિત્યગ કહેવાયછે. જેમકે શિયાળામાં સદતો આહાર ઉનાળામાં સદતો નથી. તેથી ઉનાળો શિયાળો બન્ને જુદા કાળ જણાય છે ઈત્યાદિ. આહાર કરવાના નિયમને ઉપયોગ કહેછે. તે ઉપયોગ પચવાની અપેક્ષા રાખે છે. એટલે જયાં સુધી પચેલ ન હોય ત્યાં સુધી ફરીથી આહાર નથી કરાતો વિગેરે. જે આહાર કરનારો પુરૂષ તે ઉપયોક્તા કહેવાયછે. જેમાં એક સાત્મ્ય રહેલું છે એટલે જેને એક રસ સદે છે. જેને સર્વ રસ સદતા હોય તેને આ પ્રસંગમાં લેવાનું કાંઈ પણ કારણ જણાતું નથી. માટે એક રસ સદનારને ઉપયોક્તા એવું નામ આપેલું છે. આ રીતે આઠ આહારના વિધાનનો ભેદ બતાવનારાં સ્થાનકો

છે. આ આઠ આહારનાં આયતન (સ્થાનક)ના વિશેષ શુભ તથા અશુભ ફળને દેનાર અને એક બીજાને ઉપકાર કરનાર થાયછે. તેને જાણવા હમેશ કાળજી રાખવી. જાણીને હિત આહારનેજ ગ્રહણ કરવો. આસક્તિથી અથવા ગફલતથી પોતાને ગમતું અને પરિણામે દુ:ખદાયક ભોજન ન કરવું. તેમજ બીજા પદાર્થો પ્રથમ સુખદાયક અને પરિણામે દુ:ખદાયકથઇ પડતા હોય તેનો પણ ત્યાગ કરવો. આ આહારનું વિધાન રોગીને તથા રોગ રહિતને પોતાના હિત માટે વિચારવાનું છે, ઘણુંકરીને ઉષ્ણ, સ્નેહવાળું, પ્રમાણવાળું, પરસ્પર વીર્યથી અવિરૂદ્ધ, ઉત્તમ સ્થાનગાં તથા ઉત્તમ ઉપકરણ (હવેજ ચટણી વિગેરે પડખે ખાવાના પદાર્થો)થી સહિત ભોજન બહુ ઉતાવળ કે બહુ ધીરજને મૂકીને બોલ્યા વગર તથા હસવા વગર તેમાં ચિત્ત રાખીને જમવું. રોજ ભોજન વખતે પોતાના જઠરાગ્નિના જોરનો તપાસ રાખવો.

ભોજનના છ ગુણનોવિસ્તાર

ઉનું ઉનું ખાવું. કારણ કે ઉષ્ણ ભોજન સ્વાદિષ્ટ લાગે છે, જમ્યા પછી અભિવૃદ્ધિ કરવા લાયક જઠરાગ્નિને વધારે છે, ઝટ પચે છે, પવનને નીચો ઉતારે છે તથા કફને સુકાવે છે. સ્નેહ (ઘી તેલ વિગેરે) વાળું ખાવું. કારણ કે તે સ્વાદિષ્ટ લાગે છે; જમ્યા પછી અભિવૃદ્ધિ કરવા લાયક જઠરાગ્નિની અભિવૃદ્ધિ કરે છે, જલદી પચી જાય છે, વાયુને નીચે ઉતારે છે, શરીરના બાંધાને દ્રઢ કરે છે, બળને વધારે છે, અને શરીરનો રંગ સુધારે છે. માત્રાવાળું એટલે પ્રમાણ વાળું જમવું, કારણ કે માત્રાથી એટલે નિયમ પ્રમાણે ખાધેલ અન્ન વાત, પિત્ત તથા કફને દબાવી કેવળ આયુષનીજ અભિવૃદ્ધિ કરે છે, ઝાડો સાફ ઉતારે છે, જઠરાગ્નિને હણતું નથી, અને પેટમાં પીડા કર્યા વિના પચે છે. પચ્યા પછી જમવું. કારણ કે અજીર્ણમાં જમવાથી આગલા ભોજનના પચેલા રસ સાથે નવીન આહાર પોતાના રસને મેળવી અનેક પ્રકારના ઉપદ્રવને ઉપજાવે છે અને પચ્યા પછી જમનાર પુરૂષના શરીરમાં વાતાદિ દોષ પોતાનાં સ્થાનકને છોડતા નથી, જઠરાગ્નિ પ્રદીપ્ત રહેછે, ઓડકાર સાફ આવે છે, અને હૃદય શુદ્ધ રહેછે; માટે ક્ષુધા લાગવાથી અન્ન રસને ગ્રહણ કરનારી નાડીઓનાં મુખ ખુલ્લાં થાય ત્યારે મૂત્ર પુરીષાદિક મળનો ત્યાગ કર્યા પછી ભોજન કરવું. જેથી સર્વ શરીરના ધાતુને ન બગાડી તે ખાધેલું અન્ન આયુષની અભિવૃદ્ધિ કરે છે. વીર્યથી પરસ્પર અવિરૂદ્ધ અન્ન જમવું. આવું અન્ન જમવાથી વિરૂદ્ધ વીર્ય અન્નના આહારે કરી પેદા થનારા ઉપદ્રવો ઉપજતા નથી. ઉત્તમ સ્થાનગાં બેશીને જમવું. ઉત્તમ સ્થળગાં બેસીને જમનાર પુરૂ-

ષને ખરાબ દેશમાં બેસીને જમવા વખતે બગડેલ મનથી થનારા ઉપદ્રવો અડચણ કરતા નથી. તેમજ ઉત્તમ ઉપકરણ સહિત ભોજન કરવું. અત્યંત ઉતાવળું ન ખાવું. કારણ કે ઉતાવળું ખાનાર પુરૂષ અન્નને સારી રીતે ચાવી શકતો નથી. એટલે તેનો રસ જલદી શરીરમાં ચડતો નથી, કરેલું ભોજન ખજાને બેસતું નથી. તથા ખાવાથી ઉપજનારા છ ગુણનો જોઇએ તેવો તેને લાભ મળતો નથી. તેમ બહુ ધીરે ધીરે પણ ન ખાવું કેમકે બહુ ધીરે ધીરે ખાવા વાળો ધરાતો નથી, તથા માત્રાથી અધિક ખવાય છે, ખાવાની ચીજ ટાઢી પડી જાય છે, અને તેથી જેવો જોઇએ તેવો પચાવ થઈ શકતો નથી. તથા બોલ્યા વગર, હસવા વગર અને તેમાં મન રાખીને જમવું. કારણ કે બોલે છે, હસે છે તથા બીજી વાતમાં ધ્યાન રાખે છે તો તેથી અત્યંત ઉતાવળે જમવાનાં જે ફળ થાય છે તેજ ફળ ઉપજે છે. આ મને સદે છે કે આ નથી સદતું એમ પોતાના શરીરનો તપાસ રાખીને જમવું. કારણ કે પોતાના શરીરનો તપાસ પોતાથી જેવો થાય છે તેવો બીજાથી થતો નથી.

**सूक्ष्माःसद्गुरुसेवकैकविदितायेवैचिकित्साक्रम**
**प्रक्रांताअपितत्रतत्रविषयेनोविस्तराद्वर्णिताः ॥**
**तेधन्वंतरिरत्नकेऽत्रकलिताःप्रायोविचारामया**
**यानालक्ष्यविदग्धतामनुभवेन्मुग्धाऽपिलोकावलिः ॥१॥**



# पारिजात रत्न ४ थुं.

अंकोल.—ગ્રાહી, તીખો, સ્નિગ્ધ, વિષ દોષને હણનાર તથા શોધન કરનાર છે. તેનું ફળ ટાઢું, કફહર તથા પુષ્ટિ આપનાર છે.

अगाथियो.—ટાઢો, લુખો, કડવો, પિત્તહર, કફહર તથા સળેખમ અને ચોથીઆ તાવનો નાશ કરનાર છે.

अगरु.—સુગંધી, તીખું, કડવું, વાતહર, ગરમ, ત્વચાને હિત તથા નેત્રરોગ, કર્ણરોગ, વાયુ અને કફનો નાશ કરનાર છે.

अघेडो.—તીખો, કડવો, તીક્ષ્ણ, મસ્તક તથા મુખનું શોધન કરનાર, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, રૂચિ ઉપજાવનાર તથા હરસ, શૂળ, ઉદર રોગ, મેદ અને છાતીનાં દરદોનો નાશ કરનાર છે. રાતો અઘેડો રૂક્ષ, શીતળ અને ઘણુંકરીને ઉપર અઘેડાના કહેલા ગુણવાળો છે. તથા તેનું બીજ મધુર, ભારે, લુખું અને રૂધિર દોષ તથા પિત્તજન્ય વ્યાધિઓનો નાશ કરનાર છે. અને કાળો અઘેડો વિષદોષ તથા ત્વચાદોષને મટાડે છે.

अजमो.—વાતહર, ઉદર રોગનો નાશ કરનાર, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, કફને હણનાર, ઉષ્ણ, વીર્યને વધાનાર તથા બળ આપનાર છે. અને કરમાણી અજમો તીક્ષ્ણ, વાતહર તથા કૃમિદોષનો નાશ કરનાર છે.

अडद.—વીર્યની વૃદ્ધિ કરનાર, મળ તથા મૂત્રને વધારનાર, બળ આપનાર તથા ભારે છે. અને જંગલી અડદ શીતળ, કડવા, રૂક્ષ, વીર્યની વૃદ્ધિ કરનાર, સ્થિર ગુણયુક્ત તથા વાયુ, પિત્ત, સોજા, તાવ અને રૂધિર વિકારનો નાશ કરનાર છે.

अतवस.—અતિ કડવાશ યુક્ત, જરા ઉષ્ણ, ગ્રાહી, પાચન કરનાર, અને ઉલટીમાં, કફાતિસારમાં, આમમાં, વિષદોષમાં તથા જ્વરમાં ઉપયોગી છે. તેમજ હર્ષ સન્નિપાતાદિક રોગ તથા બાળકના રોગને મટાડનાર છે.

अफीण.—ઝાડાને કબજ કરનાર, કફહર, વાયુ અને પિત્તથી ભરેલ, મદ તથા મોહને ઉપજાવનાર અને ખરાં પુરૂષત્વનો નાશ કરનાર છે.

अभ्रक.—ધોળું, રાતું, પીળું તથા કાળું આ પ્રમાણે ચાર જાતનું અભ્રક છે. આ અભ્રક મધુર, ટાઢું, તુરૂં, આયુષ્ય તથા વીર્યની વૃદ્ધિ કરનાર ત્રિદોષહર અને પરમો, કોઢ, કૃમિદોષ, વિષદોષ તથા બરોળનો નાશ કરનાર છે.

अमरवेल.—ઝાડાને રોકનાર, સ્નિગ્ધ, તુરી, કડવી, નેત્રને હિત, ક-

કફહર, પિત્તહર, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર તથા આમનો નાશ કરનાર છે.

अरडुसो—કડવો, કાસ, શ્વાસ, ક્ષય તથા જ્વરને હણનાર, હૃદયને હિત, હલકો, ઠંડો, તથા રૂધિર વિકારનો નાશ કરનાર છે.

अरणी—તીખી, કડવી, પાંડુરોગ, સોજા, કફ અને વાતનો નાશ કરનાર છે.

अरलु—ગ્રાહી, દીપન કરનાર, કફહર, કોઢને હણનાર, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર તથા કષાય છે.

अरीठा—ત્રિ દોષ હર તથા ગર્ભને પાડનાર છે.

अलसी—કડવી, મધુર, સ્નિગ્ધ, પાક અવસ્થામાં તીખી, ગરમ અને કફ તથા પિત્તનો નાશ કરનાર છે.

अशेरियो—વાતહર, કફહર, ઝાડાને તથા રૂધિર દોષને મટાડનાર બળ આપનાર અને પુષ્ટિ કરનાર છે.

आकडो—આકડાની બે જાત છે. એક ધોળો આકડો તથા બીજો રાતો આકડો. બન્ને આકડા વાતહર, કૃમિહર, તીક્ષ્ણ, અને હરસનો તથા કફનો નાશ કરનાર છે. અને તેનું છીર કૃમિદોષ, કોઢ અને ઉદરરોગને હણનાર છે.

आदु—મળનું ભેદન કરનાર, ગુરૂ, તીક્ષ્ણ, ઉષ્ણવીર્ય, તીખું, પાક અવસ્થામાં મધુર, લુખું, વાયુ તથા કફને હરનાર, અને જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર છે.

आंबाहळदर—વાયુ કરનાર, ટાઢી, મધુર, પિત્તહર, કડવી તથા ખરજનો નાશ કરનાર છે.

आंबो—કફહર, ગ્રાહી, વ્રણને હિત, વાતહર, તથા પરમો અને રૂધિર વિકારને મટાડનાર છે. કાચી કેરી ખાટી, લુખી તથા લોહીને બગાડનાર છે. પાકેલ આંબાનું ફળ મધુર, વીર્યને વધારનાર તથા બળ આપનાર છે. આંબાની ગોઠલી કાંઈક ખાટી તથા ઉલટી, અતિસાર અને હૃદયમાં ઉપજેલી બળતરાને શાંત કરનાર છે અને સાવ નાનો આંબો તુરો, ખાટો તથા પિત્ત કરનાર છે.

आमली—તેનું કાચું ફળ ખાટું, પિત્તને વધારનાર અને લઘુ છે. તથા પાકેલું ફળ મધુર, ખાટું, ભેદી, નાડીઓને પકડનાર, વાતને જીતનાર તથા તરસ, હેડકી, કૃમિરોગ અને ઉલટીનો નાશ કરનાર છે.

आमळां—મધુર, ખાટાં, દૃષ્ટિને હિત, વીર્યને વધારનાર, દીર્ઘ જી-

વિત આપનાર, રૂચિ ઉપજાવનાર, સ્વરનેહિત, ત્રિદોષહર અને ઉલટી, વ્રણ, પ્રમેહ, સોજો, શોષ,મૂત્રકૃચ્છ્ર, જડતા, તૃષા, વિષદોષ, કોઢ, અતિસાર અને સુવાવડીના રોગનો નાશ કરનાર છે.

आसोंद.—બળને આપનાર, રસાયન રૂપ, તુરી, કડવી, વીર્યને વધારનાર, તથા વાતદોષ, કાસ, શ્વાસ, ક્ષય, ચીતરી અને સોજાનો નાશ કરનાર છે.

आसोंदरो.—ટાઢો, તુરો, ક્ષતમાં તથા હાડકું ભાંગી ગયું હોય તેમાં હિત, બળ આપનાર, વાતહર અને વિષદોષ, રૂધિરવિકાર તથા પરમાનો નાશ કરનારછે.

आसोपालव.—કડવો, ગ્રાહી, તુરો, મધુર, પુષ્ટિ કરનાર, વર્ણને સુધારનાર, સુગંધી, છાનો સાંધો મેળવનાર, તથા તરસ, દાહ, કૃમિવિકાર અને વિષ દોષનો નાશ કરનાર છે.

इंगोळियुं.—કડવું, તીખું, ઉષ્ણ તથા વ્રણ, કોઢ, કૃમિદોષ અને ચીતરીનો નાશ કરનાર છે.

इंद्रजव.—ત્રિદોષહર, કડવા, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, ટાઢા તથા રક્તપિત્ત, અતિસાર, તાવ, રૂધિરવિકાર, હરસ, ઉલટી, કોઢ અને રતવાને મટાડનાર છે.

इंद्रवारणुं.—કડવું, મળને ઉખેડનાર, હલકું, ઉષ્ણવીર્ય અને કફ, વાત, પ્રમેહ, કોઢ તથા જ્વરને હરનાર છે.

उदरकनी.—તીખી, કડવી, તુરી, હલકી, ટાઢી, કફહર, કૃમિદોષનો નાશ કરનાર, તીક્ષ્ણ તથા વિરેચક છે.

उपलसरी.—ધોળાં ફુલવાળી તથા રાતાં ફુલવાળી એવી બે જાતની ઉપલસરી થાયછે. બન્ને જાતની ઉપલસરી સ્નિગ્ધ, મધુર, ગુરૂ, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, વીર્યને વધારનાર તથા કાસ, શ્વાસ, રૂધિર દોષ, અતિસાર અને તાવનો નાશ કરનાર છે.

उंबरो.—શીતળ, રૂક્ષ, ગુરૂ, મધુર અને વર્ણને સુધારનાર છે. તેનું ફળ કષાય છે. પાકેલ ઉંબરો વાત, પિત્ત, તથા શૂળને હણનાર છે અને કાળો ઉંબરો તુરો, ટાઢો, કડવો તદા ચીતરી, વ્રણ, કોઢ, પાંડુરોગ, કમળો તથા હરસનો નાશ કરનાર છે.

उमीरींगणी.—વાતને હણનાર, ગ્રાહી, ઉષ્ણ, પાચન કરનાર તથા ખજવાળ, કોઢ અને કૃમિને હણનાર છે.

एखरो—વીર્યની વૃદ્ધિ કરનાર, કડવો, મધુર, ટાઢો તથા નેત્રરોગ, પથરી અને રૂધિર દોષનો નાશ કરનાર છે.

एरडो—એરડાની બે જાત છે. એક ધોળો તથા બીજો રાતો. આ બન્ને એરડા મધુર, ગુરૂ, ઉષ્ણુ વીર્ય તથા મૂત્રાશયનાં દરદ, શિરો રોગ, નેત્ર રોગ, વ્રણુ અને સોજાનો નાશ કરનાર છે.

एळची—એળચીની બે જાત છે એક નાની તથા બીજી મોટી છે. નાની એળચી રસમાં તીખી, હલકી, ટાઢી, વાતહર, કફહર, અને કાસ, શ્વાસ, હરસ તથા મૂત્રકૃચ્છ્રનો નાશ કરનાર છે. અને મોટી એળચી રસમાં તથા પાકમાં તીખી, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, ગરમ, લુખી, હલકી તથા છાતીના રોગ, મુખરોગ, શિરોરોગ, ઉલટી અને ઉધરસનો નાશ કરનાર છે.

एळियो—અતિઉગ્ર, શોધન કરનાર તથા કફહર છે.

कंकोडी—તીખી, હૃદયને હિત, સુગંધી તથા કફ અને વાતને જીતનાર છે. તથા વાંઝણી કંકોડી વિષ, વ્રણુ, કફ અને વાતને હરનાર છે.

कचूरो—તીખો, શીતવીર્ય, સુગંધી, અજીર્ણું મટાડનાર, રૂચિ ઉપજાવનાર, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર તથા કાસ, શ્વાસ, હરસ, કોઢ, વાયુ, કફ અને કૃમિને મટાડનાર છે.

कठ—ઉષ્ણુ, તીખો, મધુર, વીર્યની વૃદ્ધિ કરનાર, કડવો, હલકો, વાતહર, કફહર તથા ઉધરસ, રૂધિર વિકાર, કોઢ અને રતવાનો નાશ કરનાર છે.

कडाछाल—તીખી તથા પ્લીહા, કફદોષ, હરસ અને પિત્તાતિસારનો નાશ કરનાર છે.

कडु—ભેદન કરનાર, રૂક્ષ, કડવું, પાકમાં તીખું, હલકું, કફ, પિત્ત તથા જ્વરની પીડાને હરનાર, કંઠનું શોધન કરનાર, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, હૃદયને હિતકારક તથા કાસ, શ્વાસ, રૂધિર વિકાર, પ્રમેહ અને દાહનો નાશ કરનાર છે.

कणेर—કણેરની ત્રણ જાતછે. ધોળી, રાતી તથા પીળી. તેમાં ધોળી અને રાતી કષાય, ઉષ્ણુવીર્ય, તીખી, ખાવામાં વિષ સમાન તથા કૃમિદોષ, કોઢ અને વ્રણુને મટાડનાર છે. તથા પીળી કણેર કડવી, તુરી, તીખી, હલકી, શોધન કરનાર તથા કફ, સોજા, રૂધિર વિકાર વ્રણુ અને કોઢનો નાશ કરનાર છે.

कंटोलां—રૂચિ ઉત્પન્ન કરનાર, ઝાડાને ઉતારનાર, લુખાં, ટાઢાં તથા કફ, પિત્ત અને પથરીનો નાશ કરનારાંછે.

कदंब—વ્રણુને હિત, શીતળ, વિષ દોષ તથા સોજાને મટાડનાર અને ધાવણુ વધારનાર છે.

कापिलो—જીર્ણજ્વર, વાતરક્ત, રક્તગુલ્મ, ઉદરરોગ, વ્રણુ, પથરી અને પ્રમેહનો નાશ કરનાર, સર, ગરમ, કડવો, કૃમિ કુષ્ઠ અને વિષદોષને મટાડનાર, કફહર તથા પિત્તહર છે.

कपुरीमधुरी—વીર્યને વધારનાર, મધુર, ટાઢી, સુગંધી, તથા કોઢ, ખરજ વિપદોષ, પસીનો, તાવ અને દાહનો નાશ કરનાર છે.

कपूर—તીખો, કડવો, સુગંધી, શીતળ, કોમળ, ચક્ષુને હિત, હૃદ્ય, લઘુ, વીર્યની વૃદ્ધિ કરનાર તથા પ્રમેહ, કૃમિરોગ, ઉદરરોગ, ગુલરોગ, કર્ણરોગ, નાસારોગ, મુખરોગ, ક્ષયરોગ, તૃષા અને મૂત્રકૃચ્છ્રનો નાશ કરનારછે.

कमळ—ટાઢું, મધુર, વર્ણને સુધારનાર, તથા રૂધિર વિકાર, વિસ્ફોટક, રતવા, દાહ, તરસ, પિત્ત અને કફનો નાશ કરનાર છે. ધોળું કમળ ટાઢું, મધુર, તથા કફ અને પિત્તને મટાડનાર છે. અને રાતું તથા શ્યામ કમળ એથી જરા અલ્પ ગુણુવાળાં છે.

कमळकाकडी—તુરી, કડવી, મીઠી, ભારે, ઝાડાને અટકાવનાર, વીર્યની વૃદ્ધિ કરનાર, બળ આપનાર તથા રૂધિરવિકાર, દાહ અને પિત્તનો નાશ કરનારછે.

करंज—ચામડીના દોષ, સોજા તથા જ્વરને હરનાર, ભેદન અને તીખીછે. તેનું ફળ ખરજ, કોઢ તથા વિસર્પને જીતનારછે અને તેનું તેલપણુ તેવુંજ છે.

करमदां—અત્યંત ઉગ્ર, રૂચિ ઉપજાવનાર તથા તૃષા, ખાટા ઓડકાર અને પિત્તને જીતનાર છે.

कारियातु—કડવું, શીતળ, લઘુ, રૂક્ષ, તથા કફ, પિત્ત, કાસ, શ્વાસ અને જ્વરને હણુનાર છે.

कसुंबो—કફહર તથા રક્તપિત અને મૂત્રકૃચ્છ્રનો નાશ કરનાર છે.

कस्तूरी—સુગંધવાળી, ચક્ષુને હિત, બસ્તિનું શોધન કરનાર અને મુખરોગ, તૃષ્ણા, ઉલટી, ઉછાળા તથા વાતનો નાશ કરનાર છે.

कळथी—દાહ, પિત્ત તથા રૂધિરને કરનાર, પાક અવસ્થામાં તુરી, તીખી, તથા કાસ, શ્વાસ, હેડકી, પથરી આદિક રોગનો નાશ કરનારી છે.

काकच—તુરી, ત્રિદોષહર, તથા રૂધિરવિકાર, ઉલટી, તરસ, અરૂચિ અને સોજાનો નાશ કરનાર છે. કાકચનું ફુલ ટાઢું, તુરૂં, હૃદ્ય, તથા કફ અને રૂધિર વિકારનો નાશ કરનાર છે. અને તેનું ફળ કંઠને સુધારનાર,

પિત્તહર તથા ઝાડાને અને રૂધિર વિકારને મટાડનાર છે.

**काकड़ाशींगी**—કષાય, કડવી, ઉષ્ણુ તથા કફ, વાત, કાસ, શ્વાસ, હેડકી અને જ્વરને હણુનાર છે.

**काकडी**—રક્તપિત્ત અને ઉલટીને હણુનાર તથા મૂત્ર અને બસ્તિને શોધનાર છે. પાકેલ કાકડી પિત્તને કરનારી તથા વાયુ અને કફને હરનારીછે.

**काकोली**—પુષ્ટિ કરનાર, મધુર તથા રક્તપિત્તને હરનાર છે.

**कांग**—ગ્રાહી, કષાય, શીતળ કડવી, તથા દાહ, ગોટો, મુખની દુર્ગંધી, રક્તપિત્ત અને જ્વરને હરનારછે.

**कांटाअशेरियो**—કડવો, મધુર, મોવાળાને રંગનાર, ઉષ્ણુ, કફહર, વાતહર, સ્નિગ્ધ, તથા રક્તપિત્તનો નાશ કરનાર છે.

**कायफळ**—તુરૂં, કડવું, તીખું તથા મુખરોગ, કાસ, શ્વાસ અને જ્વરને હરનાર છે.

**कारेलां**—કડવાં તથા કફ, વાત, રૂધિરવિકાર, પરમો, તાવ અને પાંડુરોગને મટાડનાર છે.

**कासडो**—પાક અવસ્થામાં મીઠો, ટાઢો, કડવો, મધુર તથા મૂત્રકૃચ્છ્ર, રૂધિરવિકાર અને પિત્તજન્ય દરદોનો નાશ કરનાર છે.

**काळीजीरी**—રૂક્ષ, તીક્ષ્ણુ, ઉષ્ણુ, તીખી, અગ્નિનું દીપન કરનાર, વાતહર, કફહર, વીર્યને વધારનાર, બળ આપનાર તથા ચક્ષુને હિત છે.

**काळीपाठ**—હલકી, તીખી, તથા કફ, પિત્ત, શૂળ, જ્વર અને અતિસારને હણુનારીછે.

**कुकडवेल**—વમન કરાવનાર તથા જ્વર, કાસ, શ્વાસ અને કફને હણુનાર છે. અને તેનું ફળ મળને ખસેડનાર, કડવું તથા કૃમિ, શૂળ અને હરસનો નાશ કરનાર છે.

**कुंबो**—સ્વાદિષ્ટ, ભારે, રૂક્ષ, ઉષ્ણુવીર્ય, તીખો, અને કમળો, સોજા, કૃમિ, તમક તથા શ્વાસનો નાશ કરનાર છે.

**कुमुदिनी**—મધુર, રૂક્ષ, ગુરૂ, લવણ, તથા રૂધિરવિકાર, પિત્ત અને કફનો નાશ કરનાર છે.

**कुवाडियो**—લઘુ, મધુર, રૂક્ષ, હૃદ્ય, શીતળ, ત્રિદોષહર તથા દાદર, કૃમિ, કોઢ, અને શ્વાસને મટાડનાર છે. તેનું ફળ ઉષ્ણુ, તીખું, તથા ખરજ, કોઢ, ગોટો, ઉધરસ, કૃમિદોષ અને શ્વાસનો નાશ કરનાર છે.

**कुंवार**—નેત્રને હિત, પુષ્ટિ આપનારી, તથા વધરાવળ, બરોળ, રૂ-

ષિરદોષ અને વિષદોષનો નાશ કરનાર છે.

**केरडो**—રૂચિ કરનાર, કડવો, ઝાડો ઉતારનાર, તથા હરસ, આમ વિષદોષ અને વ્રણુનો નાશ કરનાર છે.

**केवडो**—સુગંધી, મધુર, હલકો, કડવો, તીખો તથા કફહર છે. પીળો કેવડો કડવો તથા ચક્ષુને હિત છે.

**केसर**—તીક્ષ્ણુ, ઉષ્ણુ, વર્ણને હિત, સુગંધી, તીખું, કફ તથા વાતને હણુનાર, અને વ્રણુ, વમન તથા ખીલનો નાશ કરનાર છે.

**केळ**—મધુર, શીતળ, પીત્તહર તથા મૃદુ છે. તેનું ફળ સ્વાદિષ્ટ, રક્તપિત્તને હરનાર, પુષ્ટિ કરનાર, રૂચિ આપનાર અને ગુરૂ છે.

**कोकम**—ખાટું કોકમ ગરમ તથા વાયુનો નાશ કરનાર છે. અને પાકેલ કોકમ હલકું, તુરૂં, રૂચિ ઉપજાવનાર, તથા હરસ, છાતીના રોગ, ગોટો અને તરસનો નાશ કરનાર છે.

**कोठ**—કોઠનું કાચું ફળ ઝાડાને રોકનાર હલકું, તુરૂં તથા મળને ખસેડનાર છે અને પાકેલ ફળ ભારે તથા તરસ, વાત અને પિત્તને ઘટાડનારછે.

**कोदरा**—વાયુ કરનાર, ઝાડાને રોકનાર, ટાઢા તથા પિત્ત અને કફનો નાશ કરનારા છે.

**कोबी**—મધુર અને વીર્યને વધારનાર છે.

**कोळुं**—નાનું કાચું કોળું ટાઢું ભારે તથા ઝાડાને રોકનાર છે. અને પાકેલ કોળું જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર તથા વાયુનો નાશ કરનાર છે.

**कौचां**—મધુર, સ્વાદિષ્ટ, પુષ્ટિ કરનાર અને રૂધિરવિકાર, વાત તથા કફને હરનાર છે.

**खडसलीयो**—હલકો, ટાઢો, કડવો, ઝાડાને રોકનાર, વાયુને કરનાર, પિત્તહર, તથા રૂધિરવિકાર, દાહ અને તરસને મટાડનાર છે.

**खजूरी**—પુષ્ટિ કરનાર, સ્વાદિષ્ટ અને કૃમિ તથા પિત્તનો નાશ કરનાર છે. મોટી ખજૂરીઓથી નાની ખજૂરીઓમાં થોડા ગુણુ છે.

**खरखोडी** (મીઠી)—મધુર, સ્નિગ્ધ, શીતળ, ત્રિદોષહર, નેત્રને હિત તથા બળ આપનાર છે.

**खसखस**—મૈથુન શક્તિની વૃદ્ધિ કરનાર, જોર આપનાર, ગુરૂ, કફને ઉપજાવનાર તથા વાતને શમાવનાર છે.

**खाखरो**—જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, વીર્યને વધારનાર, તીખો, ક-

ડવો, ઉષ્ણુ તથા તુરો છે. તેનું ફુલ મધુર અને ગંધ વગરનું છે. તથા તેનું બીજ તીખું, સ્નિગ્ધ, તથા કૃમિદોષ અને કફને મટાડનાર છે. ઝખરીયો ખાખરો પ્લીહા, ગુલ્મ, તથા વ્રણને મટાડનાર છે.

खांड—શીતવીર્ય, સ્નિગ્ધ, હૃદયને હિત, મુખને પ્રિય, નેત્રને હિત, શરીરની તથા વીર્યની પુષ્ટિ કરનાર અને અત્યંત બળ આપનાર છે.

खापरीयो—પાકમાં તીખો, ચક્ષુને હિત તથા તુરો છે.

खारेक—છુવારી ખારેક, રૂચિ કરનાર, ભારે, મધુર, પુષ્ટિ કરનાર તથા વીર્યને વધારનાર છે. અને સુસી ખારેક રૂધિરવિકાર, પિત્ત, દાહ, અને મૂર્છાને મટાડનાર છે.

खीजडी—ગુરૂ, ઉષ્ણુ, કેશનો નાશ કરનાર તથા શ્વાસ, હરસ, કૃમિવિકાર અને કોઢને હણુનાર છે.

खेर—રૂચિ કરનાર, તુરો, કડવો, ટાઢો, દાંતને હિત, રૂચિ કરનાર, તથા મેદ, કફ, કોઢ અને ગળ રોગને હણુનાર છે. શ્વેતસાર નામનો ધોળો ખેર વર્ણને હિત અને મુખ રોગ તથા રૂધિર વિકારનો નાશ કરનાર છે અને દુર્ગંધી ખેર ગરમ, તુરો, તથા મુખરોગ, દંતરોગ આદિકનો નાશ કરનાર છે.

गंगेटी—સ્નિગ્ધ, મધુર, આયુષ્યને વધારનાર, મૂત્રકૃચ્છ્ર મટાડનાર, ક્ષતક્ષીણુને હિત તથા બળ આપનાર છે.

गजपींपर—રોચન, દીપન, ઉષ્ણુ, ગુરૂ તથા ગલરોગ, કૃમિદોષ, વાયુ અને કફનો નાશ કરનાર છે.

गधीसमेरवो—ત્રિદોષહર, ગરમ, વીર્યની વૃદ્ધિ કરનાર, તથા ઉલટી, રૂધિરનો ઝાડો, તાવ અને શ્વાસનો નાશ કરનાર છે.

गंधक—દીપન કરનાર, તીક્ષ્ણુ, દુર્ગંધ તથા કૃમિદોષ અને ચામડીનાં દરદોનો નાશ કરનાર છે.

गरणी.—ધોળાં તથા કાળાં ફુલવાળી એ પ્રમાણે બે જાતની ગરણી છે તે શીતળ, કષાય, તીખી, કંઠને હિત, ત્રિદોષહર તથા કોઢ, મૂત્રરોગ, સોજા, વ્રણ અને વિષદોષનો નાશ કરનાર છે.

गरमाळो—પથ્યરૂપ, મૃદુ, ગુરૂ, મધુર, શીતળ, તથા તાવ, હૃદ્રોગ, રૂધિર વિકાર અને ઉદાવર્ત્તનો નાશ કરનાર છે. અને તેનું ફળ મધુર, બળ આપનાર, રૂચિ ઉપજાવનાર, કોઠાને સાફ કરનાર, તથા વાત, પિત્ત અને આમને જીતનાર છે.

ગલતોરો—ઝાડાને રોકનાર, પાક અવસ્થામાં કડવો, તથા મૂત્રાધાત, પથરી, યોનિરોગ અને વાતરોગનો નાશ કરનાર છે.

ગળજીભી—ટાઢી, ઝાડાને રોકનાર, વાયુ કરનાર, પિત્ત તથા કફને મટાડનાર, હૃધ, હલકી, તુરી, કડવી અને તાવ, ઉધરસ, પરમો તથા વ્રણુનો નાશ કરનાર છે.

ગળી—કેશને હિત, રેચક, કડવી તથા વ્રણ, કોઢ, મસ્તક રોગ, ઉદરરોગ, ઉદાવર્ત્ત અને આમવાયુનો નાશ કરનાર છે.

ગળો—અતિસારને હણનાર, બાળકના રોગ મટાડનાર, કડવી, ત્રિદોષહર, દીપન કરનાર, જ્વર, તૃષ્ણા, દાહ, કામળા, વાતરકત, મેદ, રક્તપિત્ત તથા કૃમિકૃચ્છ્રનો નાશ કરનારી, અને ઘીના યોગથી વાતને, ગોળના યોગથી પિત્તને, મધના યોગથી કફને તથા તેલ સહિત સુંઠના યોગથી આમ વાતને શમાવનારછે.

ગાજર—તીક્ષ્ણ, મધુર, કડવાં, ગરમ, ઝાડાને રોકનાર તથા હરસ, કફ. વાયુ અને સંગ્રહણીનો નાશ કરનાર છે.

ગુગળ—વાતદોષ, કોઢ, આમ, પ્રમેહ, મેદ, કફદોષ, સોજા, નેત્રરોગ, તથા દુષ્ટ વ્રણને મટાડનાર, બળ આપનાર, સ્વરને હિત, કડવો, પાકમાં તીખો, રૂક્ષ, સૂક્ષ્મ, દીપન, પુષ્ટિ કરનાર અને વીર્યને વધારનાર છે. તથા જુનો ગુગળ લેખન કરનાર છે. ગુગળનું સેવન કરનારે ખાટા, તીક્ષ્ણ, કાચા તથા જીર્ણું પદાર્થનો ત્યાગ કરવો. તેમજ તડકો, મેહેનત, તથા મધનો પણ ત્યાગ કરવો.

ગુંદી—ઠંડી, સ્વાદિષ્ટ તથા લુખી છે.

ગુલાબ—સુગંધી, હૃધ, શીતળ, લધુ, વર્ણને સુધારનાર, દસ્ત લાવનાર, વીર્યની વૃદ્ધિ કરનાર, તથા રૂધિર વિકારનો નાશ કરનાર છે.

ગેરુ—ગેરૂ તથા સોનાગેરૂ એ બન્ને વર્ણને સુધારનાર, કષાય, નેત્રને હિત, તથા કફનું શોધન કરનાર છે.

ગોખરુ—શીતળ, મધુર, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, વીર્યને વધારનાર, સ્વાદિષ્ટ, પુષ્ટિ કરનાર, વાયુને જીતનાર, તથા મૂત્રકૃચ્છ્ર, છાતીના રોગ, પરમો, પથરી, કાસ અને શ્વાસને મટાડનાર છે.

ગોખરમુંડી—તીખી, ગરમ, હલકી, મધુર તથા પાંડુરોગ, યોનિરોગ, બરોળ અને ગુદાના રોગનો નાશ કરનારછે. મોટી ગોરખમુંડીમાં પણ તેના જેવાજ ગુણો જાણવા.

ગોરોચન—ઠંડું, સ્વેદ ક્રિયામાં હિત, ચક્ષુને હિત, કડવું, તીખું, અને કૃમિ

દોષ તથા વિષદોષનો નાશ કરનાર છે.

**ગોળ**—મધુર રસ પ્રધાન, મૂત્ર તથા લોહીની શુદ્ધિ કરનાર, સ્નિગ્ધ, વાતને હણનાર, અને મેદ, શુક્ર તથા કફનો નાશ કરનાર છે. જુનો ગોળ અત્યંત ગુણવાળો છે. અને શુદ્ધ કરેલો ગોળ સ્વાદિષ્ટ તથા વાત રક્તને હણનાર છે.

**ઘઉં**—ભારે, વીર્યને વધારનાર, કફ કરનાર, ઝાડો ઉતારનાર, તથા બળ આપનાર છે.

**ઘીસોડી**—કફાર્શને હણનાર, તથા પક્વાશયનું શોધન કરનાર છે. અને મીઠી ધીસોડી રક્તપિત્ત તથા વાયુનો નાશ કરનાર છે.

**ઘૂઘરા**—રસમાં કડવાં, કફહર, વાતહર તથા વમન કરાવનાર છે.

**ચણકબાબ**—પાકમાં તીખાં, તુરાં, ટાઢાં, તથા ખરજ, વ્રણ, ઉલટી, તરસ, ઉધરસ, અને અરૂચિને મટાડનાર છે.

**ચણા**—હલકા, તુરા, લુખા, ઝાડાને રોકનાર, વાયુ કરનાર, તથા રૂધિરવિકાર, તાવ, પિત્ત અને કફને મટાડનાર છે.

**ચણોઠી**—ચણોઠીની બે જાત છે. એક રાતી તથા બીજી ધોળી. બન્ને જાત કેશને હિત, તિવ્ર, વિષસહિત તથા કિલાશ અને ઉંદરીનો નાશ કરનાર છે.

**ચતુરમ્લ**—અમ્લવેતસ (એક જાતનું લીંબુ), કોકમ, લાંબું મોટું લીંબું અને ગોળ ખાટું લીંબું એ ચાર સાથે મેળવવાથી ચતુરમ્લ થાય છે તેના ગુણો તે તે પદાર્થ પાસે લખાઈ ગયેલ છે.

**ચતુરુષણ**—સુંઠ, પીંપર, મરી, તથા પીંપરીમૂળ એ ચાર પદાર્થો સાથે મેળવવાથી ચતુરૂષણ થાયછે. તેમાં ત્રિકટુના જેવાજ ગુણો રહેલાછે.

**ચંપો**—કડવો, તુરો, મધુર, તીખો, શીતળ, મનોહર, સુગંધી, તથા કફ, પિત્ત અને વિષને હણનાર છે.

**ચવક**—રોચન, દીપન, ઉષ્ણ, ગુરૂ, તથા વિશેષે ગુદાના વ્યાધિઓનો નાશ કરનાર છે.

**ચાદવેલ**—વાતરક્તને હરનાર, ઉષ્ણ, પુષ્ટિ કરનાર, મળને ઉખેડનાર, બળઆપનાર તથા સોજાનો નાશ કરનાર છે.

**ચારદાણા**—મેથી, અશેરિયો, કાળીજીરી, અને જવાણ એ ચાર પદાર્થો મેળવવાથી ચારદાણા થાયછે. હમેશ ચારદાણાના ચૂર્ણનું સેવન કરવાથી અજીર્ણ, શૂળ, વાતરોગ તથા આફરાનો નાશ થાયછે.

ચારોળી—સ્નિગ્ધ, ભારે, અને ખટમીઠી છે. તથા તેની છાલ મધુર, પુષ્ટિ કરનાર તથા પિત્ત અને વાતને હરનાર છે.

ચીડ—ઉષ્ણવીર્ય, દીપન કરનાર તથા કફ અને વાતને હણનાર છે.

ચીણા—પુષ્ટિ કરનાર, ભારે, લુખા, અને મોઢાંની દુર્ગંધી, રક્તપિત્ત તથા જ્વરને હરનાર છે.

ચીતરા—દીપન કરનાર, તીખો, હલકો, પાચક, લુખો ઉષ્ણવીર્ય, તથા કૃમિદોષ, હરસ, ઉધરસ, અને કોઢનો નાશ કરનાર છે.

ચીભડું—રૂક્ષ, મધુર, ભારે, અને કફ તથા પિત્તને મટાડનાર છે, અને પાકેલ ચીભડું પિત્તને કરનાર તથા ગરમ છે.

ચીમેડ—ચક્ષુને હિત, કષાય તથા વ્રણને મટાડનાર છે.

ચીલી—મધુર, પાક અવસ્થામાં તીખી, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, હલકી, રૂચિ ઉપજાવનાર, વીર્યને વધારનાર તથા બળને આપનાર છે.

ચોખા—હલકા, બળ આપનાર, વર્ણને સારો કરનાર તથા પથ્ય છે.

ચોપચીની—ઉષ્ણ, જઠરાગ્નિનું દીપન કરનાર, મળ મૂત્રને સાફ કરનાર, તથા વાતરોગ, આફરો, શૂળ, બંધકોષ્ઠ, વાઈ અને ઉન્માદનો નાશ કરનાર છે.

ચોળા—મધુર, ભારે, તુરા, તૃપ્ત કરનાર, બળ દેનાર તથા રૂચિ ઉપજાવનાર છે.

જટામાંસી—કડવી, તુરી, મધુર, ટાઢી, બળ આપનારી અને કોઢ, દાહ તથા રતવાને મટાડનારી છે.

જલજાંબવો—રૂક્ષ,શીતળ,વાયુને કોપાવનાર તથા કોઢનો નાશ કરનારછે.

જવખાર—લઘુ, સૂક્ષ્મ, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર તથા ગ્રહણી, ગુલ્મ, પાંડુ, પ્લીહા, આફરો, ગળરોગ, શ્વાસ, હરસ, પથરી, મૂત્રકૃચ્છ્ર, બરોળ અને છાતીનાં દરદોનો નાશ કરનાર છે.

જવાણ—જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, ઉષ્ણ, તીક્ષ્ણ, તથા શૂળ અને ગુલ્મને મટાડનાર છે.

જવાસો—મધુર, મળને ઉખેડનાર, અને જ્વર, ઉલટી, કફપિત્ત તથા વિસર્પને હણનાર છે.

જસતનાંફુલ—ઠંડાં તથા દૃષ્ટિની મંદતાને હરનાર છે.

જાઇ—સુગંધી અને કફ, પિત્ત, રૂધિરદોષ, વ્રણ તથા કૃમિદોષનો નાશ કરનાર છે.

**जांबु**—કષાય, મધુર, ગ્રાહી, અને વાતને કોપાવનાર છે. તેનું ફળ જાંબુ, વાતલ, ગ્રાહી, સ્વાદિષ્ટ, અમ્લ તથા કફ પિત્તને જીતનાર છે. તથા ક્ષુદ્રજાંબુ કષાય અને હૃદયમાં ભીડો લેનાર છે.

**जायफळ**—તીક્ષ્ણ, ગરમ, રૂચિ ઉપજાવનાર, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, પિત્તહર, કફહર, તથા શિરોરોગ, દુર્ગંધી, કાસ, શ્વાસ, તથા છાતીનાં દરદોનો નાશ કરનાર છે.

**जावंत्री**—તીખી, સ્નિગ્ધ, મોઢાનો સડો તથા મળને હણનાર, મધુર, ગરમ, રૂચિ ઉપજાવનાર તથા કાસ, શ્વાસ, તરસ, વિષદોષ અને ઉલટીનો નાશ કરનાર છે.

**जीरुं**—(ધોળું) તીખું, કફહર, વાતહર, ગંધાઢ્ય, રૂક્ષ, લઘુ, ચક્ષુને હિત અને ઉલટી તથા ઝાડાનો નાશ કરનાર છે.

**जुइ**—કડવી, હલકી, પાક અવસ્થામાં તીખી તથા રૂધિરના રોગ, મુખ રોગ, નેત્ર રોગ અને દાંતના રોગનો નાશ કરનાર છે. તથા ધોળી મોટી જુઇ રક્તપિત્ત, પાકેલ વ્રણ, તથા કોઢને હણનાર છે. અને તેનું ફુલ ચક્ષુને હિત, સારા ગંધવાળું, મનોહર, શીતળ તથા ખેદનો નાશ કરનાર છે.

**जेठीमध**—સ્વાદિષ્ટ, સ્નિગ્ધ, મધુર, વ્રણનું શોધન કરનાર, રોપણ કરનાર, પુષ્ટિ કરનાર, સ્વર તથા વર્ણને હિતકારક અને તૃષ્ણા, રક્તપિત્ત, વિષદોષ, રૂધિરદોષ તથા ઉલટીનો નાશ કરનાર છે.

**झुमखडां**—મધુર, પિત્તહર, ગુરૂ, ટાઢાં, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, તથા કાસ, શ્વાસ, જ્વર અને કૃમિદોષનો નાશ કરનાર છે.

**झेरकोचलां**—કડવાં, ટાઢાં, વાયુને હરનાર, ઝાડાને અટકાવનાર તથા રૂધિરવિકારનો નાશ કરનાર છે.

**टंकणखार**—જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, અને રૂક્ષ છે.

**टांको**—વાયુ કરનાર, ટાઢો, ભારે તથા રૂધિરવિકાર, શ્વાસ અને કફનો નાશ કરનાર છે.

**टींडोरां**—કાસ, શ્વાસ તથા જ્વરને હણનાર તથા સૌમ્ય છે.

**टींबरु**—ટીંબરૂનું કાચું ફળ વાયુ કરનાર, હલકું, ટાઢું તથા ઝાડાને રોકનાર છે અને પાકેલ ફળ ભારે, મધુર તથા પરમો, રૂધિરવિકાર અને કફ પિત્તનો નાશ કરનાર છે.

**डुंगळी**—વાતને જીતનાર, પુષ્ટિ કરનાર, ગુરૂ તથા રૂધિર વિકારને ઉપજાવનારછે. ધોળી ડુંગળી રસ તથા પાકમાં મધુર અને પુષ્ટિ આપનારછે.

**ढेकामारी**—કડવી, ગરમ, તથા છાતીનાં દરદ અને બંધકોષ્ઠને મ-
ટાડનાર છે.

**डोलर**—શીતળ, હલકો, તથા કફ, પિત્ત, શિરોરોગ અને વિષદોષ-
નો નાશ કરનાર છે અને તેનું ફુલ મનોહર તથા અત્યંત સુગંધવાળું છે.

तगर—મધુર, સ્નિગ્ધ, લઘુ, તથા વાત, કફ, રૂધિરદોષ તથા વિષદોષ
નો નાશ કરનાર છે.

**तज**—તજની બે જાત છે. એક જાડો તથા બીજો પાતળો; જાડો ત-
જ કફહર, વાતહર, તીખો, તથા હૃદ્રોગ, હરસ, અરૂચિ અને કૃમિરોગનો
નાશ કરનાર છે. તથા પાતળો તજ તીખો, સુગંધી, વીર્યને વધારનાર અ-
ને શોષ, તરસ, વાત તથા પિત્તને મટાડનાર છે.

तल—કાળા, ધોળા તથા રાતા એ પ્રમાણે ત્રણ પ્રકારના તલ છે તે
તીખા, કડવા, તુરા, મધુર, સ્વાદિષ્ટ, સ્નિગ્ધ, બળ આપનારૂ તથા કેશને
સુધારનાર છે.

तमाल—કષાય અને દાહ તથા વિસ્ફોટકનો નાશ કરનાર છે. તેનાં
પત્ર મધુર, ગરમ, તથા વાતરક્ત, અરૂચિ અને સળેખમનો નાશ કરનાર છે.

तलवणी—ટાઢી, કડવી, રૂક્ષ તથા જંતુ, પ્રમેહ અને કફને હણ-
નાર છે.

तळबूच—ભારે, ટાઢું, ગ્રાહી અને દૃષ્ટિની શક્તિ તથા વીર્યને હ-
રનાર છે અને પાકેલ તળબૂચ પિત્તને કરનાર તથા વાયુ અને કફને હરનારછે.

तळीयुं चीभडुं—ભારે, ટાઢું, સ્વાદિષ્ટ, કોઠાને સાફ કરનાર તથા
બળ આપનારછે.

ताड—કોઢ, કૃમિ અને રક્તપિત્તનો નાશ કરનાર, રૂચિ આપનાર ત-
થા વીર્યને વધારનાર છે.

तांदळजानी भाजी—રૂક્ષ, શીત, પાકમાં મધુર તથા રક્તપિત્તને હ-
ણનાર છે.

तालीस पत्र—તીક્ષ્ણ, ઉષ્ણ તથા વાત, કફ અને ક્ષયનો નાશ ક-
રનાર છે.

तुंबडी—કડવી તથા મીઠી એવી બે જાતની તુંબડી થાયછે. મીઠી
તુંબડી ભારે તથા પુષ્ટિકારક છે અને કડવી તુંબડી ઉધરસ તથા તાવ આ-
દિને મટાડનાર છે.

तुलसी—ધોલી અને કાળી એવી બે જાતની તુલસી થાયછે. બન્ને

તુળસી તીખી, કડવી, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર તથા કોઢ, મૂત્રકૃચ્છ્ર, રૂધિરવિકાર અને દાહનો નાશ કરનાર છે.

**તેજબળ**—જઠરાગ્નિની મંદતા, વિષદોષ તથા કફદોષનો નાશ કરનાર, ઉષ્ણ, અને રૂચિ ઉપજાવનારછે.

**ત્રિકટુ**—સુંઠ, પીંપર અને મરી એ ત્રણ સાથે મળે ત્યારે ત્રિકટુ ત્ર્યૂષણ અથવા વ્યોષ કહેવાયછે. તે કાસ, શ્વાસ અને પરમાને મટાડનાર તથા જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર છે.

**ત્રિફલા**—હરડાં, બેડાં અને આમળાં એ ત્રણ સાથે મળે ત્યારે તે ત્રિફલા કહેવાયછે તે જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, રૂચિ ઉપજાવનાર, તથા કફ, પિત્ત, પરમો અને કોઢનો નાશ કરનારછે.

**થોર**,—સર અને ઉદરરોગ તથા પ્લીહાનો નાશ કરનારછે.

**દશમૂળ**—બૃહતપંચમૂળ તથા લઘુપંચમૂળ સાથે મેળવવાથી દશમૂળ થાયછે તે ત્રિદોષહર અને વાતરોગ, શિરોરોગ, કાસ, શ્વાસ તથા હેડકીનો નાશ કરનાર છે.

**દાડમ**—અમ્લ, કષાય, મધુર, વાતઘ્ન, ગ્રાહી, દીપન, સ્નિગ્ધ, ઉષ્ણ તથા રૂચિ ઉપજાવનાર છે.

**દાભડો**—ત્રિદોષહર, મધુર, શીતળ, તથા પથરી, પ્રદર અને રૂધિર દોષનો નાશ કરનારછે.

**દારૂડી**—શરીરમાં ગ્લાનિ ઉપજાવનાર, રેચક, કડવી તથા કૃમિદોષ, ખરજ, આફરો, અને કોઢનો નાશ કરનારછે.

**દારૂ હળદર**—નેત્રરોગ, કર્ણરોગ, મુખરોગ, કફરોગ અને પ્રમેહ, અર્શ તથા શોષને મટાડનાર છે.

**દેવદાર**—સ્નિગ્ધ, ઉષ્ણ વીર્ય, પાચક, તથા તાવ, રૂધિરદોષ અને પરમા, સળેખમ આદિકને મટાડનાર છે.

**ધત્તુરો**—વિષ સહિત, કડવો, ઉન્મોહ ઉપજાવનાર, વર્ણને સુધારનાર, ગરમ, ભારે, મધુર, તુરો, તથા તાવ, કોઢ, વ્રણ તથા સળેખમનો નાશ કરનાર છે.

**ધમાસો**—મધુર, ઠંડો, ગ્રાહી, તથા ભ્રમ, શ્વાસ અને જ્વરને હણનારછે.

**ધાણા**—તુરા, મૂત્રને પેદા કરનાર, હલકા, કડવા, તીખા, રોચક અને તૃષા, દાહ આદિનો નાશ કરનારા છે.

**ધાવણી**—કફહર, પિત્તહર, તીખી, ઠંડી, તુરી, હલકી, તથા વ્રણ અ-

ને અતિસારને મટાડનાર છે. તથા તેનું ફુલ ઠંડું અને રક્તપિત્ત તથા અતિસારને મટાડનાર છે.

**द्राक्ष**—મધુર, સ્નિગ્ધ, શીતળ, પુષ્ટિ કરનાર, પેસાબના માર્ગને છુટ કરનાર તથા રક્તપિત્ત, ક્ષય, શ્વાસ, તૃષ્ણા, દાહ અને જ્વરને હણનારી છે.

**घोकड**—તુરી, કડવી, શીતળ અને પિત્ત, કફ, લોહીનાં દરદ, રતવા, તૃષા, દાહ, તથા ત્વચાના દરદોનો નાશ કરનાર છે, અને ધોળી ઘોકડ કડવી, શીતળ, કષાય, તથા રક્તપિત્ત, રૂધિરવિકાર, રતવા અને દાહની શાંતિ કરનાર છે.

**नखला**—નખલાની બે જાત છે. નખલા અને નખલી (ઝીણા નખલા) આ બન્ને નખલા સુગંધી, વર્ણને સુધારનાર, મોઢાની દુર્ગંધી હરનાર, કડવાં અને કોઢને હણનારછે.

**नगड**—ધોળાં ફુલવાળી તથા કાળાં ફુલવાળી એ પ્રમાણે નગડની બે જાત છે. બન્ને જાત કડવી, કષાય, હલકી, તીખી, ચક્ષુને હિત, તથા કોઢ, કૃમિદોષ, અરૂચિ અને તાવનો નાશ કરનાર છે. તેનું ફુલ હલકું તથા વાત, કફ અને કૃમિદોષનો નાશ કરનાર છે.

**नसोतर**—ધોળી, કાળી તથા રાતી એ પ્રમાણે ત્રણ જાતની નસોતર છે. ધોળી નસોતર ગરમ, રૂક્ષ, મધુર, રેચક, તથા વાત, પિત્ત, તાવ, ઉદરરોગ અને સોજાનો નાશ કરનાર છે. કાળી નસોતર અતિ રેચક અને મૂર્છા, દાહ, ભ્રમ તથા મદનો નાશ કરનાર છે. અને રાતી નસોતર કફ તથા કૃમિદોષને હરનાર રૂક્ષ, મધુર, રેચક તથા જ્વર, હૃદ્રોગ અને ગુદારોગને મટાડનાર છે.

**नाक छींकणी**—તીખી, ગરમ, તીક્ષ્ણ, તથા કોઢ, કૃમિદોષ અને રૂધિરદોષનો નાશ કરનાર છે.

**नागकेसर**—કષાય, રૂક્ષ, ઉષ્ણ, લઘુ, તથા ત્વચારોગ, દાંતની દુર્ગંધી, તાવ, ઉલટી, તરસ, હેડકી અને કોઢનો નાશ કરનાર છે.

**नागरमोथ**—ગ્રાહી, કડવી, તથા કફને હણનાર છે.

**नागरवेल**—નાગરવેલનું પાન તીક્ષ્ણ, ગરમ, રોચક તથા મુખ દુર્ગંધી, કફ અને શ્રમને મટાડનાર છે.

**नानवी**—ઝાડાને રોકનાર, ટાઢી, પિત્તહર તથા કફ અને વાયુને કરનાર છે.

**नारंगी**—સુગંધી, મધુર, અમ્લ, રોચક તથા વિશદ છે. તેનું ફળ વાતહર તથા ગુરૂ છે.

**નાળિયેર**—ગુરૂ, સ્નિગ્ધ, બળ અને માંસને આપનાર તથા બસ્તિનું શોધન કરનાર છે. અને જુનું નાળિયેર ભારે, દાહ અને પિત્ત કરનાર તથા ઝાડાને રોકનાર છે.

**નેતર**—શીતળ તથા દાહ, હરસ, રૂધિરવિકાર અને યોનિરોગનો નાશ કરનાર છે.

**નેપાળો**—નાનો નેપાળો તથા મોટો નેપાળો એ પ્રમાણે નેપાળાની બે જાત છે. બન્ને જાત તીક્ષ્ણ, ગરમ, રેચક તથા શૂળ, પથરી, હરસ, કોઢ અને રૂધિરવિકારનો નાશ કરનાર છે. તેનાં બીજ ઝેર, સોજા તથા કફનો નાશ કરનાર, ગુરૂ અને અત્યંત રેચક છે.

**નોરવેલ**—કડવી, તીખી, તુરી, ઉષ્ણ તથા સર્પવિષ, કરોળિયાનું વિષ, વીંછીનું વિષ, ઉંદરનું વિષ, તાવ, કૃમિદોષ અને વ્રણનો નાશ કરનાર છે.

**પંચકોલ**—પીંપર, પીંપરીમૂળ, ચવક, ચીતરો અને સુંઠ એટલા પદાર્થો સાથે મેળવવાથી પંચકોલ થાય છે. તે જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, વાયુને હરનાર, પિત્તને કોપાવનાર, રૂચિ ઉપજાવનાર, તીક્ષ્ણ, ઉષ્ણ તથા બરોળ, આફરો અને શૂળનો નાશ કરનાર છે.

**પંચમૂલ**—પંચમૂલ બે પ્રકારનાં છે. એક બૃહત્પંચ મૂલ તથા બીજું લઘુ પંચમૂલ, બીલી, સીવણ, કાકચ, અરણી અને અરલૂ એ પાંચ પદાર્થોને સાથે મેળવવામાં આવે ત્યારે બૃહત્પંચ મૂલ કહેવાય છે. આ બૃહત્પંચમૂલ મધુર, તુરૂં, કડવું, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, કફહર, વાતહર, તથા કાસ અને શ્વાસને મટાડનાર છે તથા સમેરવો, ગધી સમેરવો, ઉભી ભોરીંગણી, બેઠી ભોરીંગણી અને ગોખરૂ એ પાંચ પદાર્થો સાથે મેળવવામાં આવે ત્યારે તે લઘુ પંચમૂલ કહેવાય છે. આ લઘુ પંચમૂલ મધુર પુષ્ટિઆપનાર, ઝાડાને રોકનાર, બળ વધારનાર તથા વાયુ, પિત્ત, શ્વાસ, પથરી અને શ્વાસનો નાશ કરનાર છે.

**પંચવલ્કલ**—વડ, પીંપરો, પારસ પીંપળો, ઉબરો તથા પીંપર એ પાંચ વૃક્ષની છાલ ભેળી કરવામાં આવે ત્યારે તે પંચવલ્કલ કહેવાય છે. આ પંચવલ્કલ ગ્રાહી, લઘુ તથા કષાય છે.

**પંચામ્લ**—અમ્લવેતસ, કોકંમ, લાંબું મોટું લીંબુ, ગોળ ખાટું લીંબુ તથા બીજોરૂં એ પાંચને સાથે મેળવવામાં આવે ત્યારે તે પંચામ્લ કહેવાય છે. તેના ગુણો તે તે પદાર્થ પાસે લખાઇ ગયેલ છે.

**પંઢોળાં**—વાત પિત્તને હણનાર, બળ આપનાર, રોચક તથા શોષણ

કરનાર છે.

**पदकोळुं**—વીર્યની વૃદ્ધિ તથા પુષ્ટિ કરનાર, ભારે અને રૂધિર વિકાર, પિત્ત તથા વાયુનો નાશ કરનાર છે.

**पद्मकंद**—કષાય, શીતળ, પાકમાં મધુર તથા પિત્તહર છે.

**पद्मिनी**—સુગંધી, રૂક્ષ, શીતળ, વાયુને કરનાર તથા પિત્ત રૂધિર વિકાર અને કફનો નાશ કરનાર છે.

**परवळ**—પાકમાં તીખું, પુષ્ટિકરનાર, રૂચિ ઉપજાવનાર, કફ પિત્તને હણનાર, સ્વાદિષ્ટ અને ત્રિદોષહર છે.

**पातालतुंबडी**—કફહર, વાતહર તથા વીર્યની વૃદ્ધિ કરનાર છે.

**पारसपींपळो**—સ્નિગ્ધ, તુરો, મધુર, તથા વીર્યની વૃદ્ધિ કરનાર છે.

**पाननोजड**—સ્વર મુખ, કંઠ અને હૃદયની શુદ્ધિ કરનાર તથા કફ અને ઉધરસનો નાશ કરનાર છે,

**पाषाणभेद**—તુરો, ઠંડો, કડવો અને પથરી, મૂત્રકૃચ્છ્ર, યોનિરોગ, પ્રમેહ, બરોળ, હૃદ્રોગ, વ્રણ અને શૂળનો નાશ કરનાર છે.

**पीठवणी**—સ્થિર ગુણવાળી તથા પિત્ત,કફ અને અતિસારને હણનારછે.

**पीतचंदन**—સુગંધી તથા વિશેષે કરી ખીલ મટાડનાર છે.

**पीतपापडो**—કફ, પિત્ત, તૃષા, દાહ અને જ્વરને મટાડનાર છે.

**पींपर**—(લીંડીપીંપર) જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, વીર્યને વધારનાર, પાક અવસ્થામાં મધુર, તીખી, તથા વાત, કફ, ઉદરરોગ, તાવ, પરમો, હરસ, શૂળ, કાસ અને શ્વાસનો નાશ કરનારછે. લીલી પીંપર કફ કરનારી છે.

**पींपरीमूळ**—ભેદન, દીપન, તીક્ષ્ણ, ઉષ્ણ, રૂક્ષ, રૂચિ કરનાર, પિત્તને કોપાવનાર તથા શ્વાસ, ક્ષય અને કૃમિનો નાશ કરનાર છે.

**पींपळी**—કષાય, શીતળ અને રક્તપિત્તને જીતનાર છે.

**पींपळो**—શીત, કષાય, રૂક્ષ, ગુરૂ, વર્ણને સુધારનાર તથા રક્તપિત્ત અને કફને હણનાર છે.

**पीलुडी**—નાહાની પીલુડી ખાટા રસવાળી, પાક અવસ્થામાં તુરી, ટાઢી, હલકી તથા કફ, પિત્ત, રૂધિરવિકાર અને ગળરોગનો નાશ કરનાર છે. તથા મોહોટી પીલુડી ત્રિદોષહર, સ્વરને સુધારનાર, કડવી, વીર્યને વધારનાર તથા નેત્રને હિત છે.

**पुष्करमूळ**—તીખું, કડવું, તથા હેડકી, કાસ, શ્વાસ, અને પડખાનાં શૂળને મટાડનાર છે.

**પોથી**—સ્નિગ્ધ, ટાઢી, વીર્યને વધારનાર, બળ આપનાર, રૂચિ ઉપજાવનાર તથા વાયુ અને પિત્તને મટાડનાર છે.

**પોયણી**—(ચંદ્રવિકાસી કમળનીવેલ)—સુગંધી, શીતળ, કષાય તથા પિત્તહર છે.

**ફટકડી**—ગરમ, તુરી તથા રતવા, કોઢ અને વ્રણનો નાશ કરનાર છે.

**ફનસ**—સ્નિગ્ધ, શીતળ, તૃપ્તિ આપનાર, માંસ અને બળને વધારનાર તથા વાયુ, પિત્ત, વ્રણ અને રકતપિત્તનો નાશ કરનાર છે. કાચું ફનસ તુરૂં, ભારે અને વાયુ તથા દાહને ઉપજાવનાર છે.

**બકાન**—શીતળ, રૂક્ષ, કડવી, ઝાડાને અટકાવનાર, કષાય અને ઉલટી, કોઢ, રૂધિરના વિકાર, પ્રમેહ, ઊંદરનું ઝેર તથા હરસનો નાશ કરનાર છે.

**બકુલ**.—તેનું પુષ્પ સુગંધી, મધુર, સ્નિગ્ધ, તથા દાંતને દૃઢ કરનાર છે.

**બટમોગરી**—હલકો, કડવો, ટાઢો તથા રૂધિરવિકારને મટાડનાર છે.

**બટેટા**—મધુર, ટાઢા, ભારે, લુખા, બળ આપનાર તથા રકતપિત્તનો નાશ કરનાર છે.

**બદામ**—સ્નિગ્ધ, વીર્યની વૃદ્ધિ કરનાર, તથા વાતહર છે. તેનો ગર્ભ વીર્યને વધારનાર તથા મધુર છે.

**બપોરિયો**—લઘુ, ઝાડાને અટકાવનાર, કફને કરનાર તથા વાતપિત્તને મટાડનાર છે.

**બહુફળી**—કડવી, તીક્ષ્ણ ગરમ, કફહર તથા છાતીના અને મૂત્રાશયના રોગ, હરસ તથા કૃમિવિકારનો નાશ કરનાર છે.

**બળદાણા**—પુષ્ટિ કરનાર, વીર્યને વધારનાર તથા વાતહર છે. અને મોહોટા બળદાણા થાય છે તે ત્રિદોષહર તથા વિષમ જ્વરને મટાડનાર છે.

**બાબચી**—કડવી, મધુર, પાકમાં તીખી, ઉગ્ર ગંધવાળી, રૂચિ ઉપજાવનાર, કેશને વધારનાર, તથા કોઢ, વ્રણ, સોજા, કાસ, શ્વાસ અને પાંડુ રોગનો નાશ કરનારી છે.

**બાવળ**—ગ્રાહી તથા કોઢ, કૃમિદોષ અને વિષદોષને મટાડનાર છે.

**બિયો**—કષાય અને કફ, પિત્ત તથા રૂધિરવિકારને મટાડનાર છે.

**બીજોરું**—કંઠનું શોધન કરનાર, ખાટું, હલકું, તથા કાસ, શ્વાસ, અરૂચિ અને તૃષ્ણાનો નાશ કરનાર છે.

**બીડલવણ**—ખારા રસવાળું, કફને ઉંચો લાવનાર, વાયુને નીચે ઉ-

તારનાર, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, ઝાડાને ઉતારનાર તથા છાતીનાં દરદો-નો નાશ કરનાર છે.

**बीली**—બીલીનું મૂળ મધુર, લઘુ, ત્રિદોષહર તથા ઉલટીને હણનાર છે. તેનું કાચુંફળ સ્નિગ્ધ, ગ્રાહી દીપન કરનાર તથા વાત અને કફને હ-ણનાર છે. તથા પાકેલું ફળ મધુર, ગુરૂ અને દાહ, વાત તથા આફરાને હ-ણનાર છે.

**बेहेडां**—કષાય, પાક અવસ્થામાં મધુર, રૂક્ષ, ઉષ્ણ, ચક્ષુ તથા સ્વ-રને હિત તથા કૃમિદોષ અને ઉધરસનો નાશ કરનાર છે.

**बोर**—પાકેલું મીઠું મોટું બોર શીતળ, દસ્ત લાવનાર, ભારે, વીર્યને વધારનાર, તથા પુષ્ટિ કરનાર છે. પાકેલું અને કાંઇક નાનું બોર ઝાડાને રો-કનાર, ગરમ, રૂચિ ઉપજાવનાર, અને ભારે છે. ચણીઉં બોર ખાટું, સ્નિ-ગ્ધ, કાંઇક મીઠું, તથા વાત અને પિત્તનો નાશ કરનાર છે. અને સૂકાવેલાં સઘળી જાતનાં બોર જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, હલકાં અને ગ્લાનિ, રૂ-ધિરવિકાર તથા તરશનો નાશ કરનાર છે.

**बोलसरी**—નાની તથા મોટી એ પ્રમાણે બોલસરી બે જાતની છે. નાની બોલસરી તુરી, પાક અવસ્થામાં તીખી તથા ચીતરી, કોઢ, કૃમિદોષ, વિષદોષ, અને દાંતના રોગનો નાશ કરનાર છે. તથા મોટી બોલસરી કડવી, તીખી, અને યોનિશૂળ, તૃષા, દાહ તથા રૂધિરવિકારનો નાશ કરનાર છે.

**ब्राह्मी**—ઠંડી, આયુષ્ય આપનાર, બુદ્ધિ વધારનાર, કષાય, કડવી અને લઘુ છે.

**भांग**—કફહર, ઝાડાને કબજ કરનાર, હલકી, પિત્ત કરનાર તથા મોહ, બહુ બોલવું, અને મદોન્મત્તપણાંને ઉપજાવનાર છે.

**भांगरो**—ચક્ષુને હિત, કેશને કાળા કરનાર, રૂક્ષ, ગરમ, રસાયન રૂપ તથા બળ આપનાર છે.

**भारंगी**—તીખી, કડવી, રૂચિ ઉપજાવનાર, હલકી, તુરી, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર તથા કફ, વાત, હેડકી, ઉધરસ, રૂધિરવિકાર અને તાવને હણનાર છે.

**भीलामां**—પાચક, તીક્ષ્ણ, તુરાં, પાકમાં તીખાં, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, વીર્યને વધારનાર તથા કૃમિદોષ, ઉદરરોગ, સોજા અને આફરાનો નાશ કરનાર છે.

**भोजपत्र**—તુરૂ તથા પિત્ત, વિષદોષ, રૂધિરવિકાર અને કર્ણરોગ-નો નાશ કરનાર છે.

ભોરીંગણી—ઉભી તથા બેઠી એવી ભોરીંગણીની બે જાત છે. તેમાં ઉભી ભોરીંગણી તીખી, કડવી, ગરમ, ઝાડાને રોકનાર તથા વાત, મોઢાનું વિરસપણું, અરૂચિ, તાવ, કોઢ અને શૂળનો નાશ કરનાર છે. તથા બેઠી ભોરીંગણી કડવી, તીખી, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર અને સળેખમ, શ્વાસ તથા છાતીનાં દરદોનો નાશ કરનારી છે. બંન્ને ભોરીંગણીના ડોડવા હલકા, જઠરાગ્નિને વધારનાર, તથા ઉધરસ, કૃમિરોગ, તાવ અને ખરજનો નાશ કરનાર છે. બેઠી ભોરીંગણીની ધોળાં ફુલવાળી એક બીજી જાત છે તેમાં પણ બેઠી ભોરીંગણી જેવાજ ગુણોછે. પણ વિશેષે સ્ત્રીઓને ગર્ભ રાખનારછે.

મકાઈ—તુરી, કડવી, કફહર, પિત્તહર તથા ઝાડાને રોકનાર છે.

મગ—હલકા, લુખા, ઝાડાને રોકનાર, નેત્રને હિત તથા તાવને મટાડનાર છે. અને જંગલી મગ કષાય, મધુર, પુષ્ટિ કરનાર, ઝાડાને રોકનાર, તથા તાવ, બળતરા અને હરસનો નાશ કરનાર છે.

મજીઠ—સ્વરને હિત, વર્ણને સુધારનાર, મધુર, તુરી, કડવી, તથા કોઢ, શોષ, સળેખમ, સોજા, યોનિરોગ, નેત્રરોગ, રતવા, પ્રમેહ તથા વ્રણનો નાશ કરનાર છે.

મઠ—પાક અવસ્થામાં મધુર, વાયુને કરનાર તથા કફ, પિત, તાવ અને ઝાડાને નાશ કરનાર છે.

મધ—હલકું, મધુર, ટાઢું, લુખું, ચક્ષુ તથા સ્વરને હિત, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, શરીરમાં કોમળતા લાવનાર અને કાસ, શ્વાસ, કોઢ, ઉરસ, રૂધિરવિકાર, પરમો, કૃમિદોષ અને ક્ષયનો નાશ કરનાર છે.

મનશીલ—તીખો, કડવો, લેખન કરનાર, તથા કાસ, શ્વાસ, રૂધિરવિકાર વિષદોષ અને કફને હણનાર છે.

મરડાશીંગી—વાયુને કોપાવનાર, તથા કાસ, શ્વાસ, નેત્રશૂળ અને વ્રણનો નાશ કરનાર છે.

મરવો—કષાય, તીક્ષ્ણ, ઉષ્ણ, લઘુ, સુગંધી, વાતહર, કફહર, અને રૂચિ ઉપજાવનાર છે. ધોળો મરવો તીખો, ઉષ્ણવીર્ય, રૂચિ ઉપજાવનાર તથા મુખ અને બસ્તિની સુગંધી કરનાર છે.

મરી—લીલાં મરી પાક અવસ્થામાં મધુર, તીખાં, સ્વાદિષ્ટ અને ગુરૂ છે. તથા સૂકાં મરી પિત્તને કોપાવનાર, તીક્ષ્ણ, ઉષ્ણ, રોચન, દીપન તથા કફ, વાત અને કૃમિદોષનો નાશ કરનાર છે.

મસૂર—પાકમાં મધુર, ઝાડાને રોકનાર, ટાઢી, હલકી, તથા પિત્ત અ-

ને તાવને મટાડનાર છે.

महुडां—મહુડાંનું ફુલ, હૃદ્ય, મધુર, ગુરૂ, નસ્યમાં હિત, વીર્યની વૃદ્ધિ કરનાર તથા બળ આપનાર છે.

मालकांकणां—કડવાં, તીખાં, ઉષ્ણવીર્ય, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, બુદ્ધિને વધારનાર તથા કફહર અને વાતહર છે.

मींढीआवर ધોળી.—ઉપર તથા નીચે શરીરને સાફ કરનાર, અને ઉધરસ, ઉદરરોગ, તથા કોઢનો નાશ કરનાર છે.

मींढोळ—વમન કરાવનાર, મધુર, કડવું, મળને ઉખેડનાર, લઘુ, શરીરને શુદ્ધ કરનાર, અને ત્વગ્દોષ, વાયુ, કફ તથા વિષનું શમન કરનાર છે.

मीण—વ્રણ, વિસર્પ, કુષ્ઠ તથા વાતરક્તનો નાશ કરનાર છે.

मुरमांसी—ટાઢી, મધુર, હલકી, કષાય, વર્ણને સુધારનાર તથા તાવ, ઉધરસ અને કોઢનો નાશ કરનાર છે.

मुसली—મધુર, કડવી, રસાયનરૂપ, ભારે, વાતહર, ઉષ્ણવીર્ય, પુષ્ટિ કરનાર, વીર્યની વૃદ્ધિ કરનાર તથા ગુદાના રોગનો નાશ કરનાર છે.

मूळा—ગુરૂ, તીક્ષ્ણ, પાકમાં તથા રસમાં તીખા અને ઉષ્ણવીર્ય છે.

मेथीदाणा—વાતહર, કફહર, અને તાવને મટાડનાર છે.

मोगरो—શીતવીર્ય, સ્વાદિષ્ટ, કષાય, કફ અને વાયુને કોપાવનાર, સુગંધી તથા પિત્તનો નાશ કરનાર છે.

मोचरस—કષાય, સ્નિગ્ધ, તુરો, તથા વીર્યને વધારનાર છે.

मोथ—તીખી, કડવી, ગ્રાહી, કફને હણનાર, ઝાડાને રોકનાર, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, અને કફ, પિત્ત, રૂધિરવિકાર, તાવ તથા તરસનો નાશ કરનાર છે. નાની મોથ સ્વેદ, મળ તથા દુર્ગંધીને મટાડનાર છે.

मोरथुथु—પાકમાં તીખું, ચક્ષુને હિત, કષાય તથા વિષરૂપ છે.

मोरवेल—ભારે, મધુર, મળને ઉખેડનાર, તથા પિત્તરક્ત, તૃષ્ણા, દાહ, શોષ, પ્રમેહ. છાતીના રોગ તથા કફ અને પિત્તને હણનાર છે.

रतवेलियो—વીર્યની વૃદ્ધિ કરનાર, નેત્રને હિત, લુખો, તુરો, ટાઢો, તથા રક્તપિત્ત, અતિસાર અને દાહને મટાડનાર છે.

रतांजनी—શીતળ, લઘુ, મધુર, કડવી, નેત્રને હિત, વીર્યને વધારનાર તથા ઉલટી, તૃષા, રૂધિરદોષ, પિત્ત તથા જ્વરનો નાશ કરનાર છે.

रताळु—સ્નિગ્ધ, બળ આપનાર, ઝાડાને અટકાવનાર તથા ભારે છે.

रसवंती—દારૂ હળદરનો ક્વાથ કરી તેમાં તેટલુંજ દૂધ ભેળવી તેને

બાળતાં તેનો ચોથો ભાગ બળી જાય અને ઘાટો થાય ત્યારે તે રસવંતી રસાંજન કહેવાય છે.

આ રસવંતી ચક્ષુને હિત, કષાય, મધુર, ગર્ભની વૃદ્ધિ કરનાર, તથા રકતપિત્ત, વિષદોષ, ઉલટી, હેડકી અને પ્રદરનો નાશ કરનાર છે.

**राइ**—રાઈ તથા કાળી રાઇ બન્ને જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, તીક્ષ્ણ, ઉષ્ણ તથા ખરજ, કૃમિ, કોઢ, પિત્ત અને કફનો નાશ કરનાર છે.

**राजगरो**—લુખો, હલકો, ટાઢો, વાયુને કોપાવનાર તથા રૂધિરવિકાર, પિત્ત અને કફને મટાડનાર છે.

**राण**—રાણનું ફળ વીર્યની વૃદ્ધિ કરનાર, ભારે, ટાઢું, સ્નિગ્ધ, બળ આપનાર, તથા રૂધિરવિકાર, મદ, મૂર્છા અને તરસનો નાશ કરનાર છે.

**रामबावळ**—કડવો, ટાઢો, તુરો તથા રૂધિરવિકાર, ઉલટી, કૃમિદોષ, તૃષા, અને બળતરાને શાંત કરનાર છે.

**रास्ना**—ગરમ, કડવી, ગુરૂ, પકાવનાર, તથા વાત, કફ, સોજા, ઉધરસ, શ્વાસ, ઉદરરોગ, શૂળ અને રૂધિરવિકારનો નાશ કરનાર છે.

**राळ**—ટાઢી, ભારે, કડવી, કષાય, ઝાડાને કબજે રાખનાર તથા રૂધિરરોગ, તાવ, રતવા. કોઢ, વ્રણ અને શૂળનો નાશ કરનાર છે.

**रींगणी**—સ્વાદિષ્ટ, તીક્ષ્ણ, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, ઉષ્ણ તથા વાત, કફ, શ્વાસ અને કાસને હણનાર છે.

**रीसामणी**—તુરી, કડવી, ટાઢી, તથા રકતપિત્ત, અતિસાર અને યોનિરોગનો નાશ કરનાર છે.

**रूपामुखी**—નેત્રને હિત, વીર્યની વૃદ્ધિ કરનાર, પાક અવસ્થામાં મધુર તથા કોઢ, ઉદરરોગ, પાંડુ અને વિષદોષ આદિકને મટાડે છે.

**रोहीडो**—પ્ત, પ્લીહા, ગુલ્મ તથા ઉદર રોગને હણનાર છે. અને રાતો રોહીડો રૂચિ ઉપજાવનાર, લોહીને સુધારનાર, શીતળ તથા કૃમિનો નાશ કરનાર છે.

**रोहिष**—કષાય, વિરસ, કાસને હણનાર, લઘુ તથા ઉગ્ર છે. અને ભૂતૃણ નામનો તેનો ભેદ કડવો, તીખો, ઉષ્ણવીર્ય, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર તથા નેત્રને હિત છે.

**लंटेकचपा**—કફ, કૃમિરોગ અને કોઢનો નાશ કરનાર છે.

**लवण.** બનાવટી—જઠરાગ્નિના જોરને વધારનાર, ઝાડો લાવનાર, ખારા રસવાળું, કફને કરનારૂં તથા વાયુને મટાડનાર છે.

**લવારો**—સુગંધી, મનોહર, કડવો, હલકો, ટાઢો, ત્રિદોષહર તથા કર્ણરોગ, નેત્રરોગ, અને મુખરોગનો નાશ કરનાર છે.

**લવિંગ**—તીખું, પચાવનાર, વાત પિત્તને હરનાર, હૃદયને હિત તથા વિષરોગનો નાશ કરનાર છે.

**લસણ**—તીખું, ઉષ્ણવીર્ય, બળ આપનાર, કૃમિને હણનાર, રસાયન રૂપ તથા હાડને સાંધનાર છે. લસણનું સેવન કરનારે મેહનત, ક્રોધ, તડકો, બહુ જળ, દૂધ અને ગોળનો ત્યાગ કરવો.

**લાખ**—કષાય, કફહર, વર્ણને સુધારનાર અને રૂધિરદોષ તથા કૃમિદોષનો નાશ કરનાર છે.

**લીંબડો**—કડવો, હલકો, વ્રણનું શોધન કરનાર, કૃમિ, ઉલટી, કોઢ, પિત્ત તથા કફ રોગનો નાશ કરનાર અને વાયુ, શ્રમ, તરસ તથા અરૂચિનું શમન કરનાર છે. તેનું ફુલ કડવું, સ્નિગ્ધ, ગરમ અને પરમો, હરસ તથા કૃમિવિકારનો નાશ કરનાર છે.

**લીંબુ**—ખાંટુ લીંબુ પાચન કરનાર, તીક્ષ્ણ, ગુરૂ, વિબંધને હણનાર, જરા ખાટું અને તૃષ્ણા, શૂળ, કફ, ઉલટી તથા કૃમિદોષનો નાશ કરનાર છે. મીઠાં લીંબુ અરૂચિ, તરસ, રૂધિરવિકાર, પિત્ત અને સર્પનાં ઝેરનો નાશ કરનાર છે. તથા ગોળ ખાટું લીંબુ જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર તથા હલકું છે.

**લુણી**—લુણી, ખારી, ભારે, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર તથા કફ, પિત્ત, હરસ અને નેત્રરોગને હરનાર છે.

**લોદર**—ચક્ષુને હિત, કષાય, ગ્રાહી, રૂક્ષ તથા કફ, પિત્ત, રૂધિરદોષ અને અતિસારને મટાડનાર છે. તથા રાતું લોદર કષાય, રૂક્ષ, ઝાડાને અટકાવનાર તથા મળમૂત્રને સાફ કરનાર છે.

**વઘારણી**—ઉષ્ણ, પાચન, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, તીખી, સ્નિગ્ધ, શૂળ, અજીર્ણ અને વિબંધને હણનાર તથા પિત્તને વધારનાર છે.

**વછનાગ.** ધોળો—કોઢ, દુષ્ટવ્રણ, હરસ તથા વિષદોષને હણનાર અને વિષરૂપ છે.

**વજ**—તીખો, દીપન કરનાર, બુદ્ધિને વધારનાર, તથા કફ, વાત, શૂળ, આફરો, ઉન્માદ, કૃમિદોષ અને વાઇનો નાશ કરનાર છે ખુરાસાણી વજના પણ તેવાજ ગુણ છે. ફક્ત વાયુને મટાડવામાં વિશેષ પરાક્રમી છે.

**વટાણા**—મધુર, લુખા અને ટાઢા છે.

**वड**—શીત, કષાય, સ્તંભન, રૂક્ષ, ગુરૂ, વર્ણને સુધારનાર તથા દાહ, વ્રણ રતવા અને યોનિના રોગને મટાડનાર છે.

**वण**.—મધુર, ગરમ તથા વાતહર છે.

**वरणो**—કડવો તથા કૃમિરોગ, પથરી અને વાતશૂળનો નાશ કરનાર છે.

**वरधारा**—તીક્ષ્ણ, ઉષ્ણવીર્ય તથા કફ, આમવાત અને સોજાને હરનાર છે.

**वरियाळी**—કફહર, વાતહર, તથા શૂળ, આમાતિસાર, અગ્નિનું મંદપણું, યોનિશૂળ અને કૃમિદોષનો નાશ કરનાર છે.

**वंशरोचन**—કષાય, મધુર, રૂક્ષ, વીર્યને વધારનાર, બળ આપનાર, તથા કાસ, શ્વાસ, અને ક્ષયને હણનાર છે.

**वाराहीकंद**—રસ તથા પાકમાં તીખો, ઉષ્ણવીર્ય, પુષ્ટિ કરનાર તથા કફ, પ્રમેહ, કોઢ અને કૃમિદોષને હણનાર છે.

**वाल**—રૂક્ષ, મધુર, પાક અવસ્થામાં ખાટા, તથા ઝાડાને ઉતારનારછે.

**वालोर**—ભારે, ટાઢી, પાક અવસ્થામાં મધુર, બળ દેનાર, તથા વાત અને પિત્તને મટાડનાર છે. અને કાળી વાલોર કફ પિત્તને ઉપજાવનાર, ભારે, ગરમ, જઠરાગ્નિને મંદ કરનાર તથા ઝાડાને બંધ કરનાર છે.

**वावडिंग**—લુખાં, ગરમ, કડવાં તથા વાત, કફ, કૃમિદોષ અને ઉદરનાં વિષનો નાશ કરનાર છે.

**वांस**—મધુર, કષાય, શીતળ, મળને ઉખેડનાર, મૂત્રાશયને શુદ્ધ કરનાર તથા કફ, પિત્ત, રૂધિરવિકાર, કોઢ, વ્રણ અને સોજાનો નાશ કરનાર છે.

**वाळो**—શીતળ, રૂક્ષ, હલકો, જઠરાગ્નિને પ્રદિપ્ત કરનાર, તથા ઉલટી, મેળ, તૃષ્ણા, રતવા અને અરૂચિને મટાડનાર છે. કાળો વાળો શીતળ તથા વિષદોષ, રૂધિરદોષ, રક્તપિત્ત અને દાહની શાંતિ કરનાર છે.

**विकळो**—સ્વાદિષ્ટ, દીપન અને કામળા તથા રૂધિર વિકારને મટાડનાર છે.

**विदारीकंद**—શીતળ, પુષ્ટિ કરનાર, મધુર, સ્નિગ્ધ, રક્તપિત્તને હરનાર, ધાવણ તથા વીર્યની વૃદ્ધિ કરનાર, સ્વર અને વર્ણને સુધારનાર, બળ આપનાર, રસાયનરૂપ તથા વાતની શાંતિ કરનાર છે.

**शंखावली**—કડવી, સ્વાદિષ્ટ, રેચક, વીર્યની વૃદ્ધિ કરનાર તથા કોઢ, કૃમિદોષ અને વિષદોષને મટાડનાર છે.

**शतावरी**—શતાવરી તથા મહાશતાવરી એવા શતાવરીના બે ભેદ છે. તેમાં શતાવરી કડવી, પુષ્ટિ કરનાર, ચક્ષુને હિત, સ્વાદિષ્ટ તથા વાત પિત્તને હણનાર છે. અને મહા શતાવરી બુદ્ધિને વધારનાર, શિતવીર્ય તથા સંગ્રહણી, હરસ અને નેત્ર રોગનો નાશ કરનાર છે.

**शरपुंखो**—હલકો, કષાય, કડવો, તથા પ્લીહા, બરોળ, કાસ અને શ્વાસનો નાશ કરનાર છે.

**शिलाजत**—કડવો, શિતવીય, સુગંધી, કફહર તથા વાતહર છે.

**शिलारस**—સુગંધી, કડવો, તીખો, વીર્યની વૃદ્ધિ કરનાર, કંઠને સુધારનાર તથા કોઢ અને રૂધિરવિકારનો નાશ કરનાર છે.

**शिवनी**—સ્વાદિષ્ટ, કડવી, કેશને વધારનાર, તથા રકતપિત્ત, જ્વર અને વાતરક્તનો નાશ કરનાર છે.

**शेतुर**—પાકું શેતુર ટાઢું, મધુર, અને પિત્ત તથા વાતને હરનાર છે. તથા કાચું શેતુર ભારે, ખાટું, ગરમ અને રકતપિત્તને ઉપજાવનાર છે.

**शेलडी**—સ્વાદિષ્ટ, પુષ્ટિ કરનાર, શીતળ તથા રૂધિરવિકાર અને મૂત્રકૃચ્છ્રનો નાશ કરનાર છે.

**शेषगुदर**—વાત અને કફનો નાશ કરનાર છે.

**षडषण**—સુંઠ, પીંપર, પીંપરીમૂળ, ચવક, ચીતરો અને મરી એ ૭ પદાર્થો સાથે મેળવવાથી ષડૂષણ કહેવાય છે. આ ષડૂષણ વિષદોષને હરનાર, ઉષ્ણ, રક્ષ અને ઘણુંકરીને પંચકોલના જેવા ગુણવાળું છે.

**संचळ**—ઝાડો લાવનાર, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, રૂચિ ઉપજાવનાર તથા વાત, આફરો અને શૂળનો નાશ કરનાર છે.

**सप्तपर्ण**—સ્નિગ્ધ, તુરો, ગરમ, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર અને કોઢ, રૂધિરવિકાર, કૃમિદોષ, વ્રણ તથા કફનો નાશ કરનાર છે.

**समुदरफीण**—ચક્ષુને હિત તથા પિત્ત, કફ, વિષદોષ અને કર્ણ રોગને મટાડનાર છે.

**समुदरशोष**—કોઢ અને વિષદોષનો નાશ કરનાર છે.

**समेरवो**—મધુર, ગુરૂ, કડવો, પુષ્ટિ આપનાર તથા વિષદોષ, જ્વર, ઉધરસ અને શોષને મટાડનાર છે.

**सरगवो**—ધોળો, રાતો તથા કાળો આ પ્રમાણે ત્રણ જાતનો સરગવો થાય છે. તે બધી જાતના સરગવા તીક્ષ્ણ, સ્વાદિષ્ટ, તીખા, અને વાત, શોફ તથા દૃષ્ટિની મંદતાને હરનાર છે. તેની છાલ ચક્ષુને હિત છે. તેનાં ફુલ ગ-

રમ, તીખાં અને કૃમિનો નાશ કરનારાં છે. તથા તેની શીંગ જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર અને કોઢ, શ્વાસ તથા શૂળને મટાડનાર છે. રાતાં ફુલવાળો સરગવો તીખો, સ્વાદિષ્ટ, ક્ષાર સહિત અને વાત, શોફ તથા દૃષ્ટિની મંદતાને હરનારછે.

**सरशव**—ધોળા સરશવ જરા ઉષ્ણવીર્ય, કફહર અને વાતહર છે તથા રાતા સરશવ સ્નિગ્ધ, તીક્ષ્ણ, ઉષ્ણ તથા તીખા છે.

**सरसडो**—મધુર, કડવો, તુરો તથા વિષદોષ, કોઢ, ઉધરસ, વ્રણ અને સોજાનો નાશ કરનાર છે.

**साकर**—ટાઢી, હલકી, મધુર અને રૂધિરવિકાર, પિત્ત, તૃષ્ણા, અતિસાર તથા વાતને હણનાર છે.

**साग**—કષાય, શીત તથા વ્રણ, રક્તપિત્ત, રૂક્ષતા અને કફને હણનારછે.

**साजीखार**—જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, રૂક્ષ, તીક્ષ્ણ તથા કફ, કૃમિદોષ, ગુલ્મ અને શૂળનો નાશ કરનાર છે.

**साटोडी**—ધોળી તથા રાતી એવી બે જાતની સાટોડી થાય છે. તેમાં ધોળી સાટોડી જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, તુરી, તીખી, ઉષ્ણવીર્ય અને કફ, વાત, આમ તથા સોજાનો નાશ કરનાર છે. તથા રાતી સાટોડી ઠંડી, હલકી, કડવી, તથા પિત્ત અને રૂધિરનાં દરદોનો નાશ કરનાર છે.

**सामो**—લુખો, વાયુને કરનાર તથા કફ અને પિત્તને હરનાર છે.

**सांभरलूण**—હલકું, વાતહર, અત્યંત ઉષ્ણ, ઝાડો લાવનાર, તીક્ષ્ણ તથા પાક અવસ્થામાં તીખું છે.

**सिंदूर**—તીખો, ઉષ્ણવીર્ય તથા વ્રણનો નાશ કરનાર છે.

**सिंधालूण**—સ્વાદિષ્ટ, લઘુ, ચક્ષુને હિત, પુષ્ટિ કરનાર, રૂચિ ઉપજાવનાર, જઠરાગ્નિનું દીપન કરનાર, વિબંધને હણનાર, તથા ત્રિદોષહર છે.

**सीसम**—શીતવીર્ય, અને કોઢ, ચિતરી, કૃમિદોષ, દાહ, સોજા, શોષ તથા રૂધિરવિકારને હણનાર છે.

**सुखड**—કડવી, ઠંડી, રૂક્ષ, પુષ્ટિ કરનાર, તથા કાસ, શ્રમ, શોષ, તૃષા, રૂધિરવિકાર, પિત્ત તથા દાહની શાંતિ કરનાર છે

**सुंठ**—પાકમાં મધુર, તીખી, પુષ્ટિ કરનાર, ઉષ્ણ, રોચન, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, સ્વરને હિત, તથા વાત, કફ, બંધકોષ, આફરો અને શૂળને હણનાર છે.

**सुरमा**—શીતળ, કષાય, ચક્ષુને હિત, કફહર, વાતહર તથા લેખન કરનાર છે.

सुवर्णक्षीरी—કડવી; અને કૃમિદોષ, પિત્ત તથા કફને હણનાર છે.

सुवा—તીખા, મધુર, ગુરૂ તથા વાત, યોનિશૂળ, અગ્નિની મંદતા અને કૃમિદોષનો નાશ કરનાર છે.

सूरजमुखी—કફ, પિત્ત, પ્રમેહ અને કૃમિદોષને મટાડનાર છે.

सूरण—દીપન કરનાર, રૂચિ ઉપજાવનાર, પથ્ય, તથા કફ, પ્લીહા, અને ગુલ્મનો નાશ કરનાર છે. તેમાં પણ વિશેષે કરીને હરસના રોગીને તો અત્યંત હિતકારક છે.

सेमळो—મધુર, ટાઢો, પુષ્ટિ આપનાર તથા રૂધિરવિકાર અને રક્ત પિત્તનો નાશ કરનાર છે.

सेवती—ચક્ષુને હિત, સુગંધી, બળ આપનાર, કષાય તથા કોમળ છે.

सोनामुखी—લેખન કરનાર, ચક્ષુને હિત તથા પાંડુ, જ્વર અને સોજાને હણનાર છે.

सोपारी—સોપારીનું ફળ રૂક્ષ, ટાઢું, ભારે, તુરૂં, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, રૂચિ ઉપજાવનાર તથા કફ અને પિત્તને મટાડનાર છે.

हरडे—બાળકોના ઉદરમાં રહીને કોઇપણ જાતની વિક્રિયા થવા નહિ દેનાર, રસાયન રૂપ, દીપન કરનાર, ત્રિદોષહર, શૂળ અને વાતરક્તનો નાશ કરનાર તથા ટુંકામાં સર્વ રોગને હણનાર, કષાય, અમ્લ, મધુર, કટુ, તથા તિક્ત રસવાળી બુદ્ધિ તથા શરીરના બાંધાને વધારનાર અને પુષ્ટિ કરનાર છે.

हरफारेवडी—હરફારેવડીનું ફળ રૂચિ ઉપજાવનારૂં, ભારે, લુખું, મધુર, તુરૂં, ખાટું અને હરસ, પથરી, પિત્ત તથા કફનો નાશ કરનાર છે.

हरियाळ—સ્નિગ્ધ, કષાય, મધુર તથા વિષદોષનો નાશ કરનાર છે.

हंसराज—શીતળ, ભારે, ધારાંને રૂઝવનાર, તથા રૂધિરવિકાર, વિષદોષ, અતિસાર, દાહ અને રતવાનો નાશ કરનાર છે.

हळदर—તીખી, કડવી, લુખી, ગરમ, વર્ણને સુધારનાર તથા પ્રમેહ, ત્વચારોગ, સોજો, ખજવાળ, કોઢ, અને વ્રણને હણનાર છે. લીલી હળદર, વર્ણને સુધારનાર છે. જંગલી હળદર જે કંદરૂપે ઉપજે છે તે વાયુ તથા રૂધિરનારોગોનો નાશ કરનાર છે.

हाडसांकळी—હાડને સાંધનાર, રૂક્ષ, મધુર, લઘુ, વીર્યની વૃદ્ધિ કરનાર તથા નેત્રરોગનો નાશ કરનાર છે.

हिंगळो—ધોળાશવાળો, પીળાશવાળો તથા રતાશવાળો એ પ્રમાણે ત-

ણ જાતનો હિંગળો થાય છે તે ઉત્તરોત્તર એટલે ધોળાશવાળા કરતાં પીળાશવાળો અને પીળાશવાળા કરતાં રતાશવાળો હિંગળો સરસ ગુણવાળોછે. હિંગળો તીખો, કડવો, તુરો, અને નેત્ર રોગ, કોઢ, કમળો તાવ તથા કફ પિત્ત આદિકનો નાશ કરનાર છે.

हीराकर्सी—ગરમ, ખાટી, તુરી, કડવી, ચક્ષુ અને મોવાળાને હિતકારક તથા મૂત્રકૃચ્છ્ર, પથરી અને ચીતરીનો નાશ કરનાર છે.

हीराबोळ—કષાય, ઉષ્ણ તથા રૂધિરવિકારનો નાશ કરનાર છે.

क्षाराष्टक—ખાખરો, થોર, અઘેડો, આકડો, આંબલી અને તલનાં નાળ આ સર્વે વૃક્ષોના ખાર તથા સાજીખાર અને જવખાર એ આઠખાર મેળવ્યાથી ક્ષારાષ્ટક થાય છે. તે વિશેષે ગોટો તથા શળને ઘટાડનાર છે.

क्षीरवृक्षो—વડ, ઉંબરો, પીંપળો, પારસપીંપળો તથા પીંપર એ પાંચ ક્ષીરવૃક્ષો કહેવાયછે. ક્ષીરવૃક્ષો તુરાં, મેદનો નાશકરનારાં, હાડને સાંધનારાં, તથા રૂધિરવિકાર, સોજા, પિત્ત તથા કફને ઘટાડનાર છે.

**सर्वैः स्थावरजातिजौषधिगणव्याख्यानगुंफैः सतां**
**मान्यैर्मेंदुरमेतदित्यभिहितंमंदाररत्नंमया ॥**
**काकेभ्योदधिरक्ष्यतामितिमहावाक्येसजातीयका**
**न्संगृह्णातियथोपलक्षणतयाकाकस्तथाख्यौषधीः ॥ १॥**



# તરંગ ૩ જો.

## विष रत्न ५ मुं.

---

**વિષનીઉત્પત્તિ તથા તેના બે ભેદ.**

અમૃતને માટે દેવતા અને અસુરોએ જ્યારે સમુદ્ર મથન કર્યું ત્યારે અમૃતની ઉત્પત્તિ પેહેલાં સમુદ્રમાંથી એક ભયંકર પુરૂષ ઉત્પન્ન થયો. તે દેદીપ્યમાન, ચાર દાઢવાળો, હરિત્કેશવાળો તથા અગ્નિ સરખાં નેત્રવાળો હતો; આ પુરૂષને જોઇ આખાં જગતને વિષાદ (ખેદ) ઉત્પન્ન થયો. તેથી તેનું વિષ એવું નામ પડયું. જ્યારે બ્રહ્માએ હુંકાર કરી તે પુરૂષની સામે દૃષ્ટિ કરી ત્યારે શાપના ભયથી પુરૂષનું રૂપ મૂકી તે પુરૂષે સ્થાવર અને જંગમ એવી બે મૂર્ત્તિ ધારણ કરી.

**રૂતુઓને લીધે વિષમાં વધતું ઘટતું પરાક્રમ.**

આ સ્થાવર જંગમાત્મક વિષના આઠવેગ અને દશ ગુણ છે. વિષની ઉત્પત્તિ ઉપર કહ્યા પ્રમાણે પાણીમાંથી થઇ છે માટે તે વર્ષા ઋતુમાં ગોળની માફક પીગળી જળાશય વિગેરે સ્થળોમાં પ્રસરેછે અને જ્યારે શરદ્ઋતુ આવેછેત્યારે તે જળનાં સ્થળો નિર્વિષ થાયછે. આ ઉપરથી એમ સમજવાનુંછે કે વિષ વર્ષાઋતુમાં પ્રબળ પરાક્રમવાળું હોય છે. એટલે તેની ચિકિત્સા કરવામાં પ્રબલ ઉપાયો વાપરવા જોઈએ. અને શરદ્ઋતુમાં તેના પરાક્રમનો ન્હાસ હોવાથી તે વખતમાં તે નિર્વીર્ય થાયછે. તેથી તે વખતમાં કદાચને વિષની સામાન્ય ઉપાયોથી ચિકિત્સા કરવામાં આવે તો કાંઈ હરકત નથી. આ ઉપરથી વળી એમ પણ સમજાયછે કે વર્ષા તથા શરદ્ઋતુ સિવાય બીજી હેમંત, શિશિર, વસંત અને ગ્રીષ્મઋતુમાં વિષનું બળ મધ્યમ હોય છે. તેથી તે વખતે વચલા વાંધાની ચિકિત્સા કરવામાં આવે તોપણ હરકત નથી.

**વિષને રહેવાનાંસ્થાનકો.**

વિષના ઉપર પ્રમાણે સ્થાવર અને જંગમ એવા બે વિભાગ છે તેમાં સ્થાવર વિષને રહેવાનાં સ્થાનક દશછેઅને જંગમ વિષને રહેવાનાં સ્થાનક સોળછે. મૂળ, પત્ર, ફળ, પુષ્પ, છાલ, છીર, વચલો ગાભો, ગુંદ, ધાતુ અને કંદ એ સ્થાવર વિષને રહેવાનાં દશ સ્થાનકો છે. યદ્યપિ સ્થાવર વિષ પત્ર ફળાદિમાં રહેલ છેતોપણ મૂળમાં રહેલ સ્થાવર વિષ અતિ પરાક્રમવાળું હોયછે. મૂળ વિષ ખાવામાં આ-

વ્યાથી ગોઠલી ચડવી, બકવા, અને મોહ થાય છે, પત્ર વિષથી બગાસાં આવે છે, ગોઠલી ચડે છે અને શ્વાસ ઉપડે છે, ફળનાં વિષથી વૃષણમાં સોજો, દાહ અને અન્ન ઉપર દ્વેશ થાય છે. પુષ્પનાં વિષથી ઉલટી, આફરો અને મોહ થાયછે, છાલ તથા છીરનાં વિષથી મોઢામાં ફીણ આવે છે, ઝાડો પાતળો થાય છે અને જીભ વાંકી થઇ જાય છે, વચલા ગાભાના તથા ગુંદના વિષથી મોઢામાં દુર્ગંધ, શરીરમાં ખરખરાશ, મસ્તકમાં દુખાવો અને મોઢામાંથી લાળનું પડવું થાય છે, ધાતુ વિષથી હૃદયમાં પીડા, મૂર્છા અને તાળવામાં દાહ થાય છે, ઘણુંકરી આ વિષ કાળે કરીને નાશ કરે છે, તથા કંદનું વિષ સર્વ સ્થાવર વિષ કરતાં અતિ તિક્ષ્ણ ગુણવાળું હોયછે. જંગમ વિષનાં દૃષ્ટિ, નિઃશ્વાસ, દાઢ, નખ, મૂત્ર, ઝાડો, શુક્ર, લાળ, આર્ત્તવ, અસ્થિ, પિત્ત વિગેરે સોળ સ્થાન છે. જોવાથી અને ફુંક મારવાથી પ્રાણીના અંગમાં વિષનો પ્રવેશ કરાવનારા દેવતાઈ સર્પો હોયછે. અને પૃથ્વીના સર્પોની દાઢમાં વિષ રહેલ છે. મીંદડાં, કૂતરાં, પાણીમાં રહેનાર ઘો, મગર, મત્સ્ય, દેડકું, ગરોળી, તેમજ બીજાં પ્રાણીઓ દાઢ તથા નખમાં વિષવાળાં હોય છે. ઊંદરના વિર્યમાં વિષ રહેલું છે. કરોળિયા વિગેરે પ્રાણીઓનું વિષ લાળ, મૂત્ર, ઝાડો, નખ, વીર્ય અને રજમાં રહેલું છે. વીંછી વિગેરે પ્રાણિઓનું વિષ કાંટામાં રહેલું છે. માંખી વિગેરેનું મોઢેથી ચટકો ભરવામાં વિષ રહેલું છે. વિષથી મરેલ પ્રાણીના તથા વાટ નાગના મત્સ્યના અસ્થિ (હાડ) માં વિષ રહેલું છે. શકુલી મત્સ્ય, રક્ત રાજી મત્સ્ય અને ચરકી મતસ્યના પિત્તમાં વિષ રહેલું છે. સૂક્ષ્મ તુંડ અને ઉચ્ચિટિંગ નામના વીંછી અને ભ્રમરની ચાંચમાં વિષ રહેલું છે. કીડા અને સર્પના મરેલ દેહમાં વિષ રહેલું છે. તથા બીજાં ન ગણેલ વિષને પણ મુખ સંદંશના વિષમાં ગણવાં

**મહાવિષ તથાઉપવિષ.**

સોમલ, હાલાહલ, કાળકૂટ વિગેરેને મહાવિષ એવું નામ આપેલું છે અને અફીણ વિગેરેને ઉપવિષ એવું નામ આપેલું છે. બ્રહ્મપુત્ર તથા પ્રદીપન વિગેરે વિષનાં નામ અને તેનાં લક્ષણો શાસ્ત્રોમાં માલમ પડેછે પણ તે કયાં ઝેર છે એવી ઓળખાણ હાલ નિકળી શકતી નથી.

**સ્થાવરવિષ તથા તેના બે ભેદ.**

સ્થાવર વિષમાં સોમલ, અફીણ, વછનાગનાંમૂળ, ઝેર કોચલાં વિગેરેનો સમાવેશ થાય છે તેમાં સોમલ, રસકપૂર,ત્રાંબાનું ઝેર વિગેરે ધાતુ વિષ છે અને અફીણ, ધતુ-

રી, ઝેરકોચલાં, વિગેરે વનસ્પતિ વિષ કહેવાય છે.

સર્પ, કીડા, ઊંદર, 'કરોળિયા વિગેરે લાળ વાળા જીવ, વીંછી, ગરોળી, ઝેરી જળો, ઝેરી માછલાં, ઝેરી દેડકાં, કાકીડા, ઝેરી કૂતરા, સિંહ, વાઘ, શિયાળ, જરખ, રીંછ વિગેરે જે દાઢવાળાં ઝેરી જનાવરો છે તેની દાઢમાં રહેલું ઝેર જંગમ વિષ કહેવાય છે.

**કૃત્રિમવિષ. (ગર)**

ઉપર લખેલ બે પ્રકારનાં સ્થાવર અને જંગમ વિષ સિવાય અનેક પ્રકારનાં ઔષધો અથવા ઔષધોમાં વપરાતા પદાર્થો સિવાય બીજા બે અથવા વધારે પદાર્થો સાથે મળવાથી જે વિષ ઉત્પન્ન થાય છે તે વિષને ગર એવું નામ આપેલું છે. આ કૃત્રિમ વિષ (ગર) જેવા પદાર્થોના યોગથી બનેલું હોય તે પ્રમાણે તે તરત કે ઘણે દિવસે નાશ કરનારૂં થાય છે. આ વિષ, સોજો, પાંડુ,, ઉન્માદ તથા ઉદર રોગ વિગેરેને ઉત્પન્ન કરેછે.

**સ્થાવર તથાજંગમવિશના ઉપદ્રવો.**

સ્થાવર વિષ જ્વર, હેડકી, દાંતનું અંબાવું, ગળાનું સીવાવું, મોઢામાં ફીણ આવવાં, ઉલટી, અરૂચિ, શ્વાસ, મૂર્છા વિગેરે ઉપદ્રવોને ઉત્પન્ન કરેછે. અને જંગમ વિષ નિદ્રા, આલસ્ય, ખેદ, દાહ, શરીરમાં ફોડલા, રૂવાડાંનું ઉભું થવું, વિગેરે ઉપદ્રવોને ઉત્પન્ન કરે છે. આ બે પ્રકારનાં વિષમાંથી સ્થાવર વિષ ઘણું કરીને શરીરના ઉપલા ભાગમાં ઉપદ્રવ કરનારૂં થાય છે અને જંગમ વિષ શરીરના નીચેના ભાગમાં ઉપદ્રવ કરનારૂં થાયછે. આ ઉપરથી એમ જણાય છે કે કોઇ કોઈ વખત સ્થાવર વિષ જંગમ વિષના ઉપદ્રવને અને જંગમ વિષ સ્થાવર વિષના ઉપદ્રવને અટકાવનારૂં થાય છે.

**વિષ પીધેલ મનુષ્યની પરીક્ષા.**

જેને આફરો થયો હોય, શરીરનું લોહી ઉનું થયું હોય, શરીર થુથું પડી ગયું હોય, પીડા થતી હોય તથા જે મોઢામાંથી ફીણ ઓકતો હોય તેણે વિષ પીધુંછે એમ સમજવું.

**વિષના વેગ.**

વિષનો પેહેલો વેગ રસ નામના ધાતુને બગાડી તૃષા, મોહ, દંતહર્ષ, લાળ, ઉલટી તથા ખેદ વિગેરેને ઉત્પન્ન કરેછે.
બીજો વેગ રૂધિરને બગાડી ભ્રમ, કંપ, મૂર્છા, બગાસાં, અંગમાં ચગચગાટ, અને આંખે અંધારાં આવવાં ઇત્યાદિ ઉપદ્રવોને ઉત્પન્ન કરી શરીરને ઝાંખું પાડે છે. ત્રીજો વેગ માંસને બગાડી શરીરમાં ચાઠાં, ગડા, ખરજ, અને સોજાને ઉપજાવેછે. ચોથો વેગ વાયુને કોપાવી ઉલટી, દાહ, અંગશૂળ, અને મૂર્છાને ઉપજાવેછે. પાંચમો વેગ લીલા પીળા રંગનો દેખાવ તથા અંધારાનો દે-

ખાત પ્રકટ કરેછે. છઠ્ઠો વેગ હેડકી ઉપજાવે છે. સાતમો વેગ શરીરની હીલચાલ બંધ કરે છે અને આઠમો વેગ મરણ ઉપજાવે છે. આ પ્રમાણે ઝેરના આઠ પ્રકારના વેગ મનુષ્યના શરીરમાં ઉપજે છે અને ચોપગાં પ્રાણીના શરીરમાં ઝેરના ચાર પ્રકારના વેગ ઉપજી તેનું મરણ ઉપજાવે છે. પશુના શરીરમાં વિષનો પેહેલો વેગ જ્યારે પ્રગટ થાયછે ત્યારે દુઃખી આકારવાળું થઇ ચકરી ખાવા મંડી જાયછે. બીજા વેગથી કંપે છે અને શૂન્ય થઈ જાય છે. ત્રીજા વેગમાં પશુ ખોરાક ગ્રહણ કરી શકતું નથી તથા ચોથા વેગમાં શ્વાસ ઉત્પન્ન થઇ પશુનું મૃત્યુ થાયછે. પક્ષીના શરીરમાં વિષનો પેહેલો વેગ જ્યારે શરૂ થાયછે ત્યારે પક્ષી શૂન્યચિત્ત થઇ જાણે ધ્યાન ધરતું હોય નહિ? એમ દેખાયછે. બીજા વેગમાં ચકર ખાવા મંડી જાય છે અને ત્રીજા વેગમાં પીંખડાં ખરી જઈ પક્ષીનું મરણ થાયછે.

**વિષનાગુણ.**

વિષ હલકું, લુખું, જલદી પ્રસરે એવું, તીક્ષ્ણ, ઉષ્ણ, સૂક્ષ્મ, અવ્યક્ત રસવાળું (જેમાં છ રસમાંથી કોઇપણ રસ સ્પષ્ટ દેખાતો નથી એવું), ન પચનારૂં, વિષદ અને પ્રાણસ્થાનનું મોઢું ઉઘાડી નાખનાર એ પ્રમાણે દશ ગુણવાળું છે.

ઉપર પ્રમાણે વિષના દશ ગુણ હોવાથી તે શરીરમાં જલદીથી વ્યાપ્ત થઇ જાય છે, મર્મસ્થાનને ભેદે છે, મુસ્કેલીથી ઉપાયોના કબજામાં આવેછે, તથા પ્રસરવા રૂપ દોષ ક્યાંય અટકતો નથી. તે પ્રથમ શરીરમાં પેસીને લોહીને બગાડે છે, પછી વાત પિત્ત અને કફ એ ત્રણેને દુષ્ટ કરેછે અને ત્યારપછી હૃદયમાં આવી દેહનો નાશ કરેછે.

**દોષના સ્થાનમાં વિષની સ્થિતી.**

વિષ, વાત પ્રકૃતિવાળા પુરૂષના વાતસ્થાનમાં રહીને વાતને પૂર્ણ કોપાવેછે તથા કફ પિત્તને થોડું કોપાવે છે. વાતને કોપાવી તૃષા, મૂર્છા, મોહ, અરૂચિ, ગળાનું પકડાવું, ઉલટી અને મોઢે ફીણ આવવાં ઇત્યાદિ ઉપદ્રવોને ઉત્પન્ન કરે છે, પિત્તપ્રકૃતિવાળા પુરૂષના પિત્તસ્થાનમાં રહીને પિત્તને પૂર્ણ કોપાવેછે તથા વાત અને કફને થોડા કોપાવે છે. તેથી તૃષા, કાસ, જ્વર, ઉલટી, ખેદ, અને અત્યંત દાહ વિગેરે ઉપદ્રવોને ઉપજાવેછે. અને કફ પ્રકૃતિવાળા પુરૂના કફસ્થાનમાં રહેલું વિષ કફને પૂર્ણ કોપાવે છે તથા વાત પિત્તને થોડા કોપાવે છે તેથી શ્વાસ, ગળાનું પકડાવું, ખરજ આવવી, લાળ પડવી, અને ઉલટી થવી વિગેરે ઉપદ્રવોને ઉત્પન્ન કરે છે.

**દૂષિ વિષ.**

જે વિષ જુનું થઇ ગયું હોય અથવા ખાધા પછી કરેલા

વિષહર ઉપાયોથી દબાઈ ગયું હોય અથવા પોતાની ઉત્પત્તિને વખતે દાવાનળ, પવન અને તડકાથી સુકાઇ ગયું હોય અથવા સ્વભાવથીજ પોતાના ગુણની ન્યૂનતાવાળું હોય તે વિષને દૂષિવિષ એવું નામ આપેલું છે. આ દૂષિવિષ થોડાં પરાક્રમને લીધે જાણવામાં આવતું નથી. અને કફથી વીંટાઇ શરીરમાં ઘણા વર્ષ પર્યંત રહેછે. આવી જાતનાં ઝેરથી પીડાયલા પુરૂષોનો ઝાડો અને શરીર વિવર્ણ હોયછે, તેના શરીરમાં ખરાબ રૂધિર રોગ ઉત્પન્ન થાયછે તથા તૃષા અને અરૂચિથી તે પીડિત હોયછે, તેમજ મૂંઝાય છે, ઉલટી કરે છે, વાણી ગદગદ બોલે છે, તથા ઉદર રોગનાં ચિન્હવાળો થાયછે. આ દૂષિવિષ આમાશયમાં રહેલું હોય તો કફ અને વાતના રોગ ઉપજાવે છે. અને જો પક્વાશયમાં રહેલું હોય તો વાત તથા પિત્તના રોગ ઉપજે છે. આ વિષથી મનુષ્યનાં રૂવાડાં તથા માથાના વાળ ખરી જાયછે. જો તે વિષ રસાદિક છ ધાતુમાં રહેલ હોય તો ધાતુ સંબંધી અનેક વિકારોને ઉપજાવે છે. આ વિષને દૂષિવિષ એવું નામ આપવાનું બીજું કારણ એ છે જે તે અજીર્ણ, વાદળાં, ટાઢ, કુપથ્ય ભોજન ઈત્યાદિથી દુષ્ટ થઈ ધાતુને દોષવાળા કરે છે. આ દૂષિવિષથી પીડિત મનુષ્યને પ્રથમ પસીનો આવે એવાં ઔષધો આપી ઉલટી તથા ઝાડાનાં ઔષધોથી શુદ્ધ કરી દૂષિવિષના વિકારને નાશ કરનાર નીચે લખેલ ઔષધ મધ નાખીને ચટાડવું. પીપર, રોહિશનું ખડ, જટામાંસી, લોદર, એળચી, સંચળ, મોથ, કઠ, જેઠીમધ, રાતું ચંદન, અને ગેરૂ આ સર્વ ઔષધોનો યોગ દૂષિવિષનો નાશ કરનાર છે. તેમ બીજા વિષના ઉપદ્રવો ઉપર પણ આ પ્રયોગ અજમાવવા જેવો છે.

**સ્થાવર વિષના વેગમાં ઉપજતા ઉપદ્રવો.**

સ્થાવર વિષના પહેલા વેગમાં જીભ કાળી પડી જાયછે, શરીર સજ્જડ થઇ જાય છે, મૂર્છા આવે છે, ઉલટી થાય છે, તથા ત્રાસ અને ખેદ ઉપજે છે. બીજા વેગમાં કંપ, પરસેવો, દાહ અને કંઠમાં વેદના ઉપજે છે. આ વેગછતાં વિષ આમાશયમાં ગયું હોય તો હૃદયમાં વેદના ઉપજેછે. ત્રીજા વેગમાં તાળવામાં શોષ તથા આમાશયમાં શૂળ પેદા થાયછે. આ વેગવાળા દરદીનાં નેત્ર દુર્બળ, લીલાં અને સજ્જડ થઇજાયછે, તથા આ વેગછતાં વિષ જો પક્વાશયમાં ગયું હોય તો ત્રાજવાં ત્રોફવા જેવી પીડા, આફરો ખાલી ઉધરસ અને આંતરડાંમાં કરકર એવો શબ્દ ઉપજેછે. ચોથા વેગમાં મસ્તક ભારે થઇ જાયછે અને ઉપર લખેલા ઘણાખરા ઉપદ્રવો પણ ઉપજેછે. પાંચમા વેગમાં મુખ અને નાસિકામાંથી કફ ઝરેછે, શરીર સાવ ઝાંખું પડી જાય છે. સાંધા દુખે

છે, બધા દોષ કોપ પામે છે અને પક્વાશયમાં વેદના થાય છે. છઠ્ઠા વેગમાં બેભાન સ્થિતિ થાય છે અને અતિસાર ઉપજે છે તથા સાતમા વેગમાં ખભા, વાંસો અને કેડમાં ભાંગવાજેવી વેદના થાયછે તથા મરણ પણ ઉપજેછે.

**વિષના વેગમાં કરવાના ઉપાયો.**

જે પુરૂષના શરીરમાં વિષનો પ્રથમ વેગ પ્રગટ થયો હોય તેને ઉલટી કરાવવી, માથાપર ટાઢા પાણીનું સીંચન કરવું અને પછીથી મધ તથા ઘી સાથે વિષહર ઔષધ આપવું. બીજા વેગમાં પણ ઉલટી કરાવવી, માથાપર ટાઢું પાણી નાખવું તથા વિરેચન આપી પછી વિષહર ઔષધ આપવું. ત્રીજા વેગમાં વિષહર ઔષધ, પાન, નસ્ય અને અંજન એ હિત કહેલાં છે. ચોથા વેગમાં ઘી સાથે મેળવેલું વિષહર ઔષધ આપવું, પાંચમા વેગમાં જેઠીમધનો ક્વાથ અને મધ એ બન્ને સાથે આપવાં. છઠ્ઠા વેગમાં અતિસારની નિવૃત્તિના જે ઉપાયો છે તે કરવા. અને સાતમા વેગમાં અવપીડ નાગનું ઘી દેવું અથવા મૂર્ધસ્થાનમાં કાગડાના પગ જેવા શસ્ત્રથી છેદ દઈ તે ઉપર રૂધિરવાળું માંસ મૂકવું.

કડવીઘીસોડી, ચીતરો કાળીપાટ, ગળો, હરડે, શિરિષ, ધોળો અંઘેડો, બે જાતની હળદર, જેઠીમધ,બે જાતની સાટોડી, સુંઠ,મરી, પીંપર, બે જાતની રીંગણી, ઉપલસરી, અને ખપાટ એ ઔષધોના ક્વાથમાં કાંજી કરી તેને ઠંડી થવા દઇ તેમાં ઘી તથા મધ નાખવાં અને ત્યાર પછી એ કાંજીનો ઉપયોગ વેગના મધ્યમાં કરવો. તેથી વિષના ઉપદ્રવો નિવૃત્ત થાયછે. પણ આ ઉપાય કર્યા પેહેલાં વમન તથા વિરેચનાદિ કર્મ કરાવવાની ખરેખરી જરૂર છે. વળી મહુડો, જેઠીમધ, પદ્મનું લાકડું, કેસર અને ચંદનના ક્વાથમાં બનાવેલી કાંજી પણ વિષદોષને દૂર કરેછે.

**વિષનિચિકિત્સાનોસામાન્ય ક્રમ.**

ઝેર પીધેલાં મનુષ્યનું મરણ થાય છે ત્યારે ઝેર તેના હૃદયમાં રહેલું હોયછે અને સર્પાદિકથી દશાયલોતથા ઝેરી હથિયારથી વીંધાયલો પુરૂષ મરણ પામે ત્યારે તે ઝેર દંશસ્થાનમાં રહેલું હોયછે. જે પુરૂષે ઝેર ખાધેલું હોય તેના શરીરમાં મરણનાં જે ચિન્હો થાયછે તે સઘળાં ચિન્હો થયાં હોય તો વૈદ્યે ચિકિત્સા કરવી નહિ. અને તેમાંનાં ચિન્હો ઉત્પન્ન ન થયાં હોય તો ચિકિત્સા કરવી. આવો નિર્ણય થવા સારૂ તેનાં ચિન્હો આ પ્રમાણેછે. હોઠ કાળા થઈ જવા, દાંતની શિથિલતા થવી, મોવાળાનું ખરીજવું, અંગનું ભાંગવું, તરફડવું, શીતોપચારથી પણ રૂવાંડાંનું ઉભું ન થવું, લાકડી માર્યા વગર શરીરમાં ભરોડનો દેખાવ, અને શરીરમાં સૂયો ઘાંચવાથી પણ રૂધીરનું બહાર ન નિકળવું વિગેરે ચિન્હો

મરણનાં છે. માટે તે ન થયાં હોય તોજ ચિકિત્સા કરવી. રાજમંદીરમાં વિષની ચિકિત્સા બિલકુલ કરવીજ નહીં એમ શાસ્ત્રકારો ફરમાવે છે.

**વિષનિવૃત્તિના ચોવીશ ઉપાયો.**

મંત્ર, અરિષ્ટ, ઉત્કર્તન, નિષ્પીડન, દૂષણ, અગ્નિ, પરિષેક, અવગાહન, રક્તમોક્ષણ, વમન, વિરેચન, ઉપધાન, હૃદયાવરણ, અંજન, નસ્ય, ધૂમ, લેહ, ઔષધ, પ્રશમન, પ્રતિસારણ, પ્રતિવિષ, સંજ્ઞાસંસ્થાપન, લેપ અને મૃતસંજીવન એવા ચોવીશ વિષનિવૃત્તિના ઉપાયો કહેલા છે. તે ચોવીશ ઉપાયોનો જેવી રીતે ઉપયોગ થાયછે તે નીચે પ્રમાણે.—

જે ઠેકાણે દંશ થયેલો હોય તેથી નીચે અને ઉપર જોરથી દોરો વીંટવો. ત્યાર પછી જો દંશ મર્મસ્થાનમાં ન હોયતો તેને દબાવી તેમાંથી ઝેર અને રૂધિર કાઢી નાખવું. અથવા તે દંશને શસ્ત્રથી ખોતરી કાઢવો અથવા જળો મૂકવી અથવા શીંગડી મૂકી લોહી કાઢવું. કારણ કે વિષદંશથી પ્રથમ રૂધિર બગડેછે અને પછી દરદીનો નાશ થાયછે. માટે પ્રથમ વિષથી બગડેલું લોહી કાઢી નાખવામાં આવે તો પછીથી કોઇ જાતની હરકત આવતી નથી. સુંઠ, મરી, પીંપર, ઘરનો ધૂમાડો, હળદર, પંચલવણ, કાળોવાળો, રીંગણી અને વડ એ પદાર્થોને સાથે ઘસી લેપ કરવો તેથી બગડેલું લોહી સ્ત્રવી જાયછે અને વિષનો વેગ શાંત થાય છે. વિષના વેગથી મદ, મૂર્છા, ખેદ અને હૃદયમાં પીડા થાય છે. માટે શીતોપચારથી સઘળા ઉપદ્રવને નિવૃત્ત કરવા અને રૂવાડાં ઉભાં થાય ત્યાં સુધી તે વિષાર્ત્ત પુરૂષને પંખાથી પવન કરવો. મૂળ કાપવાથી વૃક્ષ જેમ વૃદ્ધિ પામતું નથી, અને પાજ બાંધવાથી પાણી જેમ પ્રસરતું નથી તેમ જ્યાં સુધી દંશ ઉંડો નહોય ત્યાં સુધી શસ્ત્રથી અંગનું છેદન કરવામાં તો વિષનો વેગ આગળ વધી શકતો નથી. ચામડીમાં અને માંસમા પેઠેલ ઝેરને ડામ દેવો, લોહીમાં રહેલ ઝેરને રૂધિરસ્ત્રાવથી કાઢી નાખવું, પીધેલ ઝેરને તરત વમન કરાવી બહાર કાઢી નાખવું. અને પીધેલ ઝેર બીજા વેગમાં નીચે ઉતરી ગયેલ જણાય તો વિરેચનથી બહાર કાઢી નાખવું. વિષખાનારના હૃદયની રક્ષા પ્રથમ કરવી જોઇએ. જો હૃદયમાં આવરણ આવવા લાગે તો દૂધ,મધ, ઘી, ગેરૂ અથવા છાણનો રસ આ માંહેલો જે પદાર્થ મળે તે પીવો અથવા રાખ અને ધૂળ પાણીમાં પલાળીને પીવાં. મનુષ્યનો દેહ બચાવવા માટે શાસ્ત્રકારોએ ભયંકર ઉપાયો યોજવાનું પણ લખેલુંછે, એટલે કે પાંખ સહિત કાગડાને પીલી તેનો રસ વમન થવા સારૂ પાવો અથવા બકરાંનું લોહી પાવું. ત્રીજા વેગમાં ક્ષારનો ઉ-

પગોગ કરવો અને સોજાને હરનાર પદાર્થ, મદ્ય, અથવા પાણીમાં વાટી લે-ખન ક્રિયા કામે લગાડવી. ચોથા વેગમાં કોઠનોરસ, મદ્ય, અને ઘી મેળવીને ગાયના છાણના રસમાં પાવો. પાંચમા વેગમાં કાગડાના ઇંડાના તથા શિરીષના રસથી અંજન કરવું. છઠ્ઠા વેગમાં જેથી સંજ્ઞા આવે એવા ઉ-પાયો કરવા. ગાયનાં પિત્તાથી યુક્ત હળદર, મજીઠ, મરી અને પીંપર એ પદાર્થોને વાટીને પાવાથી ઝટ ઉલટી થાયછે. મયૂરનાં પિત્તાનો અરધો ભાગ અને તેથી બમણાં ખાખરાનાં બીજ આ બન્ને પદાર્થો સાથે વાટી પાવાથી વિષને લીધે મૃત્યુની સ્થિતિએ પહોંચેલ દરદી જીવતો થાયછે. રીંગણાંનું ફા-ણિત, ઘરનો ધૂમાડો, ગાયનું પીત્તું અને લીંબડો એ પદાર્થોને મેળવીને પાવાથી પણ ઉપર પ્રમાણેજ ફાયદો થાયછે. ગાયનાં પિત્તાથી યુક્ત તુલસી, પીંપરી-મૂળ, બે જાતની હળદર, મહુડો અને કઠ એ સઘળા પદાર્થો સાથે મેળવી-ને બનાવેલી ગોળીઓ અથવા સરસડાનાં ફુલ અને કાગડાના ઇંડાના રસથી બનાવેલી ગોળીઓ પણ ઉપર પ્રમાણેજ ફાયદો કરેછે. વિષથી અ-થના પાણીમાં ડુબવાથી મરણતોલ સ્થિતિના પુરૂષને જાગૃત કરવા નીચે લખેલાં ઔષધોનો લેપ, નસ્ય અને પાન ઉત્તમ છે. કપુરી, મધુરી, પીળોવા-ળો, ભરોંટ, શિલાજીત, ગોરોચન, તગર, રોહિષનુંખડ, કેસર, જટામાંસી, તુ-લસી, કઠ, વાળો, ભોરીંગણી, સરસડાનાં ફુલ, હળદર, દારૂહળદર, ચંદન, હીંગ, પીંપર, લાખ, કાળોવાળો, જંગલીમગ, બીલું, જેઠીમધ, મીંઢોળ, ન-ગડ, ગરમાળો, લોદર, ધઉંલા, નોરવેલ, અને વાવડિંગ આ બધા પદાર્થોને ( જેમાં પુષ્પ હોય તે પુષ્પ સાથે ) લઇને વાટી તેની ગોળીઓ કરવી. આ ગોળીઓ સર્વ વિષને હરનારી છે, વિષથી મરેલ જેવાને પણ જીવન આ-પનારી છે અને તાવને હરનારી છે. આ ગોળીઓ સુંઘવાથી, ચોપડવાથી, ધા-રણ કરવાથી, ધૂપ લેવાથી તથા તે વિષે સાંભળવાથી ઘરમાં રહેલ ભૂત પ્રેત ની પીડાને, વિષને, મચ્છર માંકડ આદિ જંતુને, અલક્ષ્મીને, કામણને, ભું-ડાં સ્વપ્નને, સ્ત્રીના દોષને, અકાળ મરણને, પાણીના ભયને તથા ચોરના ભ-યને દૂર કરેછે. તથા ધન, ધાન્ય, કાર્યસિદ્ધિલક્ષ્મી, પુષ્ટિ, આયુષ્ય ઈત્યાદિને વધારનાર છે. આ પ્રયોગનું નામ મૃત સંજીવન છે. અને તે પ્રયોગને બ્ર-હ્માએ અમૃતની પેહેલાં પ્રગટ કરેલ છે.

વાત, પિત્ત અને કફ એ ત્રણમાંથી જેના સ્થાનમાં વિષ હોય તેને પ્રથમ જીતવું એટલે વાયુના સ્થાનમાં જો વિષ હોય તો દરદીને પ્રથમ પ-રસેવો વળાવી પછી દહીં સાથે તગર અને કઠના કલ્કનું પાન કરાવવું. પિ-

ત્તસ્થાનમાં વિષ છે એમ જણાય તો ઘી, ગધ, દૂધ અને જળનું પાન કરાવવું તથા તેમાં દરદીને બેસાડવો. અને કપ્રસ્થાનમાં વિષ છે એમ જણાય તો ક્ષારનો ઉપયોગ કરવો, પસીનો વળાવવો, અને ફસ ખોલાવવી તથા ઉપર બતાવેલ દુષિવિષ લોહીમાં રહેલછે એમ જણાય તો ફસ ખોલાવવી તથા વમન વિરેચનાદિક પંચ કર્મ કરાવવાં. આ પ્રમાણે વૈદ્યે વિચાર કરી ઔષધની કલ્પના કરવી ઝેર પાયેલાં શસ્ત્રથી વીંધાયલો પુરૂષ વારંવાર ગ્લાનિને તથા વિરૂદ્ધ વર્ણને પામે છે. તેનું શરીર કીડીઓથી વ્યાપ્ત હોય એમ ચમ ચમ થાય છે. તથા કમ્મર, વાંસો, મસ્તક, ખભા અને સાંધા દુખ્યા કરે છે. જે ઠેકાણે ઝેરી હથિયારથી વ્રણ થયેલ હોય તેમાંથી કાળું રૂધિર નિકળે છે, તૃષા, મૂર્છા અને દાહ થાય છે, દૃષ્ટિની કાળાશ, ઉલટી, શ્વાસ અને કાસ પ્રગટ થાય છે. અને તે વ્રણ ચોમેર પીળો અને રાતો તથા વચમાં કાળો હોય છે. તેમાં બહુ પીડા થાય છે, માંસ કાળું થઇ જાય છે, પરૂને સ્રવે છે, ગારાજેવું તે માંસ વારંવાર ફાટેછે અને તેમાંથી પાણી ઝરે છે. જો ઝેરી હથિયારથી મર્મસ્થાન વીંધાયેલ હોય તો હૃદયમાં આવરણ થઇ મરણ થાય છે.

વ્રણમાં શલ્ય હોય તો તેને કાઢી લઈ લોઢું ધગાવી તે ઉપર ડાંભ દેવો. અથવા ઝીંઝરીયો ખાખરો, ધોળી ગરણી, મજીઠ અને સરસડો એ પદાર્થોનો ક્ષાર બનાવી તે વ્રણ ઉપર લગાવી તેમાંથી પાણી ઝેરવવું. તે પછી અગથીઓ, કાળી અતવશેક, અને ભોરીંગણી એ ત્રણનાં મૂળ વાટી તે વ્રણઉપર ચોપડવાં. આ વ્રણની ચિકિત્સા કીડાના કરડવાથી થયેલ વ્રણની જે ચિકિત્સા છે તે કરવી. વ્રણમાં માંસ ગંધાઈ ગયું હોય તો પિત્તથી થયેલ વિસર્પ રોગના જેવી ચિકિત્સા કરવી.

જુદી જુદી જાતનાં પ્રાણીઓની વિષ્ટા, વિરૂદ્ધ ઔષધની ભસ્મ તથા થોડા પરાક્રમવાળાં વિષ ઔષધની મેળવણીથી જે ઝેર પ્રગટ થાય તેને ગર એવું નામ આગળ આપવામાં આવેલ છે. આ ઝેર ખાવાથી પુરૂષ ચુથારંગનો, દુબળો, મંદઅગ્નિવાળો, અને ઉધરસ, શ્વાસ તથા જ્વરથી પીડાયલો હોય છે. તેનો વાયુ હમેશાં ઉર્ધ્વ ગતિવાળો હોય છે. તેને સારી રીતે નિદ્રા આવતી નથી; આ પુરૂષ મોટાં પેટવાળો, વધરાવળવાળો તથા પ્લીહાનાં દરદવાળો થાય છે. તેની વાણી દીન હોય છે તથા તે દુર્બળ અને આળસુ હોય છે. આ પુરૂષના શરીરમાં સોજો થાય છે, વારંવાર આફરો ચડી આવે છે, તથા તેના હાથ પગ સૂકાયલા હોય છે, અને તે ક્ષય

વાળો થાયછે. તથા ઘણું કરીને સ્વપ્નામાં શિયાળ, ગીંદડાં, નોળીઆં, સર્પ અને વાંદરાંને દેખે છે તેમજ પાણીનાં સ્થનાકો અને વૃક્ષને સૂકાયલાં દેખે છે. વળી જો તે પૂરૂષ રંગે ધોળો હોય તો સ્વપ્નમાં પોતાના શરીરને કાળું દેખે છે અને કાળો હોયતો ધોળું દેખેછે. તેની ઇંદ્રિયો હણાઈ જાયછે અને સ્વપ્નમાં શરીરને નાસિકા, કાન તથા નેત્ર વગરનું દેખેછે. આ ઝેરથી પીડાયલા પુરૂષની જો જલદીથી ચિકિત્સા ન થાયતો તે દરદી ઉપર કહેલા અથવા એવા બીજા ઉપદ્રવોથી નાશ પામે છે. આ ગર નામના ઝેરથી પીડાયલા પુરૂષને પ્રથમ વમન કરાવી પથ્ય અન્ન જમાડવું. માક્ષિક અને સુવર્ણ એ બન્નેનું ચુર્ણ એકઠું કરી મધ અને સાકર સાથે ચટાડવું. અથવા મોરવેલ, ગળો, પટોલ, ચવક, ચીતરો, વજ અને વાવડિંગ એટલા પદાર્થોનું ચૂર્ણ છાશ, ઉનુંપાણી, અથવા બીજોરાના રસ સાથે પાવું.

સર્વ અવસ્થાવાળાં સર્વ વિષના વિકારની શાંતિ કરવાવાળો ઘી સરખો બીજો કોઈ ઉપાય નથી. તેમાં પણ વાત પ્રકૃતિવાળાં વિષનો તો તે મુખ્ય ઉપાય છે. કફસ્થાનમાં રહેલું વિષ સાધ્ય ગણાય છે, પિત્તસ્થાનમાં રહેલું વિષ કષ્ટસાધ્ય ગણાય છે અને વાતસ્થાનમાં રહેલું વિષતો અત્યંત દુઃસાધ્ય અથવા અસાધ્ય ગણાય છે. આ પ્રમાણે પ્રકૃતિ, દેશ તથા કાળનો વિચાર કરી વિષાર્ત્ત પુરૂષની યોગ્ય ચિકિત્સા કરવી.

**વિષસંકટ.**

વિષની પ્રકૃતિ (પિત્તપ્રકૃતિ), કાળ (વર્ષાકાળ), અન્ન (સર્પાદિ), દોષ (પિત્ત), અને દૃષ્ય (રક્ત), આ પદાર્થોનો સમાગમ વિષસંકટ કહેવાયછે. આ વિષસંકટમાં પડેલો પુરૂષ સેંકડે એકાદ ભાગ્યેજ જીવેછે.

**ધાતુવિષ તથા વનસ્પતિવિષચિકિત્સા સોમલ.**

સોમલ એ પ્રખ્યાત મોટું ઝેર છે. તેમાં કોઇપણ જાતનો સ્વાદ નથી પણ જરા ગળપણ રહેલુંછે. તેથી તેનો ખોરાકની સાથે દગો કરવામાં સેહેલાઇથી ઉપયોગ થઇ શકેછે. સોમલ ધોળો, રાતો તથા લીલો પણ થાયછે. તે પેટમાં ગયાપછી તેનાં ચિન્હ એક કલાકની અંદર માલમ પડે છે. શરૂઆતમાં મોળ આવી ઉલટી થાયછે તથા આખા પેટમાં વેદના શરૂ થાયછે, થોડીવાર પછી ઝાડો શરૂ થાય છે, તૃષા ઘણી લાગે છે, આંખમાં બળતરા થાયછે, મસ્તક અત્યંત દુખેછે, નાડી ઘણી ઉતાવળી ચાલેછે, પગમાં ગોટલાં ચડેછે અને આખર શક્તિહીન થઇ મનુષ્ય મૃત્યુ પામેછે. સોમલની અસર કોઇને ઝડપથી અને કોઇને ધીરે ધીરે થવા માંડેછે. કોઈને

ઝાડો તથા ઉલટી થતાં નથી તથા તેનાં ચિન્હ વખતે પાંચ સાત કલાક પછી પણ જણાયછે. આવો દાખલો ક્વચિતજ બનેછે. જો તે સોમલને કોઇ પદાર્થમાં મેળવીને અથવા તેનું એકલું બારીક ચૂર્ણ વાપર્યું હોયતો તેની અસર જલદી થઈ મૃત્યુ નિપજેછે. પણ જો એગને એમ આખો કટકો ગળાઇ જાયતો વખતે બચવાની આશા રહેછે. સોમલથી જેનું મૃત્યુ નિપજેલું હોય તે મનુષ્યને ચીરીને તપાસ્યું હોય તો પક્વાશયનો દાહ જણાયછે તથા આંતરડાના શ્લેષ્માવરણનો પણ દાહ જોવામાં આવે છે. ગળું, મોઢું તથા અન્નનાળ લાલચોળ થયેલ જણાયછે અને શરીરમાં ઘણું કરીને સોમલની કણીઓ દેખાયછે તથા તેની આસપાસનો સઘળો ભાગ લાલ દેખાયછે. ઓછામાં ઓછા બે ઘઉં ભાર જેટલા સોમલથી મરણ નિપજેછે. સોમલનું ઝેર ઉતારવા વાસ્તે ઉલટી તથા જુલાબની દવા આપવી. ઉપર લખવા પ્રમાણે સોમલથીજ ઉલટી તથા ઝાડો શરૂ થાયછે. તોપણ તેને વધારે ઉત્તેજન મળવા માટે વમન તથા વિરેચનની દવાઓ પાવી. વધારે ઉલટી કરાવવાની જરૂર પડે તો લવણ ગરમ પાણીમાં મેળવી વખતો વખત પાવું. અને જુલાબને માટે શુદ્ધ એરંડ તૈલ તથા દૂધ આપવું તથા તૃષા મટાડવા માટે ચુનાના પાણીની આછ પાવી.

**રસકપૂર.** રસકપૂરથી મોઢું, ગળું, તથા અન્ન નાળની ત્વચા બળી જઇને તેપર ચાંદાં પડેછે, ગળે કાંઇ ઉતરતું નથી તથા ઉતરતાં દુખાવો થાયછે. તેમજ ઉલટી તથા ઝાડો થઇ ઝાડામાં લોહી પડેછે, આખા પેટમાં શૂળ ઉપજેછે, પેટ ફુલી જાયછે, તથા નાડી અત્યંત ઉતાવળી ચાલેછે. ઓછામાં ઓછા ચાર ઘઉં ભાર રસકપૂરથી મૃત્યુ નિપજેછે. તેના ઇલાજ ઉપર પ્રમાણે કરવા.

**ત્રાંબાનુંઝેર.** આ ઝેરમાં મુખ્ય મોરથુથુ તથા જંગાલ છે. તેના તુરા સ્વાદથી તે દગો કરવામાં વાપરી શકાતું નથી. મોરથુથુથી મરણ નિપજ્યું હોય તો પેટમાં દાહ થયેલો તથા કોઈ કોઈ સ્થળે ચાંદાં પડેલાં દેખાયછે અને આંતરડામાં મોરથુથુનો રંગ માલમ પડેછે. તેના ઉપાય પણ ઉપર જણાવ્યા પ્રમાણેજ કરવા.

**અફીણ.** અફીણનો સ્વાદ કડવો હોવાથી બીજા માણસની હત્યા કરવામાં વપરાતું નથી. પણ આત્મહત્યાને માટે મૂર્ખ લોકો તેનો ઉપયોગ કરેછે. અફીણ ખાધા પછી નિદ્રા આવે છે, ફેર ચડે છે, જીવ મુંઝાયછે અને પછી ધીરે ધીરે બે શુદ્ધિ થાયછે. નાડી મંદ ત-

થા ભારે ચાલેછે, આંખની કીકી સંકોચ પામેછે, ચેહેરો ફીક્કો પડી જાય-છે, હોઠ કાળા થાયછે, ઝાડો બંધ થવાથી પેટ ચડેછે, માથામાં પીડા થા-યછે અને આખર મરણ નીપજેછે મરણ થયાપછી આ મરણ અફીણને લીધે થયુંછે એવી તેની પરીક્ષા કરવી ઘણી મુશ્કેલ થઇ પડેછે. પણ ઘણું કરીને જો હોજરી તપાસવામાં આવે તો તેની અંદર અફીણની વાસ આવેછે. અ-ફીણ ઓછામાં ઓછું ચાર ઘઉં ભાર હોય તો તેથી મરણ નિપજેછે. તે-ના ઇલાજમાં પણ ગરમ પાણીની અંદર ઉલટી કારક પદાર્થો મેળવીને પા-વાથી ઉલટી થઇ અફીણનું ઝેર ઉતરી જાય છે. દેશી ઓષધીમાં ઉલટીકા-રક પદાર્થો મીઠું, મીંઢાળ વિગેરે છે. ઉલટીઓમાં અફીણની વાસ આવતી બંધ થાય ત્યાંસુધી ઉલટી કરાવવી. આમ કરાવવામાં પણ ઘણી સંભાળ રાખવાની જરૂરછે. જે મનુષ્યે અફીણ ખાધેલું હોય તેને ઉંઘવા દેવું નહિ. શરીર ઉપર ઠંડાં પાણીનાં કપડાં રાખવાં તથા સ્થાવર વિષ માટે જે ઉપા-યો લખ્યા છે તેનો ઉપયોગ કરવો.

**ઝેરકોચલું.** ઝેરકોચલાંનાં ચિન્હ ધનુર્વા જેવાં હોય છે. તેનાં ચિ-ન્હ ઘણું કરીને તરતજ શરૂ થાયછે, શરીરના સ્નાયુ ખેં-ચાયછે, દાંત દોઢે વળી જાય છે, વખતે વખતે તાણ ઉપજે છે અને દરદી બે ચાર કલાકમાં મરણ પામેછે. ઓછામાં ઓછી ત્રીશ ઘઉંભાર ઝેર કો-ચલાંની ભૂકીથી મરણ નિપજેછે. ઇલાજમાં ઉલટી તથા જુલાબ.

**ભાંગ.** ભાંગથી આંખ તથા ચેહેરો લાલ થાયછે, નિદ્રા આવેછે અને આદમી ઘેલાની માફક હસેછે, દોડેછે તથા ગાળો આપેછે. અને વખતે ઘણા સારા વિચારો પણ જણાવેછે. ઇલાજમાં ઉલટી તથા જુલાબ.

**કાકમારી** કાકમારીથી ચક્કર તથા બેશુદ્ધિ થઇને પછીથી આં-ચકી ઉપજે છે. તેના ઇલાજ પણ ઉપર પ્રમાણે.

**બેહેડાં** બેહેઠાંની અંદરનાં બી ઝેરી હોય છે તેનાં ચિન્હ અ-ફીણને મળતાં આવેછે. અને તેના ઉપાય પણ અફીણ પ્રમાણેજ કરવા.

**કણેર** કણેરથી ચક્કર, ઘેન અને બેશુદ્ધિ થાય છે, શરીર ખેં-ચાય છે, નાડી નબળી પડેછે, અને આખર શ્વાસ ઘુંટાઇ મૃત્યુ થાય છે. તેનું આખું-ઝાડ ઝેરી હોય છે. અને તેનાં મૂળીઆં વધારે ઝેરી હોય છે. ઈ-લાજ ઇલટી તથા જુલાબ.

**વછનાગ** આ જબરૂં વિષ છે. તેના મૂળનો ભૂકો ત્રીશ ઘઉં-ભાર આપવામાં આવે તો મૃત્યું નિપજે છે. શરૂઆતમાં મોઢાની અંદર ત-

ગતગ થાય છે તથા આગ બળેછે, શરીર કંપે છે, અંધારાં આવેછે, હાથ-પગમાં ત્રોડ થાય છે નાડી અનિયમિત, શ્વાસમંદ, તથા શકિત કમ થાય છે: તેમજ ડોક પચડાય છે, ઝાડો, મૂત્ર અને નેત્ર પીળાં પડી જાય છે તથા આખરે વાચા બંધ થઇ મરણ નિપજે છે. ઈલાજમાં ઉલટી તથા જુલાબ એ મુખ્ય છે.

**તમાકુ** તમાકુ વધારે ખાવાથી તેનાં વિષ જેવાં ચિન્હ જણાય છે. તમાકુથી મરણ કવચિતજ નિપજે છે. ઉપાય ઉપર પ્રમાણે.

**ધત્તૂરો** ધત્તૂરાના બધા અવયવોમાં વિષ રહેલું છે. દગાના કામમાં મુખ્યત્વે કરીને તેનાં બીજ વપરાય છે. તેથી ગળું સૂકાય છે, તૃષા લાગે છે, ચકરી આવે છે, આંખની કીકી મોટી થાય છે, આંખ અને ચેરો લાલ થાય છે, બકવા ચાલે છે, દરદી ઘેલા આદમીની માફક ચાળા કરે છે તથા કોઈને ઓળખતો નથી, નાડી જલદ ચાલે છે, અને છેવટ બેશુદ્ધ થઇ મરણ પામેછે. ધત્તૂરો અતિપય ખાધામાં આવેલ હોય તોજ મૃત્યુ નિપજે છે. ઉપર પ્રમાણે ચિન્હ થયા પછી જો દરદી પાછો બકવા માંડે તો તે શુભ ચિન્હ છે. અને તેથી હળવે હળવે શુદ્ધિમાં આવી બચેછે. તેનાં ચિન્હ બે ત્રણ દિવસ સુધી જારી રહેછે. ઓછામાંઓછાં તેનાં ચાર અથવા પાંચ બીજથી ઉપર પ્રમાણે ચિન્હો થાય છે. પણ મૃત્યુ નિપજતું નથી. તેના ઈલાજમાં ઉલટી તથા જુલાબ એજ મુખ્ય છે. ધત્તૂરાથી મૃત્યુ પામેલ આદમીને તપાસવામાં આવ્યો હોય તો હોજરી અને આંતરડાંમાં રીંધણાંનાં અને મરચાંનાં બીજ જેવાં તેનાં બીજ માલમ પડેછે. જો ધત્તૂરાનાં બીજનો લોટ કરી વાપરવામાં આવ્યો હોય તો તેની પરીક્ષા કરવી ઘણી મુસ્કેલ થઈ પડેછે. ફક્ત તેની પરિક્ષા ઉપરનાં ચિન્હોથીજ થાય છે.

**ચણોઠી** ચણોઠી મોટું વિષ છે. અને જો તે હદ ઉપરાંત ખાવામાં આવી હોય તો તેથી ઉલટી સિવાય બીજાં ઝેરનાં ચિન્હો થતાં નથી. ઘણું કરીને તેની છાલમાં ઝેર રહેલું છે. ચમાર લોકો તેના લોટની સોયો બનાવી ઢોરને મારવામાં તેનો ઉપયોગ કરે છે.

**સર્પના ભેદ તથા તેના વિષની ચિકિત્સા.** દર્વીકર (ફણવાળા), મંડલી (ચકરડાંવાળા) અને રાજીમાન (શરીર પર લીસરડાવાળા) એ પ્રમાણે ટુંકામાં પૃથ્વીપર ત્રણ જાતના સર્પ હોય છે, તેના ભેદ અનેક છે. પણ તે નિરૂપયોગી જાણી લખ્યા નથી. દર્વીકર આદિક ત્રણ પ્રકારના સર્પનું ઝેર ક્રમથી વાત, પિત્ત અને કફને કોપાવનારૂં છે આ ત્રણ જાતના સર્પો-

ક્રમથી તરૂણ અવસ્થામાં મધ્ય અવસ્થામાં અને વૃદ્ધાવસ્થામાં વર્ષા, શીત અને ગ્રીષ્મઋતુના ચાર ચાર મહિનામાં અધિક વિષવાળા થાય છે. અને જાત વિનાના સર્પો ઋતુસંધિ (ગઇ ઋતુના છેલ્લા સાત દિવસ અને આવતી ઋતુના પેહેલા સાત દિવસ)માં અધિક વિષવાળા હોય છે.

ચક્ર, હલ, છત્ર તથા અંકુશનાં ચિન્હને ધારણ કરનારા, શીઘ્રગતિવાળા અને મોટી ફણાવાળા સર્પોને દર્વીકર એવું નામ વિદ્વાન પુરૂષોએ આપેલું છે. ફણ ન ચડાવે અને અનેક જાતનાં કુંડાળાં વાળા હોય, તથા ઊંચા નીચા બહુ થાય પણ બહુ ચાલી ન શકે તે મંડળી નામના સર્પો જાણવા. જેનું શરીર ચીકાશવાળું દેખાય છે તથા જુદા જુદા રંગવાળી ઊંચી નીચી રેખાથી વ્યાપ્ત હોય છે તે સર્પો રાજીમાન એવાં નામથી ઓળખાય છે. ગૌધેર નામનો સર્પ ચાર પગવાળો હોય છે અને તે દર્વીકરના જેવોજ ઝેરી હોય છે. વ્યંતર નામના સર્પો સંકર જાતિના હોવાથી વાત, પિત્ત અને કફ એ ત્રણેને સરખી રીતે કોપાવનારા છે.

ઉપર લખેલા સર્પો આહારને માટે, ભયથી, પગ અડવાથી, પોતામાં બહુ ઝેરને લીધે ઉપજેલા ક્રોધથી, પાપ વૃત્તિથી, વૈરથી તથા દેવ, ઋષિ અને યમના હુકમથી, માણસને દંશ કરેછે. તેમાં પૂર્વ પૂર્વ કારણ કરતાં ઉત્તર ઉત્તર કરડવાનાં કારણોથી થયેલા દંશમાં વિષ અધિક હોય છે. ઉપર કહેલા સર્પો અને કારણોને સમજી જેમ ચિકિત્સા કરવી જોઇએ તેમ કરવી. વ્યંતર નામના સર્પો પાપવૃત્તિ વાળા હોવાથી ઘણું કરીને રસ્તામાંજ પડયા રહે છે.

જે અવયવમાં સર્પે બટકું ભર્યું હોય અને ત્યાં તેની લાળ માત્ર દેખાતી હોય પણ દાઢનો ડાઘ દેખાતો ન હોય તે દંશને તુંડાહત એવું નામ આપેલું છે. લોહી વિનાના એક અથવા બે ડાઘ દેખાતા હોય ને દંશને વ્યાલીઢ એવું નામ અપાય છે. લોહીના ટસીઆ ફુટી રહ્યા હોય એવા દાઢના બે ડાઘ દેખાતા હોય તે દંશને વ્યાલુપ્ત એવું નામ પ્રાણાચાર્યોએ આપેલું છે. અને ત્રણ દાઢો માંસ સુધી પેસી ગયેલી હોય અને તેમાંથી રૂધિરની અવિચ્છિન્ન ધારા થતી હોય તે દંશને દંષ્ટ્રક એવાં નામથી કહે છે. તેમજ ચાર દાઢો ખુંચી ગયેલી હોય અને તેમાંથી લોહી વહેતું હોય તો તે દંશમાં દષ્ટ નિપીડિત એવાં નામથી ઓળખાય છે. આ સઘળી જાતના દંશમાં પ્રથમના બે દંશ નિર્વિષ જાણવા એટલે તેથી મનુષ્યને ઝેર ચડતું નથી. ત્રીજો દંશ કષ્ટ સાધ્ય છે અને છેલ્લો દંશ અસાધ્ય છે. આ સમજ-

ણને ગાટેજ ઉપર પ્રમાણે દંશના વિભાગ કરવામાં આવ્યા છે. સર્પનું વિષ જ્યાં સુધી રૂધિરને અડયું ન હોય ત્યાં સુધી નુકસાન કારક નથી પણ જો જરા પણ રૂધિરનો સ્પર્શ વિષને થયો તો તે વિષ જળમાં નાખેલ તૈલની પેઠે અભિવૃદ્ધિને પામે છે.

બીકણ માણસને સર્પનો સ્પર્શ થયે તેના શરીરમાં રહેલો પવન કોપી તે સ્થાનમાં સોજો ઉપજાવેછે. જે સર્પાંગાભિહત એવાં નામથી ઓળખાય છે. દુર્ગસ્થાનમાં અથવા અંધારામાં કોઈ પદાર્થથી વીંધાયલાં અંગને જોઇ સર્પ કરડયો એવી શંકા ઉત્પન્ન થવાથી વિષના જેવો ઉદ્વેગ, જ્વર, ઉલટી, મૂર્છા, દાહ, ગ્લાનિ, મોહ, અને અતિસાર જે થાય છે તે સઘળું કૃત્ય શંકા વિષનું સમજવું. જે દંશમાં સોયથી ત્રોફવા જેવી પીડા થાયછે તથા ખરજ અને સોજો થાય તે દંશ વિષવાળો છે એમ સમજવું. અને તેમ ન હોય તો તે નિર્વિષ છે એમ જાણવું.

દર્વીકર નામના સર્પના કરડવાથી જ્યારે શરીરમાં તે વિષનો પ્રથમ વેગ પ્રગટ થાય છે ત્યારે દંશમાંથી કાળું લોહી નિકળે છે અને દંશેલા પુરૂષનું શરીર સ્યામ થઇ જાય છે, તથા તે ઉપર કીડીઓ ફરતી હોય એવું લાગેછે. બીજા વેગમાં શરીરની અંદર ગાંઠો થાયછે. ત્રીજા વેગમાં માથું ભારે થાયછે અને દશ સડયા જેવો થઇ તેમાંથી દુર્ગંધ નિકળેછે. ચોથા વેગમાં થુંક્યા કરે છે તથા ઉલટી કરેછે. પાંચમા વેગમાં શરીરના સાંધા નરમ પડી જઇ તેમાં પીડા થાય છે, દરદીને તંદ્રા તથા દાહ થાય છે અને હેડકી ઉપડે છે. છઠ્ઠા વેગમાં હૃદયની અંદર પીડા થાય છે, શરીર ભારે થઈ જાય છે અને મૂર્છા તથા અતિસાર થાયછે. તથા સાતમા વેગમાં વિષ વીર્યસાથે દરદીની ડોકનો કાંઠલો ભાંગી નાખે છે તેથી તે પુરૂષ ચેષ્ટાહીન થઇ જાયછે.

ઉપર લખેલ મંડળી નામના સર્પના કરડવાથી પેહેલા વેગમાં પુરૂષના શરીરનું લોહી પીળું પડી જાય છે તથા અંગમાં બળતરા થાયછે. બીજા બેગમાં સોજો થાયછે. ત્રીજા વેગમાં દંશ સડયા જેવો થાય છે, પસીનો આવે છે અને તૃષા બહુ લાગેછે. ચોથા વેગમાં જ્વર અને દાહ થાયછે. તથા પાંચમા વેગમાં આખા શરીરમાં દાહ થાયછે.

રાજીમાન નામના સર્પે કરડેલા પુરૂષનું લોહી પ્રથમ વેગમાં ધોળું પડી જાયછે. અને તેને લીધે આખું શરીર પણ ધોળું થઈ જાયછે. બીજા વેગમાં શરીર ભારે પડી જાયછે. ત્રીજા વેગમાં દંશનું સ્થાન સડયા

જેવું થઈ જાય છે અને નાક, મુખ તથા નેત્રમાંથી પાણી સ્રવવા માંડેછે. ચોથા વેગમાં માથું ભારે શિલાજેવું થઇ જાયછે અને પાંચમા વેગમાં ડોક પકડાય છે. બાકીના બે વેગમાં શરીરનું ભાંગવું, ટાઢીયો તાવ, ઇત્યાદિ ઉપદ્રવો પ્રથમની માફક થાય છે. ઉપર લખેલા વિષના સાત વેગમાંના પાંચ વેગ પર્યંત ચિકિત્સા કરવી અને છઠ્ઠા સાતમા વેગમાં ચિકિત્સા કરવીનહિ.

પાણીમાં રહેનારા સર્પો, તાજા સ્ત્રી સંભોગથી ક્ષીણ થયેલા, ભય પામેલા, નોળીએ જીતેલા, ટાઢ, તડકો, વ્યાધિ, ભૂખ, તૃષા અને શ્રમથી પીડાયલા, તરત બીજા દેશથી આવેલા, તરત કાંચળીને ઉતારવા, કુશ ઔષધી અને કાંટાવાળાં વનમાં ફરનારા તથા દેવસ્થાનમાં રહેનારા જે સર્પો છે તે થોડા વિષવાળા સમજવા.

જે પુરૂષને સ્મશાનમાંથી તથા ભૂતવાળાં વૃક્ષોમાંથી સર્પ કરડેલો હોય તેની ચિકિત્સા કરવી નહિ. પંચમીને દિવસે કૃષ્ણ અને શુક્લ પક્ષની સંધિમાં, અષ્ટમી, નવમી, સંધ્યાકાળ, મધ્યરાત્રિ, મધ્ય દિવસ, ભરણી, કૃતિકા, મઘા અને અશ્લેષા નક્ષત્રમાં સર્પ દંશ થયો હોય તે પુરૂષ બચતો નથી. જેને મર્મસ્થાનમાં સર્પ કરડે છે તે પણ ઘણું કરીને જીવતો નથી. સર્પ કરડયા વખતજ જે પુરૂષનું મુખ તથા નેત્ર ધોળાં થઇ જાય, માથાના વાળ ખરી જાય, જીભ સજ્જડ થઇ જાય, વારંવાર મૂર્છા આવવા લાગે અને શ્વાસોશ્વાસ ઠંડા પડી જાય તે પુરૂષની પણ જીવવાની આશા રાખવી નહિ. જે પુરૂષને સર્પનો દંશ થયે આફરો, ઉલટી, શ્વાસ અને કાસ એક કાળાવચ્છિન્ન ઉપજી આવે છે અને હૃદયમાં શૂળ થવા માંડે છે, તે પુરૂષ પણ જીવતો નથી. જે પુરૂષના શરીરમાં સર્પનો દંશ થયે તરતજ મોઢામાંથી ફીણ નિકળવા માંડે, સંજ્ઞા રહિત થઇ જાય અને શરીરના સાંધા શિથિલ થઇ જાય તે પુરૂષ પણ જીવતો નથી. આ લક્ષણો ઝેર પીધેલાં તથા ઝેરી શસ્ત્રથી હણાયલા પુરૂષના શરીરમાં જણાય ત્યારે પણ તેની જીવવાની આશા છોડી દેવી. જે વિષ વ્યાપ્ત પુરૂષને તીક્ષ્ણનસ્ય દેવાથી પણ તેના શરીરમાં ચૈતન્ય ન દેખાય, કર્ણસ્થાનમાં રૂધિર પણ ન દેખાય, અને લાકડી માર્યાથી પણ શરીરમાં ભરોડ ન ઉઠે તે પુરૂષ અવશ્ય મરણ પામેછે. આ ઉપર કહેલાં ચિન્હો ન ઉપજ્યાં હોય ત્યાં સૂધી વૈદ્યે સળગતા અંગારાની પેઠે રક્ષા વગરના નાશ પામનારા તે પુરૂષના કંઠમાં રહેલ પ્રાણને બચાવવા વિષની શાંતિના ઉપાય કરવા.

સર્પ કરડયા પછી સો ચપટી વગાડયા જેટલો કાળ વિષ સ્થિર રહી

પછી શરીરમાં પ્રસરી રૂધિર આદિક ધાતુને બગાડવાનો પ્રારંભ કરેછે. માટે તેટલો કાળ વીતી ન ગયો હોય તેટલામાં દંશેલાં સ્થાનને કાપી નાખવું અથવા તે ઉપર ડાંભ દેવો. આમ કરવાથી વિષ શરીરમાં પ્રસરતું નથી. દંશ થયા પછી તે દંશના ઉપલા ભાગમાં હીરનો. સણુનો અથવા સૂતરનો દોરો તાણીને મજબૂત બાંધવો. જેથી નાડીઓ બંધ થવાને લીધે વિષ શરીરમાં ફેલાવ પામી શકતું નથી. પછી તે દંશને દબાવી ઝેર બહાર કાઢી નાખવું. જો તે દંશ મર્મસ્થાનમાં ન હોય તો ઉપર પ્રમાણે કરવાથી શરીરમાં વિષનો વેગ વૃદ્ધિ પામતો નથી.

મંડળી નામનો સર્પ પિત્ત પ્રકૃતિવાળો છે માટે તેના દૃશને બાદ કરી બીજા સર્પના દંશ ઉપર તપાવેલ સોનાથી, લોઢાથી અથવા ઊંબાડીઆંથી ડાંભ દેવો એટલે તે વિષ બળી જાય છે.

માટી, ભસ્મ, વિષહર ઔષધ અથવા છાણ એમાંની કોઇ ચીજ અથવા સઘળી ચીજોને મોઢામાં રાખી દંશને ચૂસતા જવું અને થુંકતા જવું, તેથી વિષ વેગ હઠે છે. વિષને હરનારાં ઔષધોનો દંશ ઉપર અને આખા શરીર ઉપર લેપ કરવાથી અથવા ચંદન અને વાળાનો લેપ કરવાથી, અથવા પાણીનો મસ્તક ઉપર છંટકાવ કરવાથી પણ વિષનો વેગ બંધ પડેછે. વિષ જ્યારે રૂધિરમાં પેઠેલું લાગે ત્યારે ફસ ખોલાવી રૂધિર કાઢી નાંખવું એ પરમ ઉપાય છે. કારણ કે તેમ કરવાથી વિષ પણ લોહી સાથે બહાર નિકળી જાયછે. ઝેરવાળાં લોહીમાં દુર્ગંધ છે અને તેને અગ્નિ ઉપર નાખવાથી ચટ્ ચટ્ એવો શબ્દ થાયછે. આ બે લક્ષણવાળું રૂધિર જ્યાં સૂધી દંશમાંથી નિકળ્યા કરે ત્યાં સૂધી કાઢયા કરવું. અને તે લક્ષણવિનાનું સ્વચ્છ રૂધિર દેખાય ત્યારે બંધ પાડવું. કદાચ સોજો થવાથી ખોલવા લાયક ફસ નજરે ન આવે તો શીંગડી અથવા જળો મૂકી લોહી ખેંચી લેવું. ખરાબ લોહી બહાર નિકળ્યા પછી બાકી રહેલ સારાં લોહીને શીતળ ઔષધીઓના લેપથી બંધ કરવું.

ઉપર કહ્યા પ્રમાણે કરવાથી પણ લોહીનો સ્ત્રાવ ન થાય તો વિષના વેગથી પુરૂષના શરીરમાં જે મૂર્છા આદિ ઉપદ્રવો ઉપજે છે તેને શીત ઉપચારથી શાંત કરવા. પ્રથમ રૂવાડાં ઉભાં થાય ત્યારે પંખાથી પવન કરવો. જો ખરાબ લોહી બહાર નિકળી ગયું હોય તો તેજ વખત વિષનો વેગ બંધ પડે છે. એટલે પછી શીતોપચાર કરવાની કાંઇ જરૂર નથી. વિષ તીક્ષ્ણ સ્વભાવને લીધે પ્રથમ હૃદયમાં ભીડો લે છે. માટે હૃદયની રક્ષા ક-

રવા સારૂ ઘી, અથવા ઘી અને મધ અથવા ઘીમાં મેળવેલું હૃદયપીડાનિવર્તક ઔષધ આપવું. એમ ન કરવામાં આવે તો હૃદયમાં આવરણ થવાથી કફ એકઠો થાય છે. તે કફ હૃદયને ભારે કરેછે અને તેથી મોઢે મોળ આવેછે. આ પ્રમાણે લક્ષણો જણાય ત્યારે હૃદયનું આવરણ થયુંછે એમ સમજી વિષહર ઉપાયોથી ઉલટી કરાવવી.

સર્પ, દોષ, પ્રકૃતિ અને સ્થાનાદિકનો વિચાર કરીને ઉપર કહ્યા પ્રમાણે સામાન્ય ચિકિત્સા કરવાથી જો વિષનો વેગ હઠયો ન હોય એમ જણાય તો પછી વિશેષ ક્રિયા કરવી. ઉપર બતાવેલ દર્વીકર નામનો સર્પ કરડે તો નગડનાં મૂળ, ગરણી, તથા ધોળી રીંગણી એ ઔષધોને સાથે વાટી પાવાં અને મધ તથા કોઠ સાથે મેળવીને નસ્ય દેવું. કાળો સર્પ કરડયો હોય તો તેના દંશમાંથી લોહી કાઢયા પછી નોરવેલ અને સ્થળ કમળનો લેપ કરવો. તાંદળજો, સીવણ, ધોળો અઘેડો, ગરણી, બીજોરૂં અને સાકર એ ઔષધોનું પાન, અંજન તથા નસ્ય આપવાથી દર્વીકર અને રાજીમાન નાગના સર્પનું વિષ નિવૃત્ત થાય છે. વંઝા કર્કોટી, દ્રાખ, નેપાળો, ધોળી ગરણી, અને આંસોંદ આ સર્વ ઓસડો સમભાગે લઇ તુળસીનાં પત્ર, કોઠ, બીલું અને દાડમનો અર્ધભાગ તેમાં મેળવી પછી તેમાં મધ નાખવું. આ ઔષધ પાવાથી મંડલી નામના સર્પનું વિષ નિવૃત્ત થાયછે. પંચવલ્ક, ત્રિફળા, નાગ કેસર, કાળોવાળો, જેઠીમધ, વાળો, સાકર તથા બે જાતનાં કમળ આ સર્વ ઔષધોમાં મધ મેળવી લેપ કરવાથી મંડળી નામના સર્પનું વિષ નિવૃત્ત થાયછે. અને સોજો, વિસર્પ તથા જ્વરનો દાહ પણ શાંત થાય છે. સીવણ વડની ટીશી, સાકર, મજીઠ અને જેઠીમધ એ પદાર્થોને વાટીને પાવાથી પણ મંડળી નાગના સર્પનું વિષ નિવૃત્ત થાયછે.

**ઝેરી કીડાઓ.**

ઉપર કહેલા સર્પોની વિષ્ટા, મૂત્ર, વીર્ય, ઈંડાં અને સડેલ શરીરમાંથી ઉત્પન્ન થનારા કીડા વાતાદિ એક એક પ્રકૃતિથી ત્રણ પ્રકારના છે. કેટલાએક મિશ્ર પ્રકૃતિવાળા પણ હોય છે, તેથી કીડાના કુલ ચાર ભેદ થઇ શકે છે. તેમાં વાતપ્રકૃતિવાળા કીડાએ કરડેલ મનુષ્યનું દંશસ્થાન સોયથી ત્રોપ્યા જેવી પીડાવાળું હોયછે. પૈત્તિક કીડાએ કરડેલ મનુષ્યનું દંશસ્થાન થોડા સ્રાવવાળું તથા બળતરાવાળું હોયછે. તથા તે દંશનો આકાર પાકેલ પીલુના ફળ જેવો અથવા ખજૂરની પેસી જેવો હોય છે. કફાધિક કીડાએ કરડેલ મનુષ્યનો દંશ થોડી પીડાવાળો અને પાકેલ ઊંબરાનાં ફળજેવો હોય છે. ત્રણ દોષવાળા કીડાએ કરડેલ મનુષ્યનો દંશ ઘણા સ્રાવવાળો અને ઉ-

પર કહેલાં સઘળાં ચિન્હવાળો હોય છે. આ દંશ અસાધ્ય કહેવાય છે. કીડાના વિષના વેગો પણ સર્પ વિષના વેગની પેઠે જાણવા. કારણ કે આવા કીડાના વિષથી પણ સોજો, ગંધવાળું લોહી, મસ્તક અને નેત્રનું ભારેપણું મૂર્છા, ભ્રમ, શ્વાસ તથા અત્યંત વેદના થાય છે. બધી જાતના કીડાએ કરડવાથી થએલા દંશને ફરતી કોર બંધાય છે, સોજો થાય છે, તથા કરડેલ મનુષ્યને જ્વર, ખજવાળ, અને અરૂચિ ઉત્પન્ન થાય છે.

**વીંછી.** વીંછીનું ઝેર તીક્ષ્ણ હોયછે તે અગ્નિની પેઠે બળતરા ઉપજાવે છે અને પછી ઉપર ચડે છે તથા તે પછી દંશમાં સ્થિતિ કરે છે. તેથી દંશ અતિ પીડાવાળો, શ્યામ, તથા જાણે તરત ફુટશે એવો થાયછે. વીંછી ગાય આદિકનાં સડેલ છાણમાંથી, વિષ જંતુના કરડવાથી મરેલ પ્રાણીનાં સડેલ શરીરમાંથી તથા સડેલ સર્પના શરીરમાંથી ઉત્પન્ન થાય છે. અને તે ક્રમથી મંદ વિષ, મધ્યવિષ અને મહાવિષ હોય છે. મંદ વિષવાળા વીંછી આદિક કીડાઓ પીળા, શ્વેત, ભુખરા, કાબરાચીતરા, શ્યામ રૂવાડાંવાળા, પાંખડાંવાળા, તથા રાતા અને ધોળા પેટવાળા હોયછે. મધ્ય વિષવાળા, ધૂસરા ઉદરવાળા, ત્રણ પાંખડાંવાળા, રાતા, પીળા, ગોર વર્ણવાળા, ચિત્રવાળા અને લોહી સરખી કાંતીવાળા હોય છે. તથા અધિક વિષવાળા, લીલા કાચ જેવા, રાતાં, ધોળાં, અને કાળાં શરીરવાળા, તથા એક અથવા બે પાંખડાંવાળા હોય છે. મહા વિષવાળા કીડાઓએ કરડેલ પ્રાણી અવાચક, સજ્જડ જ્વરથી પીડિત, શરીરનાં છિદ્રથી કાળાં લોહીનેસ્ત્રવનારા, શ્રોત્રાદિક ઇંદ્રિયોથી શબ્દાદિ વિષયને જાણનારા, પસીનાથી ભીંજાયલા, મૂર્છિત, સૂકાયલાં મોઢાવાળા, વિહ્વલ, વેદનાથી આતુર, અને શિથિલ માંસવાળા થાય છે. આ મહાવિષ કીડાથી કરડાયેલ મનુષ્યોના ઉપાય કરતાં પણ તેમાંથી કોઇકજ બચે છે, ઉચ્ચિટિંગ નામનો વીંછી તે ઉપર કહેલા વીંછીથી અધિક વેદના ઉપજાવે છે, લિંગને સ્તબ્ધ કરે છે, રૂવાડાં ઉભાં કરે છે અને તેથી શરીરમાંથી ટાઢો પસીનો નિકળે છે. આ વીંછીના ઉષ્ટ્રધૂમ અને રાત્રિમાં ફરવાથી રાત્રિફ એવાં બીજાં બે નામ પણ છે. વાતપિત્તના આધિક્યવાળા કીડા કણભોદર કહેવાય છે અને ઉપર ઉષ્ટ્રધૂમ પર્યંત વર્ણવેલા સર્વ વીંછીઓ ઘણું કરીને વાત, પિત્ત અને કફ પ્રકૃતિવાળા હોય છે. કરડેલ મનુષ્યના શરીરમાં જે જે દોષનું ચિન્હ જણાય તે પ્રમાણે તેની ચિકિત્સા કરવી.

વાત પિત્ત પ્રકૃતિવાળાં વિષનાં ચિન્હ હૃદયમાં પીડા, ઉર્ધ્વ શ્વાસ, સજ્જડપણું, નાડીઓનું પકડાવું, હાડના સાંધામાં પીડા, માથાનું ફરવું, મોઢ-

લીઓ ચડવી, અને શરીરની ઝાંખાશ વિગેરે થાય છે. પિત્ત પ્રકૃતિવાળાં વિષનાં ચિન્હ બેભાન પણું, ઉના નિઃશ્વાસ, હૃદયમાં દાહ, મોઢામાં કડવાશ, માંસનું ફાટવું, સોજો અને રાતો પીળો વર્ણ વિગેરે થાયછે. તથા કફ પ્રકૃતિવાળાં વિષનાં ચિન્હ ઉલટી, અરૂચિ, વારંવાર મોઢામાં પાણીનું આવવું, લાળ પડવી, નાકનું ચુવું, અને મોઢાની અંદરનો ભાગ ઠંડો તથા મીઠો વિગેરે થાય છે.

વાતિક વિષનાં વ્રણ ઉપર તલના ખોળનો લેપ કરવો, શરીરે તેલ ચોળવું, પસીનો વળાવવો અને બીજી પણ બૃંહણીય ચિકિત્સા કરવી. પૈત્તિક વિષનાં વ્રણ ઉપર ચંદનાદિક ઠંડા પદાર્થોનો લેપ કરવો અને શીતળ જળનું સિંચન કરવું. તથા કફ વિષની નિવૃત્તિ કરવા લેખન, છેદન, સ્વેદન અને વમન ઇત્યાદિ ઉપચારો કરવા.

ઉપર કહેલા ત્રણ પ્રકારના કીડાની ચિકિત્સા સ્વેદન, આલેપન અને સેચનથી યથાક્રમ કરવી. આ ક્રમ મૂર્છિત અને પાકેલા દંશવાળાને વર્જિત છે. સર્વ સવિષ પ્રાણીના દંશને માણસના માથાના મોવાળા, પીળા સરશવ અને જુના ગોળનો ધૂપ દેવો એ પરમ ઔષધ છે. તેમ વિષહર બીજા ઉપાયો પણ કરવા તથા શોધન કરવું. ઉગ્ર વિષવાળા કીડાના દંશની ચિકિત્સા સર્પના દંશની ચિકિત્સા જેવીજ કરવી. પ્રથમ વમન વિરેચન કરાવી જળજાંબુની છાલનો લેપ કરવાથી સઘળા કીડાનાં વિષનિવૃત્ત થાયછે. તેના ઉપદ્રવો જેવા કે સોજો, પીડા, દાહ અને જ્વરની નિવૃત્તિ કરવામાં મોતીનો લેપ ઘણોજ ઉત્તમ ગણેલોછે.

**ઉંદર.**

ઉંદરની લાલન, ચપળ, અસિત, શ્વેત, છછુંદર વિગેરે કેટલીક પ્રસિદ્ધ અને કેટલીક અપ્રસિદ્ધ મળી અઢાર જાત છે. ઉંદરનું વીર્ય માણસના જે અવયવ ઉપર પડેછે અથવા વીર્યથી ચોપડાયેલ અંગથી ઉંદર માણસના જે અવયવને અડેછે તે અવયવમાં પ્રથમ ધોળાશ થાયછે, પછી ગાંઠો, સોજો, સડો, અને ચકરડાં, થાયછે તથા તે માણસને ભ્રમ, અરૂચિ, ટાઢીઓ તાવ, અત્યંત પીડા, કંપ, સાંધામાં દુખાવો, રૂવાડાંનું ઉભું થવું અને મૂર્છા વિગેરે ઉપદ્રવો ઘણાં વર્ષ સુધી થયા કરેછે. અને તે માણસને ઉલટી થવાને વખતે કફથી વીંટાયલાં ઉંદરનાં બચ્ચાં નિકળેછે તથા તૃષા બહુ લાગેછે. ઉંદરનું ઝેર આખા શરીરમાં વ્યાપ્ત થાયછે. એટલુંજ નહિ પણ વારંવાર કોપેછે. ઉંદરના કરડયા પછી મૂર્છા, સોજો, અંગના વર્ણમાં ફેરફાર, સડો, શબ્દનું ન સંભળાવું,

જ્વર, માથાનું ભારેપણું, લાળમાં લોહીનું પડવું અને ઉલટી આવી, રીતનાં ચિન્હો શરીરમાં ઉપજે ત્યારે તે ઉંદરનું વિષ અસાધ્ય સમજવું. તેમ ગુહ્યસ્થાનમાં શૂન્યપણું, હોઠનું ફીકાપણું, ઉંદર જેવા ગાંઠાનું શરીરમાં ઉપજવું. તથા જેના શરીરમાં છછુંદર જેવી દુર્ગંધી જણાય તે પુરૂષની ચિકિત્સા કરવી નહિ.

ઉંદરના કરડયાની ખબર પડી કે તરતજ તે ઉપર ડાંભ દેવો, એટલે ઉપર કહેલા ઉપદ્રવો ઉત્પન્ન થાય નહિ. પછી તેમાંથી સ્રાવ થવા દેવો અને ત્યાર પછી તે ઉપર સરસડો, હળદર, તગર, કેસર અને ગળોનો લેપ કરવો. તેમજ ઘરનો ધૂમાડો, મજીઠ, હળદર અને લવણનો લેપ પણ ઉંદરનાં વિષનો નાશ કરેછે અને દંશને ફરતી કોર ઉપડી હોય તો તેને બેસાડી દેછે. તે પછી તે દંશને અમ્લ પદાર્થના પાણીથી ધોઇ પછી નિર્મળ જળથી ધોવું. અને ત્યારપછી કાળી નસોતર, બોરીંગણી, બીલાનું મૂળ, અને ગળોનો લેપ કરવો. અથવા બીજાં વિષ તથા સોજાને નિવૃત્ત કરનારાં ઔષધોનો લેપ કરવો અથવા ફસ ખોલાવવી. વળી કમળના કવાથથી અથવા સરસડા અને અંકોલના કવાથથી ઉલટી કરાવવી. કડવી ઘીસોડી, મોથ, ગીંઢોળ અથવા કઠનો ભુકો કરી દહીં સાથે મેળવી તેનું પાન કરાવી ઉલટી કરાવવી. વજ, મોથ, ગીંઢોળ અથવા કઠને ગાયના મૂત્રમાં વાટીને પાવાથી અઢારે પ્રકારના ઉંદરનું વિષ નિવૃત્ત થાયછે.વિરેચન કરાવવાની જરૂર જણાય તો નસોતર અને ત્રિફળાના કલ્કનું વિરેચન દેવું. ત્રિકટુને ગાયના છાણના રસમાં વાટી અંજન કરાવવું અથવા અંકોલના મૂળનો ભુકો કરી બકરાંના મૂત્રમાં નાખી તેનું પાન કરવું તથા તેનો લેપ કરવો. તેથી સર્વ પ્રકારના ઉંદરનું વિષ નિવૃત્ત થાયછે.

**કુતરૂં.**

કુતરાંનાં શરીરમાં જ્યારે કફની અભિવૃદ્ધિ થાયછે ત્યારે અધિક કફવાળા ત્રણ દોષ સંજ્ઞાનું વહન કરનાર નાડીઓમાં પેસી સંજ્ઞાનું હરણ કરી ધાતુના મોટા ક્ષોભને ઉપજાવેછે. ત્યારે તે કુતરૂં લાળયુક્ત મુખવાળું, આંધળું, બેહેરૂં, નમેલ પુંછડી, સ્કંધ અને મુખવાળું તથા મસ્તકમાં પીડાવાળું ચો તરફ દોડાદોડ કરેછે ત્યારે તે કુતરૂં હડકાયું થયું એમ કહેવાયછે. તે કુતરાંએ કરડેલ પુરૂષના દંશ સ્થાનમાંથી નિર્જીવ અને કાળું લોહી નિકળેછે. પછી હૃદય અને મસ્તકમાં પીડા, જ્વર, સ્તંભ, તૃષા, અને મૂર્છા વિગેરે ચિન્હો અત્યંત ઉપજેછે. હડકાયાં કુતરાં પ્રમાણે હડકાયાં શિયાળ આદિની રીત પણ જાણી લેવી.

ઉપર કહેલ પ્રાણી વિશવાળી અવસ્થામાં મનુષ્યાદિને કરડે તો ખરજ, સોયો ભોંક્યા જેવી વેદના, શરીરની શીકાશ, સુનએહેરી, સડો, જ્વર, ભ્રમ, દાહ, પીડા, પાકવું, સોજો, ગાંઠા થવા, દંશનું ફાટવું, ફોડ અને રાતીકોરવાળાં મંડળ થાય છે. તથા નિર્વિષ અવસ્થામાં કરડે તો આ ઉપદ્રવ થતા નથી.

**કુતરાં આદિકની સવિષ તથા નિર્વિષ અવસ્થા.**

જ્યારે માણસ અને બીજાં પ્રાણી હડકવા હાલે ત્યારે કરડનાર પ્રાણીને અરીસામાં કે જળઆદિકમાં દેખે છે. અને તેજ પ્રાણીની ચેષ્ટા તથા શબ્દ કરતાં કરતાં પ્રાણનો ત્યાગ કરે છે. જેને હડકાયું પ્રાણી ન કરડેલ હોય તોપણ જો તે જળથી અથવા શબ્દ, દર્શન અને સ્પર્શથી ડરે તે જળ સંત્રાસ નામનો કરડેલ કહેવાય છે. તેનો હડકવા અસાધ્ય છે.

**અસાધ્ય હડકવા તથા જળસંત્રાસ**

હડકાયાં કુતરાંથી કે એવાં પ્રાણીથી કરડેલ પુરૂષનું દંશસ્થાન ઉનાં ઘીથી બાળવું પછી ઊંદરના પ્રકરણમાં જે ઉપાયો કહેલા છે તે કરવા અને જુનું ઘી પાવું પણ વિષ પ્રકરણમાં પ્રથમ જણાવેલ રીતિ પ્રમાણે હડકાયાં કુતરાંએ કરડેલમનુષ્ય ઉપર ઠંડાં જળનું સિંચન કરવું નહિ. આકડાના છીરમાં મેળવી વિરેચન પદાર્થ આપવા. શેકેલ તલનો ભુકો તથા તેલ આકડાના છીરમાં મેળવી પીએ તો હડકાયા કુતરાંનું ઝેર અવસ્ય દૂર થાયછે.

**હડકાયાં પ્રાણીએ કરડેલની ચિકિત્સા**

ચોપગાં અને બે પગાં હાથી, ઘોડા, મનુષ્ય, મયૂર તથા કુકડાં આદિક પ્રાણીઓના દાંતથી અથવા નખથી ક્ષત થયો હોય અને તેથી અત્યંત પીડા તથા જ્વર ઉત્પન્ન થાય તો કાયફળ, સાગ, ગળજીભી, કાંટાવાળી લજામણી, બે જાતની હળદર અને ગેરૂ એ પદાર્થોનો લેપ કરવો તેથી તે વિષ નિવૃત્ત થાય છે.

**ચોપગાં તથા બેપગાં પ્રાણીઓનું વિષ તથા તેનો ઉપાય**

આ પ્રમાણે વિષના તમામ ભેદ બતાવ્યા પછી હવે પરસ્પર વિરૂદ્ધ પ્રકૃતિવાળા આહાર દ્રવ્યોનું એકઠું ભોજન કરવાથી જે વિષ સરખાં પરિણામો પ્રગટ થાય છે તેને પણ વિષરૂપ જાણી અહીં તે વિષે થોડું વિવેચન આપવું ઉચિત છે.

કેટલાંક દ્રવ્યો દેહમાં રહેલા રસાદિ ધાતુનો ક્ષય કરવાથી વિરૂદ્ધ ગણાય છે. અને કેટલાંક પરસ્પર વિરૂદ્ધ સ્વભાવવાળાં દ્રવ્યો પરસ્પર મેળવવાથી તથા સંસ્કારથી દેશ, કાળ અને માત્રાને લીધે વિષયોગને ઉપજાવે છે. આ

**વિરૂદ્ધ પદાર્થોના સંયોગથી બનતો વિષયોગ.**

દ્રવ્યોમાંથી જેનો આહારમાં ઘણો ઉપયોગ હોય છે તેનો એક દેશ દિક્ પ્રદર્શનને માટે નિચે બતાવેલ છે.

ઉનું કરેલું મધ, સમ ભાગે મેળવેલું મધ અને ઘી, સરખાં પ્રમાણવાળું અંતરિક્ષ જળ અને ઘી, એરડી અને મધ, મધ ઉપર ઉષ્ણ જળનું પાન, છાશમાં પકાવેલ કોઠ તથા રાત વાસી કાકમાચીનું શાક આ સર્વ પદાર્થો પરસ્પર હોવાથી તેનું સાથે ભક્ષણ પરિણામે મરણને ઉપજાવે છે.

દૂધ સાથે મત્સ્યનું ભક્ષણ ન કરવું. કેમકે એ બે પદાર્થ સ્વાદથી મધુર, પાકથી મધુર, રસાદિ ધાતુને ચાલવાની નાડીઓને પકડનાર, અને શીતોષ્ણ વીર્ય હોવાથી પરસ્પર વિરૂદ્ધ વીર્યવાળાં છે. જેથી નાડીઓને રોકી રૂધિરને બગાડે છે. માટે તેનું ભક્ષણ કરવાથી રૂધિર જન્ય વ્યાધિઓ ઉત્પન્ન થાય છે.

શેહેરમાં, કફ પ્રધાન દેશમાં અને જળમાં રહેનાર જંતુનું માંસ, મધ, તલ, ગોળ, દૂધ, અડદ, મૂળા, પુષ્પતંતુ, અને પલાળીને ઉગાવેલા મગ ઈત્યાદિ સાથે ન ખાવાં. કેમકે તે બેહેરાપણું, જડપણું, બોબડાપણું, મુંગાપણું, કંપ અથવા મરણને ઉપજાવે છે. મૂળા તથા લસણ ઇત્યાદિ પદાર્થો ખાઇને ઉપર દૂધ ન પીવું. કારણ કે તેથી કોઢ થાય છે. કોઈ પણ ખાટા પદાર્થ દૂધ સાથે ન ખાવા.

આ પ્રમાણે પરસ્પર વિરૂદ્ધ આહારના પદાર્થોનું વિવેચન ટુંકામાં કરેલું છે. પણ સઘળા દેશનાં મનુષ્યોનો આહાર એક સરખો હોતો નથી. તેથી કયા દેશમાં કેવાં મનુષ્યને કેવી રીતે મળેલા પદાર્થો વિષરૂપ થાયછે. તે બતાવવાથી નામ આપીને વિરૂદ્ધ પદાર્થો બતાવવાની જરૂર રહેતી નથી. તે વિષે ટુંકામાં વિવેચન નીચે પ્રમાણે છે.

**અઢાર પ્રકારનો વિરૂદ્ધ વિષયોગ.**

જે પદાર્થ શરીરમાં ગયાપછી હરકોઈ દોષનો આશ્રય કરી રીત પ્રમાણે બહાર નિકળતો નથી તે સર્વ પદાર્થ વિરૂદ્ધજ સમજવો. તેમજ દેશ, કાળ, અગ્નિ, માત્રા, સાત્મ્ય, અસાત્મ્ય, અનિલ, સંસ્કાર, વીર્ય, કોઠો, અવસ્થા, ક્રમ, પરિહાર, પાક, સંયોગ, હૃદય, સંપત અને વિધિથી જે દ્રવ્ય વિરૂદ્ધ પડે તે અહિત એટલે વિષસમાન દુઃખદાયક સમજી ત્યાગ કરવાયોગ્ય છે.

જાંગલ દેશમાં રૂક્ષ, તીક્ષ્ણ અને ઉષ્ણ ગુણવાળા પદાર્થો વિરૂદ્ધછે કફ પ્રધાન આનૂપ (ઘણા પાણીવાળા) દેશમાં સ્નિગ્ધ અને શિતવીર્ય પદાર્થનું સેવન વિરૂદ્ધ છે.

શીતકાળમાં શીતવીર્ય અને લુખા પદાર્થનું સેવન તેમ ઉષ્ણકાળમાં તીખા અને ઉષ્ણવીર્ય પદાર્થનું સેવન વિરૂદ્ધ છે.

તીક્ષ્ણ આદિ ચાર ભેદવાળા અગ્નિને પ્રતિકૂળ (તીક્ષ્ણ અગ્નિમાં હલકો અને મંદ અગ્નિમાં ભારે) પદાર્થ વિરૂદ્ધ છે. જે પુરૂષોને ગરમ અને તીખો પદાર્થ સદે છે તેને સ્વાદુ તથા શીતવીર્ય પદાર્થનું સેવન એ સાત્મ્ય વિરૂદ્ધ છે. અને જે પદાર્થ જેને સદતો નથી તેનો ઉપયોગ તેને કરાવવો એ અસાત્મ્ય વિરૂદ્ધ છે. વાત, પિત્ત અને કફના ગુણથી વિપરીત ગુણવાળા પદાર્થનું સેવન તે તે પ્રકૃતિવાળાને હિત છે પણ તેથી વિરૂદ્ધ એટલે વાત પ્રકૃતિવાળાને વાતલ, પિત્ત પ્રકૃતિવાળાને પૈતિક અને કફ પ્રકૃતિવાળાને કફ કરનાર ઔષધ, અન્ન તથા ક્રિયાનું સેવન દોષ વિરૂદ્ધ છે.

જે પદાર્થ જેના સંસ્કાર ને લાયક ન હોય તેને તેનો સંસ્કાર દઇ આહારના કામમાં લેવું એ સંસ્કાર વિરૂદ્ધ છે.

ઉષ્ણવીર્ય દ્રવ્ય સાથે શીતવીર્ય દ્રવ્યને મેળવીને ભક્ષણ કરવું એ વીર્ય વિરૂદ્ધ છે.

ક્રૂર (વાયુ પ્રકૃતિવાળા) કોઠાવાળા પુરૂષને થોડું, મંદવીર્ય, અને ભેદન શકિત રહિત દ્રવ્યનું સેવન તથા મૃદુ (પિત્ત પ્રકૃતિવાળા) કોઠાવાળા પુરૂષને ગુરૂ, ભેદન કરનાર, અને ઘણાં દ્રવ્યનું સેવન કોષ્ઠ વિરૂદ્ધ છે.

મેહેનત અને કસરત કરવામાં આસક્તિ વળા પુરૂષને વાયુ પ્રકોપ કરનાર તથા નિદ્રામાંથી ઉઠેલ અને આલસ્ય પ્રધાન પુરૂષને કફ પ્રકોપ કરનાર દ્રવ્યનું સેવન અવસ્થા વિરૂદ્ધ છે.

વિષ્ટા, મૂત્રનો ત્યાગ કર્યા વિના, ક્ષુધા ઉત્પન્ન થયા વિના તથા અત્યંત ભૂખ લાગ્યા પછી તરત ખોરાકના અભાવને લીધે ભૂખની શાંતિ થઈ ગયા પછી જે ભોજન કરવું તે ક્રમ વિરૂદ્ધ છે.

વરાહ આદિકનાં માંસનું ભક્ષણ કરી ઉપર ઉષ્ણ પદાર્થનું સેવન તથા ઘૃતાદિકનું પાન કરી તે ઉપર શીત પદાર્થનું સેવન એ પરિહાર વિરૂદ્ધ છે.

દુષ્ટ કાષ્ઠથી પકાવેલું, કાચું અને બળીગયેલું અન્ન પાક વિરૂદ્ધ છે.

ખાટો પદાર્થ દૂધ સાથે ખાવો એ સંયોગ વિરૂદ્ધ છે.

મનને અણગમતો પદાર્થ ખાવો એ હૃદય વિરૂદ્ધ છે.

જેમાં રસ ઉત્પન્ન ન થયો હોય તથા એક પહોર થવા પછી રસ હીન થયેલ અથવા સડી ગયેલું અન્ન સંપત્ વિરૂદ્ધ છે.

ભોજન વિધિમાં જે આગળ પાછળ ખાવાના પદાર્થો બતાવ્યા છે તે વિધિને છોડીને તે પદાર્થોનું ભક્ષણ કરવું તે વિધિ વિરૂદ્ધ છે.

**વિરૂદ્ધ અન્નના ઉપયોગથી તથા ઉપદ્રવો તથા તેની ચિકિત્સા.**

આ પ્રમાણે ઉપયોગમાં લીધેલું અન્ન પરિણામે વિષ સમાન વિરૂદ્ધસમજવું. જે પુરૂષ પ્રદીપ્ત અગ્નિવાળો, જુવાન, કસરતકરનાર, તથા બલિષ્ટ હોય તેને જે સદતું હોય એવું તથા થોડું ખાધેલું વિરૂદ્ધ અન્ન અવગુણ ઉપજાવી શકાતું નથી. વિરૂદ્ધ અન્નનો ઉપયોગ પંઢપણું, અંધપણું, રતવા, જળોદર, વિસ્ફોટક, ઉન્માદ, ભગંદર, મૂર્છા, મદ, આફરો, ગલગ્રહ, પાંડુરોગ, આમવિષ, કિલાસ, કુષ્ઠ, ગ્રહણી, રક્તપિત્ત, જ્વર, પીનસ, સંતાન દોષ અને મૃત્યુને ઉપજાવનાર છે.

વિરૂદ્ધ અન્નના આહારથી ઉપજેલા વ્યાધિઓને વિરેચન, વમન, શમન તથા હિતસેવન નાશ કરેછે.

**મધુરાદિ રસના યોગથી થતી પરસ્પર વિરૂદ્ધતા.**

મધુર રસ અને અમ્લ રસવાળા પદાર્થોનો યોગ, મધુર, અને લવણનો યોગ, તથા મધુર અને તીખા પદાર્થોનો યોગ રસ અને વીર્યથી વિરૂદ્ધ છે. મધુર અને કડવા પદાર્થોનો યોગ, મધુર અને તુરા પદાર્થોનો યોગ તથા અમ્લ અને લવણનો યોગ રસ અને વિપાક વિરૂદ્ધ છે. ખાટા અને તીખા પદાર્થોનો યોગ રસ વિરૂદ્ધ છે. ખાટા અને કડવા પદાર્થોનો યોગ રસ અને વિપાકથી વિરૂધ્ધ છે. તથા ખાટા અને તુરા પદાર્થોનો યોગ-રસ, વીર્ય તથા વિપાક એ ત્રણેથી વિરૂધ્ધ છે. ખારા અને તીખા પદાર્થોનો યોગ રસ તથા વિપાકથી વિરૂધ્ધ છે. ખારા અને કડવા પદાર્થોનો યોગ તથા ખારા અને તુરા પદાર્થોનો યોગ રસ, વીર્ય અને વિપાક એ ત્રણેથી વિરૂધ્ધ છે. તીખા અને કડવા પદાર્થોનો યોગ રસ તથા વીર્યથી વિરૂદ્ધ છે. તીખા અને તુરા પદાર્થોનો યોગ તથા કડવા અને તુરા રસવાળા પદાર્થોનો યોગ રસથી વિરૂદ્ધ છે.

અતિસ્નિગ્ધ, અતિઉષ્ણ અને અતિશીત પદાર્થોનો સમાન યોગ ત્યાગ કરવા યોગ્ય છે. રસવીર્ય અને વિપાકથી જે દ્રવ્યોનો યોગ વિરૂધ્ધ કહેલો છે તે યોગ રહિત પદાર્થો હિત સમાજવા. અને બાકી રહેલ દ્રવ્યોના હિત તથા અહિત એવા બે ભેદ થાય છે. રસ, વીર્ય અને વિપાકથી વિરૂદ્ધ પદાર્થનું સેવન કરનાર પુરૂષ વ્યાધિ, ઇંદ્રિયોનું દુર્બળપણું, તથા મરણને

પામે છે. જે દ્રવ્ય વાત, પિત્ત અને કફ એ ત્રણમાંના હરકોઇ દોષને છ
ડીને શરીરથી બહાર ન નીકળે અને પોત પોતાના રસથી પૂર્ણ ન હોય
અથવા બગડેલ હોય તે દ્રવ્યવિકારને ઉપજાવનારૂં થાય છે.

यत्संसर्गवशात्त्यजंतिपुरुषादीर्घायुषोऽप्यातुराः
प्राणान्जीवितरक्षणक्षमगतीन्सर्वेषुमुख्यस्थितान् ॥
तेषांस्थावरजंगमात्मकतयाभेदद्वयालंबिनां
रत्नेऽस्मिन्विपसज्ञकेसुविपुलाव्याख्याविपाणकृिता॥



# अमृत रत्न ६ ठ्ठुं.

---

ચિકિત્સિત, વ્યાધિહર, પથ્ય, સાધન, ઔષધ, પ્રાયશ્ચિત્ત, પ્રશમન, પ્રકૃતિસ્થાપન, અને હિત એ સઘળાં ભેષજનાં નામ છે. તે ભેષજ સ્વસ્થ ને બળ આપનાર અને રોગીના રોગને મટાડનાર એ પ્રમાણે બે પ્રકારનું છે. તેમ ખાવા ટાણે દુ:ખદાયક અને ઝાઝે દિવસે દુ:ખદાયક એવા ભેદથી અભેષજ (નાલાયક ઔષધ) પણ બે પ્રકારનુ છે. **ભેષજનાપર્યાયશબ્દો.**

ઉપર લખેલ બે પ્રકારનાં ઔષધમાં જે સ્વસ્થને બળ આપનારછે તે રસાયન અને વાજીકરણ છે. બીજું ઔષધ ઘણું કરીને રોગની નિવૃત્તિમાં ઉપયોગી હોવાથી તે રોગ પ્રશમન એવાં નામને ધારણકરનારૂં છે. ઉપર "ઘણું કરીને" એમ જે કહેલછે, તેથી તે ઔષધના બે ભેદોનું વિશેષ સ્વરૂપ બતાવેલ છે. પણ તે બન્ને પ્રકારનાં ઔષધ બન્ને કામ કરનારાં છે. **રસાયન તથાવાજીકરણ ઔષધનું સ્વરૂપ.**

રસાયન ઔષધ સેવવાથી દીર્ઘ આયુષ, સ્મૃતિ, મેધા, આરોગ્ય, યુવાવસ્થા, કાંતિ, સુંદર વર્ણ, ઉત્તમસ્વર, દેહ અને ઇંદ્રિયોના બળનો ઉદય, વાક્સિદ્ધિ, વીર્યની પુષ્ટિ, તથા વિનય પ્રાપ્ત થાયછે. રસાયન ઔષધ પ્રથમ અવસ્થામાં અથવા મધ્ય અવસ્થામાં ઉપયોગ કરવા લાયક છે. અને જેને આ ઔષધ ઉપયોગમાં લેવું હોય તે પુરૂષ દૃઢ મનવાળો, પ્રથમ સ્નેહન કરનારો, ફસ ખોલાવનારો, તથા વમન વિરેચનથી શુદ્ધ થયેલો હોવો જોઇએ. જો પ્રથમ શરીરની શુદ્ધિ ન કરેલી હોય તો મેલાં લુગડાં ઉપર રંગની પેઠે રસાયન પ્રયોગ તથા વાજીકરણ પ્રયોગ નિષ્ફળ જાય છે. રસાયન એટલે જે જરા (ઘડપણ) તથા વ્યાધિનો નાશ કરે છે તે. હાલના વખતમાં અંગ્રેજી દવાના પ્રચારનો વધારો થયો અને તેનો પ્રચાર કરનારા ડાક્ટર લોકો રસાયનનો નિષેધ કરવા લાગ્યા, તેથી રસાયનને લીધે મનુષ્યોને ઘણું નુકસાન થાયછે એમ સઘળાં મનુષ્યોના મનમાં ભરાઇ બેઠું. આને લીધેજ સઘળાં મનુષ્યો હીનસત્વ તથા અલ્પાયુષવાળાં થયાં. રસાયન ઔષધના પ્રયોગથી પ્રાચીન રૂષિઓ હજારો વર્ષ જીવી મહા પરાક્રમનાં કામો કરી ગયાછે, અને તેવા દાખલા આપણાં પ્રાચીન શાસ્ત્રો ઉપરથી ઘ- **રસાયન ઔષધ સેવવાથી થતા ફાયદા.**

ણા મળી આવેછે. વળી વૈદ્યક સંબંધી પ્રાચીન ગ્રંથો ઉપરથી પણ સ્પષ્ટ જણા-યછે કે રસાયન પ્રયોગથીજ વૈખાનસ અને વાલખિલ્ય આદિક ઋષિઓ દીર્ઘાયુષ થયા. રસાયન પ્રયોગથી આલસ્ય દૂર થાયછે, અગની નિવૃતિ થા-યછે, તથા સઘળાં દરદો દૂર રહેછે. પ્રાચીન વૈદ્યક ગ્રંથોમાં બતાવેલા રસા-યન પ્રયોગો પ્રથમની માફક હાલ કાર્ય કરતા નથી તેનું કારણ માત્ર એ-ટલુંજ છે કે તે શાસ્ત્રોમાં બતાવેલ વિધિ પ્રમાણે તે પ્રયોગો તૈયાર કરવા-માં આવતા નથી. જેટલું ખર્ચ અને વખત લેવા જોઇએ તે પ્રમાણે થ-ઇ શકતું નથી. કારણ કે તેની સાથે દુનિયાદારીનાં બીજાં કામોપણ કર-વાં પડેછે, અને તેમ થવાથી તેવા પ્રયોગોમાં પૂરતું લક્ષ અપાતું નથી. જે જે કાળમાં જે ઔષધી લેવી જોઈએ તે પ્રમાણે લેવાતી નથી. ઔષ-ધીનો આધાર વૈદ્યે કેવળ ગાંધી ઉપરજ રાખવો પડેછે, તેથી સઘળું હત-પ્રાય થઇ ગયુંછે. અને એવાં બીજાં અનેક કારણોને લીધે દેશી વૈદું ઉત્ત-મોત્તમ સ્થિતિમાંથી હલકી પાયરીએ આવી પડ્યું છે. આપણા શાસ્ત્રોમાં બતાવેલા રસાયન તથા વાજીકરણના પ્રયોગોનો ઉપયોગ નહિ કરવાથી મ-નુષ્યની આવરદા ટુંકી થઇછે. અને તેથીજ આ ઠેકાણે રસાયન પ્રકરણ લખવાની જરૂર પડીછે. કારણ કે તે પ્રકરણ વાંચવાથી તથા તેમાં લખે-લા પ્રયોગોનો ઉપયોગ કરી મનુષ્યો ફરીથી બળ, વીર્ય તથા આયુષ્યને પ્રાપ્ત કરે.

**પુરૂષાર્થ મેળવવાનું મુખ્ય સાધન તથા તે સાધનનેજા ળવવાનીજ રૂર.**

મનુષ્ય માત્રને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થ સંપાદન કરવાની જરૂર છે. અને તેમાં મુખ્ય સાધન શરીર છે. તે શરીર આરોગ્ય રેહેવા સાથ દીર્ઘાયુષ હોય તોજ પુરૂષાર્થ સંપાદન થાય. આ નિમિત્તથીજ સંપૂર્ણ વૈદ્યક શા-સ્ત્રની પ્રવૃત્તિ છે. મનુષ્યના શરીરમાં વાત, પિત્ત અને કફ એ ત્રણ દોષ મુખ્યત્વે કરીને રહ્યા છે. એ ત્રણ દોષ સ-માન સ્થિતિમાં હોય તો શરીરને જાળવી રાખે છે, અને ઓછા અદકા થા-ય તો દેહનો નાશ કરેછે. આ દોષો દર બબે માસે ઋતુના બદલવાથી ન્યૂ-નાધિક અવસ્થામાં આવી પડે છે તે વખતે જો સંભાળ ન રહે તો એ શરીર અનેક રોગોનું પાત્ર થઈ પડે છે. આ કાળચક્ર છ ઋતુનું છે. એ ઋ-તુઓ જેમ જેમ બદલાતી જાય છે તેમ તેમ આપણે આહાર વિહારમાં પણ ફેરફાર કરવો જોઇએ. ઋતુના ફેરફાર રૂપ કુદરતી કાયદોજ આપણને સૂચવે છે કે દરેક ઋતુમાં તે તે ઋતુને માફક આવે તેવી રીતે અહિત પદાર્થોથી દૂર રહી પથ્ય પદાર્થોનું સેવન કરવું જોઇએ.

**વર્ષનાં છ અંગ.** ઋતુ વિભાગથી એક વર્ષનાં છ અંગ થાય છે. અને તે દરેક અંગને ઋતુ એવું નામ આપેલું છે. તેમાં શિશિર, વસંત, અને ગ્રીષ્મ એ ઉતરાયન કહેવાય છે. તથા વર્ષા, શરદ્ અને હેમંત એ દક્ષિણાયન કહેવાય છે. ઉત્તરાયનમાં સૂર્ય દુનિયામાંથી રસ કસ ચૂસી લે છે, પવન પણ તીવ્ર અને રૂક્ષ વાય છે. તેથી તે ત્રણ ઋતુઓમાં રસ પણ રૂક્ષ, કડવો, તુરો, અને તીખો થવાથી માણસોનું બળ પણ હીન થાય છે. અને દક્ષિણાયનની ઋતુઓમાં રસ, અમ્લ, લવણ અને મધુર થવાથી માણસોના બળની વૃદ્ધિ થાય છે. દેશપરત્વે રૂતુના હિસાબમાં ફેર આવે છે. તોપણ આપણા દેશના હિસાબ પ્રમાણે માર્ગશીર્ષ અને પોષ માસની હેમંત ઋતુ એ ક્રમથી બબે માસ લઇ બાકીની શિશિર વિગેરે ઋતુઓ ગણી લેવી. વળી એક અહોરાત્રમાં પણ છ ઋતુનો સમાવેશ થાય છે. દિવસના પેહેલા ભાગમાં વસંત, મધ્યાન્હમાં ગ્રીષ્મ, પાછલે પહોરે શિશિર, સંધ્યાકાળે વર્ષા, મધ્યરાત્રે શરદ અને પરોઢિયામાં હેમંત ઋતુનાં ચિન્હો દેખાય છે. માટે એક અહોરાત્રમાં આખાં વર્ષની પેઠે ટાઢ, ગરમી, અને વરસાદનાં ચિન્હ થાય છે. તેથી દોષની વૃદ્ધિ, કોપ અને શમન થાય છે.

**હેમંત.** હેમંત ઋતુ ઠંડી, સ્નિગ્ધ, તથા પદાર્થોમાં મીઠાશ ઉપજાવનારી છે. તેમાં જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે. તેથી જો સારા પૌષ્ટિક ખોરાકનો ઉપયોગ કરવામાં ન આવે તો શરીરનો રસ બળી જાયછે અને વાયુ કોપ પામેછે. માટે તેમાં મુખ્યત્વે કરીને સ્નિગ્ધ, અમ્લ તથા લવણ રસનું સેવન કરવું. કસરત કરવાનો પણ એજ મુખ્ય કાળ છે. વળી ગરમ કપડાં પેહેરવાં. સવારમાં જમવું, શરીરે તેલ ચોળવું, ગરમીમાં રેહેવું, ઘઉં, ગોળ, ચોખા, અડદ, વડાં, નવું અન્ન, તલ, ઉત્તમ કેસર અને કસ્તૂરી વિગેરે પદાર્થોનું સેવન કર , તથા શરીરની સ્વચ્છતા ઉનાં પાણીથી કરવી. આ પ્રમાણે ચાલવાથી મનુષ્ય હેમંત ઋતુમાં થતાં દરદોથી મુક્ત રહે છે.

**શિશિર.** શિશિર ઋતુ પણ ઠંડી છે, અત્યંત રૂક્ષ છે તથા વાયુ અને અગ્નિને વધારનાર છે. આ ઋતુમાં મુખ્યત્વે કરીને હેમંત ઋતુમાં કહેલા નિયમો પ્રમાણે વર્ત્તવું.

**વસંત.** વસંત ઋતુ પદાર્થોમાં મધુરપણું ઉપજાવનાર, સ્નિગ્ધ, તથા કફની વૃદ્ધિ કરનાર છે. શિશિર ઋતુમાં જે મધુર અને સ્નિગ્ધ ભોજન કરેલાં હોયછે તેથી શરીરમાં કફનો જમાવ થાય છે તે વસંત ઋતુમાં

સૂર્યનાં કિરણોથી તપી ઓગળેછે; અને જઠરમાં પ્રસરી તેના અગ્નિનો નાશ કરી રોગને ઉપજાવનાર થઇ પડે છે. માટે એ ઋતુમાં ઉલટી તથા વિરેચન વિગેરે તીક્ષ્ણ ઉપાયોથી કફ ક્ષીણ કરવો, હલકું અને લુખું ભોજન કરવું, તેલ ચોળવું તથા કસરત કરવી. કારણ કે એ ઉપાયોથી કફ ઓછો થાય છે, વળી જળાશય વાળી. સુગંધી પુષ્પોથી ભરપૂર અને જ્યાં સુંદર પક્ષીઓ કલ્લોલ કરતાં હોય એવી જગ્યાગાં બપોરનો વખત ગાળવો. આ ઋતુમાં કફનો સંચય થાય છે માટે ભારે, ઠંડા, ચીકણા, ખાટા અને મધુર પદાર્થોનો ત્યાગ કરવો. ને ગજર દિવસે સૂવું નહિ, તથા અનાજ જુનું વાપરવું. આ ઋતુમાં ઉલટી તથા વિરેચન લેવાનું કહ્યું છે તે એટલા માટે કે છાતી અને મગજ એ કફનાં મુખ્ય સ્થાન છે. માટે તેમાંથી કફ ન કાઢયો હોય તો તે કફ વસંત ઋતુમાં આગળી આઝરીમાં પડવાથી મરડા વિગેરે અનેક રોગોને પેદા કરે છે.

**ગ્રીષ્મ.** ગ્રીષ્મ ઋતુ રૂક્ષ, પદાર્થોમાં તીખાશ ઉપજાવનાર, અને પિત્ત કરનારછે. આ ઋતુમાં દિવસે દિવસે કફનો ક્ષય થતો જાયછે અને ધાતુ વધતો જાય છે. એટલા માટે આ ઋતુમાં ખારૂં, તીખું, ખાટું, કસરત, અને તડકો એટલાં વાનાંનો ત્યાગ કરવો. તથા જે પદાર્થો મીઠા, સ્નિગ્ધ, ટાઢા હલકા, અને દ્રવ રૂપ છે તેઓનો ઉપયોગ કરવો. ઠંડાં પાણીથી નહાવું, સાકર ખાવી, દૂધ જમવું, ખડબૂચ, ચીભડાં ખાવાં, ચંદનનો લેપ કરવો, ટાઢું પાણી પીવું, દિવસે સૂવું, અને જેમાંથી પાણીના ઝીણા છાંટા આવે એવા હલકા પંખાનો પવન લેવો. આથી ઉલટી રીતે ચાલવાથી સોજો, શિથિલતા અને મોહ થાય છે.

**વર્ષા.** વર્ષા ઋતુ ઠંડી, અગ્નિને મંદ કરનાર, તથા વાયુને વધારનાર છે. ગ્રીષ્મ ઋતુમાં મનુષ્યનો અગ્નિ મંદ પડેલો હોય છે અને વળી વર્ષા ઋતુમાં વાતાદિક દોષથી વધારે મંદ થાય છે. તેથી આ ઋતુમાં મંદ થયેલા અગ્નિને પ્રદિપ્ત કરવો, વિરેચનથી શરીર શુદ્ધ કરવું, જુનું ધાન્ય ભોજનમાં વાપરવું, વરસાદની એલી હોય ત્યારે ખારૂં, ખાટું, સ્નિગ્ધ, સૂકું, હલકું અને મધ મેળવેલું ભોજન કરવું. આ ઋતુમાં પગે ચાલવા કરતાં વાહન ઉપર બેસી ચાલવું એ વધારે ફાયદા કારક છે. ઉઘાડે પગે ચાલવાથી પગનો સડો, વાળા, વિગેરે વ્યાધિ થાય છે. નદીનું પાણી વપરાશમાં લેવું નહિ. હદથી જ્યાદે શ્રમ તથા સૂરજનો તાપ લેવો નહિ અને દિવસે સૂવું નહિ. આ ઋતુમાં શરીરની ભીનાશ થઈ જાય છે માટે તીખા, કડવા

અને તુરા પદાર્થોનું સેવન કરવું. સેક લેવો, શરીર ચંપાવવું, દહીં ખાવું હોય તો મરી વિગેરે ગરમ પદાર્થો મેળવી ખાવું, ઘઊં, ચોખા, તથા અડદ ખાવા, કુવાનું તથા વરસાદનું અધર ઝીલેલું પાણી પીવું. તેમાં પેહેલા વરસાદનું પાણી બાદ કરવું. નદી કાંઠે રેહેવું કે જવું નહિ અને નિત્ય સ્ત્રી સંગ કરવો નહિ.

**શરદ.** શરદ્ ઋતુ ગરમ, પિત્ત કરનાર, અને મધ્યમ બળ આપનારીછે. આ ઋતુમાં ભૂખ સારી પેડે લાગેછે. માટે મધુર, તુરા અને કડવા રસ તથા ઠંડા અને હલકા પદાર્થોનું સેવન કરવું. દૂધ પીવું, ધોળી શેલડી ખાવી, ઘઉં મગ, ચોખા, અને જવ ખાવા, નદીનું પાણી પીવું, કપૂર, ચંદન, ફુલ અને નિર્મળ વસ્ત્રોનું સેવન કરવું. પિત્તપ્રકૃત્તિવાળા પુરૂષે રેચ લેવો, બળવાન પુરૂષોએ ફસ ખોલાવવી, દહીં ખાવું નહિ, કસરત કરવી નહિ, બરફનું સેવન કરવું નહિ અને તડકો લેવો નહિ.

**ઋતુઓમાં પદાર્થોના ગ્રહણ કરવા તથા ત્યાગ કરવાના વિધિની વિશેષ સમજણ.** અમુક ઋતુમાં અમુક રસનું સેવન કરવું એ ઉપરથી એમ નહિ સમજવું કે બીજા રસોનો તમામ ત્યાગ કરવો. પરંતુ સઘળા રસોનું સેવન કરતાં તે તે ઋતુને અનુકૂળ પડતા રસનું વિશેષ સેવન કરવું. દરેક ઋતુનું છેલ્લું તથા પેહેલું અઠવાડિયું ઋતુસંધિ કહેવાયછે. જે ઋતુમાં જે જે પદાર્થો સેવન કરવા કહ્યાછે તે તે પદાર્થોનું સેવન છેલ્લાં અઠવાડિયામાં કમી કરતા જવું. અને આવતી ઋતુના હિતકર પદાર્થોનો વધારો કરતા જવું. એકાએક કોઇ પદાર્થો તજવા કે સેવવા નહિ. કારણ કે એક દમ એમ કરવાથી પ્રકૃતિને માફક આવતું નથી અને રોગની ઉત્પત્તિ થાયછે.

**દિનચર્યા.** સ્વસ્થ માણસે આયુષનાં રક્ષણને વાસ્તે પાછલી ચાર ઘડી રાત રહે ત્યારે જાગવું અને તે સમય દુઃખની શાંતિને વાસ્તે પોતાના ઇષ્ટ દેવનું સ્મરણ કરવું. તે પછી અરીસો જોવો એ મંગળ પદાર્થછે. સવારમાં મળમૂત્રનો ત્યાગ કરવાથી આયુષની વૃદ્ધિ થાયછે તથા આંતરડામાં ઘુરૂશટ, આફરો અને પેટનું ભારેપણું વિગેરે અટકેછે. ઝાડાને રોકવાથી પેડુ ચડી આવેછે, શૂળ નિકળેછે, ગુદામાં કપાયા જેવી વેદના થાયછે, ઓડકાર ઘણા આવેછે અને વખતપર મોઢામાંથી ઝાડોપણ નિકળેછે. વાયુને રોકવાથી પેટમાં વાયુ સંબંધી રોગ ઉત્પન્ન થાયછે. મૂત્રને રોકવાથી મૂત્રાશયમાં તથા લિંગમાં શૂળ નિકળેછે, મૂત્રકૃચ્છ્ર થાય-

છે, માથામાં પીડા થાયછે, શરીર નમી જાયછે અને સાથળના સાંધાઓ-માં ખેંચાવા સરખી પીડા થાયછે. માટે મળમૂત્રની હાજત થઇ હોય ત્યારે તે કર્યા પછીજ બીજાં કામમાં લાગુ થવું. તેમ બલાત્કારથી હાજત પેદા કરવી નહિ. કામ, ક્રોધ, ભય, અને શોક જે મનના વેગછે તેઓને અટકાવવા પણ મળમૂત્રાદિ શરીરના વેગને અટકાવવા નહિ. ગુદા આદિ જે મળ ત્યાગના માર્ગછે તેઓને સાફ રાખવાથી કાંતિ તથા બળ વધેછે અને પવિત્રતા થાયછે. હાથપગને સાફ રાખવાથી શુદ્ધતા થાયછે. મેલ ટળેછે, પરિશ્રમ મટેછે, પુષ્ટિ મળેછે, તથા નેત્ર સારાં રહેછે.

**દાતણ કરવાનો વિધિ.**

લાંબું, ટચલી આંગળી જેવું જાડું, સરલ અને ગાંઠ તથા છિદ્રોથી રહિત દાતણ કરવું. તથા તેના કોમળ કુચાથી દંતમંજન લઈ પેઢાંઓને હરકત ન આવે એવી રીતે એક એક દાંતને ઘસવું. મધ, સુંઠ, મરી અને પીંપર એ પદાર્થો જેમાં મેળવ્યા હોય એવાં તેજબળનાં લાકડાનાં ચૂર્ણથી અથવા તેલની ભાવના આપેલ સિંધાલૂણના ભુકાથી નિત્ય દાંતને સાફ કરવા. મધુરમાં મહુડો, તીખામાં કરંજ, કડવામાં લીંબડો, અને તુરામાં ખેર શ્રેષ્ઠ છે. સમય દોષ અને પ્રકૃતિનો વિચાર કરીને યોગ્ય રસવાળાં ઝાડનું દાતણ કરવું તથા દંતમંજન જે અનુકૂળ આવે તે ઘસવું. આવી રીતે દાતણ કરવાથી મોઢું બગડી ગયું હોય તે મટે છે. દાંત, જીભ તથા મોંઢામાં રોગ થતા નથી અને રૂચિ, સ્વચ્છપણું, તથા શરીરમાં હલકાશ પ્રાપ્ત થાય છે, ગળું, તાળવું, હોઠ, જીભ અને દાંતમાં જેને રોગ થયો હોય તેણે, જેનું મોઢું પાક્યું હોય તેણે, સોજા, શ્વાસ, ઉધરસ તથા ઉલટીવાળાએ, દુબળાએ, જેને ખાધેલું ન પચ્યું હોય તેણે, જેને હીંક નિકળતી હોય તેણે, મૂર્છાવાળાએ, થાકેલાએ, કોઇ વસ્તુ પીવાથી જેને પરિશ્રમ પડયો હોય તેણે, જેને આડદીઓ વા થયો હોય તેણે, કર્ણશૂળવાળાએ, નેત્ર રોગવાળાએ, નવા તાવવાળાએ, અને છાતીનાં દરદવાળાએ દાતણ કરવું નહિ. ઓળ ઉતારવાની ચીર સોનાની, રૂપાની અથવા ત્રાંબાની રાખવી. એ ન મળે તો કોમળ લાકડાં ને ચીરી તેથી ધીરે ધીરે ઓળ ઉતારવી. આમ કરવાથી જીભનો મેલ, રસ રહિતપણું, દુર્ગંધી અને જડતા મટે છે. પછી ટાઢાં પાણીના કોગળા કરવાથી કફ, તરસ અને મેલ મટે છે તથા મોઢાંની અંદરનો ભાગ સાફ થાય છે. સેહેજ ઉનાં પાણીવતી કોગળા કરવાથી કફ, અરૂચિ, મેલ તથા દાંતની જડતા મટે છે અને મોઢું હલકું થાય છે. ઝેરથી, મૂર્છા-

થી કે મદથી પીડાયલા, શોષવાળા, રક્ત પિત્તવાળા, જેનાં નેત્ર દુખતાં હોય એવા તથા બળ ક્ષીણ થવાથી રૂક્ષ થઇ ગયેલા દરદીઓએ ઉનાં પાણીથી કોગળા કરવા એ સારા નથી. ટાઢાં પાણીવડે મોઢું ધોવાથી રક્તપિત્ત મટે છે અને ઉપરની ફોડલીઓ, શોષ, દાઝ તથા ખીલ પણ મટે છે. અથવા જરા ઉનાં પાણીવડે મોઢું ધોવું કે જેથી સ્નિગ્ધતા રહે છે અને કફ વાયુ તથા મોઢાંનો શોષ મટે છે.

દાતણ કર્યા પછી જાયફળ, સોપારી, લવિંગ, પાન, થોડો શુદ્ધ કપૂર, તથા ઝીણી એલચીનાં બી મોઢામાં રાખવાં; તેથી સ્વર સારો થાયછે, દરેક રસનું જ્ઞાન પરિપૂર્ણ થાયછે, અન્નમાં ઉત્તમ રૂચિ ઉત્પન્ન થાય છે, કંઠ શોષ મટે છે, હોઠ ફાટતા નથી અને દાંતનાં મૂળ મજબૂત થાયછે.

**તેલમર્દન.**

દરેક મનુષ્યે હમેશાં મસ્તકપર તેલ ઘસવું જોઇએ. તેથી માથામાં શૂળ નિકળતું નથી, ટાઢ પડતી નથી, કેશ મજબૂત થાય છે, તથા સુખેથી નિદ્રા આવેછે. કાનમાં તેલનાં ટીપાં નાખવાથી વાયુ સંબંધી કાનના રોગ ઉપજતા નથી અને કાનનું ઊંચાપણું તથા બેહેરાપણું થતું નથી. આખે શરીરે તૈલમર્દન કરવાથી શરીરની દૃઢતા તથા ચામડીની સ્વચ્છતા થાય છે, વાત રોગ થવાની બીક રહેતી નથી, શરીર ક્લેશ તથા કસરતને સહન કરનારૂં થાય છે અને ઘડપણ મોડું આવે છે. પગને તળીએ તેલ ઘસવાથી પગનાં ખરસટપણાંનો નાશ થાય છે, થાક લાગતો નથી, પગનું બળ અને સ્થિરતા વધે છે તથા દૃષ્ટિ નિર્મળ થાય છે.

**સ્નાન.**

સ્નાન એ વૃદ્ધપણું, થાક અને વાયુને હણનાર, દૃષ્ટિને નિર્મળ કરનાર, પુષ્ટિ કરનાર, આયુષ્ય વધારનાર, સુખેથી નિદ્રા આપનાર, ચામડીને શોભીતી કરનાર, શરીરને દૃઢ બનાવનાર, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, ઉત્સાહ અને બળને વધારનાર, તથા ખસ, મેલ, થાક, પરસેવો, આળસ અને દાહનો નાશ કરનાર છે. નહાવામાં ઉનું અને ટાઢું એ બન્ને પાણીનો ઉપયોગ કરવાની જરૂર છે. કારણ કે ઉનાં પાણીવડે શરીરનો નીચલો ભાગ ધોવાથી બળ વધે છે. પણ જો માથા ઉપર ઉનું પાણી રેડવું હોય તો વાળ તથા નેત્રનાં બળનો નાશ થાય છે. માટે માથા ઉપર તથા મોઢાં ઉપર હમેશાં ટાઢું પાણીજ રેડવું. અડદીઆ વાના દરદીએ, નેત્ર, મુખ તથા કાનના રોગવાળાએ, અતિસારવાળાએ, ઉદરરોગવાળાએ, પીનસવાળાએ, અજીર્ણવાળાએ, તથા તરત ભોજન કરેલાએ સ્નાન

કરવું એ હાનિકારક છે.

નાહ્યા પછી કસરત કરવી. કારણકે તેથી શરીર હલકું થાય છે, કામ કરવાનું સામર્થ્ય વધે છે તથા જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે. શિયાળામાં તથા વસંત ૠતુમાં કસરત મુખ્યત્વે કરવી અને બીજી ૠતુઓમાં ઘણી થોડી તથા હલકી કસરત કરવી. કેમકે તે ૠતુઓમાં અતિ કસરત કરવાથી ક્ષય, શ્વાસ અને રક્તપિત્ત આ રોગો ઉપજે છે તથા સત્વ હાનિ થાય છે. રક્તપિત્ત રોગવાળાએ, બાળકે અને અજીર્ણવાળાએ કસરત કરવી નહિ. બળવાન તથા ચીકાશવાળું ભોજન જમનારાઓએ અરદ્ધાં બળથી કરવી અને તે થાકતાં પહેલાં પડતી મૂકવી. કસરત કરવાથી શરીર જલદી શિથિલ થતું નથી તથા ઘડપણથી તરત દબાઇ જતું નથી. **કસરત.**

મનુષ્યે સવાર સાંજ બે વખત ભોજન કરવું પણ વચમાં જમવું નહિ. ભોજનનું પાત્ર સોનાનું, રૂપાનું, કાંસાનું અથવા પીતળનું યથાશક્તિ રાખવું; પણ માટીના વાસણમાં કદી જમવું નહિ. કારણકે એ અલક્ષ્મી પ્રાપ્ત કરનારૂં છે. ભોજનની શરૂઆતમાં થોડુંક મીઠું તથા આદુ ખાવું. તેથી અગ્નિ પ્રદીપ્ત થાય છે, રૂચિ ઉપજે છે અને જીભ તથા ગળાંના દોષનું શોધન થાય છે. ભોજન અતિ ઉનું તેમજ અતિ ટાઢું પણ ન હોવું જોઇએ. કસરત કર્યાપછી અન્ન સારી પેઠે પચી ગયું હોયતો પ્રકૃતિને માફક આવે એવું તથા માપ પ્રમાણે ખાવું. ખોરાકમાં દૂધ બહુ ઉપયોગી છે. કારણ કે પોષણ કરવાનાં સઘળાં તત્વો દૂધમાં રહેલાં છે. સ્ત્રી, ગધેડી, બકરી, ગાય અને ભેંસ એઓનું દૂધ ઉત્તરોત્તર એક એકથી વધારે પૌષ્ટિક છે. તેમ પચવામાં વધારે ભારી છે. બકરી તથા ગધેડીનું દૂધ નાનાં બચ્ચાંને વધારે માફક આવે છે. બચ્ચાંને માટે ગાયનું દૂધ વાપરવું હોયતો થોડી સાકર તથા પાણી નાંખી પાવું. ઘણા રોગનો આધાર ખોરાકપર છે, વધારે ખોરાક ખવાય તો તે પચતો નથી અને અજીર્ણ થાયછે. કાચું અનાજ ખાવાથી અપચો, ઝાડો, ચુંક તથા મરડો થાય છે. પૃથ્વીઉપર જુદી જુદી જાતનાં ધાન્યો થાયછે તેમાંથી કેનો ઉપયોગ કરવો તે કહી શકાતું નથી. પણ જે દેશની જે પેદાશ તેનો ઉપયોગ કરવો. તેમાં સડેલ, જુનો, બગડેલ તથા વાસી ખોરાક ખાવો નહિ. ભૂખના પ્રમાણમાં ખાવું. કારણકે જેમ વધારે ખોરાક ખાવાથી વ્યાધિથાયછે તેમ કમી ખોરાક ખાવાથી પણ વ્યાધિ થાય છે. જેમ ખોરાકથી વ્યાધિ **ભોજન.**

વધે છે તેમ ખોરાકથી વ્યાધિ દૂર પણ થાય છે. ભોજનની માત્રા જઠરાગ્નિના બળ ઉપર આધાર રાખે છે. માટે પ્રકૃતિમાં બગાડ કર્યા સિવાય બરોબર વખતે પચી જાય તેટલું જમવું તે ભોજનની માત્રા સમજવી. ચોખા, મગ ઇત્યાદિ પ્રકૃતિથીજ હલકા પદાર્થો તેમજ અડદ ઈત્યાદિ પ્રકૃતિથીજ ભારે પદાર્થો ખાવામાં પણ માત્રાની જરૂર છે. દ્રવ્યની અપેક્ષા પ્રમાણે ભારે પદાર્થોથી પેટના બે અથવા ત્રણ ભાગ ભરવા અને લઘુ પદાર્થો પણ જઠરાગ્નિને સાચવવા સારૂ પેટ ભરીને જમવા નહિ. અને તેથીજ શાસ્ત્રકારો કહેછે કે જો માત્રા પ્રમાણે નિયમિત ભોજન કરવામાં આવે તો જમનારને તે ભોજન બળ, વર્ણ, સુખ તથા આયુષ્ય આપે છે. આ ખોરાકની સાથે શાકભાજીના ખોરાકની પણ જરૂર છે. કારણકે તેથી કેટલીક જાતના રોગ થતા અટકેછે. ખોરાક બરાબર ચાવીને ખાવો, ભૂખથી વધારે ઠાંસીને ખાવું નહિં, દરરોજ નિયમિત વખતે ખોરાક લેવો, તેનો વખત ઘડી ઘડી ફેરવવો નહિ, દરરોજ એકજ જાતનું ભોજન લેવું નહિ, જમતી વેળા મનને ખુશી રાખવું, થોડી વાતચિત કરતા જવું, ઘણો થાક ચડેલો હોય ત્યારે ખોરાક લેવો નહિ, જમ્યા પછી તરતજ શરીરને કે મનને ઘણી મેહેનત આપવી નહિ, લાંબો વખત ભૂખ્યા રહેવું નહિ અને જમ્યા પછી પંદર અથવા વીશ મિનીટ રહીને પાણી પીવું.

**પાણી.**

પાણી શુદ્ધ પીવું. કારણ કે શુદ્ધ પાણી શરીરને સુખકારીછે અને અશુદ્ધ પાણી શરીરને દુઃખકારીછે. ખરાબ પાણીથી અજીર્ણ, અતિસાર, મરડો, કોગળિયું, વિષમજ્વર, ગડગુમડાં, પથરી, અને ચામડીના રોગો વિગેરે ઉત્પન્ન થાયછે. માટે જેમ બને તેમ વધારે સ્વચ્છ પાણીનો ઉપયોગ કરવો. જે પાણી કાદવથી મેલું થયેલું હોય તથા લીલ, ઘાસ, પાંદડાં વિગેરેથી છવાઈ ગયેલું હોય, સૂર્ય કે ચંદ્રનાં કિરણો જેના ઉપર પડતાં ન હોય, તરતનું વરસેલ હોય, ડોળું હોય, માટી વિગેરે મિશ્ર થવાથી જાડું થયેલ હોય, ફીણવાળું હોય, જેમાં જીવડા પડયા હોય, તડકે તપેલ હોય, તથા અતિ ઠંડું હોય એવું પાણી પીવું નહિ. જેનો જઠરાગ્નિ મંદ હોય કે જેને ગુલ્મ, પાંડુ, ઉદરરોગ, અતિસાર, હરસ, સંગ્રહણી, અને સોજો એવા રોગ થયા હોય તેણે ઘણું થોડું પાણી પીવું. તંદુરસ્ત માણસે પણ શરદ્ તથા ગ્રીષ્મ ઋતુ સિવાય બાકીના કાળમાં થોડું થોડું પાણી પીવું. રોગી માણસને પાણી પીવું પડે તો ઉકાળેલું પાણી ઠંડું થયા પછી પીવું. પાણી ભોજનના મધ્યમાં પીવું. કારણ કે તેથી ધા-

તુ સમાનતાને પામી ને શરીર સુખાકારી અવસ્થામાં રહેછે. ભોજનની અંતે પાણી પીવાથી આમાશયમાં કફની વૃદ્ધિ થઇને તે કફ આમાશયની ઉપરની તરફ રહેછે. તથા કફની વૃદ્ધિ થવાથી શરીર જાડું થાય છે. ભોજન પેહેલાં પાણી પીવાથી જઠરાગ્નિ મંદ થાયછે. એ રીતે અંતમાં પાણી પીવાથી કફ વધેછે તથા પેહેલાં પાણી પીવાથી જઠરાગ્નિ મંદ થાયછે. માટે ભોજનના મધ્યમાં પાણી પીવું એ અભિપ્રાયછે.

**સ્વાભાવિક વેગ.**

મૂત્ર, ઝાડો, વીર્ય, વાયુસ્રાવ, ઉલટી, છીંક, ઓડકાર, બગાસું, ભૂખ. તરસ, આંસુ, ઉંઘ અને શ્વાસ વિગેરેના વેગ અટકાવવા નહિ. કારણ કે તેને અટકાવવાથી મનુષ્ય વ્યાધિ ગ્રસ્ત થાયછે. તે એવી રીતે કે મૂત્ર રોકવાથી બસ્તિ તથા ઉપસ્થમાં શૂળ, મૂત્રકૃચ્છ્ર, મસ્તકમાં પીડા, કળતર તથા પથરી વિગેરે રોગ થાયછે. ઝાડો રોકવાથી પક્વાશય તથા મસ્તકમાં પીડા અને મોઢેથી ઉલટી તથા ઝાડો પડવો વિગેરે રોગ પ્રાપ્ત થાય છે. વીર્ય રોકવાથી મેઢ્ર, વૃષણ તથા હ્રદયમાં પીડા, વીર્યનું ઝરવું, તાવ, પેસાબનો અટકાવ, તથા અંગમાં કળતર વિગેરે રોગો ઉપજેછે, પવન અટકાવવાથી જઠરમાં વાત જન્ય રોગ તથા ગ્લાનિ થાયછે. ઉલટી રોકવાથી ખરજ, શરીરપર ગોળ ચાઠાં, અરૂચિ, શોષ, પાંડુ, જ્વર, કોઢ, હ્રદયમાં પીડા અને રતવા વિગેરે રોગો ઉપજેછે. છીંક રોકવાથી માથું દુખવું અને ઇંદ્રિયોની નબળાઈ થાયછે. ઓડકાર રોકવાથી હેડકી, ઉધરસ, અરૂચિ, કંપ તથા છાતી અને હ્રદયમાં પીડા વિગેરે થાયછે. બગાસું રોકવાથી હ્રદયમાં સંકોચ અને કંપ વિગેરે રોગ ઉપજેછે. ભૂખ રોકવાથી અરૂચિ, ભ્રમ, દુબળાપણું, વિવર્ણપણું અને ગ્લાનિ વિગેરે થાયછે. તરસ રોકવાથી કંઠ તથા મોઢામાં શોષ, બેહેરાપણું, શ્રમ, શ્વાસ, હ્રદયમાં પીડા, મોહ અને ચકરી થાયછે. આંસુ રોકવાથી શરદી, નેત્રરોગ, હ્રદયરોગ અરૂચિ અને ભ્રમ થાયછે. નિદ્રા રોકવાથી બગાસાં, આળસ, માથાના રોગ તથા આંખનું ભારેપણું થાયછે. અને શ્વાસ રોકવાથી ગુલ્મ, હ્રદ્રોગ તથા મોહ ઉપજેછે.

ઉપર પ્રમાણે વેગ રોકવાથી જે રોગ ઉત્પન્ન થાય છે ત્યારે તે રોગનાં કારણને દૂર કરી જે રોગ થયો હોય તેની ચિકિત્સા કરવી. તે રોગની ઉત્પત્તિને નહિ ઇચ્છનાર મનુષ્યે તે વેગને અટકાવવા નહિ. પણ લોભ, શોક, ભય, ક્રોધ તથા સાહસ અને અપ્રશસ્ત મન, વાણી, કાયા, તથા કર્મના વેગને અટકાવવા.

**સ્ત્રીસંગ.** આયુષ્યના ક્ષયના ભયથી માણસે કદી પણ દિવસમાં સ્ત્રી સંગ કરવો નહિ. કારણકે તેથી નપુંસક, અલ્પ વીર્યવાળાં તથા અલ્પ આયુષ્યવાળાં છોકરાં ઉત્પન્ન થાય છે. સોળ વર્ષની અંદર વયની સ્ત્રીમાં પચ્ચીશ વર્ષ નહિ પહોંચેલ પુરૂષ જો ગર્ભાધાન કરેતો તે ગર્ભ પડી જાય છે અથવા જે બાળક ઉત્પન્ન થાય છે તે લાંબો વખત જીવતું નથી અને જો જીવેછે તો તેની ઈંદ્રિયો દુર્બળ હોય છે તેટલા માટે અત્યંત બાળક તેમજ અત્યંત વૃદ્ધ, ઘણા કાળથી રોગિણી તથા એવા બીજા કોઇ પણ વિકારથી યુક્ત સ્ત્રીમાં ગર્ભ ધારણ કરવો નહિ. એ પ્રમાણે પુરૂષનું પણ સમજવું. નવું અન્ન, જમવામાં દૂધનો ખોરાક, ઘી, તથા ઉનાં પાણીથી નહાવું એ જેમ પ્રાણને આપનારાં છે તેમ વૃદ્ધ સ્ત્રી, તાજું દહીં, પ્રાતઃકાળમાં મૈથુન, તથા અત્યંત નિંદ્રા એ જલદીથી પ્રાણનો નાશ કરનારાં છે. બધી ઋતુમાં ત્રીજે ત્રીજે દિવસે મૈથુન કરવું તથા ઉનાળામાં પંદર પંદર દિવસે મૈથુન કરવું. તથા સંધ્યાકાળે, પ્રાતઃકાળે, અમાવાસ્યા તથા પૌર્ણિમાને રોજ, ગાય છોડતી વખત અને મધ્યરાત્રિએ કદી પણ સ્ત્રી સંગ કરવો નહિ. તેમજ ખુબ જમેલાએ, દરદીએ; તૃષાર્ત કે બાળકે પણ મૈથુન કરવું નહિ. રજસ્વલા, મલિન, કદરૂપી, વર્ષે મોટી, રોગથી પીડિત, વ્યંગ, દ્વેશ કરનારી, યોનિરોગથી યુક્ત, સગોત્ર, ગુરૂપત્ની, પરસ્ત્રી અને વિરકત એવી સ્ત્રીઓ મૈથુનના કામમાં અયોગ્ય છે. ગર્ભિણી સ્ત્રીને છમાસ સુધી ભોગવવી, પ્રસવ થયા પછી બે માસે સ્ત્રી સંગ કરવો, રજસ્વલા સ્ત્રીનો ઉપભોગ કરવાથી નેત્ર તથા કાંતિનો નાશ થાય છે, ગર્ભિણી સ્ત્રીનો ઉપભોગ કરવાથી ગર્ભને ઘણી પીડા થાય છે, રોગી સ્ત્રીનો ઉપભોગ કરવાથી બળનો ક્ષય થાય છે, તથા અતિ મૈથુન કરવાથી ઉધરસ, તાવ, દમ, દુબળાપણું, પાંડુ અને ક્ષય વિગેરે રોગો ઉત્પન્ન થાય છે.

**સદાચાર.** પોતાનું હિત ઇચ્છનાર પુરૂષે સદાચારમાં તત્પર રહેવું. કારણકે તેથી ધર્મ, અર્થ તથા આરોગ્યની પ્રાપ્તિ થાય છે અને ઇંદ્રિયો નિર્મળ રહેછે. સદાચારના નિયમો પાળવાને આપણાં શાસ્ત્રમાં ફરમાવેલું છે તે પ્રમાણે વર્તવાથી મનુષ્યો સર્વ પ્રકારની સંપત્તિ પ્રાપ્ત કરવાને શક્તિમાન થાય છે, સો વર્ષનું આયુષ્ય મેળવેછે, વ્યાધિ રહિત થાયછે, સત્પુરૂષોમાં માન મેળવે છે, પૃથ્વીપર યશ મેળવે છે, ધર્મ અને અર્થની માફક પ્રાણીઓનો બંધુ થાયછે, તથા પરલોકમાં નિવાસ પામેછે. મતલબ કે આ બધા નિયમો શરીર સંપત્તિને પુષ્ટિ આપનારા છે એમ અનુ-

માન અને અનુભવથી સિદ્ધ થાયછે.

દેવ, ગાય, બ્રાહ્મણ, ગુરૂ, વૃદ્ધ, સિદ્ધિ અને આચાર્ય વિગેરેની પૂજા કરવી, પખવાડીયામાં ત્રણવાર કેશ ઉતરાવવા. એટલે પાંચ પાંચ દિવસે હજામત કરાવવી એવો વૈદક શાસ્ત્રનો મત છે, મૂછ કતરાવવી તથા નખ ઉતારવા એટલે તેને વધવા દેવા નહિ, હમેશાં સ્વચ્છ વસ્ત્ર ધારણ કરવાં, ફુલોની માળા પહેરવી, સુગંધીવાળા પદાર્થો પાસે રાખવાં, પૂર્વાભિલાષી થવું એટલે સૌના પહેલાં બોલવું શરૂ કરવું, અતિથિઓ એટલે મેમાન ઘેર આવે તેની ઘટિત પૂજા કરવી, વખત આવે ત્યારે હિત, મિત અને મધુર વાણી બોલવી, હેતુની ઇર્ષ્યા રાખનાર થવું, ફળની ઇર્ષ્યા કરવી નહિ, ઈંદ્રીઓ તથા મનને વશ રાખવાં, નિશ્ચંત, નિર્ભય, બુદ્ધિમાન, લજ્જાવાન, મોહોટા ઉત્સાહવાળું, ચતુર, ક્ષમાવાન, ધાર્મિક તથા આસ્તિક થવું, થાકતા પેહેલાં કસરત મૂકી દેવી એટલે થાક લાગે ત્યાંસૂધી કસરત કર્યા કરવાથી શરીરને ઉલટું નુકશાન છે, બધાં પ્રાણીઓને વિષે બંધુ ભાવ રાખવો. ભયથી પીડાયલાઓની આશ્વાસના કરવી, ગરીબ ઉપર ઉપકાર કરવો, સત્ય પ્રતિજ્ઞાવાળું થવું એટલે સાચું બોલવું તથા બોલેલું પાળવું, રાગ તથા દ્વેશના હેતુને દૂર કરવો, પરસ્ત્રી તથા પરધનની ઇચ્છા કરવી નહિ, પાપ કરવું નહિ, પરદોષ બોલવા નહિ, પરની છાની વાત ખુલ્લી કરવી નહિ, પાપી, રાજાઓના દ્વેષી, ઉન્મત્ત, પતિત, ભ્રૂણ હત્યા કરનારા, ક્ષુદ્ર તથા દુષ્ટનો સંબંધ રાખવો નહિ, દુષ્ટ વાહન ઉપર ચડવું નહિ, ઊંચાં ગોઠણીઆંવાળીને બેસવું નહિ, નહિ પાથરેલું, આશીકા વગરનું, સાંકડું તથા ઊંચું નીચું એવાં શયન ઉપર સૂવું નહિ, પર્વતનાં શિખર ઉપર ફરવું નહિ ઝાડો ઉપર ચડવું નહિ, મોઢેથી હસવું નહિ, શબ્દવાળા પવનને મૂકવો નહિ, મોઢું ખુલ્લું રાખી બગાસું ખાવું નહિ તેમજ છીંક ખાવી નહિ, તથા હાસ્ય કરવું નહિ, વારંવાર નાક ખોતરવું નહિ, પૃથ્વી ખોતરવી નહિ, તણખલાં તોડવાં નહિ, ઢેભાં ભાંગવાં નહિ, રાત્રિ સમયે મંદીર, વધ્યસ્થાન, તથા સ્મશાનમાં જવું નહિ, એકલાં શૂન્યગૃહ કે વનમાં જવું નહિ પાપવૃત્તિ યુક્ત સ્ત્રી, મિત્ર કે બંધુનો સંગ કરવો નહિ, પોતાથી ઉત્તમ પુરૂષો સાથે વિરોધ કરવો નહિ, અનાર્ય વસ્તુઓનો આશ્રય કરવો નહિ, સાહસ, અતિ સ્વપ્ન, અતિજાગરણ, અતિ સ્નાન, અતિપાન, તથા અતિ ભોજનનો ત્યાગ કરવો, ઉભે ગોઠણે ઘણી વાર બેસવું નહિ, સર્પ, દાઢવાળાં તથા શીંગડાંવાળાં પ્રાણીઓથી દૂર રહેવું, પૂર્વ દિશાનો વાયુ, તડકો તથા

અતિવાયુનો ત્યાગ કરવો, સ્નાન કરવાનાં વસ્ત્રથી માથું લૂવું નહિ, હાથ-
માં રત્નવાળી વીંટી પેહેર્યા વગર, નાહ્યા વગર, ધોયેલાં વસ્ત્ર પેહેરીને જ-
પ કર્યા વગર, હોમ કર્યા વગર તથા ગુરૂને અતિથિને અને આશ્રિતને
અન્ન આપ્યા વગર જમવું નહિ દહીં, મધ, લવણ, સાથવો તથા ઘી સિ-
વાયના બીજા પદાર્થો બધા ખાઈ જવા નહિ એટલે જમવામાં બીજા પ-
દાર્થો થોડા થોડા ખાતા બાકી મૂકી દેવા, રાતની વખતે દહીં ખાવું ન-
હિ, સ્ત્રીઓનો અતિ વિશ્વાસ કરવો નહિ, ખજાનો એકઠો કરવો એટલે
પૈસાનો સંગ્રહ કરવો, રજસ્વલા, આતુર, અપવિત્ર, અનિષ્ટરૂપ, આચાર-
હીન, કામરહિત, બીજાની ઈચ્છા રાખનાર, તથા પરસ્ત્રીનો સંગ કરવો ન-
હિ, વરસાદની એલી હોય ત્યારે, દાહ લાગ્યો હોય ત્યારે, ભૂમિ કંપને દિ-
વસે, મહોત્સવને દિવસે, અને ઉલ્કાપાતને દિવસે તથા સંધ્યાકાળે, બહુ ઉ-
તાવળે તેમ બહુ ધીરે ધીરે પણ અધ્યયન કરવું નહિ, સંધ્યાકાળે જમવા-
નો, સ્ત્રીનો તથા નિદ્રાનો ત્યાગ કરવો, બાળ, વૃદ્ધ, લુબ્ધ, મૂર્ખ, ક્લિષ્ટ
તથા નપુંસકની સાથે મૈત્રી કરવી નહિ, મદ્ય તથા વેશ્યાના પ્રસંગમાં રૂ-
ચિ કરવી નહિ, પોતાની છાની વાત ખુલ્લી કરવી નહિ, કોઈનો તિરસ્કાર
કરવો નહિ, અભિમાની થવું નહિ, બહુ બોલવું નહિ, વૃદ્ધ, ગુરૂ તથા રા-
જાઓની નિંદા કરવી નહિ, બંધુઓને તથા ગુહ્યવાત જાણનારાઓને દૂર
કરવા નહિ, એકલા સુખી થવું નહિ એટલે ફક્ત સ્વાર્થ સાધવાનો પ્રયત્ન
કરવો નહિ, સર્વનો વિશ્વાસ કરવો નહિ, તેમ સર્વના ઉપર અવિશ્વાસુપણુ
થવું નહિ, બધો કાળ વિચાર કરવો નહિ, કામ કરવાને ધારેલા કાળનું ઉ-
લ્લંઘન કરવું નહિ એટલે નિમેલે વખતેજ કામ કરવું, ઇંદ્રિયોને વશ થવું
નહિ, સ્વાભાવિક વેગને રોકવા નહિ એટલે શ્વાસ, પવન, પેસાબ વિગેરે
કુદરતી હાજતોને રોકવાથી નુકસાન છે, ચંચળ મનને ભમાવવું નહિ, દી-
ર્ઘ સૂત્ર થવું નહિ, શોક ગ્રસ્ત થવું નહિ, સિદ્ધિમાં ઉત્સુક થવું નહિ, તેમ
અસિદ્ધિમાં દીન થવું નહિ, સર્વ પ્રાણીઓની તમામ પ્રવૃત્તિઓ સુખને અર્થે
માનેલીછે. અને સુખ ધર્મ વિના મળતું નથી માટે ધર્મમાં તત્પર રહેવું,
આપણું શુભ ઇચ્છનાર મિત્રોનું પ્રેમથી સેવન કરવું, શત્રુઓથી વેગળે ર-
હેવું, પ્રાણીઓનો ઘાત, ચોરી તથા વ્યભિચાર એ ત્રણ પ્રકારનું કાયિક
પાપકર્મ, ચાડીઆપણું, કઠોર વચન, અસત્ય વચન અને અમર્યાદ ભાષણ
એ ચાર વાચિક પાપકર્મ તથા હિંસા કરવાનો વિચાર, અદેખાઇ, અને
શાસ્ત્ર દૃષ્ટિએ વિપરીત જણાય તે ધાટ એ ત્રણ માનસિક પાપકર્મ એ રીતે

દશ પ્રકારનાં પાપ કર્મ જે શરીર, વાણી અને મનવડે થાયછે તેનો ત્યાગ કરવો, જેને કાંઈ આ જીવિકા ન હોય, જેઓ વ્યાધિ ગ્રસ્ત હોય તથા જેઓ કાંઇ દુઃખ આવી પડવાથી શોકાતુર હોય તેમની શક્તિ પ્રમાણે સંભાવના કરવી, કીડા અને કીડીઓ સરખાંને પણ હમેશાં પોતાના સમાન જોવાં, મતલબ કે સુખ દુઃખાદિક લાગણીઓમાં તેઓ પણ પોતાના સમાનજ છે એમ જાણી તેમના પ્રત્યે વર્તવું, કીડી કીડાને પણ આત્મસમાન ગણવાં તો પછી પશુ, પક્ષી અને મનુષ્ય પ્રત્યે તેવી વર્તણુક રાખવી એતો સ્પષ્ટજ છે, વૃદ્ધ એટલે કેવળ વયોવૃદ્ધજ ન સમજવા પણ શીલવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ વિગેરેની સાથે પણ માનથી વર્તવું, રાજા શબ્દવડે તેણે અધિકાર આપેલા પુરૂષો પણ સમજવા માટે તેઓ પ્રત્યે પણ તે પ્રમાણે વર્તવું, યાચકને ના કહી વિમુખ કરી કાઢવો નહિ, તેનું અપમાન ન કરવું, શત્રુ અપકાર કરવામાં તત્પર હોય એમ છતાં તેના ઉપર ઉપકાર કરવાની ટેવ રાખવી, ઉપકાર કે અપકાર કરવામાં સર્વદા કોઇ સફળ થતું નથી પણ તેવો પ્રસંગ મળી આવેછે ત્યારેજ બની શકેછે માટે ઉપકાર કરવાની તક ઈશ્વર કૃપાએ મળી આવે તો શત્રુ પ્રત્યે હોય તથાપિ ખોવી નહિ પણ ઉપકાર કરી લેવો, સંપત્તિ તથા વિપત્તિમાં સદા એક સરખું મન રાખવું એટલે સંપત્તિમાં હર્ષ ન પામવો કે મદાંધ ન થવું તેમ વિપત્તિમાં શોક ન રાખવો કે દીન ન થવું, પોતાનું કે પારકું અપમાન થયું હોય તે પ્રગટ ન કરવું, સામા માણસની પ્રકૃતિ જોઈને જે માણસ જેમ ખુશી થાય તેમ તેની સાથે વર્તવુ. ધર્મ, અર્થ અને કામ એ ત્રણમાં એકે ન થતું હોય એવો ઉદ્યમ કરવો નહિ, આચારમાં મધ્યમ માર્ગે ચાલવું, એકાદ જગોએ છેકજ આસક્તિ કરી દેવી નહિ, મૈત્રી સારા પુરૂષો તેમજ નઠારા પુરૂષો સાથે પણ રાખવી, ઉદ્યમથી કદી પણ પાછા હઠવું નહિ, બળવાનની સાથે યુદ્ધ ન કરવું, માથે ભાર ઉપાડવો નહિ, શત્રુનું તથા ગણિકાનું અન્ન કદી પણ ખાવું નહિ, કોઇનું જામીન થવું નહિ, ખોટી સાક્ષી આપવી નહિ, જુઠું કદી બોલવું નહિ તથા જુગારીથી દૂર રહેવું. આ પ્રમાણે સદાચારમાં તત્પર રહી દિવસ ગુજારવા.

**પથ્યાપથ્ય વિવેચન.**

વૈદ્યકશાસ્ત્રમાં જે દ્રવ્ય પથ્ય કહેલુંછે તે પણ પ્રકૃતિને માફક નથી આવતું ત્યારે તે અપથ્ય સમજાયછે. અને જે અપથ્ય કહેલુંછે તે પ્રકૃતિને માફક આવે તો પથ્ય સમજાયછે. માટે પથ્યાપથ્ય વિવેચન કોઈ કોઇ સ્થળે નિયમને સહન કરી શકતું

નથી. જે દ્રવ્ય વાયુને પથ્ય છે તે પિત્તને અપથ્ય છે. માટે અમુક દ્રવ્ય પ જ છે અથવા અપથ્યજ છે એમ કહી શકતું નથી. આ વાત પણ નિયમને સહન કરી શકતી નથી. કેટલાંએક દ્રવ્યો પ્રભાવથી તથા મેળવણીથી કેવળ પથ્ય, કેવળ અપથ્ય અને પથ્યાપથ્ય ગણાયછે. તેમાં પણ જળ, દુધ, ઘી અને ચોખા ઇત્યાદિક દ્રવ્યો સર્વ પ્રાણીઓને સાત્મ્ય હોવાથી પથ્યજ કહેલાંછે. દારૂ, પાક અને મારણમાં યોજેલ અગ્નિ, ક્ષાર અને વિષ આદિક દ્રવ્યો અપથ્ય કહેલાંછે. વળી કેટલાંએક દ્રવ્યો પથ્ય છતાં સંયોગથી અપથ્ય સરખાં થઇ જાયછે અને વાયુને અનુકૂળપણું તથા પિત્તને પ્રતિકૂળપણું બતાવનારાં દ્રવ્યો પથ્યાપથ્ય ગણાય છે. માટે જે પદાર્થો સર્વ સામાન્ય હિત છે અને અહિત છે તે નીચે પ્રમાણે,—

ગુજરાન કરવાના પદાર્થોમાં અન્ન શ્રેષ્ઠ છે તેમજ તૃપ્તિકર પદાર્થોમાં જળ, જીવાડનાર પદાર્થોમાં ક્ષીર, શરીરને પુષ્ટ કરનાર પદાર્થોમાં માંસ, ખાવાની ચીજ ઉપર રૂચિ ઉપજાવનાર પદાર્થોમાં લવણ, હૃદ્ય પદાર્થોમાં અમ્લ પદાર્થ, કફ અને પિત્તને શમાવનાર પદાર્થોમાં મધ, વાત અને પિત્તની શાંતિ કરનારા પદાર્થોમાં ઘી અને તેલ, કફ હરનારા પદાર્થોમાં વમન, પિત્તને હરનારા પદાર્થોમાં વિરેચન, વાતહર પદાર્થોમાં બસ્તિ, શરીરને કોમળ કરનાર પદાર્થોમાં સ્વેદ, શરીરને મજબૂત કરનારા પદાર્થોમાં કસરત, પુરૂષાતનને નાશ કરનારા પદાર્થોમાં ક્ષાર, સ્વરને બગાડનાર પદાર્થોમાં કાચું કોઠનું ફળ, હૃદયને અહિત પદાર્થોમાં ઘેટીનું ઘી, શરીરમાં રૂધિરના રસ્તાની રોકતને મટાડનાર પદાર્થોમાં બકરીનું દૂધ, કફ અને પિત્તને કરનાર પદાર્થોમાં ઘેટીનું દૂધ, નિદ્રા ઉપજાવનારા પદાર્થોમાં ભેંસનું દૂધ, નાડીઓને પકડનાર પદાર્થોમાં થોડું મળેલું (જામેલું) દહીં, મૂત્રને પેદા કરનાર પદાર્થોમાં શેલડી, વમન, આસ્થાપન બસ્તિ અને અનુવાસન બસ્તિને ઉપયોગી પદાર્થોમાં મીંઢોળ, સુખેથી વિરેચન કરનારા પદાર્થોમાં નસોતર, હલકાં વિરેચનમાં ગરમાળો, ઉગ્ર વિરેચનમાં થોરનું દૂધ, કૃમિરોગને મટાડવામાં વાવડીંગ, ઝેરને હરનાર પદાર્થોમાં સરસડો, કોઢને હરનાર પદાર્થોમાં ખેર, અવસ્થાની સ્થિતિ રાખનાર પદાર્થોમાં આમળાં. ઠુંડાંમાંથી ઉપજતાં ધાન્યોમાં રાતા સાઠી ચોખા, શીંગમાંથી ઉપજતાં ધાન્યોમાં મગ, સર્વ પ્રકારનાં પાણીમાં અધરથી ઝીલેલું જળ, સર્વ પ્રકારના લવણમાં સૈંધવ નામનું લવણ, સર્વ પ્રકારના ઘીમાં ગાયનું ઘી, સર્વ પ્રકારના દૂધમાં ગાયનું દૂધ, વનસ્પતિમાંથી ઉત્પન્ન થતા સ્નેહમાં તલનું તેલ,

ફળોમાં દ્રાક્ષા, શેલડીમાંથી થતા પદાર્થોમાં સાકર, પુષ્ટિકારક અને વાતહર પદાર્થોમાં એરંડાનું મૂળ, અગ્નિનું દીપન કરનાર, પાચન કરનાર અને આફરાને મટાડનાર પદાર્થોમાં પીંપરીમૂળ, અગ્નિદીપન કરનાર, ગુદાનાં શૂળને હરનાર, અને સોજાને મટાડનાર પદાર્થોમાં ચિત્રાનું મૂળ, હેડકી, શ્વાસ, ઉધરસ, અને પડખાંનાં શૂળને હરનાર પદાર્થોમાં પુષ્કર મૂળ, મળને સખ્ત કરનાર, દીપન કરનાર અને પાચન કરનાર પદાર્થોમાં મોથ, શમન કરનાર, દીપન કરનાર, ઉલટીને નિવૃત્ત કરનાર અને અતિસારને મટાડનાર પદાર્થોમાં વાળો, ઝાડાને સખ્ત કરનાર, વાયુને હરનાર, દીપન કરનાર, કફ, રૂધિરવિકાર, અને બંધકોષ્ઠને શાંતિ કરનાર પદાર્થોમાં ગળો, ઝાડાને સખ્ત કરનાર, દીપન કરનાર, તથા વાત અને કફની શાંતિ કરનાર પદાર્થોમાં બીલું, અગ્નિને દીપન કરનાર, પાચન કરનાર, ઝાડાને સખ્ત કરનાર અને સર્વ દોષને હરનાર પદાર્થોમાં અતિવિષ, મૂત્રકૃચ્છ્ર અને વાતને હરનાર પદાર્થોમાં ગોખરૂ, છેદન કરનાર, અગ્નિનું દીપન કરનાર, પવનને હેઠો ઉતારનાર, વાતનું શમન કરનાર અને કફને મટાડનાર પદાર્થોમાં હીંગ, સંગ્રહણી દોષ, અર્શ, અને ઝાઝું ઘી ખાવાથી થયેલી પીડાને શાંત કરનાર પદાર્થોમાં છાસ, દાંતને બળ આપનાર અને ભોજન ઉપર રૂચિ ઉપજાવનારા પદાર્થોમાં તેલના કોગળા, શમન કરનાર લેપમાં ચંદનનો લેપ, શીતને મટાડનાર લેપોમાં રાસ્ના અને અગરૂનો લેપ, દાહ, ચામડીના દોષ અને સ્વેદને મટાડનાર પદાર્થોમાં વાળો, ચક્ષુને હિત, કેશને હિત, કંઠને હિત, વર્ણને વધારનાર અને વ્રણનું રોપણ કરનાર પદાર્થોમાં જેઠીમધ, શરીરમાં પ્રાણ છે કે નહિ ? આ સંદેહની નિવૃત્તિ કરનાર પદાર્થોમાં વાયુ, ટાઢાં પાણીથી શરીરમાં થયેલી જડતા, ટાઢ, શૂળ, અને કંપની શાંતિ કરનાર પદાર્થોમાં અગ્નિ, આમદોષને ઉપજાવનાર પદાર્થોમાં બહુ ભોજન, જઠાગ્નિને પ્રદીપ્ત કરવાના પદાર્થોમાં જઠરાગ્નિનું જોર હોય તેટલું ભોજન, ખાવા લાયક અને સેવવા લાયક પદાર્થોમાં પોતાનો સદતો વ્યવહાર, આરોગ્યતાને કરનાર પદાર્થોમાં વખતસર ભોજન, રોગને ઉપજાવનાર પદાર્થોમાં મૂત્રાદિક વેગનું પકડવું, બુદ્ધિ, ધીરજ, અને સ્મૃતિને નાશ કરનાર પદાર્થોમાં અત્યંત દારૂ પીવો, કષ્ટથી પચનાર પદાર્થોમાં ગુરૂ ભોજન, સુખેથી પચનારે પદાર્થોમાં એક વખત જમવું, શરીરને સુકાવનાર પદાર્થોમાં સ્ત્રીપ્રસંગ, નપુંસક કરવાના પદાર્થોમાં વીર્યના વેગનું પકડવું, અન્ન ઉપર અતિશ્રદ્ધા ઉપજાવનારા પદાર્થોમાં એકાંતર ભોજન આયુષને ટુંકું કરનાર પદાર્થોમાં અભોજન, શરીરને દુબળું પાડનાર પદાર્થોમાં

થોડું ભોજન, સંગ્રહણી રોગને ઉપજાવનાર પદાર્થોમાં અજીર્ણ છતાં અતિ ભોજન, જઠરાગ્નિને વિષમ કરી નાખનારા પદાર્થોમાં અનિયમિત ભોજન, ખરાબ વ્યાધિને ઉત્પન્ન કરનારા પદાર્થોમાં પરસ્પર વિરૂદ્ધ પદાર્થોનું ભક્ષણ, અલક્ષ્મીને કરનારા પદાર્થોમાં રજસ્વલાભિગમન, આયુષ્યની અભિવૃદ્ધિ કરનારા પદાર્થોમાં બ્રહ્મચર્ય, વીર્યની પુષ્ટિ કરનાર પદાર્થોમાં સંકલ્પ, વીર્યની પુષ્ટિને બંધ કરનાર પદાર્થોમાં દૌર્મનસ્ય (મનનું બગડવું), જીવતનો નાશ કરનારા પદાર્થોમાં શક્તિની હદથી વધારે કામ, રોગની અભિવૃદ્ધિ કરનારા પદાર્થોમાં ખેદ, શ્રમને મટાડનારા પદાર્થોમાં સ્નાન,. મનને તૃપ્ત કરનાર પદાર્થોમાં હર્ષ, શરીરને સુકાવનાર પદાર્થોમાં શોક, શરીરને પુષ્ટ કરનાર પદાર્થોમાં નિવૃત્તિ (યથાશક્તિ ઉદ્યોગ), આળસને ઉપજાવનાર પદાર્થોમાં વધારે ઉંઘ, બળને ઉપજાવનાર પદાર્થોમાં સર્વ રસનો અભ્યાસ, શરીરને દુબળું પાડનાર પદાર્થોમાં એક રસનો અભ્યાસ, શસ્ત્રથી ખેંચી કહાડવાના પદાર્થોમાં ગર્ભશલ્ય, (આડું આવેલ છોકરૂં), શરીરમાંથી કાઢી નાખવાના પદાર્થોમાં અજીર્ણ, કોમળ ગુણવાળી ઔષધીથી રોગ મટાડવા લાયક પ્રાણીઓમાં બાળક, આ રોગ જલદીથી નહિ મટે એમ જાણી તે રોગને શમાવનાર આહાર વિહાર આપીને પાળવા લાયક પ્રાણીઓમાં વૃદ્ધ, તીક્ષ્ણ ઔષધી અને મેહેનતને નાલાયક પ્રાણીઓમાં ગર્ભિણી સ્ત્રી, ગર્ભસ્થિર રાખવાના ઉપાયોમાં મનની પ્રસન્નતા, ચિકિત્સા ન કરવાલાયક રોગોમાં સન્નિપાત, મુશ્કેલીથી મટાડનાર રોગોમાં આમ રોગ, સર્વ રોગમાં જ્વર, લાંબી મુદત રહેનારા રોગોમાં કોઢ, અનેક રોગવાળા રોગોમાં ક્ષય રોગ, પરસ્પર પ્રસંગથી થતા રોગોમાં પ્રમેહ, શસ્ત્ર નહિ અને શસ્ત્રનું કામ કરનાર પદાર્થોમાં જળો, ઔષધીને ઉપજવાનાં સ્થાનકોમાં હિમાલય, આરોગ્યતા ઉપજાવનારા દેશોમાં મારવાડ, નિવાસ કરવા નાલાયક દેશોમાં ઘણાં પાણીથી હમેશ ભીનો રહેનાર કફ પ્રધાન દેશ, ચિકિત્સાના અંગમાં વૈદ્ય, સંગ ન કરવા લાયક પુરૂષોમાં નાસ્તિક, મનમાં ક્લેશ ઉપજાવનારાં કામોમાં હાયવોય, રોગીને અનિષ્ટ પદાર્થોમાં કહ્યા પ્રમાણે ન કરવું, સર્વ સાધનોમાં શાસ્ત્રના અભિપ્રાયને અનુસરનારો તર્ક, સંદેહને મટાડનાર પદાર્થોમાં દૃષ્ટકર્મતા, ભયને ઉપજાવનાર પદાર્થોમાં અસામર્થ્ય, બુદ્ધિની અભિવૃદ્ધિ કરનારા પદાર્થોમાં તે તે બાબતને જાણનારા વિદ્વાનો સાથે વાતચીત, શાસ્ત્રને ખરેખરા અભિપ્રાય જાણવાનાં કારણોમાં ગુરૂ, મરણ ન થાય એવા ઉપાયોમાં આયુર્વેદ, અને અમલ કરવા લાયક મિત્રાદિકના વચનોમાં સદ્વચન આવી રીતે ઉત્તમ, અનુત્તમ,

હિત તથા અહિત પદાર્થોનો વિચાર ચિકિત્સામાં બહુ ઉપયોગી થઈ પડે છે.

**રસાયન પ્રયોગો.**

૧. ચાર આંગળ લાંબાં પહોળાં તીક્ષ્ણ ખરાં લોઢાંનાં પતરાંને તપાવી તપાવી ત્રિફળાના રસમાં, ગોમૂત્રમાં, ઇંગોળિયાના ક્ષાર અને ખાખરાના ક્ષારમાં અનુક્રમે આંજણ જેવાં કાળાં થાય ત્યાંસૂધી શુદ્ધ કરવાં. શુદ્ધ થયા પછી તેનું બારીક ચૂર્ણ કરી તેમાં મધ તથા આમળાંનો રસ ચાટવા જેવું થાય તેટલો મેળવી ઘીથી રીઢાં કરેલાં ઠામમાં નાખી મોઢું બંધ કરી તે ઠામને જવના ઢગલા નીચે એક વર્ષ સૂધી રાખી મૂકવું. વચમાં દરમાસ તેને હલાવવું. એ પ્રમાણે તૈયાર થએલ ઔષધને મધ તથા ઘી સાથે બળ અને અગ્નિ પ્રમાણે સવારેમાં ખાવું. અને તે ઔષધ પચી ગયા પછી ભોજન કરવું. ઉપર પ્રમાણે સુવર્ણ તથા રત્નનું રસાયન તૈયાર થાયછે. આ રસાયન સર્વ રોગનો નાશ કરેછે, લાંબું આયુષ આપેછે અને તેનો એક વર્ષ સૂધી ઉપયોગ કરનાર માણસને ઘડપણ તથા મોતની બીક રહેતી નથી. આ પ્રયોગને લોહ રસાયન એવું વૈદ્ય લોકો નામ આપેછે.

૨. શુદ્ધ ગંધક લઇ તેને ગાયનું દૂધ, તજ, એળચી, તમાલપત્ર, નાગકેસર, ગળો, હરડે, બેહેડાં, આમળાં, સુંઠ, ભાંગરો અને આદુ એ સર્વ પદાર્થોના કવાથની જુદી જુદી આઠ આઠ ભાવનાઓ દેવી. અને તે ભાવનાઓ દેવાઇ રહ્યા પછી તેમાં ગંધક જેટલીજ સાકર નાખવી. આ રસાયનનું એક તોલાભાર સેવન કરવાથી વીર્ય વધેછે, પુષ્ટિ થાયછે, શરીર દૃઢ થાયછે, અગ્નિ પ્રદીપ્ત થાયછે અને કોઢ, ચળ, ઝેરનો વિકાર, ભારે અતિસાર, ગ્રહણીરોગ, વાતરક્ત, શૂળ, જીર્ણજ્વર, તીવ્રપ્રમેહ, વાયુ સંબંધીરોગો, તથા વધરાવળનો નાશ થાયછે. આ ગંધક રસાયનને પારદની અને સુવર્ણની ભસ્મનો યોગ આપવામાં આવે તો મૂવા જેવાં થયેલ માણસને પણ વધારે જીવન મળેછે અને અતિ સુખ થાયછે.

૩. હરડે, મરી, સુંઠ, વાવડીંગ, આમળાં, પીંપર, પીંપરીમુળ, તજ, તમાલપત્ર અને નાગરમોથ એઓને સમ ભાગે લઇ તેઓમાં ત્રણ ગણો નેપાળો, આઠગણી નસોતર અને છગણી સાકર નાખી મધથી એક તોલાનાં વજનના લાડુ વાળવા. એ લાડુઓમાંથી પ્રાતઃકાળે એક એક લાડુ ખાવો. અને તેની ઉપર ટાઢું પાણી પીવું. એ ખાધા પછી જ્યાં સૂધી ઉનું પાણી પીવામાં ન આવે અને ઉનું અન્ન ખાવામાં ન આવે ત્યાંસૂધી રેચ લાગ્યા કરેછે. આ લાડુ ખાનારને અન્નપાનની અને વિહાર કરવાની ઘણીજ પરે-

જ રાખવાની જરૂર છે. આ લાડુ ખાવાથી વિષમજ્વર, અગ્નિનું મંદપણું, પાંડુરોગ, ઉધરસ, ભગંદર, પડખાની પીડા, પીઠનાં દરદ, સાથળનું દરદ, પેડુનું દરદ, પીંડીનું દરદ અને પેટનું દરદ ગટેછે. આ લાડુ ખાવામાં આવે તે દિવસ શરીરે તેલ ચોળવું નહિ અને ક્રોધ કરવો નહિ; આ લાડુ રસાયનોમાં ઉત્તમ કહેવાય અને તેને અભયાદિ મોદક કહીને બોલાવાયછે.

૪. બીલી, અરણી, અરલૂ, શીવણ, કાકચ, ખપાટ, સમેરવો, ગધીસમેરવો, જંગલી મગ, જંગલી અડદ, પીંપર, ગોખરૂ, ઉભી ભોરીંગણી, બેઠી ભોરીંગણી, કાકડાસીંગી, ભોઆંગલી, ધ્રાખ, મીઠી ખરખોડી, કઠ, અગરૂ, હરડે, ગળો, ઋદ્ધિ, જીવક, ઋષભક, કચૂરો, મોથ, સાટોડી, મેદા, મહામેદા, ઝીણી એળચી, નીલ કમળ, રતાંજની, વિદારીકંદ, અરડુસાનાં મૂળ, કાકોલી અને રાતી નસોતર એ પ્રત્યેક પદાર્થો ચાર ચાર તોલાભાર લઇ અને પાંચસો આમળાં લેવાં. પછી તે ઔષધોને એક હજાર ચોવીશ તોલાભાર પાણીમાં પકાવવાં. એ ઔષધોમાંથી સઘળો રસ પાણીમાં આવી ગયો જાણવામાં આવે ત્યારે તે પાણીને વસ્ત્રથી ગળીને લઇ લેવું. પછી આમળાં કહાડી લઇ તેઓમાંથી ઠળીઆ કહાડી નાખીને તે આમળાંઓને અડતાળીસ તોલાભાર ઘીમાં અને તેલમાં શેકવાં. પછી પેલાં પાણીમાં બસો તોલાભાર ચોખી સાકર નાખી તે પાણી પેલાં આમળાં વાળાં ઘી તથા તેલલાં નાખીને સારી રીતનો શીરો બનાવવો. શીરો પાકીને ઠરી જાય ત્યારે તેમાં સોળ તોલા વંશલોચન, આઠ તોલા પીંપર અને ચાર તોલા તજ, એળચી, તમાલપત્ર તથા કેસર નાખવાં. આ પ્રયોગ ચ્યવન પ્રાસ્યાવલેહ નામથી ઓળખાયછે અને એને કેટલાએક જીવન કહીને પણ બોલાવેછે. આ અવલેહ મોટાં રસાયન રૂપ છે. ઉધરસને તથા શ્વાસને અત્યંત હરનાર છે, ક્ષીણ થયેલાઓનાં, વૃદ્ધોનાં તથા બાળકોનાં શરીરને હૃષ્ટ પુષ્ટ કરેછે, સ્વરભંગ, છાતીનાં દરદ, વાતરક્ત, તૃષા, મૂત્રના દોષ તથા વીર્યના દોષને ગટાડે છે. આ અવલેહના પ્રયોગથી ચ્યવન મુનિ પાછા જુવાન થયા હતા. ઋદ્ધિ, જીવક, ઋષભક, મેદા, મહામેદા અને કાકોલી એટલાં ઔષધો મળતાંજ નથી. એટલા માટે તેઓને બદલે શતાવરી, વિદારીકંદ, આસોંદ, અને વારાહીકંદનો ઉપયોગ કરવો.

૫. કચૂરો, વજ, નાગરમોથ, કરિયાતુ, ગળો. દેવદાર, હળદર, અતવસ, દારૂ હળદર, પીંપરીમૂળ, ચિત્રક, ધાણા, હરડાં, બેહેડાં, આમળાં, ચવક, વાવડીંગ, ગજપીંપર, સુંઠ, મરી, પીંપર, સોનામુખીની ભસ્મ, જ-

વખાર, સાજીખાર, સૈંધવ, સંચળ અને બિડલૂણ એ પદાર્થોને ચોવીશ ચોવીશ ચણોઠી ભાર લેવા. નસોતર, નેપાળાનાં મૂળ, તમાલપત્ર, તજ, એળચી અનેવંશ લોચન એ દરેક એક એક તોલાભાર લેવાં. મારેલું લોઢું બે તોલાભાર લેવું, સાકર ચાર તોલાભાર, શિલાજીત આઠ તોલાભાર અને ગુગળ આઠ તોલાભાર લેવો. એ સઘળા પદાર્થોને એકઠા કરી ખરલમાં ખૂબ વાટીને છનું છનું ચણોઠીભારની ગોળીઓ કરવી આ ગોળીઓ ચંદ્રપ્રભા એવાં નામથી પ્રખ્યાત છે. આ ગોળી ખાવાથી પ્રકારના પ્રમેહ, મૂત્રકૃચ્છ્ર, મૂત્રાઘાત, પથરી, મળબંધ, પેડુનું ચડવું, શૂળ, આર્બુદ, વધરાવળ, પાંડુરોગ, કમળો, હલીમક, આંત્રવૃદ્ધિ, કેડનું શૂળ, શ્વાસ ઉધરસ, વિચર્ચિકા, કોઢ, અર્શ, ચળ, બરોળનું દરદ, ઉદરના રોગ, ભગંદર, દાંતના રોગ, નેત્રના રોગ, રજદોષ, વીર્યદોષ, અગ્નિનુંમંદપણું, અરૂચિ, વાત, પિત્ત અને કફ એઓનો નાશ કરેછે. આ ગોળી બળ આપનાર છે, મૈથુન શક્તિને વધારનાર છે અને રસાયન છે.

૬. ગળો, ગોખરૂ અને આમળાં આ ત્રણ પદાર્થોને સમભાગે લઈ તેનું ચૂર્ણ કરવું. આ ચૂર્ણને રસાયન ચૂર્ણ કહે છે. આ ચૂર્ણ અરધ અરધ તોલો સાંજ સવાર ઘી સાકર સાથે ચાટવું. આ ચૂર્ણના સેવનથી દેવતાઓ અજર, અમર, ઘણાં પરાક્રમવાળા અને કાળા કેશવાળા થયા હતા.

૭. સુંઠ, પીંપરીમૂળ, ચવક, મરી, ચિત્રક, શેકેલી હીંગ, બોડી અજમો, સરશવ, જીરૂં, શાહજીરૂં, તગરનાં બી, ઇંદ્રજવ, કાળીપાઠ, વાવડીંગ, ગજપીંપર, કડુ, અતવસ, ભારંગી, વજ, પીલુડી, તમાલપત્ર, દેવદાર, પીંપર, કઠ, રાસ્ના, મોથ, સૈંધવ, એળચી, ગોખરૂ, હરડે, ધાણા, બેહેડાં, આમળાં, તજ, વાળો અને જવખાર, એ સઘળાંને સમભાગે લઇ તેનું ચૂર્ણ કરવું. પછી એ ચૂર્ણ બરોબર ગુગળ લઇ તેનું ઘીથી મર્દન કરવું પીંડો બની જાય ત્યારે ઘીનાં રીઢાં વાસણમાં રાખી મેલવો. પછી તેમાંથી ચોવીશ ચોવીશ ચણોઠી ભારની ગોળીઓ કરવી. દોષ અને કાળ વીગેરેને અનુસરી તેનો ઉપયોગ કરવો. પ્રથમ થોડા દીવસ એક એક ગોળી ખાવી, પછી દોઢ દોઢ, પછી અરધા તોલાભાર અને પછી એક તોલાભાર ગોળી ખાવી, આને મહા યોગરાજ ગુગ્ગુલ એવું નામ આપેલુંછે. અને તે રસાયન છે. તેના ઉપયોગથી બળની વૃદ્ધિ થાયછે. હરસ ગ્રહણીરોગ, બરોળ, ગુલ્મ, ઉદરના રોગ, પેડુનું ચડવું, અગ્નિનું મંદપણું, શ્વાસ, ઉધરસ, અરૂચિ, પ્રમેહ, નાભિનું શૂળ, કૃમિ, ક્ષય, છાતીનું ઝલાઇ જવું, સઘળા વા-

તવ્યાધિ, આગ વાત, અપસ્માર, વાતરક્ત, કોઢ, દુષ્ટવ્રણ, વીર્યદોષ, રજ-દોષ, ઉદાવર્ત્ત અને ભગંદર વિગેરેનો નાશ થાયછે.

૮. પાડાનાં નેત્રના તથા પેટના જેવા વર્ણવાળો સોચાઇ તોલાભાર ગુગળ પાણીમાં નાખી તેમાં ચોસઠ ચોસઠ તોલાભાર હરડાં, બેહેડાં તથા આમળાં અને બત્રીશ તોલાભાર ગળો નાંખવી. પછી તેને અગ્નિપર ચડાવી જ્યા સૂધી અર્દ્ધું પાણી બળી જાય ત્યાં સૂધી કડછીથી હલાવ્યા કરવું. પછી તેને અગ્નિ ઉપરથી ઉતારી લઇ શીતળ થઈ જાય ત્યારે તેમાં બબ્બે તોલાભાર હરડાં, બેહેડાં તથા આમળાંનું ચૂર્ણ, છ છ તોલાભાર સુંઠ, મરી તથા પીંપરનું ચૂર્ણ, બે તોલાભાર વાવડીંગનું ચૂર્ણ, એક તોલાભાર નસોતરનું ચૂર્ણ, એક તોલાભાર નેપાળાનું ચૂર્ણ અને ચાર તોલાભાર ગળોનું ચૂર્ણ નાખી મિશ્રિત કરી દેવું. એટલે કેશોરક ગુગ્ગુલ સિદ્ધ થાયછે. આ ગુગળ વાતરક્તનો અવસ્ય નાશ કરેછે. વ્રણ, ઉધરસ, કોઢ, ગુલ્મ, સોજો, ઝેર, પાંડુરોગ, પ્રમેહ, અગ્નિનું મંદપણું, મળબંધ, પ્રમેહની ફોડલીઓ તથા સઘળા રોગો આ ગુગળથી મટેછે. નિરંતર સેવેલો આ ગુગળ જરાનો પરાભવ કરીને કિશોર અવસ્થા જેવું રૂપ આપેછે. ગુગ્ગુલને પ્રથમ પાણીમાં નાખવાનું કહ્યું તે પાણી બે આઢક (બસો છપન રૂપિયાભારનો એક આઢક એ પ્રમાણે) લેવું.

૯. જેઠીમધ અને ત્રિફળા (હરડાં, બેહેડાં, અને આમળાં) એ બન્ને પ્રમાણથી તુલ્ય લઇને તેમાં તવક્ષીરી, પીંપર, સિંધાલૂણ, જુદાં જુદાં પાંચ લોહ (રૂપું, ત્રાંબુ, સીસું, કથીર અને લોહું), સોનું, વજ અને મધ, ઘી, અથવા સાકર આ અગિયાર પદાર્થો જુદા જુદા મેળવવાથી જુદાં જુદાં અગિયાર રસાયન થાયછે. આ ત્રિફળા નામનું રસાયન સર્વ રોગને હણનાર તથા મેધા, આયુષ્ય, સ્મૃતિ તથા બુદ્ધિને દેનારૂંછે.

૧૦. કમળનાં પંચાંગને વાટીને તે કલ્કમાં દૂધની સાથે સોનાના કટકાસહિત પકાવેલું ઘી પંચારવિંદ નામથી પ્રસિદ્ધ છે. આ રસાયનનું સેવન કરવાથી ગયેલ પૌરૂષ, બળ અને પ્રતિભા પુનઃ પ્રાપ્ત થાય છે.

૧૧. શ્યામ કમળની નાળ, કંદ, દળ અને કેસરાના કલ્કમાં સોનાના કટકાસહિત દૂધ નાખીને પકાવેલું ઘી ચતુઃ કુવલય એ નામથી પ્રસિદ્ધ છે. આ રસાયન ઘૃત ઉપયોગમાં લેનાથી બળદને પણ બુદ્ધિ આપનારૂં થાયછે. ત્યારે મનુષ્યને બુદ્ધિ આપે એમાં શું નવાઇ?

૧૨. એકહજાર હરડે, એક હજાર આમળાં અને એકહજાર લીંડીપીંપર આ ત્રણે પદાર્થ ચોખ્ખા લઇને તેને ખાખરાના ખારમાં ભીંજવીને

છાંયે સુકવવાં. પછી તેનો ભૂકો કરી રીંઢાં ઠામમાં નાંખી તેમાં ચોથો ભાગ સાકર, અને સાકરથી ચોગણું ઘી તથા મધ નાંખવાં. અને તે પાત્રને છ માસ પર્યંત જમીનમાં ડાટી રાખવું. પછી બહાર કહાડી જઠરાગ્નિના બળ પ્રમાણે તેમાંથી માત્રાનો ઉપયોગ કરવો. સાયંકાળે સાત્મ્ય ભોજન કરવું. આ પ્રમાણે આ રસાયનનો ઉપયોગ કરનાર પુરૂષ રોગરહિત, અને વૃદ્ધાવસ્થા રહિત સો વર્ષ પ્રર્યંત જીવેછે. અને બળ, પુષ્ટિ, સ્મૃતિ તથા મેધા આદિક ગુણોથી યુક્ત થાય છે.

૧૩. નહિ બગડેલ લીલા ખાખરાનું માથું કાપી તે લાકડામાં બે હાથનો ઉંડો ખાડો કરી તેમાં નવાં આમળાં ભરવાં. પછી તે લાકડાંનાં ઠુંઠાંને મૂળ પર્યંત દર્ભથી વીંટવો. અને તે ઉપર કમળની માટી ચોપડવી. પછી પવન વિનાના સ્થળમાં અડાયાં છાણાંથી તે ઠુંઠાંને સળગાવવું. જ્યારે તેમાં રહેલાં આમળાં રીઝી રહે ત્યારે બહાર કહાડીને ઘી મધમાં મેળવીને તૃપ્તિ પર્યંત ખાવાં. તે ઉપર ઠરેલું દૂધ પીવું સખત પરેજ રાખવી. ટાઢાં પાણીને તો હાથથી સ્પર્શ પણ ન કરવો. આ પ્રમાણે એક માસ પર્યંત વર્તવું. આમ કરતાં કરતાં અગિયારમો દિવસ આવે ત્યારે આ રસાયનનો ઉપયોગ કરનાર પુરૂષના કેશ, નખ અને દાંત પડી જાય છે. પછી થોડાજ દિવસમાં દિવ્ય સ્વરૂપવાળો, પરાક્રમી, વિશેષ ધારણા, બળ, બુદ્ધિ અને સત્વવાળો થઇ હજાર વર્ષનું આયુષ ભોગવે છે.

૧૪. રાહુ નામનો દૈત્ય દેવતાનો વેષ લઈ દેવતાની પંક્તિમાં બેસી મોહિની સ્વરૂપ ભગવાને આપેલ અમૃતને મુખમાં લઇ ગળાં નીચે ઉતારતો હતો. તેજ વખત ચંદ્ર સૂર્યે આપેલી સૂચનાથી તરતજ ભગવાને ચક્રથી રાહુનું મસ્તક કાપી નાંખ્યું.. એટલે ગળાંથી હેઠે પૃથ્વીઉપર પડી ગયેલ અમૃતનાં બિંદુ લસણરૂપે પ્રગટ થયાં. અને એ પ્રમાણે દૈત્ય દેહના સંપર્કથી બ્રાહ્મણ લોકો તેનું ભક્ષણ કરતા નથી. પણ આ સર્વ રસાયનમાં શ્રેષ્ટ રસાયન છે.

લસણ ઘણું કરીને હેમંત તથા શિશિર ઋતુમાં સેવવા લાયક છે. કફની વ્યાધિ વાળાએ તો વસંતમાં પણ સેવવું તથા વાત વ્યાધિવાળાએ વર્ષાઋતુમાં સેવવું. હમેશ સેવવાને માટે પણ કાંઇ અડચણ નથી. આ રસાયન સેવવા પેહેલાં સ્નેહ વિધિ અને વમન વિરેચનથી અવશ્ય શુદ્ધિ કરવી જોઇએ. તથા શીતવીર્ય અને મધુર દ્રવ્યનો આહાર કરવો નહિ.

લસણની ઉત્કૃષ્ટ માત્રા પળ એકની છે. અને તે જમવા પહેલાં લેવી

તે માત્રા પચી ગયા પછી ઓસામણ સાથે અથવા દૂધ સાથે ધોળા ચોખાનો ભાત લેવો. આ પ્રયોગ ચલાવતાં તૃષા બહુ લાગે તો ધાણાનો રસ પીવો.

લસણના કલ્કને સમાન પ્રમાણ વાળાં ઘીમાં હલાવી ઘીના ચીકા ઠામમાં દશ દિવસ રાખી મૂકવો. તે પછી માત્રા પ્રમાણે ખાવા માંડવો. આ લસણ ખાવાના પદાર્થોમાં મેળવીને ખવાય તોપણ ઘણો ફાયદો કરનાર છે.

**સૂર્ય મારુતિક વિધિ.**

રસાયન ખાનાર પુરૂષ તડકામાં અને પવનમાં ફરે તોપણ તેના શરીરમાં કોઈ જાતનો રસાયનકૃત ઉપદ્રવ ન થાય તેને સૂર્ય મારૂતિક વિધિ કહે છે. આ વિધિને લાયક રસાયન પ્રયોગો નીચે પ્રમાણે —

૧. શીતજળ, દૂધ, મધ અને ઘી આ ચાર પદાર્થોમહેથી એક એક, બબ્બે, ત્રણ ત્રણ અથવા સમગ્ર જમવા પહેલાં પીવાથી પીનારની અવસ્થાની સ્થિતિ તેવીને તેવીજ રહેછે.

૨. ગોળ, મધ. સુંઠ, પીંપર અથવા લવણ સાથે મેળવીને બબ્બે હરડે ખાવાથી સુખથી સો વર્ષનું આયુષ થાયછે.

૩. હરીતકીને ઘીમાં ભુંજીને ખાવી અને તે ઉપર તેજ ઘી પીવું આ પ્રમાણે એક દિવસ કરવાથી પણ જેમ સાધુ પુરૂષનો એક ફેરે કરેલો ઉપકાર અનેક દિવસ પર્યંત સુખદાયક થાયછે તેમ શરીરમાં ઘણા દિવસ બળની સ્થિતિ થાયછે.

૪. હમેશ એક પળ કાળા તલ ખાઇ ઉપર ટાઢું પાણી પીનારનું શરીર પુષ્ટ થાયછે અને મરણ પર્યંત દાંત દૃઢ રહેછે.

૫. કાળા તલ સાથે આમળાં, બેહેડાં અથવા હરડે ને ખાનાર પુરૂષ સર્વને મયૂર જેવો મનોહર લાગેછે.

૬. સાચું બોલનાર, ક્રોધ રહિત, આત્મજ્ઞાનમાં તત્પર, શાંત અને સદાચાર પાળનાર હમેશાં રસાયનજ સેવેછે એમ સમજવું. આ પ્રમાણે ગુણવાળો પુરૂષ જો રસાયન ઔષધનું સેવન કરે તો તે આ લોક અને પરલોકમાં સુખ પામેછે.

૭. શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે વર્ત્તણુક, પોતાની મનોવૃત્તિને જાણવાની શક્તિ પામવાનો અને જે પદાર્થો જેવા હોય તેવા તેને જાણવાની શક્તિ આ ત્રણ પરિપૂર્ણ રસાયન છે.

**यान्यास्वाद्य रसायनान्यनुदिनं शीघ्रं भवेयुर्जना**
**भूभागेऽत्र जरामरागतदरादुष्टामयक्लेशतः ॥**
**तेषां नामगुणस्वरूपकथनव्यग्रस्य पीयूषतां**
**संभाव्यैत्र मया रयात्प्रकरणस्यास्यामृताख्यार्पिता ॥**

# વાજી રત્ન ૭ મું.

---

**વાજીકરણ પ્રભાવ.**

ધર્મ, અર્થ, પ્રીતિ અને યશ વાજીકરણ પ્રયોગનો આશ્રય કરીને રહેલાંછે તથા પુત્રની ઉત્પત્તિનું પણ વાજીકરણ એજ મુખ્ય કારણ છે.

**મુખ્યવાજીકરણ.**

જેના દર્શનથી તત્કાળ પુરૂષના શરીરમાં કામ પ્રગટ થાય અને જે પુત્રની ઉત્પતિના ક્ષેત્ર રૂપ છે. એવી સ્ત્રી મુખ્ય વાજીકરણ છે. જે શબ્દાદિ અર્થ જુદે જુદે સ્થળે રહેલાછે તે એક એક પણ પ્રીતિને ઉપજાવનારાછે, અને સ્ત્રીના શરીરમાં તેઓ સાથે રહેલાછે તેથી તે વિશેષ પ્રીતિને ઉપજાવે એમાં કાંઈ આશ્ચર્ય નથી. જો કે બીજા પદાર્થોમાં શબ્દાદિ અર્થના સમૂહનો અનુભવ થાયછે. તોપણ સ્ત્રીના શરીરમાં રહેલો તે સમુદાય જેવો પ્રીતિને ઉપજાવનારોછે તેવો બીજે સ્થળે રહેલ આનંદ જનક અનુભવમાં આવતો નથી. તેમજ સ્ત્રી જાતિ અપત્ય, ધર્મ, અર્થ, લક્ષ્મી અને સ્વર્ગાદિકની પ્રાપ્તિમાં અત્યંત સહાયતા કરનારીછે. માટે જે સ્ત્રી સારાં રૂપવાળી, જુવાન, સુલક્ષણી, પતિના કબજામાં રહેનારી અને કેળવાયલી હોય તો તે પતિના શરીરને અતિ પુષ્ટિ આપનારી છે. તેમજ દર્શન સ્પર્શનાદિથી કામને પ્રગટ કરનારા પુરૂષની શોધથી અથવા પ્રારબ્ધયોગથી પ્રાપ્ત થયેલ પુરૂષથી સ્ત્રીના શરીરમાં રૂપાદિ ગુણોની અભિવૃદ્ધિ થાયછે તેથી તેવો પુરૂષપણ સ્ત્રીને માટે પુષ્ટિ આપનાર જાણવો. જે સ્ત્રી અવસ્થા, શુદ્ધિ અને હાવભાવથી તથા પ્રારબ્ધથી જે પુરૂષના હૃદયમાં ખુંચી જાયછે તે સ્ત્રી પુરૂષને માટે સર્વોત્કૃષ્ટછે તેમ સ્ત્રીને માટે પણ તેવો પુરૂષ સર્વોત્કૃષ્ટ છે.

**પુષ્ટિ આપનાર સ્ત્રી.**

જગત્માં મનુષ્ય અનેક પ્રકારનાં છે. માટે જે સ્ત્રી જે પુરૂષને સૌંદર્ય અને દૌવતની સમતાને લીધે હૃદયને આનંદ ઉપજાવેછે, વશ્યછે, પોતાના ઉત્કૃષ્ટ ગુણોથી પુરૂષની ઇંદ્રિયોને કબજે કરવામાં પાશરૂપ છે, જેના વિયોગથી પુરૂષ રતિ રહિત થઇ આખાં જગતને સ્ત્રી વિનાનું દેખેછે તથા પોતાનાં શરીરને ઇંદ્રિયો રહિત લાકડાં જેવું માનેછે, જેને જોઇ પુરૂષના શોક, ઉદ્વેગ, પીડા, ભય ઇત્યાદિ પ્રતિકૂળ પદાર્થો દૂર થાયછે તથા જે સ્ત્રી પાસે હમેશાં જવાથી પુરૂષ તૃપ્તિ પામેછે એવા ગુણવાળી સ્ત્રી પુરૂષને અત્યંત પુષ્ટિ આપનારી છે.

પુત્રની ઇચ્છાવાળાનીરોગી પુરૂષે જે સ્ત્રીનો સંગ કરવો હોય તે સ્ત્રી બીજા ગોત્રની ઉપર કહ્યા પ્રમાણે વૃષ્ય (વાજીકરણ) ગુણયુક્ત, કામોદ્દીપનવાળી, રોગ રહિત અને ઋતુ આવ્યા પછી સ્નાનથી શુદ્ધ થયેલી હોવી જોઈએ. **સંગ કરવા લાયક સ્ત્રી.**

સુકાએલ સરોવર તથા ખડનું બનાવેલ પુતળું જેમ કોઇના મનોરથની સિદ્ધિ કરી શકતું નથી તેમ પુત્ર વિનાનો પુરૂષપણ નિરર્થકછે. કારણ કે પુત્ર વિનાનો પુરૂષ પ્રતિષ્ઠા હીન, નગ્ન, શૂન્ય અને સર્વકર્મના અધિકાર રહિત માનેલોછે. ઘણા પુત્રવાળો પુરૂષ ઘણાં શરીરવાળો, ઘણાં મુખવાળો, ઘણા જથાવાળો, ઘણાં કામ કરવામાં સમર્થ, ઘણાં નેત્રવાળો અને ઘણાં જ્ઞાનવાળો માનેલોછે, પુત્રવાળા પુરૂષને સર્વ લોકો વખાણેછે તથા પ્રીતિ, બળ, સુખ, વૃત્તિ, વિસ્તાર, વિપુલકુલ, યશ, સ્વર્ગાદિ લોક અને તુષ્ટિ એ સર્વનો આધાર પુત્ર ઉપરછે. આ કારણને લીધે પુત્રની ઉત્પત્તિમાં સહાયતા આપનાર વાજીકરણ પ્રયોગ હમેશાં વહાલપથી વાપરવા. **પુત્રોત્પત્તિ નીજરૂર.**

વૃદ્ધાવસ્થા છતાં સ્ત્રીની પોતાના ઉપર વહાલપ વધવાની ઇચ્છા રાખનાર, બહુ સ્ત્રી સંગથી ક્ષીણવીર્ય, ઉપાયથી મટે એવી કલીબ અવસ્થા વાળા, અલ્પવીર્ય, વિલાસી, ધનવાન રૂપ યૌવનથી સુશોભિત અને ઘણી સ્ત્રીઓવાળા, પુરૂષોને વાજીકરણ પ્રયોગો અત્યંત હિત છે. **વાજીકરણની આવશ્યકતા વાળા પુરૂષો.**

મન ગમતાં ભોજન તથા પાન, કાનને અનુકૂળ પડતાં વચનોનું શ્રવણ, સ્પર્શસુખ, ચાંદની, મનોરગાયન, તાંબૂલ, મદિરા, પુષ્પની માલા, અને પ્રત્યાઘાત રહિત મન આ સઘળા પદાર્થો સ્ત્રી સંગમાં કૌવત આપનારા છે. **સ્ત્રી સંગમાં કૌવત આપનારા પદાર્થો.**

સ્ત્રીસાથે રમણ કરવાની ઈચ્છાવાળો અણગમતા ગીતાદિ પદાર્થના તે કાળમાં થયેલા અનુભવથી અથવા કામ કળામાં પોતાથી પ્રતિકૂળ સ્વભાવવાળી સ્ત્રીના મળવાથી કામ કળામાં શિથિલ થાય છે તે માનસિક નપુંસક પણું કહેવાય છે. અને તીખા, ખાટા તથા ખારા રસના અત્યંત સેવનથી પુરૂષના શરીરમાં સૌમ્ય (ચંદ્રસંબંધી) ધાતુનો ક્ષય થાય છે, તે શરીર નપુંસક પણું કહેવાય છે. જે અત્યંત મૈથુનમાં પ્રવૃત્તિ કરે છે અને વાજીકરણ પ્રયોગનો ઉપયોગ કરતો નથી તે પુરૂષના શરીરમાં થયેલું ધ્વજ ભંગ રૂપ નપુંસકપણું વીર્યના ક્ષયથી થયે- **નપુંસક પણું.**

લું સમજવું. મોટા ગુદાના રોગથી અથવા મર્મસ્થાનના છેદથી જે નપું- સકત્વ થાયછે તે પૌરૂષના ઉપઘાતથી થયેલું સમજવું. જન્મથીજ જે પુરૂષ નપુંસક હોયછે તે સહજ નપુંસકપણું સમજવું. પોતે બળવાન છતાં બ્રહ્મ- ચર્ય વ્રત પાળવાથી વેગને વખતે જે પુરૂષ વીર્યને અટકાવે છે તેના શરી- રમાં જે નપુંસકપણું થાયછે તે શુક્રની સ્થિરતા રૂપ નિમિત્તથી થયેલું સ- મજવું. જન્મથી થયેલું અને મર્મસ્થાન કપાવાથી થયેલું નપુંસકપણું અ- સાધ્ય છે. કારણ કે તેને વાજીકરણ ઉપાયો દૂર કરી શકતા નથી. પણ જે બીજા કારણથી જુદી જુદી જાતનું નપુંસકપણું ઉપર વર્ણવેલ છે તે તેના કારણથી વિપરીત આચરણ તેની નિવૃત્તિ કરેછે અને વાજીકરણ પ્રયોગ પણ તેવાંજ નપુંસકપણાંને દૂર કરેછે.

**વાજીકરણ એટલે શું ?**

તરત ઇંદ્રિયોમાં કૌવત લાવનારૂં, ઘણાં સંતાનને પ્રગટ કરનારૂં, ઘણી સ્ત્રીઓ પાસે જવાથી પણ કૌવતમાં રાખ- નારૂં, સ્ત્રીની પ્રીતિને ઉપજાવનારૂં, અને દેહમાં ઓજ ધાતુ ને વધારનારૂં ઔષધ વાજીકરણ કહેવાયછે.

છાયા રહિત, દુર્ગંધી પુષ્પવાળું, અને ફળહીન વૃક્ષ જેમ મનુષ્યને નિરૂપયોગી છે તેમ સંતતિ વિનાનો પુરૂષ પણ નકામો છે. એમ આગળ સૂચવેલું છે. વળી બાલ્યાવસ્થાને લીધે ચાલતાં ચાલતાં અટકી રેહેનારૂં, ન સમજાય તેવા બોબડા શબ્દ બોલનારૂં, ધૂળમાં રમવાથી ધૂસરા શરીરવાળું તથા લાળથી વ્યાપ્ત મુખવાળું, છોકરૂં પણ હૃદયને આલ્હાદ ઉપજાવનારૂં છે. છોકરાં સિવાય દર્શન અને સ્પર્શથી તેવાં સુખને આપનારો બીજો કોઇ પદાર્થ નથી. યશ, ધર્મ, માન, શ્રી, અને કુળને વધારનાર પણ છોકરૂંજ છે. તેથી તેવાં છોકરાંની ઉત્પત્તિ માટે પુરૂષે હમેશાં વાજીકરણ પ્રયોગનો ઉપયોગ કરવો. પ્રથમ સ્નેહવિધિ અને વમન વિરેચનથી શરીર શુદ્ધ કરી ઘી, તેલ, રસ, દૂધ, સાકર અને મધથી યુક્ત નિરૂહ તથા અનુવાસન ના- મની બસ્તિઓ વૈદ્યની સલાહ પ્રમાણે લઇ પછી ઘી અને માંસ રસ ખાઇ વાજીકરણ પ્રયોગો વાપરવા.

**વાજીકરણ પદાર્થો.**

તેલ ચોપડવું, ઉવટણું, સ્નાન, સુગંધી પુષ્પની મા- ળા, નવાંકુર, વસ્ત્ર, આભૂષણ, ગાયન, કાવ્યકથા, પોતાના સ્વભાવ સરખા સ્વભાવવાળા મિત્રો, પોતાના ઘરની નજીક તળાવડીઓ, કમળની રજ અને રસથી મસ્ત થયેલાં પક્ષીઓ, શેહેરની નજીકના બગીચાઓ, નેત્રને સુખ આપતારાં વૃક્ષોનું દર્શન, કાનને સુખ આ-

પનાર કોકિલાનો મધુર શબ્દ, ઋતુ પ્રમાણે અંગને સુખ આપનારાં ભૂષણ. મનને હર્ષ કરનાર કુટુંબ, તાંબૂલ, નિર્મળ મદિરા, સુંદર સ્વરૂપવાળી મનોહર સ્ત્રી અને ચાંદની રાત્રિ આ સઘળા પદાર્થો અને બીજા પણ મન ગમતા પદાર્થો વાજીકરણ કહેવાયછે. તેમજ અંદર કમળની પાંખડીઓ નાખેલો દ્રાખનો દારૂ, વીણાનો નાદ, પુષ્પની શય્યા, ઉપદ્રવ રહિત શરીર અને દેશ તથા ધનનો અસંકોચ, એ સઘળાં વાજીકરણ પ્રયોગની પેઠે ઉદ્દીપન કરનારા છે તેથી તે પણ વાજીકરણ કહેવાય.છે.

**વાજીકરણ પ્રયોગો.**

૧. વિદારી, પીંપર, સાળ, પ્રિયાલ અને અખોડનું ચૂર્ણ સોળ રૂપિયાભાર, કૌચાનાં બીનું ચૂર્ણ સોળ રૂપિયાભાર, સાકર બસો રૂપિયાભાર તથા તાજું ઘી અડતાળીસ રૂપિયાભાર, આ સર્વે પદાર્થો સાથે મેળવી તેમાંથી એક એક રૂપિયાભારની માત્રા. હમેશ જેને ઘેર ઘણી સ્ત્રીઓ હોય તેણે ખાવી કારણકે આ ઔષધ અત્યંત કૌવતને આપનારૂંછે.

૨. કૌચાંનાં બી અને ઘઉં દૂધમાં પકાવી તે ઠંડાં થયા પછી ખાવામાં આવે અથવા પકાવેલા અડદમાં ઘી અને મધ ઓછાં અદકાં મેળવી ખાવામાં આવે અને તે ઉપર પેહેલ વેંતરી ગાયનું દૂધ પીવામાં આવે તો તેથી અત્યંત પુષ્ટિ મળેછે.

૩. પોતાના રસથી વારંવાર ભાવના આપેલું અને મધ તથા ઘીમાં મેળવેલું વિદારી કંદનું ચૂર્ણ ચાટવાથી પુરૂષ ઘણી સ્ત્રીઓ સાથે રમણ કરવાને સમર્થ થાયછે.

.૪. આંબળાં રસની ભાવના આપેલું લીંડીપીંપર અને આંબળાંનું ચૂર્ણ સાકર તથા મધ સાથે મેળવીને ચાટી ઉપરથી દૂધ પીવામાં આવે તો બુઢ્ઢા પુરૂષને પણ યુવાવસ્થા પ્રાપ્ત થાયછે.

૫. મહુડાંનું ચૂર્ણ એક રૂપિયાભાર લઇ તેને ઘી સાથે મેળવી હમેશ ચાટવામાં આવે અને તે ઉપર જે દૂધ પીએ તે પુરૂષના શરીરમાં નિત્ય કામનો વેગ રહેછે.

૬. દૂધમાં પકાવેલી ક્ષીર કાકોલીને મધ તથા ઘીમાં મેળવીને ખાનાર અને તે ઉપર પારઠ ગાયનું દૂધ પીનાર પુરૂષનું શુક્ર ક્ષય પામતું નથી.

૭. કૌચાં અને ગોખરૂનાં બીનું ચૂર્ણ સાકરમાં મેળવી ફાકડો ભરી ઉપરથી સેડ કઢું દૂધ પીનાર પુરૂષ અતિ બલિષ્ટ થાયછે.

૮ ચંદ્રમા જેવું શ્વેત દહીંનું ઘોળવું લુગડાંથી ગળી અંદર સાકર નાખી સાઠી ચોખાના ભાતમાં મેળવીને ખાનાર વૃદ્ધ પુરૂષ પણ જુવાન

જેવો થઇ જાયછે.

૯. ગોખરૂ, તાલીગખાનું, અડદ, કૌચાનાં બી અને શતાવરી આ સર્વે પદાર્થો દૂધ સાથે મેળવી પીનાર પુરૂષ વૃદ્ધ હોય તોપણ જુવાન પુરૂષના જેવો બળવાન થાયછે.

૧૦. પીંપળાનાં મૂળ, ફળ, છાલ અને ટેટાને દૂધમા ઉકાળી તે દૂધમાં સાકર તથા મધ નાખી પીવામાં આવે તો પુરૂષ અત્યંત બળવાન થાયછે.

૧૧. મધ અને ઘીમાં મેળવેલ અડદનુ ચૂર્ણ ચાર રૂપિયાભારની માત્રા પ્રમાણે હમેશ ચાટનાર પુરૂષ પણ તેવોજ બળવાન થાયછે.

૧૨. સાકર, ફોતરાં વિનાની અડદની દાલ, તલવણી, દૂધ, ઘી અને ઘઉંનું ચૂર્ણ ઘીમા નાખી કંસારની માફક પકાવવું થોડું પાકે ત્યારે કુકડાંના માંસ રસમાં મેળવવું અને પિંડ જેવું કરવું. આપિંડ પુષ્ટિ આપનાર તથા બળને વધારનારછે.

૧૩. કૌચાંનાં બી, અડદ, ખજૂર, શતાવરી અને દ્રાખ એ સઘળા પદાર્થ આઠ રૂપિયાભાર લઈને ચોસઠ રૂપિયાભાર પાણી તથા ચોસઠ રૂપિયાભારદુધમાંપકાવવા. એ બધા પાણીનં એક પ્રસ્થ બાકી રહે ત્યારે તેને ગળીને તેમાં સાકર, તલવણી અને નવું એ ત્રણ પદાર્થો આઠ આઠ રૂપિયાભાર નાખવા. પછી તેમાં મધ નાખીને પિયે અને સાઠીચોખાનો ભાત ખાય તો તે પુરૂષ જરાથી જીર્ણ હોય તોપણ જુવાનની પેઠે સ્ત્રીસંગ કરી શકે અને ઘણાં છોકરાંવાળો થાયછે.

૧૪. ખજૂરીનું માથું, અડદ, શતાવરી, ખજૂર, જેઠીમધ, દ્રાખ, વિદારીકંદ અને કૌચાંનાં ફળ એ સઘળાં ચાર રૂપિયાભાર લઈ બસો છપન રૂપિયાભાર પાણીમાં પકાવવાં. તે રસ ચોથા ભાગનો રહે ત્યારે તેમાં ચોસઠ રૂપિયાભાર દૂધ પકાવવું. પકવતાં દૂધમાત્ર શેષ શેષ રહે એટલે તે સાથે સાકર અને સાઠીચોખાનું ભક્ષણ કરવું. આ ઉત્કૃષ્ટ પૌષ્ટિક પ્રયોગછે.

૧૫. ધોળા ચોખામાં દૂધ, સાકર અને મધ નાખીને ખાયતો તેનું શરીર પુષ્ટ થાયછે.

૧૬. અડદનાં પાનખાઈને પુષ્ટ થયેલી, એક વખત વીયાએલ, ચારે આંચળથી દૂધ દેનારી, સમાનવર્ણુ અને જીવતાં વાછડાંવાળી, ધોળી અથવા કાળી, ઉંચાં શીંગડાંવાળી, અભયંકર, શેલડી ખાનારી, પ્રમાણુથી અરધું પાણી પાયેલી અને ઘાટાં દૂધવાળી ગાય રાખવી. તેનું ઉનું કરેલું અથ-

વા ૯ંડું દૂધ સાકર મધ અને ઘી નાંખીને પીવું. આ પ્રયોગ અત્યંત પુષ્ટિકારક છે.

૧૭. વીર્યવર્ધક, જીવાડનાર શરીરને પુષ્ટિ આપનાર, અને ધાવણને વધારનાર પદાર્થો નાંખીને જુદું જુદું પકાવેલ દૂધ ઘઉંના લોટમાં મેળવીને તેમાં ઘી, મધ તથા સાકર નાંખીને તેનો આહાર કરનાર પુરૂષ કદી પણ વીર્યહીન થતો નથી.

૧૮. ઉપર કહેલી ગાયના દૂધમાં સુવર્ણના પતરાં નાખીને ઉકાળવું. પછી તેમાં ઘી, મધ. અને સાકર નાખીને પીએ તો વંધ્ય વીર્યવાળો પુરૂષ પણ અપત્યની ઉત્પત્તિ કરવામાં સમર્થ થાયછે.

૧૯. ત્રીશપીંપરને વાટી તેનું ચૂર્ણ ચાર રૂપિયાભાર તેલ તથા ઘીમાં ભુંજીને તેમાં મધ અને સાકર નાખી ઉપર ગાયને દોવી. તે દૂધ જઠરાગ્નિનાં બળ પ્રમાણે પીવું. અને તે પચ્યા પછી દુધ તથા ઘી મેળવેલ્ર સાઠી ચોખા ખાનારો પુરૂપ આખી રાત્રિ પ્રદીપ્ત કામ રહેછે.

૨૦. શતાવરીનું ઘી દશ ગણા દૂધમાં પકાવવું. પછી તેમાં સાકર, મધ અને પીંપર નાખીને ખાવું. આ પુષ્ટિનો ઉત્તમ ઉપાય છે.

૨૧. એક રૂપિયાભાર મહુડાનાં ચૂર્ણમાં તેટલુંજ ઘી અને મધ નાખીને ચાટવું અને તે ઉપર દુધ પીવું. આ રીતે હમેશ કરનારો પુરૂષ હમેશ કામના વેગવાળો હોયછે.

૨૨. અડદ, કૌચાનાં બી, ઘઉં, સાળ અને સાઠી ચોખાના લોટમાં સાકર અને વિદારી કંદનું ચૂર્ણ નાખી શેલડીના રસમાં તેની પૂળીઓ કરવી. પછી તેને ઘી નાખેલ દુધના ધીમાં પકાવવી. આ પૂળીઓનું ભક્ષણ કરી ઉપર દૂધ પીનારા પુરૂષો વીર્ય પુષ્ટ થાયછે.

૨૩. સાકર તથા ગાયનું ઘી એક એક રૂપિયાભાર, વિદારીકંદનું ચૂર્ણ અને પીંપર ચોસઠ ચોસઠ રૂપિયાભાર તથા તલવણી અને નવું મધ એકસો અઠ્ઠાવીશ એકસો અઠ્ઠાવીશ રૂપિયાભાર, એ પ્રમાણે બધું ભેળું કરીને ઘીથી રીઢાં માટીનાં ઠામમાં રાખી મેલવું. પછી તેમાંથી જઠરાગ્નિનાં બળ પ્રમાણે માત્રા હમેશ પ્રાતઃકાળે ખાવી. આ પ્રયોગ વીર્ય અને શરીરની પુષ્ટિ કરનાર તથા કંઠને સુધારનાર છે.

૨૪. શતાવરી, વિદારીકંદ, અડદ, કૌચાંનાં બી અને ગોખરૂના નોખા નોખા ક્વાથમાં ચોસઠ રૂપિયાભાર ઘી પકાવીને તેજ ઘીને આઠગણા દુધમાં પકાવવું. પછી તે ઘી સાકર મધ સાથે મેળવીને ઉપયોગમાં લેવું.

તેથી સંતતિ ઉપજેછે.

૨૫. એક પાત્ર ઘી સોગણા વિદારીકંદના રસમાં પકાવી સોગણા ગાયના દૂધમાં પકાવવું. પછી તેમાં સાકર, તલવણી, મધ, શેલડીને રસ, પીંપર અને પીંપરી મૂળનો ચોથો ચોથો ભાગ નાખી મોટા ઉંબરાનાં ફળ જેવડી ગોળીઓ કરવી. આ પ્રયોગનો ઉપયોગ કરવાથી પુરૂષના શરીરમાં અત્યંત દીપન થાયછે.

**રતિચર્યા.**

સોળ વર્ષની અંદર અને સિત્તેર વર્ષની ઉપર ગયેલા પુરૂષે સ્ત્રી સંગ કદીપણ કરવો નહિ. કારણ કે તેથી આયુષનો ક્ષય થાયછે. કેમકે સોળ વર્ષની અંદર અવસ્થાવાળા બાળકના શરીરમાં સર્વ ધાતુ સંપૂર્ણ ન હોવાથી સ્ત્રીનો સંગ તેનાં રૂધિરને ખાબોચીઆંની માફક તપાવેછે. તેમજ સડેલું સુકલ લાકડું અડવાથી ભૂકો ભૂકો થઇ જાયછે તેમ સ્ત્રી પાસે જનારા પુરૂષનું શરીર ઢગલો થઇ જાયછે. ઘડપણ, ચિંતા, વ્યાધિ, માથાફોડ મેહેનત, ઉપવાસ અને સ્ત્રીનાં અતિ સેવનથી વીર્ય નાશ પામેછે માટે તેમ ન કરવું. કારણ કે શેલડીમાં રસ, દહીમાં ઘી, અને તલમાં તેલનીપેઠે આખા શરીરમાં વીર્ય વ્યાપીને રહેલું છે તે સ્ત્રી પુરૂષના સંયોગ વખતે પરસ્પર ચેષ્ટા અને સંકલ્પની દાબથી ભીનાં વસ્ત્રમાંથી જળની પેઠે ઇંદ્રિયદ્વારા સ્રવે છે. મૈથુનથી પેહેલાં સેવવાની ચીજ મૈથુન પછી ન સેવવી. તેમજ શબ્દાદિ પાંચ વિષયો ધર્મને ધક્કો ન લાગે તેમ સેવવા પણ વાજીકરણ ઉપાયથી મસ્ત થઇ ધર્મ વિરૂદ્ધ વિષયનું સેવન ન કરવું.

આ પ્રમાણે દેશ, કાળ, બળ, અને શક્તિના અનુસારથી તથા વૈદ્યક શાસ્ત્રથી અ વિરૂદ્ધ કામ શાસ્ત્રમાં કહેલ નિષ્પાપ રતિ ચર્યાનું સેવન કરનાર પુરૂષ કદી પણ ગાંજતો નથી.

येषांसेवनयाहयाइवरयात्संप्राप्तकामोच्छ्रया:
संयास्यंतिनसंशयाध्वजसमुत्थानेक्षयायौवनं ॥
तान्संभावयतःप्रयोगनिवहानस्याभिधानंमया
संख्यातंहयरत्नमित्यनुगुणंग्रंथमतीकस्यहि ॥



# लक्ष्मी रत्न ८ मुं.



**પારાને શુદ્ધ કરવાનેવાસ્તે દેવાના સંસ્કારોમાં ઉપયોગીસાધનો.** **ધાન્યામ્લક.**

માટીના વાસણમાં પાણી ભરી ફોતરાં વગરનાં જે કોઇ ધાન્યો હાજર હોય તે ધાન્યો તેમાં નાખી જ્યાં સુધી ખટાશ આવે ત્યાં સુધી તે વાસણને એમને એમ રાખી મૂકવું. પછી તે આથાવાળાં વાસણમાં ભાંગરો, ગોરખમુંડી, ધોળાં ફુલવાળો કુંપો, સાટોડી, ધોળી ધ્રો, નોરવેલ, ખપાટ, શતાવરી, હરડાં બેહડાં, આમળાં, કાળાં ફલવાળો કુંપો, હંસરાજ અને ચિત્રો એ ઔષધીઓમાંથી જેટલી મળી આવે તેટલીનાં મૂળસહિત કુટીને નાખવી. એટલે "ધાન્યામ્લક" સિદ્ધ થયું કહેવાયછે. **પારાના સ્વેદન** વિગેરે સંસ્કારોમાં સર્વે સ્થળે ધાન્યામ્લકનો ઉપયોગ કરવો.

**ડમરૂ યંત્ર.** એક હાંડલી ઉપર બીજી ઉંધી હાંડલી મૂકી બન્નેના મોઢાંની સંધિને બંધ કરી દેવી. અને નીચલી હાંડલીને આંચ દેવી. એ "ડમરૂયંત્ર" કહેવાયછે.

**ભૂધરયંત્ર.** પ્રથમ એક મોટો ખાડો કરી તેના મધ્યમાં એક નાનો ખાડો કરી તે નાના ખાડામાં રેતી ભરી તેની અંદર કુલડી કે હાંડલી મૂકી મોટા ખાડામાં સળગતા અડાયાં ભરી દેવાં એ "ભૂધરયંત્ર" કહેવાયછે.

**દોલાયંત્ર.** ઔષધને (પારાને) દોરાવતે ભોજપત્રમાં બાંધી અને ભોજપત્રની ઉપર ત્રેવડું લુંગડું બાંધી તે પોટલીને એક લાકડાના દંડીકા મધ્યમાં દોરાવતે લટકતી બાધવી. પછી કાંજી આદિ આથાના પદાર્થોથી ભરેલ હાંડલાના કાંઠા ઉપર મધ્યમાં તે દંડીકો બાંધી હાંડલાની અંદર તે પોટલીને અધવચ લટકતી રાખવી, અને હાંડલાની નીચે તે તે પ્રકરણમાં કહેલા ક્રમ પ્રમાણે અગ્નિ બાળવો. એ "દોલાયંત્ર" કહેવાય છે. દોલાયંત્રને કેટલાએક "સ્વેદનયંત્ર" પણ કહેછે.

**વાલુકાયંત્ર.** એક વેંતનાં ઉંડા વાસણમાં શીશી મૂકવી. અને શીશીથી બહાર તેનાં ગળાંસૂધી રેતી ભરી દેવી. વાસણ નીચે અગ્નિ કરીને તે શીશીમાં રહેલાં ઔષધને પકાવવું. આ "વાલુકાયંત્ર" કહેવાયછે.

**પારાને શુદ્ધ** સુંઠ, મરી, પીંપર, લૂણ, રાઇ, હળદર, હરડાં, બેહેડાં,

આમળાં, આદુ, ખપાટ, ગંગેટી, તાંદળજો સાટોડી, ગર-ડાશીંગી, ચિત્રા, અને નવસાર એઓને સમભાગે લઇ સ-ગરતને અથવા એક એકને ધાન્યામ્લથી વાટી ચટણી જે-વો કલ્ક કરીને તે કલ્કનો વસ્ત્રને એક આંગળ જેટલો જા-ડો થર ચડાવવો. થર ચડાવેલાં વસ્ત્રમાં પારો બાંધી ધા-ન્યામ્લથી ભરેલ દોલાયંત્રમાં ત્રણ દિવસ સુધી બાફવો એટલે પારો સ્વે-દિત થાયછે. ઉપર કહેલાં ઔષધોમાં ગરડાશીંગી ન મળેતો તેને બદલે કા-કડાશીંગી લેવી.

**કરવાને વાસ્તે દવાના સંસ્કારો.**

**સ્વેદન (બાફવું.)**

મૂળા, ચિત્રો, સિંધાલૂણ, સુંઠ, મરી, પીંપર, આદુ અને રાઈ એ પદાર્થોને પ્રત્યેકને પારાના સોળમા હિસ્સાના લઇ તેઓનો કલ્ક કરવો. પછી તે કલ્કનો લૂગડાંને થર દ-ઈ તેમાં પારો બાંધી કાંજીથી ભરેલ દોલાયંત્રમાં એક દિ-વસ સૂધી બાફવો. આ પ્રમાણે બાફવાથી પારો તીવ્ર થાયછે. બાફ્યા પ-છી ઈંટોના ભૂકાથી તથા ચુનાથી પારાને વાટી તે પછી તેને દહીં, ગો-ળ, સિંધાલૂણ, રાઇ તથા ઘરમાં લાગેલી ધૂમાડાની ધુંસ એઓથી ખર-લમાં વાટવો. અથવા કુંવાર, ચિત્રો, રાતા સરશવ, ભોરીંગણી, હરડાં, બે-હેડાં તથા આમળાં એઓનો ક્વાથ કરી તેથી ત્રણ દિવસ સૂધી ખરલમાં વાટવો. આ પ્રમાણે કરવાથી પારો સઘળા મેલથી રહિત થાયછે.

**બીજા પ્રકારનાં મૂર્છન સહિત સ્વેદન.**

હરડાં, બેહેડાં, આમળાં, સુંઠ, મરી, પીંપર, વાંઝ-ણી કંટોલીના કંદ, ઉભી ભોરીંગણી, બેઠી ભોરીંગણી, ચિ-ત્રો, ઉન, હળદર, જવખાર, કુંવારનો રસ, આકડાનાં પાનનો રસ, અને ધત્તૂરાનાં પાનનો રસ એઓનો ક્વાથ કરી, તેથી સાત વાર પારાનું મર્દન કરવું. એટલે પારો મૂર્છિત થઇ જાયછે. આ પ્રમાણે મૂર્છિત કરેલો પારો સાતે કાંચળીઓથી મુક્ત થાયછે.

**મૂર્છન.**

કુંવારના રસમાં મોરશુશુની તથા સોનામુખીની સા-થે એ પારાને એવી રીતે ખરલમાં વાટવો કે જેથી પારો જુદો ન દેખાય. પછી તેને ડમરૂયંત્રમાં નાખી નીચલી હાં-ડલીમાંથી ઉપલી હાંડલીમાં ચડાવી દેવો.

**ઉર્ધ્વપાતન. (ઉંચે ચડાવવું.)**

હરડાં, બેહેડાં, આમળાં, સરગવો, ચિત્રો, લૂણ અ-ને રાઈ એઓની સાથે કુંવારના રસથી પારાને એવી રીતે ખરલમાં વાટવો કે જેથી પારો જુદો ન દેખાય. પછી તે

**અધઃપાતન (નીચે પાડવું.)**

પારાને ઉપલા હાંડલાંમાં ચોપડી દઇ તેને ભૂધરયંત્રમાં મૂકી ઉપર અડાયાં સળગાવીને નીચલા હાંડલાંમાં પાડવો.

સ્વેદન, મૂર્છન, ઉર્ધ્વપાતન અને અધઃપાતન એ ચાર સંસ્કારો આપવાથી પારો સર્વોત્તમ રીતે શુદ્ધ થાયછે.

**સઘળાદોષોને નહિ, પણ મુખ્ય દોષોને મટાડનારો શોધનનો બીજો પ્રકાર.**

કુંવાર પારાના મેલને મટાડે છે, હરડાં, બેહેડાં તથા આમળાં પારામાંના અગ્નિને મટાડે છે. અને ચિત્રો પારાનાં ઝેરને મટાડે છે. માટે એઓને ભેળાં કરી તેઓથી ખરલમાં પારાનું મર્દન કરવું. એકવાર સૂકાઈ જાય એટલે બીજી વાર એમ સાતવાર મર્દન કરવું.

**ટુંકોઅને સઘળા દોષોને મટાડનારો શોધનનો ત્રીજો પ્રકાર.**

કુંવર, ચિત્રો, રાતા સરશવ, ભોરીંગણી, હરડાં બેહેડાં અને આમળાં એઓનો ક્વાથ કરી તેથી ત્રણ દિવસ સૂધી ખરલમાં પારાનું મર્દન કરવું. એટલે પારો સઘળા મેલથી રહિત થાયછે. પછી કુંવારના રસથી અને હળદરથી એક દિવસ સૂધી પારાનું મર્દન કરવું. આમ કરવાથી પારો નપુંસક થઇ જાયછે. પછી નોરવેલ, આંબલી, વાંઝણી કંટોલી, ભાંગરો અને મોથ એઓના ક્વાથમાં દોલાયંત્રથી પારાને બાફવો. એટલે પારો બળવાન થાયછે. પછી ચિત્રાના ક્વાથમા એવીજ રીતે પારાને બાફવો. એટલે પારો અત્યંત દીપ્તિવાળો થાયછે. રસકપૂર બનાવવામાં પારાનું આ ત્રીજા પ્રકારનુંજ શોધન કરવું,

**શુદ્ધકરેલા પારાનેમારવાનોપ્રકાર.**

ધૂમાડાની ધુંસ, પારો, ફટકડી, શુદ્ધ ગંધક, નવસાર, એ પાંચ પદાર્થોને સરખે ભાગે લઈ એક પોહોર સૂધી ધાન્યામ્લથી ખરલમાં વાટવા. પછી કાચની શીશીમાં નાખી શીશીને ચારે કોર કપડમટી લગાવવી. શીશીના મોઢામાં દાટો ખોસીને સુકાવવી. પછી જેની નીચે કાણું પાડયું હોય એવી હાંડલીમાં પેલી શીશીને રાખી હાંડલીમાં શીશીના ગળાંસૂધી રેતી ભરી દઈને ચૂલા ઉપર ચડાવીને તેની નીચે ધીરો ધીરો અગ્નિ કરવો. અને પછી અનુક્રમે તેથી વધારે વધારે અગ્નિ કરતો જવો. એમ કરતાં બાર પહોરે પારો મરી જાયછે અને તે ઉત્તમ થાયછે. પછી શીશી ઠરીને ટાઢી થઇ જાય ત્યારે તેને ફોડી નાખી ઉપર આવેલ ગંધક કાઢી નાખવો. અને નીચે રહેલ મરેલ પારો લઇ લેવો. આ પારાની ભસ્મનો યોગ્ય માત્રાથી અને યોગ્ય

અનુપાનથી સર્વ કામોમાં ઉપયોગ કરવો.

**શુધ્ધ કરેલા પારાનેમારવાનોબીજો પ્રકાર.**

અઘેડાનાં બીજ વાટી તેની બે કુલડીઓ કરી તેઓના સંપુટમાં કાળા ઉંબરાનાં છીરથી મિશ્રિત કરેલો પારો મૂકવો. પછી કુંપાનાં ફુલ, વાવડીંગ, અને ખેર એઓનું ચૂર્ણ પારાની ઉપર તથા નીચે ભર ભરાવી સંપુટના સાંધા બંધ કરવા. પછી એ સંપુટને માટીની કુલડીઓના સંપુટમાં મૂકી તેને કપડગટીનો થર ચડાવી અગ્નિનો એક ગજપુટ દેવો. આ પ્રમાણે એક પુટ દેવાથીજ પારો ભસ્મ થઇ જાયછે. એ ભસ્મના યોગ્ય સ્થળે, યોગ્ય માત્રાથી અને યોગ્ય રીતિથી ઉપયોગ કરવો.

**શુદ્ધ કરેલા પારાને માર વાનોત્રીજો પ્રકાર.**

કાળા ઉંબરાના છીરથી થોડુંક પારાનું મર્દન કરવું. એ પારાને કાળા ઉંબરાના છીરમાં વાટેલી હીંગની બે કુલડીઓ કરી તેઓના સંપુટમાં મૂકી સંપુટના સાંધા બંધ કરી તે સંપુટના ગોળાને તેથી મોટી માટીની કુલડીઓના સંપુટમાં મૂકવો. અને પછી કપડ ગટીનો થર દઇ અગ્નિનો ગજપુટ દેવો. એટલે તે પારો ભસ્મ થઈ જાયછે.

**શુધ્ધ કરેલા પારાનેમાર વાનોચોથો પ્રકાર.**

પારાનું નાગર વેલના પાનમાં મર્દન કરી તેને વાંઝણી કંટોલીના કંદના ગર્ભમાં મૂકી એ કંદને માટીની કુલડીઓના સંપુટમાં મૂકી કપડગટીનો થર દઈને અગ્નિનો ગજપુટ દેવો. એટલે તે પારો ભસ્મ થઇ જાયછે.

**રસકર્પુર કર વાનોપ્રકાર.**

પ્રથમ પારાને ઉપર કહેલાં હુંકા પ્રકારથી શુદ્ધ કરવો જોઈએ. પછી ગેરૂ, ચુનો, ઇંટ, ખડી,ફટકડી, સિંધાલૂણ, રાફડાની માટી, ખારાનું લૂણ અને વાસણ રંગવાની માટી એટલા પદાર્થોને પ્રત્યેકને પારાના જેટલા વજનના લઇ વાટી લુગડાંથી ચાળી લઇ તે ચૂર્ણ સહિત પારાનું એક પહોર સૂધી મર્દન કરી ચૂર્ણ સહિત પારાને હાંડલીમાં મૂકવો, પછી તે હાંડલીના મોઢામાં તેનાજ જેવડી બીજી હાંડલી બરાબર મૂકી બન્ને હાંડલીઓનાં મોઢાંની સંધિને કપડગટીથી બંધ કરવી. એને સુકાવી વળી તેના ઉપર કપડગટીનો થર દેવો અને વળી તેને, સુકાવી તેના ઉપર કપડગટીનો થર દેવો. એ થરને સારી પેઠે સુકાવી હાંડલીને ચુલા ઉપર મૂકવી અને છનુ કલાકસૂધી અખંડ અગ્નિ દેવો. અંગારા ઉપર રહેલા તે યંત્રની રાતદિવસ યત્ન પૂર્વક રક્ષા કરવી. પછી ધીરેથી તે યંત્રને (ડમરૂયંત્રને) ઉઘાડી ઉપલી હાંડલીમાં આવેલા કપૂર જે-

વા નિર્મળ પારાને લઇ લેવો. આ પારો રસકપૂર કહેવાયછે. લવિંગ, ચંદન, કસ્તૂરી, અને કેસર એઓની સાથે રસકપૂર ખાવામાં આવે તો ઉપદ્રવો સહિત ફિરંગ રોગ તરત શાંત થાયછે, અગ્નિ પ્રદીપ્ત થાયછે, શરીરમાં પુષ્ટિ થાયછે અને વીર્ય તથા બળની બહુ વૃદ્ધિ થાયછે.

**રસસિંદૂરકરવાનોપ્રકાર.**

એક ભાગ શુદ્ધ કરેલા પારો અને અર્ધ ભાગ શુદ્ધ કરેલો ગંધક એઓની એક દિવસ સુધી ઘુંટીને કજ્જલી કરવી. પછી કાચની શીશીને ત્રણ વાર કપડમટીનું લેપન કરીને માટીને સુકાવી તે શીશીમાં પેલી કજ્જલી નાખવી શીશીને વાલુકાયંત્રમાં મૂકી છત્રુ કલાક સુધી અખંડિત અગ્નિ દેવો. પછી શીશીના ઉપરના ભાગમાં લાગી રહેલા સિંદૂર જેવા પારાને લઇ લેવો. આ પારો રસસિંદૂર કહેવાયછે.

**મારેલાપારાના ગુણો.**

પારો કૃમિને તથા કોઢને હણેછે, જ્યા આપેછે, નેત્રને સારાં કરેછે, દસ્ત ઉતારેછે. વધારે જીવન આપેછે, ઘણી શક્તિવાળોછે, સંસર્ગિ પદાર્થોના ગુણોને ગ્રહણ કરનાર છે, જ્વરને મટાડનાર છે, સ્મૃતિને, ઓજને તથા રૂપને આપનાર છે, કામી પુરૂષને ગુણકારી છે, ધાતુને વધારે છે, તથા નપુંસકપણાંનો નાશ કરે છે. જે જે રોગોના જે જે ઉપાયો છે તેઓની સાથે પારાનો ઉપયોગ કરવામાં આથે તો પારો મનુષ્યોના, હાથીઓના અને ઘોડાઓના તે તે રોગોને મટાડે છે.

**હીંગળાનેશુદ્ધ કરવાનો પ્રકાર.**

ગાડરનાં દૂધથી તથા ખાટા પદાર્થોના રસથી હીંગળાને પ્રયત્ન પૂર્વક સાતવાર ભાવના દેવાથી હીંગળો શુદ્ધ થાયછે.

**હીંગળામાંથીપારોખેંચવાનોપ્રકાર.**

લીંબુના રસથી અથવા લીંબુના પાંદડાંના રસથી એક પહોર સુધી હીંગળાનું મર્દન કરી પારાના વિષયમાં કહેલી યુક્તિ પ્રમાણે હીંગળાના પારાને ઊંચો ચડાવવો, પછી ઉપલી હાંડલીમાં લાગી રહેલા તે ઉત્તમ પારાને લઇ લેવો અને તેની ઉપર કહેલા પ્રકારોથી પરવાળીજ ભસ્મ કરીને તે ઉપયોગમાં લેવી. હીંગળાનો પારો શુદ્ધજ હોયછે, માટે તેને સંસ્કારોથી શુદ્ધ કરવાની જરૂર નથી.

**રસપ્રયોગો. અગ્નિરસ.**

એક ભાગ શુદ્ધ પારો અને બે ભાગ શુદ્ધ ગંધક એઓની ખરલમા કજ્જલી કરવી. પછી એ કજ્જલી બરાબર શુદ્ધ ગજવેલનું ચૂર્ણ લઇ તે કજ્જલીમાં નાખી કુંવારના

રસથી તેનું બે પોહોર સૂધી મર્દન કરવું. પછી તેનો ગોળો કરી ત્રાંબાનાં વાસણમાં મૂકી એરંડાનાં પાનથી ઢાંકીને તડકામાં મૂકવો. એટલે બે પહોરથી ગરમ થઈ જાયછે. પછી તે ગોળીને ધાનના ઢગલામાં ડાટી મૂકીને આઠ રાત પછી કાઢવો. પછી એ ગોળાનું ચૂર્ણ કરી વસ્ત્રવતી ચાળી લેવું. એટલે એ ચૂર્ણ અવશ્ય પાણીમાં તરે એવું થાયછે. પછી નવ ભાગ એ ચૂર્ણ અને નવ ભાગ સુંઠ, મરી, પીંપર, હરડે, બેહેડાં, આમળાં, એલચી, જાયફળ તથા લવિંગ એઓને મિશ્રિત કરવાં એટલે અગ્નિરસ સિદ્ધ થાયછે. આ રસ મધની સાથે નિત્ય અડતાળીસ ચણોઠીભાર નિત્ય ચાટવામાં આવે તો તેથી ઉધરસનો અને ક્ષયનો નાશ થાયછે.

**અમૃતેશ્વર રસ.** મારેલો પારો, ગળોનું સત્વ અને મારેલું લોઢું એઓને એકત્ર કરી મધ તથા ઘી સાથે છ ચણોઠી ભાર ચાટવાં. આ અમૃતેશ્વર નામનો રસ રાજ્યક્ષ્માને (મોટા ક્ષયરોગને) શાંત કરેછે.

**અલ્પજવરાંકુશ.** ત્રણ ટાંક સોમલ, ત્રણ ટાંક મોરથુથુ અને ત્રણ ટાંક ખાપરીઓ એઓને લઈ ધત્તૂરાના રસથી ત્રણ દિવસ સૂધી વાટી નાહાના ચણા જેવડી ગોળીઓ કરવી. આ ગોળીઓમાંથી બે ગોળી એકવીશ મરીની સાથે અને સાત તુલસી પત્રોની સાથે ખાવી. ઉપર સાકર સહિત દૂધ ભાતનું પથ્ય કરવું. આ ગોળીઓ તરૂણ જ્વરને, વિષમ જ્વરને, જીર્ણજ્વરને અને સઘળા પ્રકારના જ્વરોને અવશ્ય મટાડનાર છે.

**મહા જ્વરાંકુશ.** એક ટાંક શુદ્ધ પારો, એક ટાંક શુદ્ધ વછનાગ, એક ટાંક શુદ્ધ ગંધક, ત્રણ ટાંક ધત્તૂરાનાં બીજ, ચાર ટાંક મરી, ચાર ટાંક સુંઠ અને ચાર ટાંક પીંપર એઓનું અત્યંત ઝીણું ચૂર્ણ કરી તેમાંથી બે રતીભાર ચૂર્ણ આદુના રસમાં અથવા લીંબુના રસમાં દેવું. આ મહાજ્વરાંકુશ નામનો રસ સઘળા પ્રકારના જ્વરોનો નાશ કરે છે.

**રાજ મૃગાંક રસ.** ત્રણ ભાગ મારેલો પારો, એક ભાગ સોનાની ભસ્મ, એક ભાગ ત્રાંબાની ભસ્મ, બે ભાગ મનશીલ, બે ભાગ ગન્ધક, અને બે ભાગ હરતાળ એઓનું ચુર્ણ કરીને તે ચુર્ણ કોડીઓમાં ભરવું. પછી બકરીના દૂધમાં વાટેલા ટંકણથી કોડીઓનાં મોઢાં બંધ કરી તે કોડીઓને માટીના વાસણમાં ભરી વાસણને કપડ મટી

ફરીને ગજપુટમાં મૂકવું. અગ્નિ ઠરી જતાં એ વાસણ પોતાની મેળે શીતળ થાય ત્યારે તેમાંથી રસ કાઢી લેવો. એટલે તે રાજમૃગાંક નામનો રસ શિદ્ધ થયો કહેવાય છે. ઓગણીશ મરી, દશ પીંપર, મધ અને ઘી એઓની સાથે આ રસ ચાર રતીભાર ખાવાંમાં આવે તો તેથી ક્ષય રોગ મટી જાયછે.

**ગ્રહણી કપાટ રસ.** રૂપાની ભસ્મ, મોતી, સોનાની ભસ્મ, અને લોઢાની ભસ્મ એ ચાર પદાર્થનો એક એક ભાગ લેવો, ગંધકના બે ભાગ લેવા અને શુદ્ધ પારાના ત્રણ ભાગ લેવા. એઓને કોઠના ફળના રસમાં કરી તેને હરણનાં શીંગડાંમાં દાબી દાબી ભરી તે શીંગડાંને કપડ મટીનો થર દઇને અડાયાંનો મધ્યમ અગ્નિ દેવો. ઠરી ગયા પછી બહાર કાઢી ખરલમાં નાખીને બળદાણાના રસની સાત ભાવનાઓ દેવી. પછી અઘેડો, લોદર, અતવસ, નાગરમોથ, ધાવણીનાં ફુલ, ઇંદ્રજવ અને ગળો એઓના નોખા નોખા રસો કાઢી એક એકની નોખી નોખી ત્રણ ત્રણ ભાવનાઓ દેવી. આમ કરવાથી ગ્રહણી કપાટ નામનો રસ સિદ્ધ થાયછે. આ રસની એક એક માસાની ગોળીઓ કરી મધ અને મરીની સાથે તેઓમાંની એક એક ગોળી ખાવામાં આવે તો તેથી સઘળા પ્રકારના અતિસારો તથા સઘળા દોષોથી ઉપજેલ ગ્રહણી પણ મટી જાયછે. આ રસ અગ્નિને પ્રદીપ્ત કરનારછે અને ગ્રહણીને કમાડ દીધા જેવોછે.

**ક્રવ્યાદ રસ.** આઠ તોલા શુદ્ધ ગંધક, ચાર તોલા શુદ્ધ પારો, બે તોલા મારેલ લોઢું, અને બે તોલા મારેલ ત્રાંબું એઓને ચૂર્ણિત કરી સઘળાને મિશ્રિત કરી અગ્નિનો યોગ આપીને પીગળાવવાં. સારી પેઠે પીગળ્યા પછી એ સર્વને ધોળા એરડાનાં ધાંદડાં ઉપર નાખવા. તે પછી ફરીવાર ચૂર્ણિત કરી તે સર્વને લોઢાના વાસણમાં નાખી તેમાં ચારસો તોલા ભાર લીંબુનો વસ્ત્રથી ગાળેલો રસ નાખવો. પછી તેઓને ચૂલા ઉપર ચડાવીને યત્નપૂર્વક કોમળ અગ્નિથી પકાવવાં. પાકતાં પાકતાં રસધારો થઇ જાય ત્યારે તેને સુકાવીને ચૂર્ણિત કરવો. એ ચૂર્ણ ને પીંપર, પીંપરીમૂળ, ચવક, ચિત્રો અને સુંઠ એઓના કવાથની અને ચુકા નામની ખાટીલુણીના રસની પચાસ પચાસ ભાવનાઓ આપી પછી ધીરે ધીરે સુકાવી વાટીને શીશામાં ભરી મૂકવું. એટલે તે ક્રવ્યાદ નામનો રસ સિદ્ધ થાયછે. ભોજન કર્યા પછી આ રસ બાર રતીભાર ખાવો અને ખાઈને પાછળથી સિંધાલૂણ સહિત ખાટી છાશ પીવી. અત્યંત ભારે તથા આ-

શું જે ખાવામાં આવ્યું હોય તે પણ સઘળું આ રસના ભક્ષણથી તરત પચી જાયછે. આ રસ શૂળને, ગોળાને, મળબંધને, બરોળનાં દરદને તથા ઉદરના રોગોને હણી નાખેછે. એમાં કશો સંશય નથી.

**શીતભંજી રસ.** હરતાળ, હરતાળથી અરધો હીંગળામાંથી કાઢેલો પારો, પારાથી અરધો ગંધક અને ગંધકથી અરધ મનશીલ એઓને કારેલીના રસથી ખરલમાં ખૂબ વાટીને કલ્કથી ત્રાંબાનાં વાસણની અંદર લેપ કરવો. પછી તે વાસણને બીજાં મજબૂત વાસણમાં ઊંધું મેલી રેતીથી દાટી દઈને ચૂલે ચડાવવું અને એક દિવસ સુધી અગ્નિ બાળવો. શીતળ થઈ જાય ત્યારે તેનું ચૂર્ણ કરવું. એટલે તે શીતભંજી રસ સિદ્ધ થાયછે. આ રસ નાગરવેલના પાનમાં રાખીને મરીની સાથે પાંચ રતીભાર ખાવામાં આવે તો તેથી આરંભમાં શીતવાળા તથા આરંભમાં દાહવાળા સઘળા વિષમ જ્વરોનો નાશ થાયછે. આ રસ ઉપર દૂધ ચોખા ખાવાનું પથ્ય કરવું.

**બીજા પ્રકારનો શીતભંજી રસ.** હરતાળ, હરતાળ જેટલું છીપનું ચુર્ણ, અને એ બન્નેના નવમાંશ જેટલો મોરથુથુ એઓનું કુંવારના રસથી ખરલમાં મર્દન કરવું. અને પછી સુકાવીને વગડાનાં અડાયાંથી ગજપુટમાં પકાવવાં. ઠરી જાય ત્યારે તેઓનું ચૂર્ણ કરવું, એટલે તે શીતભંજી રસ સિદ્ધ થાયછે. આ રસ સવારે સાકરની સાથે એક ચણોઠીભાર ખાવાથી શીત જ્વરનો નાશ થાયછે. આથી કોઈને ઉલટી થાયછે અને કોઇને નથી પણ થતી.

**આનંદભૈરવ રસ.** શુદ્ધ હીંગળો, શુદ્ધ કરેલો વછનાગ, મરી, ટંકણખાર અને પીંપર એ પાંચ ઔષધોને સમ ભાગે લઇને સર્વેનું ચૂર્ણ કરવું. એટલે આનંદભૈરવ રસ સિદ્ધ થાયછે. ઇંદ્રજવ અને કડાછાલ એઓને એક તોલા ભાર લઇ તેઓનું ચુર્ણ કરી મધમાં કાલવી તેની સાથે આ રસ શરીરનાં બળને અનુસરીને એક ચણોઠીભાર અથવા બે ચણોઠીભાર ખાવામાં આવે તો તેથી ત્રણે દોષવાળો અતિસાર મટી જાયછે. આ ઉપર દહીં ભાતનું અથવા ગાયના ઘી સહિત ભાતનું અથવા છાશ સહિત ભાતનું પથ્ય કરવું. રાતે થોડીક શુદ્ધ કરેલી ભાંગ લેવી એ હિતકારક છે. તરસ લાગે ત્યારે ટાઢું પાણી પીવું.

**ચંદ્રકલારસ.** એળચી, કપૂર, સાકર, આમળાં, જાયફળ, ગોખરૂ, સેમળાની છાલ, પારાની ભસ્મ (રસસિંદૂર), કથીરની ભસ્મ,

અને લોઢાની ભસ્મ એટલાં ઔષધોને સમાન ભાગે લઇ તેઓને ગળોના તથા સેમળાના ક્વાથની ભાવના આપી બાર બાર ચણોઠીભારની ગોળીઓ કરવી. આ ગોળી ગધની સાથે ખાવાથી સઘળા પ્રમેહોનો નાશ થાયછે.

**શ્વાસકુઠાર રસ.**

એક ટાંક શુદ્ધ પારો, એક ટાંક શુદ્ધ વછનાગ, એક ટાંક ટંકણખાર, એક ટાંક ગંધક, એક ટાંક મનશીલ, આઠ ટાંક મરી અને છ ટાંક સુંઠ, મરી તથા પીંપર એઓને ખ-રલમાં વાટી બારીક ચૂર્ણ કરવું. એટલે શ્વાસકુઠાર નામનો રસ સિદ્ધ થાયછે. આ રસ સઘળા શ્વાસને મટાડે છે અને જ્વરને પણ મટાડે છે.

**બીજો શ્વાસ કુઠાર રસ.**

એક તોલું પારો, એક તોલું ગંધક, એક તોલું વછ-નાગ, એક તોલું ટંકણખાર, એક તોલું મનશીલ અને આઠ તોલા મરી એઓનું બારીક ચૂર્ણ કરી તેમાં બે તોલા સું-ઠનું ચૂર્ણ, બે તોલા મરીનું ચૂર્ણ અને બે તોલા પીંપરનું ચૂર્ણ નાખવું. એ-ટલે શ્વાસકુઠાર નામનો રસ સિદ્ધ થાયછે. આ રસ નાગરવેલનાં પાનની સા-થે બે રતીભાર ખાવામાં આવે તો સઘળા પ્રકારના શ્વાસો મટી જાયછે.

**રસપર્પટી.**

જાસુદના પાંદડાંના રસથી, ધોળા એરંડાના રસથી, ભાંગરાના રસથી અને પીલુડીના રસથી પારાને શુદ્ધ કરવો અને પારા જેટલાજ ગંધકને પણ શુદ્ધ કરવો, પછી ગંધકને ભાંગરાના ર-સમાં વાટી સાતવાર અથવા ત્રણવાર સૂર્યના તડકામાં સુકાવવો. પછી તે ગંધકનું ચૂર્ણ કરી પારાની સાથે એવી રીતે વાટવું કે તેમાં પારો નજ દે-ખાય અને ચૂર્ણ કાજળ જેવું થઇ જાય. પછી તે ચૂર્ણને ધૂમાડા વગરના બોરડીના લાકડાના અંગારાથી પ્રયત્ન પૂર્વક પીગળાવવું. પીગળાવીને તેને ભેંસના છાણ ઉપર રાખેલ કેળનાં પાંદડામાં ઢાળી નાખવું. અને તે ઉપર કેળનુ બીજું પાંદડું મૂકીને દાબ દેવો. ટાઢું થઇ જાય ત્યારે પાંદડાં ઉપર-થી લઈ લેઈને તેનું ચુર્ણ કરવું. એટલે રસપર્પટી સિદ્ધ થાયછે. આ રસ પ-ર્પટીને એક રતીભાર લઈ તેમાં શેકેલું જીરૂં અને અરધી રતીભાર શેકેલી હીંગ નાખીને ખાવી અને તે રોગોને અનુસરતાં બીજાં અનુપાનોની સાથે પણ આ રસપર્પટી ખાવી. અને તે ઉપર ત્રણ અંજલી ટાઢું પાણી પીવું. વૈદ્યે નિત્ય આ રસપર્પટીની એક રતી વધારવી. દશ રતીથી વધારે કદી પણ આ રસપર્પટીનું ભક્ષણ કરવું નહિ. અગિયારમા દિવસના આરંભથી પાછી એવીજ રીતે ખાવામાં એક એક રતી ઓછી કરતી જવી. આ પ્રમાણે

વીશ દિવસ સુધી રસપર્પટી ખાવી. અને ઉપર દૂધનું તથા માંસના રસનું પથ્ય કરવું. આ ખાવાથી જ્વર, સંગ્રહણી, અતિસાર, કમળો, પાંડુરોગ, શૂળ, બરોળનું દરદ, જળોદર અને એ જેવા બીજા રોગ પણ હણાઈ જાયછે, વીર્ય વધે છે, શરીર હૃષ્ટ પુષ્ટ થાયછે. અને આયુષ્ય પણ વધેછે.

**ત્રિપુર ભૈરવ રસ.**

એક ભાગ વછનાગ, બે ભાગ સુંઠ, ત્રણ ભાગ પીંપર ચાર ભાગ મરી, પાંચ ભાગ મારેલું ત્રાંબું, અને છ ભાગ હીંગળો એઓને એકઠું ચૂર્ણ કરવાથી ત્રિપુર ભૈરવ નામનો ઉત્તમ રસ સિદ્ધ થાયછે. અને તે રસ જ્વરનો નાશ કરેછે. આ રસની માત્રા અરધી રતીભાર લેવી.

**ભસ્મેશ્વર રસ.**

અડાયાંની સોળ નિષ્ક (ચોવીશ ચણોઠી ભારનો એક નિષ્ક થાયછે) ભસ્મ, એક નિષ્ક મરી અને એક નિષ્કવછનાગ એઓને ભેળાં કરી ચૂર્ણ કરવું. એટલે તે ભસ્મેશ્વર રસ કહેવાયછે. આ રસ આદુનાં રસની સાથે એક રતીભાર ખાવામાં આવે તો તેથી સન્નિપાત જ્વરનો નાશ થાયછે.

**રામબાણ રસ.**

એક ભાગ પારો, એક ભાગ વછનાગ, એક ભાગ લવિંગ, એક ભાગ ગંધક, બે ભાગ મરી અને અરધ ભાગ જાયફળ, એઓને એકઠાં કરી આંબલીના ફળોના રસથી ખૂબ વાટવાં. એટલે રામબાણ રસ સિદ્ધ થાયછે. આ રસ અગ્નિમાં મંદપણાને, સંગ્રહણીને અને આમવાયુને મટાડેછે. આ રસ મરીનાં અનુપાનથી આપવામાં આવેતો તેથી તરતજ જઠરાગ્નિ પ્રદીપ્ત થાયછે, રૂચિ ઉપજે છે અને કફનો સમૂહ, શ્વાસ, ઉધરસ, વમન તથા કૃમિનો નાશ થાયછે.

**શંખવટી.**

ચાર તોલાભાર આંબલીનો ખાર, અને ચાર તોલાભાર પંચલવણ એઆને નાનાં લીંબુઓના રસથી સારીપેઠે વાટવાં. પછી તે વાટેલા રસમાં ચાર તોલાભાર શંખના ટુકડા તપાવી તપાવીને સાતવાર નાખવા. કે જેમ કરવાથી તે ટુકડા પીગળી જશે. પછી તેમાં ચાર તોલાભાર ત્રિકટુ (હરડાં, બેહેડાં અને આમળાં), બે તોલાભાર વજ તથા હીંગ, ચાર તોલાના બારમા ભાગ જેટલો વછનાગ, વછનાગ જેટલો પારો અને પારા જેટલો ગંધક એટલા પદાર્થો નાખીને બોરના ઠળીઆ જેવડી ગોળીઓ કરવી. આ ગોળીઓનું સેવન કરવાથી સઘળાં અજીર્ણોની શાંતિ થાયછે. આ શંખવટી સઘળા પ્રકારના ઉદરના રોગો ઉપર, શૂળ ઉપર, કૉલેરા ઉપર, અગ્નિની મંદતા ઉપર, અને ગોળાનાં દરદ ઉપર હિતકારી થાયછે.

**બૃહત્ શંખવટી.** ચાર તોલા થોરનો ખાર, ચાર તોલા આંબલીનો ખાર, ચાર તોલા આકડાનો ખાર, ચાર તોલા અઘેડાનો ખાર, ચાર તોલા કેળનો ખાર, ચાર તોલા તલનો ખાર, ચાર તોલા ખાખરાનો ખાર, વીશ તોલા પંચલવણ, અને સાજીખાર, જવખાર તથા ટંકણખાર એ ત્રણ મળીને ચાર તોલાભાર એ રીતે બાવન તોલાભાર દ્રવ્યો લઈને તેઓનું ઝીણું ચૂર્ણ કરીને ચોસઠ તોલાભાર લીંબુના રસમાં નાખવું. પછી ચાર તોલાભાર શંખના ટુકડાઓને અગ્નિમાં તપાવી તપાવીને સાત વાર તે રસમાં બોળવા. કે જેથી ટુકડાઓ તે રસમાં દ્રવરૂપ થઇ જાય. પછી બાર તોલા સુંઠ, આઠ તોલા મરી, ચાર તોલા પીંપર, બે તોલા શેકેલી હીંગ, બે તોલા પીંપરીમૂળ, બે તોલા ચિત્રો, બે તોલા યવાન, બે તોલા જીરૂં, બે તોલા જાયફળ, બે તોલા લવિંગ, એક તોલું પારો, એક તોલું ગંધક, એક તોલું વછનાગ, એક તોલું ટંકણ, અને એક તોલું મનશીલ, એ સઘળાં દ્રવ્યોને લઈને ચૂર્ણ કરીને પેલા રસમાં મિશ્રિત કરી દેવાં. પછી સોળ તોલાભાર ચુકાનો રસ નાખી તેની અડદ જેવડી ગોળીઓ કરવી. આ બૃહત શંખવટી નામની ગોળીઓ સઘળાં અજીર્ણનો, સઘળાં શૂળોનો અને કૉલેરા વિગેરે રોગોનો તરત નાશ કરેછે.

**નારાચરસ.** શુદ્ધ ગંધક, શુદ્ધ પારો, નેપાલો, હરડાં, બેહેડાં, આમળાં, સુંઠ, મરી, અને પીંપર એ સર્વને સમ ભાગે લઈ ખરલમાં ખૂબ વાટવાં. એટલે નારાચ રસ સિદ્ધ થાયછે. આ રસ ગધની સાથે ચોવીશ ચણોઠીભાર ચાટવો. આ રસથી ગુલ્મ અને ઉદરના રોગો મટી જાયછે.

**મહાનારાચ રસ.** હરડે, ગરમાળો, આમળાં, નેપાળો, કડુ, થોર, નસોતર અને મોથ એ પ્રત્યેક દ્રવ્યોને ચાર ચાર તોલાભાર લઇ સઘળાંઓને કુટીને પાંચસો તોલાભાર પાણીમાં પકાવવાં. એ ક્વાથ થતાં આઠમા ભાગનું પાણી અવશેષ રહે ત્યારે તેમાં છાલ વગરનાં ચાર તોલાભાર નવા નેપાળાનાં બીજ ઝીણાં વસ્ત્રની પોટલીમાં બાંધીને ધીરે ધીરે પકાવવાં. અગ્નિની મંદ મંદ આંચ દેતાં એ ક્વાથ ઘાટો થાય ત્યારે ખરલમાં નાંખી તેમાં આઠ ભાગ નેપાળાનાં બીજ, ત્રણ ભાગ સુંઠ, બે ભાગ મરી, બે ભાગ પારો અને બે ભાગ ગંધક નાખી એક પહોર સૂધી ખરલ કરવી. એટલે મહા નારાચ નામનો રસ સિદ્ધ થાયછે. આ રસ ટાઢાં પાણીથી એક રતીભાર ખાવામાં આવે તો તેથી પેટનું ચડવું, શૂળ, ઉદાવ-

વર્ત, ગોરો તથા ઉદરના રોગો મટી જાયછે. રોગનો વેગ શાંત થયા પછી આ રસ ઉપર રોગીને સાકર સહિત દહીં ખવરાવવું. અને સૈંધવવાળા જરાક દહીં ભાત ખવરાવવા.. આ દવા જુલાબ આપવામાં વપરાયછે.

**સુવર્ણ વસત માલતી.**

એક ભાગ સુવર્ણ, બે ભાગ મોતી, ત્રણ ભાગ મરી, અને આઠ ભાગ કલખાપરીઓ એઓનું ચૂર્ણ કરી તેની તાજાં માંખણમાં ખરલ કરવી. પછી લીંબુના રસમાં ખરલ કરવી, તે ત્યાં સુધી કે જ્યાં સુધી માંખણનો ભાગ લય પામીને નહિ જેવો થઈ જાય. આમ કરવામાં આવે એટલે તે સુવર્ણ વસંત માલતી નામનો રસ સિદ્ધ થાયછે. મધની અને પીંપરના ચૂર્ણની સાથે આ રસ બે રતી ભાર ખાવામાં આવે તો તેથી સઘળા રોગ ટળેછે.

**લઘુવસંતમાલતી.**

બે ભાગ કલખાપરીઓ અને એક ભાગ મરી એઓના ચૂર્ણનું સારી ખરલમાં તાજાં માંખણથી મર્દન કરવું. પછી લીંબુના રસથી મર્દન કરવું, તે ત્યાંસૂધી કે જ્યાંસૂધી માંખણ નહિ જેવું થઇ જાય એટલે લઘુ વસંતમાલતી સિદ્ધ થાયછે. આ રસ મધની અને પીંપરના ચૂર્ણની સાથે બે વાલ ખાવામાં આવે તો તેથી જ્વર મટી જાયછે. જીર્ણજ્વર, ધાતુગતજ્વર, અતિસાર, રક્તાતિસાર, લોહીથી થયેલ વિકાર, બહુ વ્યથા કરનારો પિત્તવિકાર, પ્રદર, હરસનું લોહી, વિષમ જ્વર, નેત્રરોગ તથા બાળકના સઘળા રોગ એઓપણ આ રસથી મટેછે.

**બીજાપ્રકારનોલઘુવસંતમાલતીરસ.**

કલખાપરીઆને એકવીશ દિવસ સૂધી માણસના મૂત્રમાં ભીંજવી મૂકવો. પછી તેનું ચુર્ણ કરી તેમાં તેના અરધ ભાગ જેટલાં છાલ વગરનાં મરીનું ચુર્ણ નાખી તેનું તાજાં માંખણથી ખરલમાં મર્દન કરીને તે પછી તેને લીંબુના રસની સોભાવનાઓ દેવી અને એટલે લઘુ વસંતમાલતી અથવા રસકેશ્વર નામનો રસ સિદ્ધ થાયછે. પીંપર, મધ અને સાકર એઓની સાથે આ રસ ખાવાથી ધાતુગતજ્વર, પિત્ત, ભ્રમ, રક્તપિત્ત, રક્તાતિસાર, ગ્રહણી અને હરસનું રૂધિર એઓનો નાશ થાયછે. આ રસ ઉપર ખટાશ વગરનાં દહીંનું અથવા દૂધનું પથ્ય કરવું.

**ત્રીજાપ્રકારનોવસંત માલતીરસ.**

કલખાપરીઆનાં ચૂર્ણને ઘોડાના મૂત્રમાં એકવીશ દિવસસૂધી ભીંજવીને તડકામાં સુકાવવું. પછી આઠ તોલાભાર એ ચૂર્ણ, ચાર તોલા ભાર ફોતરાં વગરનાં મરી, અને આઠ તોલાભાર હીંગળો એઓને ગાયના માંખણમાં ખૂબ વાટવાં

અને તે પછી સો લીંબુના રસમાં વાટવાં. એટલે વસંતમાલતી રસ સિદ્ધ થાયછે. મધની અને પીંપરની સાથે આ રસ બે વાલ ખાવામાં આવે તો તેથી ગ્રહણી, અતિસાર, જ્વર, ક્ષય, હરસ, તાપ, શૂળ, અગ્નિનું મંદપણું, વાયુ સંબંધી વિકાર, પ્રદર, વિષમ જ્વર, અને નેત્રના રોગ એઓનો નાશ થાયછે.

**કૃમિકુઠાર.** આઠ ભાગ કપૂર, એક ભાગ કડાછાલ, એક ભાગ ત્રાયમાણ, એક ભાગ અજમો, એક ભાગ વાવડીંગ, એકભાગ હીંગળો, એક ભાગ વછનાગ, એક ભાગ નાગકેસર, અને એક ભાગ ખાખરાનાં બીજ એઓનું બારીક ચૂર્ણ કરી ભાંગરાના રસની, ઉંદરકનીના રસની અને બ્રાહ્મીના રસની ભાવના દેવી એટલે કૃમિકુઠાર સિદ્ધ થાયછે. આ રસની એકએક વાલભાર ગોળીઓ કરવી. આ ગોળી ધતૂરાનાં પાંદડાંની સાથે ખાવામાં આવેતો તેથી કૃમિનો નાશ થાયછે.

**ત્રૈલોક્ય ચિંતામણિરસ.** પારાની ભસ્મ, વિક્રાંત (તરગરી)ની ભસ્મ, રૂપાની ભસ્મ, ત્રાંબાની ભસ્મ, લોઢાંની ભસ્મ, મોતીની ભસ્મ, સોનાની ભસ્મ, અને ગંધક એઓને સમભાગે લઈ એકત્ર કરી તેને આદુના રસની, ભાંગરાના રસની અને ચિત્રાના રસની ત્રણ ત્રણ ભાવના દેવી. તે પછી ગાયના દૂધની ત્રણ ભાવના દેવી એટલે ત્રૈલોક્ય ચિંતામણિ નામનો રસ સિદ્ધ થાયછે. આ રસ મધની અને પીંપરની સાથે એક રતીભાર ચાટવામાં આવેતો તેથી ક્ષય, ઉધરસ, હરસ, અરૂચિ, જીર્ણજ્વર, પાંડુરોગ અને પ્રમેહ એઓનો નાશ થાયછે.

**બીજોત્રૈલોક્ય ચિંતામણિ.** પારાની ભસ્મ, અભ્રકની ભસ્મ, સોનાની ભસ્મ, રૂપાની ભસ્મ, માણકની ભસ્મ, હીરાની ભસ્મ, મનશીલ, સોનામુખીની ભસ્મ, ગંધક, પરવાળાંની ભસ્મ, લોઢાંની ભસ્મ, મોતીનીભસ્મ, શંખની ભસ્મ, અને હરતાળની ભસ્મ એઓને એકત્ર કરીને ચિત્રાના ક્વાથની સાત ભાવના દેવી. પછી નગડના રસની, સૂરણના રસની, થોરનાં છીરની અને આકડાનાં છીરની ત્રણ ત્રણ ભાવનાઓ દેવી. પછી તે ઔષધને કોડીઓમાં ભરી આકડાનાં છીરથી તથા ટંકણખારથી તેઓનાં મોઢાં બંધ કરી માટીના વાસણમાં નાખી કપડ ગટી કરીને અગ્નિનો ગજપુટ દેવો. શીતળ થયાપછી કાઢી લઇ વાટીને તેમાં એ સર્વ જેટલી પારાની ભસ્મ અને પારાની ભસ્મથી ચોથા ભાગની વિક્રાંત (તરગરી) ની ભસ્મ નાખી સાતગણાં સરગવાનાં મૂળ, પાંચમો ભા-

ગ તજ, પાંચમો ભાગ ચિત્રો, પાચમો ભાગ ટંકણખાર, પાંચમો ભાગ મરી, ચોથા ભાગની હરડે, ચોથા ભાગનાં જાયફળ, ચોથા ભાગનાં લવિંગ, ચોથા ભાગની પીંપર, ચોથા ભાગની સુંઠ અને ચોથા ભાગનો વછનાગ મેળવી એક દિવસ સૂધી બીજોરાના રસમાં ખરલ કરવી. એટલે ત્રૈલોક્ય ચિંતામણિ નાગનો રસ સિદ્ધ થાયછે. આ રસ તે તે રોગના અનુપાનથી પ્રાતઃકાળમાં દોઢ વાલભાર ખાવામાં આવે તો તેથી વાતવ્યાધિ, આમવાત, જ્વર, ઉદરના રોગ, કૃમિ, શ્વાસ, શૂળ, વાતરક્ત, રક્તપિત્ત, ક્ષીણતા, ઉધરસ, ક્ષય, કફ સંબંધી રોગ, ઉરઃક્ષત, અજીર્ણ, પ્રમેહ, કોઢ, અતિસાર, પાંડુરોગ, ગ્રહણી, તમક, શ્વાસ, વ્રણ, હરસ, પંગુવાત, ઉરૂસ્તંભ, કર્ણરોગ અને યોનિરોગ, એઓનો નાશ થાયછે. આ રસ સઘળા રોગોને મટાડનાર છે.

**સ્વયમગ્નિ રસ.**

એક ભાગ શુદ્ધ પારો, અને બે ભાગ શુદ્ધ ગંધક, એઓની ખરલમાં કજ્જલી કરી તેમાં તે કજ્જલી જેટલું ગજવેલનું ચુર્ણ નાખી કુંવારના રસમાં બે પહોર સૂધી તેનું મર્દન કરવું. પછી તેનો ગોળો કરી ત્રાંબાનાં વાસણમાં નાખી એરંડાનાં પાંદડાંથી ઢાંકીને તેને તડકામાં ચાર ઘડી સૂધી રાખવો કે જેથી ગરમ થઇ જાય. પછી તેને ધાનના ઢગલામાં બે દિવસ સૂધી રાખી મૂકી ત્રીજે દિવસ કાઢી વાટીને તે ચુર્ણને વસ્ત્રથી ચાળી લેવું. એટલે પાણીમાં તરે એવું થાયછે. પછી સુંઠ, મરી, પીંપર, હરડે, બેહેડાં, આમળાં, જાયફળ અને લવિંગ એઓનું તે ચુર્ણના જેટલું ચુર્ણ કરી મિશ્રિત કરી દેવું. એટલે સ્વયમગ્નિ રસ સિદ્ધ થાયછે. આ રસને અડતાળીસ ચણોઠી ભાર લઈ મધમાં કાલવીને ખાવામાં આવે તો તેથી ક્ષય તથા ઉધરસ મટી જાયછે. અથવા ક્ષયથી કે ઉધરસથી પીડાયલાં માણસે ઇદ્રવારણીનાં મૂળ, ભાંગ, પીંપર અને તલ એઓની સાથે ચોવીશ ચણોઠી ભાર ખાવો.

**બંગેશ્વરરસ.**

કથીરને અને પારાને ખરલમાં કુંવારના રસથી ખૂબ વાટી તેની ગોળીઓ કરીને કાચના વાસણમાં પકાવવી. એટલે ચંદ્ર જેવો ધોળો બંગેશ્વર નામનો રસ સિદ્ધ થાયછે. આ રસ પાંડુરોગને, પ્રમેહને, નિર્બળપણાંને અને કમળાને મટાડેછે.

**પંચામૃતપર્પટીરસ.**

એક ભાગ પારાની ભસ્મ, એક ભાગ લોઢાંની ભસ્મ, એક ભાગ ત્રાંબાની ભસ્મ, એક ભાગ અભ્રકની ભસ્મ, અને બે ભાગ ગંધક એઓને એકઠાં કરી લોઢાનાં વાસણમાં બોરડીના

લાકડાના મંદ અગ્નિથી પકાવી તેઓનો દ્રવ થાય ત્યારે તેને કેળનાં પાંદડાં પર ચોપડી દેવો. એટલે તે પંચામૃત પર્પટી રસ સિદ્ધ થાયછે. આ રસ અગ્નિને દીપ્ત કરેછે, અને જ્વરને, અતિસારને, ઉધરસને, કમળાને, તથા પાંડુરોગને મટાડેછે. મળ બંધ થયો હોય અથવા જીર્ણજ્વર હોય તો બકરીના મૂત્રનાં અનુપાનથી આ પર્પટી ખાવી. આ રસ ઉપર માંસ પથ્ય છે. અને તેલ તથા ખાટા પદાર્થો અપથ્ય છે. બીજી પણ પથ્યાપથ્યની યોગ્ય કલ્પના કરી લેવી.

**રત્નગિરિરસ.** પારાની ભસ્મ, અભ્રકની ભસ્મ, ત્રાંબાની ભસ્મ, સોનાની ભસ્મ અને ગંધક એઓને સમ ભાગે લેવા, અરધ ભાગ લોઢાની ભસ્મ લેવી અને પા ભાગ તરવરીની ભસ્મ લેવી. એઓને એકત્ર કરી ભાંગરાના રસની ભાવના આપી ઉપર કહેલી પર્પટીના જેવો પાક કરવો. એ પાકને ઠંડો કરી તેને સરગવાના રસની,. અરડુસાના રસની, નગડના રસની, ગળોના રસની, ચિત્રાના રસની, ભાંગરા રસની, ભોરીંગણીના રસની, ગોરખમુંડીના રસની, અગથીઆના રસની, બ્રાહ્મીના રસની, કરિયાતાના રસની અને કુંવારના રસની જુદી જુદી ત્રણ ત્રણ ભાવનાઓ દેવી. પછી તેને અગ્નિનો હલકો પુટ આપી શીતળ થઇ જાય ત્યારે વાસણમાંથી કાઢી લેવો. એટલે તે રત્નગિરિ નામનો રસ સિદ્ધ થાયછે. પીંપરના તથા ધાણાના ચૂર્ણની સાથે આ રસ છ રતીભાર ખાવામાં આવે તો નવા તાવવાળા રોગીને બે ઘડીની અંદર તાવથી છુટો કરેછે. આ રસ ઉપર મગનાં અન્નનું, મગનાં ઓસામણનું, છાશ સહિત ભાતનું અને જ્વરવાળાને ઉપયોગી શાકોનું પથ્ય કરવું.

**એકાંગવીરરસ.** શુદ્ધ ગંધક, પારાની ભસ્મ, કાંતલોહની ભસ્મ, કથીરની ભસ્મ, સીસાંની ભસ્મ, ત્રાંબાંની ભસ્મ, અભ્રકની ભસ્મ, ગજવેલની ભસ્મ, સુંઠ, મરી અને પીંપર એઓને લઇ તેઓનું ચૂર્ણ કરીને ત્રિફળાના કાઢાની, ત્રિકટુના કાઢાની, નગડના રસની, ચિત્રાના રસની, ભાંગરાના રસની, સરગવાના રસની, કઠના કાઢાની, આમલીના રસની, ઝેરકોચલાંના કાઢાની, આકડાના રસની અને આદુના રસની જુદી જુદી ત્રણ ભાવનાઓ દેવી. એટલે એકાંગવીર રસ સિદ્ધ થાયછે. આ રસ પક્ષઘાતને, અર્દિતને, ધનુર્વાતને, અર્ધાંગને, ગૃધ્રસીને, અપબાહુકને અને સઘળા વાયુ સંબંધી રોગોને હણી નાખેછે એમાં સંશય નથી.

**સુવર્ણ ભૂપતિ રસ.** એક ભાગ શુદ્ધ પારો, એક ભાગ શુદ્ધ ગંધક, બે ભાગ ત્રાંબાની ભસ્મ એક ભાગ અભ્રકની ભસ્મ, એક ભાગ ગજવેલની ભસ્મ, એક ભાગ કાંતલોહની ભસ્મ, એક

ભાગ સોનાની ભસ્મ, એક ભાગ રૂપાની ભસ્મ અને એક ભાગ વછના-ગ એઓને એકઠાં કરીને એક દિવસ સૂધી રાતી રીસામણીના રસથી ખરલ કરી ગોળીઓવાળી કાચની શીશીમાં ભરી કપડ મટી દઇ સુકાવીને તેને વાલુકાયંત્રમાં ધીરે ધીરે કુણા અગ્નિની આંચ દેવી એટલે સુવર્ણભૂપતિ નામનો રસ સિદ્ધ થાયછે. આ રસ પીંપરનાં ચૂર્ણની અને આદુના રસ-ની સાથે ચાર રતીભાર ખાવો. આ રસ ત્રણે દોષોથી થયેલા ક્ષયને, તેર પ્રકારના સન્નિપાતોને, આમવાતને, ધનુર્વાતને, ઉરૂસ્તંભને, પંગુવાતને, કફવા-તને, અગ્નિનાં મંદપણાંને, કટિગ્રહને, સઘળાં શૂળને, ઉદાવર્ત્તને, ભયંકર ગ્ર-હણીને, પ્રમેહને, ઉદરનારોગોને, સઘળા પ્રકારની પથરીઓને, મૂત્રકૃચ્છ્રને, મલબંધને, ભગંદરને, સઘળા પ્રકારના કોઢને, મોટી વિદ્રધિને, શ્વાસને, ઉ-ધરસને, અજીર્ણને, આઠે પ્રકારના જ્વરને, કમળાને, પાંડુરોગને, અને મા-થાના રોગને મટાડેછે. જે જે રોગમાં જે જે અનુપાન જોઇએ તે તે અ-નુપાનથી દેવામાં આવે તો સઘળા રોગોનો નાશ કરેછે.

**લોકનાથ રસ.** શુદ્ધ કરીને જેનું [1]મુખ કરવામાં આવ્યું હોય એ-વા પારાના બે ભાગ અને શુદ્ધ કરેલા ગંધકના બે ભાગ એઓની કજલી કરી તે કજ્જલીને પારાથી ચોગણાં વજનનાં કોડાંઓમાં ભરવી. પછી એક ભાગ ટંકણખાર લઈ ગાયના દૂધમાં વાટી તેથી કોડી-ઓનાં મોઢાં બંધ કરવાં પછી આઠ ભાગ જેટલા વજનના શંખના કટકા લઇ માટીનાં બે મોટાં કોડીઆંઓમાં ચુનો ચોપડી એક કોડીઆમાં અ-રધા અને બીજાં કોડીઆમાં અરધા એમ શંખના સઘળા કટકા મૂકી પે-હેલાં કોડીઆમાં શંખના કટકાઓની ઉપર કોડીઓ મૂકી તેઓના ઉપર શંખના કટકાઓવાળું બીજું કોડીઉં ઢાંકી દઇ કોડીઆંઓને કપડમટી ક-રી એક હાથના ઊંડા ખાડામાં અગ્નિનો ગજપુટ દેવો. ઠરી જાય ત્યારે કા-ઢી લઇ શંખના ટુકડા તથા કોડીઓ સહિત સઘળું સાથે વાટી નાખવું. એટલે લોકનાથ રસ સિદ્ધ થાયછે. આ રસ છ ચણોઠીભાર ખાવો. વાયુ-નો રોગ હોય તો ઘીમાં, પિત્તનો રોગ હોય તો માંખણમાં, અને કફનો રોગ હોય તો મધમાં ખાવો. આ રસ ખાવાથી અતિસાર, ક્ષય, અરૂચિ, ગ્રહણીરોગ, કૃશપણું, અગ્નિનું મંદપણું ઉધરસ, શ્વાસ અને ગુલ્મ એઓ

---

૧ લૂણ, સરગવાનો રસ, મોરથુથુ, રાઈ અને મરી એઓના કાઢા-માં ત્રણ રાત સૂધી રાખીને જેને સ્વેદનનો સંસ્કાર આપવામાં આવ્યો હો-ય તે પારો બુભુક્ષિત થાયછે એટલે સોના આદિ ધાતુને ગળી જાયછે.

મટી જાયછે. આ રસ ખાધા પછી સારી પેઠે ઘીવાળાં અન્નના ત્રણ કો-ળીઆ ખાવા. મધુર પદાર્થોનું તથા માંસ વિગેરેનું પથ્ય કરવું. ખાટા પદા-ર્થો, તેલ, કારેલાં, રીંગણાં, માછલાં, મેહેનત, મૈથુન, મધ, અથાણું, હીંગ, સુંઠ, અડદ, રાઇ, તથા કોળું ઈત્યાદિકનો ત્યાગ કરવો. આ રસ ખાવાથી બહુ ગરમી ઉત્પન્ન થાયતો સાકરથી તથા વંશલોચનથી સંયુક્ત ગળોનું સત્વ પીવું.

**ચંદ્રોદય રસ.** ચાર તોલા સોનાનો પાતળો વરખ, બત્રીશ તોલાપારો, અને ચોસઠ તોલા ગંધક એઓને રાતાં હીરવણીનાં ફુલોથી અને તે પછી કુંવારના રસથી ખરલમાં ખૂબ વાટી કાચના મજબૂત શી-શામાં ભરી શીશાને કપડમટી દઇને ત્રણ દિવસ સૂધી વાલુકા યંત્રમાં વધ-તા વધતા અગ્નિથી પકાવવા. અગ્નિ ઠરી ગયા પછી તે કાચના શીશામાંથી કુંપળીઆના રંગ જેવું સુંદર તે રસનું ચૂર્ણ લઇ લેવું. એ ચાર તોલાભાર ચૂર્ણમાં સોળ તોલાભાર વંશલોચનનું ચૂર્ણ, જાયફળનું ચૂર્ણ, સમુદ્ર શોપનું ચૂર્ણ તથા લવીંગનું ચૂર્ણ અને ચોવીશ ચણોઠીભાર કસ્તૂરી નાખવી. એટલે ચંદ્રોદય નામનો રસ સિદ્ધ થાયછે. આ રસ નાગરવેલના પાનમાં નાખી ને છ રતીભાર ખાવામાં આવે તો વિલાસ કરવાની એટલી બધી શક્તિ પ્રાપ્ત થાય કે જેથી મદોન્મત્ત ઘણી ઘણી સ્ત્રીઓનો ગર્વ પણ પોચો પડી જાય. આ-રસ ખાનારાએ ઘી, દૂધનો જાડો રેડ, કોમલ માંસ, અડદના સુંદર પદા-ર્થો અને આનંદ આપનારા બીજાપણ પદાર્થો એઓનું સેવન કરવું. આ રસ ખાવાથી વળીઓનો તથા ધોળા કેશનો નાશ થાયછે, યૌવન સ્થિર થાયછે, સઘળા રોગોનું ખંડન થાયછે કામદેવનું બળ વધેછે તથા સ્ત્રીઓનો પ્યાર વધેછે; સ્ત્રીઓની સાથે રતિ કરવાના સમયમાં આ રસ ખાવો અને રતિના અં-તમાં પણ ફરીવાર ખાવો. સોનાના વરખને, પારાને અને ગંધકને ડીંટી-આ વગરનાં રાતાં હીરવણીનાં પુષ્પોના એકલા રસથી ખરલ કર્યા હોય-તો પણ ચાલે અને એકલા કુંવારના રસથી ખરલ કર્યા હોય તોપણ ચા-લે, એમ વૈદ્યો કહેછે. આ રસ મકરધ્વજ એ નામથી પણ ઓળખાયછે.

निर्दारिद्र्यगदं रसेजगदिदं सिद्धे करिष्याम्यह
मित्थं श्रीरसवाग्भटप्रणयिनोदृष्टाप्रतिज्ञावचः ॥
लक्ष्मीहेतुरसप्रयोगविलसत्सर्वांगसंशोभिनो
लक्ष्मीरत्नमितीदृशंप्रकरणस्यैतस्यनामार्पितम् ॥

# ધેનુ રત્ન ૯ મું.



દૂધ એ જાનવરોની ચરેલ અનેક ઔષધીના સાર **દૂધ.** રૂપછે, સર્વ પ્રાણી માત્રને સર્વ પ્રકારનું દૂધ સાત્મ્ય (પ્રકૃતિને માફક)છે. તે સ્વાદવાળું, શીતવીર્ય, કોમળ, સ્નેહવાળું અને અત્યંત ચીકણુંછે. જીવનીય ઔષધોમાં મુખ્ય રસાયન દૂધછે. બકરીનું દૂધ ઘણુંકરીને ગાયના દૂધ જેવુંજછે. પણ બકરીનું શરીર નાનું હોવાથી, અનેક કડવા તીખા પદાર્થનાં ભક્ષણથી, ઝાઝું પાણી ન પીવાથી અને અતિ મેહેનતને લીધે ગાયના દૂધ કરતાં વ્યાધિને અધિક નિવૃત્ત કરવાવાળુંછે. બકરીનું દૂધ કષાય અને મધુર રસવાળું, શીતવીર્ય, નાડીઓને પકડનાર, હલકું તથા રક્તપિત્ત, અતિસાર, ક્ષય, કાસ અને જ્વરને હણનારૂં છે. ભેંસનું દૂધ ગાયનાં દૂધ કરતાં ગુરૂ, અતિશીતવીર્ય, અતિ સ્નેહવાળું તથા નિદ્રા આપનારૂં છે. જઠરાગ્નિના જોરવાળા પુરૂષે તે ખાવા લાયકછે. ઉંટડીનું દૂધ રૂક્ષ, ઉષ્ણવીર્ય જરા લવણ રસવાળું, હલકું તથા વાત, કફ, આફરો, જીવડા, સોજો અને હરસને હિતકારીછે. એક ખરીવાળાં (ઘોડી ગધેડી વિગેરે) જાનવરોનું દૂધ બળ આપનારૂં, શરીરને મજબૂત કરનારૂં, ઉષ્ણવીર્ય, ખારા અને ખાટા રસથી યુક્ત, લુખું, હલકું અને હાથ પગમાં થયેલા વાત રોગને હણનારૂંછે. ઘેટીનું દૂધ હેડકી અને શ્વાસને કરનારૂં, ઉષ્ણવીર્ય, પિત્ત તથા કફને વધારનારૂં અને વાત રોગનો નાશ કરનારૂંછે. હાથણીનું દૂધ બળ આપનારૂં, શરીરને મજબૂત કરનારૂં તથા અત્યંત ગુરૂ ગુણવાળુંછે તથા ગાયનું દૂધ જીવનીય, રસાયન, ક્ષતરોગથી ક્ષીણ પુરૂષને ફાયદાકારક, બુદ્ધિ વધારનારૂં, બળ આપનારૂં ,સ્ત્રીના સ્તનમાં ધાવણ ઉપજાવનારૂં, ઝાડાને સાફ રાખનારૂં, તથા શ્રમ, ભ્રમ, મદ, અલક્ષ્મી, શ્વાસ, કાસ, અત્યંત તૃષા, ભૂખ, જીર્ણ મૂત્રકૃચ્છ્ર અને રક્તપિત્ત રોગનો નાશ કરનારૂંછે. ઉપર કહેલાં સઘળાં જાનવરોનું પ્રાતઃકાળમાં દોયેલ દૂધ ગુરૂ, નાડીઓને પકડનાર, અને શીતળ ગુણવાળું હોયછે. કારણકે તે પ્રાણીઓ રાત્રિની મેહેનત લેતાં નથી. સાયંકાળે દોયેલ દૂધનાં સેવનથી પવન હેઠો ઉતરેછે, શ્રમની નિવૃત્તિ થાયછે, અને નેત્રને ફાયદાકારક નિવડેછે. કારણકે દિવસે તે પ્રાણીઓનાં શરીર સૂર્યનાં કિરણોથી તપેછે તથા મેહેનત અને પવનનું સેવન થાયછે તેથી ઉપર કહેલા ગુણ તેમાં દાખલ થાયછે.

કાચુ દૂધ નાડીઓને પકડનાર અને ગુરૂ ગુણવાળું છે તથા યુક્તિથી પકાવેલું હોય તો લઘુ થાય છે અને કફને કોપાવતું નથી. (અર્ધ પાણી અર્ધ દૂધ તેને ઉનું કરી જ્યારે પાણી બળી જાય ત્યારે જે દૂધ અવશેષ રહે તે યુક્તિથી પકાવેલું કહેવાય છે.) અત્યંત પકાવેલું દૂધ અત્યંત બોજાદાર થાય છે અને સેડ કઢું દૂધ અમૃત જેવું છે. એટલે વાત, પિત્ત અને કફ એ ત્રણે દોષને શમાવનારૂં તથા જીવિત વધારનારૂં છે.

બીજાં સર્વ દૂધ ઉનાં કરવાથી ઉત્તમ ગણાય છે અને સ્ત્રીનું દૂધ કાચું ઉત્તમ ગણાય છે. સ્ત્રીનું દૂધ વાતરક્ત, રક્તપિત તથા નેત્ર રોગને મટાડનારૂં છે.

જે દૂધ ખરાબ ગંધવાળું, ખાટું, ખરાબ રંગવાળું, વિરૂદ્ધ રસવાળું, લવણમાં મળેલું અને ફાટી ગયેલું દેખાય તેનો ત્યાગ કરવો.

દહીં મધુર, ખાટું અને અતિખાટું એવી રીતે ત્રણ **દહીં.** પ્રકારનું તથા કષાય રસવાળું છે. તે જીવન, પુષ્ટિકારક, સાત્મ્ય, સ્નેહવાળું, બળને વધારનારૂં, પાક અવસ્થામાં ખાટું, અને ઉષ્ણવીર્ય, વાત રોગને હણનારૂં અને મંગલરૂપ છે. તેમાં મધુર દહીં બાંધાને મજબૂત કરનારૂં તથા કફ અને મેદને વધારનારૂં છે. ખાટું દહીં કફ તથા પિત્તને કરનારૂં છે અને અતિ ખાટું દહીં લોહીને બગાડનાર છે. દહીંનો ઉપયોગ પીનસ રોગમાં, અતિસારમાં, ટાઢીઆ તાવમાં, મૂત્રકૃચ્છ્માં અને શરીરના દૂબળાપણામાં વખાણવા લાયક છે. ઘણું કરીને દહીં શરદ્, ગ્રીષ્મ અને વસંતઋતુમાં તથા રક્તપિત્ત અને કફથી ઉત્પન્ન થયેલા રોગોમાં સેવવા લાયક નથી. દહીં થોડું મળેલું હોય તો ત્રણે દોષને કોપાવનારૂં છે. ગાયનું દહીં વાતને હણનારૂં તથા રૂચિ આપનારૂં છે. બકરીનું દહીં કફ પિત્તને હણનારૂં, હલકું, વાતથી ઉપજેલા ક્ષય રોગનો નાશ કરનાર તેમજ દુર્નામ, શ્વાસ અને કાસના દરદીને પણ હિત તથા જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર છે. ભેંસનું દહીં પાકમાં મધુર, પુષ્ટિકારક, વાતપિત્તને મટાડનાર, કફને વધારનાર અને અતિ સ્નિગ્ધ છે. ઊંટડીનું દહીં પાકમાં તીખું, ખારૂં, ગુરૂ, મળનો ભેદ કરનાર, તથા વાતરોગ, હરસ, કોઢ, કૃમિરોગ અને ઉદરરોગનો નાશ કરનાર છે. ઘેટીનું દહીં કફ વાતને કોપાવનારૂં, દુર્નામ રોગને ઉપજાવનારૂં, રસ અને પાકમાં મધુર, નાડીને પકડનાર તથા ઘણા દોષવાળું છે. ઘોડીનું દહીં જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, વાત પ્રકૃતિવાળું, રૂક્ષ, ઉષ્ણવીર્ય, કષાયરસવાળું, અને કફને હણનારૂં છે. હાથણીનું દહીં પાકમાં લઘુ, કફને હણનારૂં, ઉષ્ણ-

વીર્ય, કષાય રસવાળું અને વિષ્ટાને વધારનારૂં છે. સ્ત્રીના દૂધનું દહીં સ્નિગ્ધ, પાકમાં મધુર, બળ આપનારૂં, તૃપ્તિ કરનારૂં, ગુરૂગુણવાળું, નેત્રને ફાયદો કરનારૂં તથા સર્વ દોષને હણનારૂં છે.

ઉપર લખેલાં સર્વે પ્રકારનાં દહીંમાં ગાયના દૂધનું દહીં ઉત્કૃષ્ટ ગુણવાળું સમજવું. સારી રીતે જમાવેલું દહીં વાતને હણનારૂં, કફને કરનારૂં, સ્નિગ્ધ, શરીરને પુષ્ટ કરનારૂં તથા ભોજનમાં રૂચિ ઉપજાવનારૂં છે. દૂધ ઉનું કરીને જે દહીં જમાવેલું હોય તે અધિક ગુણવાળું, વાતપિત્તને હરનારૂં, રૂચિ આપનારૂં, તથા ધાતુ અને અગ્નિના બળને વધારનારૂંછે. દહીં હેમંત, શિશિર તથા વર્ષાઋતુમાં ખાવા લાયકછે.

દહીં રાત્રિને વખતે ખાવું નહિ તેમ ઉનું કરીને પણ ખાવું નહિ. વળી મગની દાળ, મધ, સાકર, ઘી તથા આંબળાંનો ભૂકો આટલા પદાર્થોમાંનો એક પણ પદાર્થ મેળવ્યા વગર ખાવું નહિ. તેમ હમેશ પણ ખાવું નહિ અને થોડું મળેલ (જામેલ) પણ ખાવું નહિ.

**ઘોળવું.** પાણી નાખ્યા વગર મથેલું દહીં ઘોળવું કહેવાયછે. તે કફ અને પવનને હણનારૂં તથા નાડીઓને સાફ કરનારૂંછે.

**છાશ.** દહીંનું મથન કરવાથી ઘી વગરની થયેલી, અરધે ભાગે પાણી નાખેલ, અત્યંત ખાટી નહિ તથા તુરા રસવાળી છાસ કહેવાયછે. આ છાસ સોજો, સંગ્રહણી, મૂત્રકૃચ્છ્ર, ઉદરરોગ, અરૂચિ, ઘીથી થયેલા રોગ, પાંડુરોગ, તથા વિષ વિકારમાં સેવવા લાયકછે. અને ક્ષત રોગમાં તથા ઉષ્ણકાળમાં સેવવા લાયક નથી. તેમજ દુર્બળ પુરૂષે પણ સેવવા લાયક નથી. વળી મૂર્છા, ભ્રમ, દાહ, રક્તપિત્ત, અગ્નિમાંદ્ય તથા કફથી થયેલા રોગોમાં પણ સેવવા લાયક નથી. રસરક્તાદિ ધાતુઓને વહન કરનારી નાડીઓનાં મુખ બંધ પડ્યાં હોવ તથા વાયુ બગડ્યો હોય ત્યારે છાસ સેવવા લાયકછે. છાસ મધુર રસ પ્રધાન હોયતો કફને કોપાવનાર તથા પિત્તનું શમન કરનારછે. તેમાં ખાટો રસ પ્રધાન હોયતો વાતને હણનાર તથા પિતને કરનારછે. માટે વાત વ્યાધિવાળા પુરૂષે સેંધવ નાખી છાસ સેવવી. પિત્તવાળા પુરૂષે સાકર નાખી સેવવી તથા કફ વ્યાધિવાળા પુરૂષે સુંઠ નાખી સેવવી. છાસની આછ છાસથી હલકી છે.

**શિખંડ.** દહીંને લુગડામાં નાખી તેનો સઘળો રસ ઝરી રહ્યા પછી રહેલો પિંડાકાર પદાર્થ શિખંડ કહેવાય છે. તે ગુરૂ,

વાતનેહણનાર, પુરૂષાતન તથા નિદ્રાને આપનાર અને શરીર તથા વીર્યને પુષ્ટિકારક છે.

**માંખણ.** તાજું કાઢેલ માંખણ શિથિલતાને મટાડનાર, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, હૃદયને હિત તથા સંગ્રહણી, હરસ અને અરૂચિનો નાશ કરનાર છે. માંખણનો ઉપયોગ ક્ષય રોગમાં વૈદ્ય લોકો બહુ વખાણે છે.

**ઘી.** ઘી સ્મૃતિ, બુદ્ધિ, અગ્નિ, શુક્ર, ઓજ, કફ અને મેદને વધારનાર, વાત, પિત્ત, વિષ, ઉન્માદ, શોષ અને અલક્ષ્મીનો નાશ કરનાર, સર્વ સ્નેહમાં ઉત્તમ, રસ તથા પાકમાં મધુર અને જુદાં જુદાં વિધાનમાં ઘણાં પરાક્રમવાળું થઇ ઘણાં કામ કરનારૂં થાય છે. ઘી જુનું થાય ત્યારે મદ, ચકરી, મૂર્છા, સોજો, ઉન્માદ, વિષમજ્વર, યોનિશૂળ તથા કર્ણશૂળને મટાડે છે. જેજે જાનવરોના દૂધના જેજે ગુણ કહેલા છે. તે તે ગુણો તેના ઘીના પણ સમજવા. એકસો અગીયાર વર્ષ પર્યંત ઠામમાં સાચવી રાખેલું ઘી કુંભસર્પિ કહેવાય છે. અને તે રાક્ષસ જેવા ભયંકર રોગને પણ નિવૃત્ત કરનાર છે. એકસો અગિયાર વર્ષ કરતાં પણ વધારે વખત સૂધી રાખી મૂકવાથી જુનું થયેલું ઘી મહાઘૃત એવાં નામથી ઓળખાયછે. આ મહા ઘૃત પીવાથી કફ અને વાતના વ્યાધિ દૂર થાયછે, બળ પ્રાપ્ત થાયછે, પવિત્ર બુદ્ધિ વધેછે, અને તિમિર રોગનો નાશ થાયછે.

ગાયનું દૂધ અને ઘી વખાણવા લાયકછે અને ઘેટીનું દૂધ તથા ઘી નિંદિતછે. દૂધમાં છાસ નાંખીને પકાવવાથી થયેલો કૂર્ચિકા નામનો પદાર્થ ઝાડાને સખત રાખનાર, વાતલ, લુખો, અને જલદીથી ન પચે એવોછે.

**બળી, રેડ, બાસુંદી વિગેરે.** ઉપર જે શિખંડના ગુણ કહેલાછે તેજ ગુણ તરત વીઆએલી ગાયના દૂધમાં તથા તેની જમાવેલી બળીમાં સમજવા. વળી રેડ, બાસુંદી વિગેરે દૂધથી બનતા પદાર્થો પ્રદીપ્ત અગ્નિવાળા અને થોડી નિદ્રાવાળા પુરૂષોને હિતછે.

ग्रंथांगेदधिदुग्धतक्रघृततःप्रारभ्ययद्रोरसाः
सात्म्यासात्म्यविभागतःसमुदिताःशास्त्रानुसारादिह॥
छाग्युष्ट्रीमहिषीमुखान्यपशुजस्त्रीजातिदुग्धादिकं
व्याख्यानानितथाकृतानिहिततोगोरत्नमेतत्स्मृतम्॥

---

# પાંચજન્ય રત્ન. ૧૦ મું.

---

**આંતરિક્ષ જળ.**

આકાશમાંથી અધ્ધર ઝીલેલું જળ આંતરિક્ષ કહેવાયછે. આ જળ મધુરાદિ શબ્દથી કહી ન શકાય એવા રસવાળું, વાત, પિત્ત અને કફને સરખી અવસ્થામાં રાખનાર, જીવિતને વધારનાર, તૃપ્તિ કરનાર, અવસ્થાને બદલવા ન દેનાર, શરીરની આશ્વાસના કરનાર, થાક ઉતારનાર, ખેદ, તૃષા, મદ, મૂર્છા, આળસ, નિદ્રા અને દાહને મટાડનાર તથા નિરંતર અતિ પથ્યછે. તે (આંતરિક્ષજળ); નદી, દ્રો, તળાવ, વાવ, કુવા, ઝરણાં, વેકળા, ખાબોચીયાં ઇત્યાદિ સ્થળ વિશેષના સંબંધથી જુદા જુદા રસવાળું થાયછે. કેટલાએક પ્રાચીન લોકો એમ કહેછે કે રાતી માટીવાળી જમીનના સંબંધથી જળમાં મધુર રસ પેદા થાયછે, પીંગળી જમીનના સંબંધથી ખાટો રસ, કોઢણી જમીનના સંબંધી લવણ રસ, પીળી જમીનના સંબંધથી તીખો રસ, કાળી જમીનના સંબંધથી કડવો રસ, અને ધોળી જમીનના સંબંધથી જળમાં તુરો રસ ઉત્પન્ન થાયછે, આ વાત બીજા લોકો કબૂલ કરતા નથી. જળનો રસ પૃથ્વિ આદિ પંચમહાભૂતના અન્યોન્ય પ્રવેશના તારતમ્યથી ઉત્કૃષ્ટ નિકૃષ્ટ અવસ્થાને પામેછે. માટે પોતાના અધિક ગુણવાળી પૃથ્વી ઉપર પડેલું જળ ખાટું અને ખારૂં હોયછે, જળના અધિક ગુણવાળી પૃથ્વીપર પડેલું જળ મધુર, તેજના અધિક ગુણવાળી પૃથ્વી ઉપર પડેલું જળ તીખું અને કડવું, વાયુના અધિક ગુણવાળી પૃથ્વીપર પડેલું જળ કષાય તથા આકાશના અધિક ગુણવાળી પૃથ્વીઉપર પડેલું જળ અસ્ફુટ રસવાળું હોયછે આ છેલ્લાં જળમાં અસ્ફુટ રસપણું થવાનું કારણ પૃથ્વીમાં રહેલ અવ્યક્ત આકાશની અધિકતાછે. આ જળ પીવાથી આંતરિક્ષ જળનું કામ કરેછે.

**આંતરિક્ષ જળનાભેદ.**

આંતરિક્ષ જળના ભેદમાં હલકાશને લીધે ધાર (મેઘમાંથી પડતી ધારનું) નામનું જળ સૌથી ઉત્તમછે: અને તે ગાંગ (ગંગા સંબંધી) તથા સામુદ્ર (સમુદ્ર સંબંધી) એવા ભેદથી બે પ્રકારનું થાયછે. તેમાં ગાંગ નામનું જળ ઘણુંકરીને આસો માસમાં વરસેછે તથા બીજા માસોમાં જે જળ વરસેછે તે સામુદ્ર કહેવાયછે. જ્યારે વરસાદ પડતો હોય ત્યારે સારી રીતે પકાવેલ ભાતનો પિંડ રૂપાના ઠામમાં નાખીને બહાર મૂકવો. તે બે ઘડી બહાર રહેલો પિંડ જળના સ્પ-

ર્શથી પણ જેવો હોય તેવો ને તેનો રહેતો ગંગાનું જળ પડેછે એમ સમ-જવું, અને તે પીવા માટે ગ્રહણ કરવું. તથા ભાતનો વર્ણ જો બદલાઈ જા-ય અને સડવા તે જેવો પિંડ થઈ જાય તો સમુદ્રનું જળ પડેછે એમ સમજી તે જળનો ત્યાગ કરવો. આશ્વિનમાસમાં વરસેલું સામુદ્ર જળપણ ગુણથી ગાંગ નામનાં જળ જેવું છે, સર્વ જળમાં આ ગાંગ જળ પ્રધાન હોવા-થી આશ્વિન માસમાં નિર્મળ, શ્વેત, અને ઉંચાં બાંધેલાં લુગડાંમાંથી ગળા-ઈને આવેલું, અગાશીમાંથી પડેલું અથવા પવિત્ર પાત્રમાં ઝીલેલું હોય તે જળને સુવર્ણના, રૂપાના ઈત્યાદિના કે માટીના વાસણમાં રાખી તેનો સદા ઉપયોગ કરવો. અને તેના અભાવમાં ઘણું કરીને આકાશના ગુણવાળું ભૌ-મ જળ વાપરવું. તે ભૌમ જળ કુવાનું, નદીનું, તળાવડીનું, તળાવનું, ઝ-રણાનું, પૃથ્વીમાંથી એની મેળે નીકળેલું તથા વીરડામાં રહેલું એ પ્રમાણે સાત પ્રકારનું થાયછે.

**સેવવાલાયક જળ.** વર્ષાઋતુમાં આંતરિક્ષજળ મહાગુણ કરનારૂંછે, શરદ્ ઋતુમાં નિર્મળ પણાંને લીધે સર્વ જળ સેવવા લાયકછે. હે-મંત ઋતુમાં તળાવડી અને તળાવનાં જળ સેવવા લાયકછે. વસંતઋતુમાં કુવાનું અથવા ઝરણાંનું જળ, ગ્રીષ્મમાં પણ કુવા તથા ઝરણાંનું જળ, ત-થા પ્રાવૃટ્ ઋતુમાં વીરડાનું જળ અને નવું નવરસેલું જળ સેવવા લાયકછે.

**ખરાબજળ.** વર્ષાઋતુમાં જે પુરૂષ કીડા, મૂત્ર, વિષ્ટા અને સડેલ મડદાંથી બગડેલું, ખડ અને પાંદડાંના કચરાવાળું ડોળું ત-થા વિષયુક્ત નવું પાણી પીએછે અથવા તેમાં નહાયછે તેના શરીરના બ-હારના તથા અંદરના ભાગમાં અનેક રોગો ઉત્પન્ન થાયછે. જે જળ સેવા-ળ, ગારો, ખડ અને કમળની વેલનાં પાંદડાં ઇત્યાદિ પદાર્થોથી ઢંકાએલ, ચંદ્ર તથા સૂર્યનાં કિરણો જેમાં પડતાં નથી તથા જે ઉપર પવન આવતો નથી તેમજ જે ઉત્તમ ગંધ, રસ અને વર્ણવિનાનું હોય તે બગડેલ કહે-વાયછે. જળમાં સ્પર્શ, રૂપ, રસ, ગંધ, વીર્ય અને વિપાક આ નામના છ દોષોછે. તેમાં તરવાળું, તીખું, ઉનું, અને દાંતને પકડનાર જળ સ્પર્શ દો-ષવાળું ગણાયછે. ગારાવાળું, રજવાળું, સેવાળવાળું, અને જુદા જુદા રંગ-વાળું જળરૂપ દોષવાળું છે. છ રસમાંથી કોઇપણ જાતનો રસ જે જળ-માં સાફ જણાઇ આવેછે તે રસ દોષવાળું સમજવું. ખરાબ ગંધવાળું જ-ળ ગંધદોષવાળું કહેવાયછે. જે જળ પીવાથી તૃષાશાંત થતી નથી તથા શરીરમાં ભારેપણું, શૂળ અને સળેખમ ઉપજેછે તે જળ વીર્યના દોષવાળું

જાણવું અને જે જળ પીવાથી ખાધેલો આહાર ઘણીવારે પચેછે અથવા પેટમાં ભરાઇ રહેછે તે વિપાક દોષવાળું કહેવાયછે. ગાવઠાનું પાણી અથવા બગડેલું પાણી અહિત કહેલું છે. માટે તેવું પાણી સ્નાન પાનાદિકમાં વાપરવું નહિ. અને જો તે નીચે કહ્યા પ્રમાણે સુધાર્યા વગર કામમાં લેવાય તો શરીરમાં સોજો, પાંડુરોગ, ચામડીના દોષ, અન્નનો અપચાવ, શ્વાસ, કાસ, શરદી, શૂલ, અને ઉદરરોગ ઇત્યાદિ કેટલાએક રોગો તરત ઉપજેછે.

**બગડેલ જળને સુધારવાની રીત.**

આ બધા દોષો આંતરિક્ષ જળમાં હોતા નથી. બગડેલ જળને અગ્નિથી ઉકાળીને, તથા તડકે તપાવીને ધગાવેલ લોઢાનો પિંડ, વેળુ અથવા માટીનો પિંડ નાખી સુધારવું. તથા ચંપો, કમળ અને ગુલાબ ઈત્યાદિ પુષ્પોથી સુવાસિત કરી સોનાનાં, રૂપાનાં, ત્રાંબાનાં, કાંસાનાં, અથવા મણીના પાત્રમાં રાખીને પીએતો શરીરમાં રોગ ઉપજતા નથી.

**જળને શીતળ કરવાની રીત.**

જળને શીતળ કરવું હોય ત્યારે તેને ઘણા પવનવાળાં સ્થળમાં રાખવું, ઉછાળવું, તેમાં જેઠી મધની લાકડી ફેરવવી, પવન નાખવો, લુગડેથી બાંધી ઉંધું લટકાવવું, વેળુ નાખવી અથવા શીંકાં ઉપર લટકાવવું.

આ પ્રમાણે દુર્ગંધ રહિત, અસ્ફુટ રસવાળું, તૃષ્ણાને હણનારૂં, પવિત્ર, શીતળ, નિર્મળ, હલકું અને મન ગમતું જળ ઉત્તમ કહેવાયછે.

**નદીઓનું વર્ણન.**

પશ્ચિમમાં ચાલતા પ્રવાહવાળી નદીઓ હલકાં પાણીને લીધે સ્નાન પાનાદિકમાં વખાણવા લાયક છે. પૂર્વ દિશામાં ચાલતા પ્રવાહવાળી નદીઓ બોજાદાર પાણીને લીધે વખાણવા લાયક નથી. અને દક્ષિણમાં ચાલનારી નદીઓ સાધારણ ભાવને લીધે અત્યંત દુષ્ટ ગણાતી નથી. સહ્યાદ્રિમાંથી ઉત્પન્ન થયેલી નદીઓ કુષ્ઠ રોગને ઉપજાવે છે, વિંધ્યાચલથી પેદા થયેલી નદીઓ કોઢ અને પાંડુરોગને પેદા કરેછે, મલયાચલથી પેદા થયેલી નદીઓ કૃમિને ઉત્પન્ન કરેછે, મહેંદ્ર પર્વતથી ઉપજેલી નદીઓ શ્લીપદ અને ઉદર રોગને ઉપજાવેછે તથા હિમાલય પર્વતથી પેદા થયેલી નદીઓ હૃદયના રોગ, સોજો, શિરોરોગ, શ્લીપદ અને ગલગંડને પેદા કરે છે. નિર્મળ જળવાળી અને વેગથી ચાલનારી નદીનું જળ હલકું કહેલું છે. તથા ડોળી મંદમંદ ચાલનારી અને સેવાળથી આચ્છાદિત નદીનું જળ ગુરૂ કહેવાયછે. ઘણું કરીને મારવાડની નદીઓનું જળ

કડવા, ખારા, તુરા અને મધુર રસ વાળું હોય છે તેથી તે જળ જલદીથી અન્નને પચાવી મનુષ્યને બળવાન કરેછે.

**જળભરવાનોવખત.**

પૃથ્વી ઉપર રહેલાં નદી આદિક સ્થળનાં જળ સવારના પહોરમાં ભરી લેવાં કારણ કે તે વખતે જળ નિર્મળ અને શીતળ હોયછે. અને જળના સર્વે ગુણમાં શીતળતા તથા નિર્મળતા રૂપ ગુણ મુખ્ય ગણેલાછે.

**સારાગુણવાળુંજળ.**

આખો દિવસ સૂર્યનાં કિરણોથી તપેલું, આખી રાત્રિ ચંદ્રાદિક ગ્રહ, નક્ષત્ર તારાનાં શીતળ કિરણોને સેવનારૂં, રૂક્ષતા રહિત અને નાડીઓને ન પકડનારૂં જળ આંતરિક્ષ જળના ગુણવાળુંછે. સારાં પાત્રમાં ગ્રહણ કરેલું આંતરિક્ષ જળ વાત, પિત્ત અને કફના દોષને મટાડેછે. વળી તે મેધાને ઉપજાવવાથી રસાયન રૂપ ગણાયછે. ચંદ્રના સંબંધવડે ચંદ્રકાંત મણીમાં ઉત્પન્ન થયેલું જળ શીતળ તથા આલ્હાદ ઉપજાવનારૂં છે. તે જ્વર, દાહ, અને વિષદોષને મટાડેછે. તેમજ નિર્મળતાથી પિત્તને હણેછે. શીતળ જળનું પાન મૂર્છા, પિત્ત, ઉષ્ણતા, દાહ, વિષ, રકત, મદાત્યમ, ભ્રમ તથા ખેદ વિગેરે રોગોમાં અને શરીરના ઉપલા ભાગમાં રહેલ રકતપિત્ત રોગથી પીડાયલા પુરૂષને હિતકારકછે. તથા પાર્શ્વશૂળ, શરદી, વાતરોગ, ગલગ્રહ, અધ્માન, બંધકોષ્ઠ, વિરેચન, નવીન જ્વર તથા હેડકીમાં શીતળ જળનું પાન વિરૂદ્ધછે.

**નદીઆદિકના જળના ગુણો.**

નદીનું જળ વાતલ, રૂક્ષ, દીપન, લઘુ અને લેખન કરનારછે, સરોવરનું જળ મધુર, ગુરૂ, કફને કરનારૂં, અને તૃષાને હરનારૂં છે, તળાવડીનું જળ ખળ આપનારૂં, કષાય, મધુર અને લઘુ છે, વાવનું જળ વાતલ, સ્વાદુ, તુરૂં, તીખું તથા વાતશ્લેષ્મને હણનારૂં છે, કુવાનું પાણી લવણ રસવાળું પિત્તને ઉપજાવનારૂં, કફને હણનારૂં, દીપન અને લઘુ છે, વીરડાનુ જળ જઠરાગ્નિને દીપાવનારૂં, રૂક્ષ અને મધુર છતાં કફને ઉત્પન્ન કરતું નથી. ઝરણાનું જળ કફને હણનારૂં, દીપન, હૃદયનેહિત, અને હલકું છે. પૃથ્વીમાંથી પોતાની મેળે નિકળેલું જળ મધુર, પિત્તનું શમન કરનાર તથા દાહને મટાડનાર છે. સમુદ્રનું જળ દુર્ગંધ અને ક્ષારવાળું છે તથા સર્વ દોષને કોપાવનારૂં છે. આનૂપ દેશનું જળ અનેક દોષથી યુક્ત અને રસાદિકને વહન કરનાર નાડીઓને બંધ કરનારૂં હોવાથી અતિ નિંદ્ય છે. ઉપર કહેલા દોષથી રહિત જાંગલ દેશનું જળ ઉત્તમ કહેલું છે. સાધારણ દેશનું જળ પકવાવસ્થામાં દાહ ઉત્પન્ન કરતું

નથી, તૃષાને હરેછે, પ્રીતિને વધારે છે તથા દીપન, સ્વાદુ, શીતવીર્ય અને લઘુ હોવાથી અતિ વખાણવા લાયકછે.

**ઉનું પાણી.**

ઉનું પાણી વાત, કફ, મેદ અને આમને હણનાર, અગ્નિનું દીપન કરનાર, બસ્તિ તથા કંઠને સુધારનાર, કાસ, શ્વાસ તથા જ્વરને હરનાર અને સર્વ અવસ્થામાં પથ્ય છે. જે જળ અતિ ઉકળવાથી ફીણ રહિત, વેગ રહિત, નિર્મળ, લઘુ અને ચોથા ભાગનું બાકી રહેલું હોય તે અતિ ગુણવાળું સમજવું. તરસ્યાં માણસે ઉનું કરેલું વાસી પાણી પીવું નહિ. કારણકે ખાટું પડી જવાથી કફને વધારનારૂં થઇ પડેછે. ઉનું કર્યા પછી ઠરી ગયેલ પાણી અત્યંત હિત છે.

**નાળિયેરનું પાણી.**

નાળિયેરનું પાણી સ્નિગ્ધ, સ્વાદુ, શીતવીર્ય, હૃદયને હિત, અગ્નિને દીપાવનાર, બસ્તિને શોધનાર, વીર્યની પુષ્ટિ કરનાર, પિત્તથી થયેલ તૃષા રોગને મટાડનાર, અને ગુરૂ ગુણવાળુંછે. ઉનું કર્યા પછી ઠંડું કરેલું નાળિયેરનું પાણી દાહ, અતિસાર, રક્તપિત્ત, મૂર્છા, મદ્ય અને વિષની પીડા, તૃષા, ઉલટી તથા ભ્રમને મટાડવામાં અતિ વખાણવા લાયક છે.

**પાણીનો ઉપયોગ.**

અરૂચિ, શરદી, મોઢામાંથી લાળ પડવી, સોજો, ક્ષય, મંદાગ્નિ, કોઢ, ઉદર રોગ, જ્વર, નેત્રરોગ, વ્રણ તથા મધુમેહ એ રોગોમાં પાણીનો ઉપયોગ થોડો કરવો. શરદ્ અને ગ્રીષ્મ ઋતુ સિવાય બીજા વખતમાં તંદુરસ્ત માણસે પણ થોડું પાણી પીવું. ભોજન કરતાં વચમાં પાણી પીવાથી શરીરને જોઇએ તેવી પુષ્ટિ મળેછે, અંતમાં પાણી પીવાથી શરીર સ્થૂલ થાયછે તથા પાણી પીધા પછી ભોજન કરવાથી શરીર દુબળું થાયછે.

कार्यकारणबोधकंचतथाकार्यस्यसंबोधको
हेतुःकुत्रचिदित्यवेक्ष्यमहतांसन्मानितांपद्धतिम्॥
नीरस्योत्तममध्यमाधमगुणाःश्रीशंकररत्नेमया
संप्रोक्ताःखलुदेशकालजनिताग्राह्याभिसोज्ञमये॥

---

# મદ્ય રત્ન ૧૧ મું.

---

મદ્ય દ્રવરૂપ, ઘણા ગુણવાળું, ઘણાં કામ કરનારૂં તેમજ ઘણા દોષ ઉપજાવનારૂં પણ છે. તે કેવી રીતે સેવન કરવાથી ફાયદો કરેછે અને કેવી રીતે દોષ ઉપજાવે છે તે બન્ને પ્રકારનું સ્પષ્ટ વિવેચન આ પ્રકરણમાં આવેછે.

**મદ્યનું સારૂં તથા માઠું પરિણામ.** જે પુરૂષ વિધિપૂર્વક માત્રાથી પોતાનું કૌવત તપાસી ખુશી રહેવાય ત્યાં સૂધી પીએ તેને તે અમૃતજેવા ગુણ આપનારૂં થાયછે. પણ રૂક્ષ શરીરવાળો તથા મેહેનતુ પુરૂષ જો એ વિધિનો ત્યાગ કરી ખુશી પ્રમાણે પીએ તો તેને તે મદ્ય વિષની પેઠે વિપરીત પરિણામ કરનારૂં થાયછે.

**મદ્યનો પ્રભાવ.** મદ્ય જ્યારે વિપરીત પરિણામવાળું થાયછે ત્યારે હૃદયમાં પ્રવેશ કરી ત્યાં રહેલા ઓજ નામના ધાતુના દશ ગુણને તેથી વિપરીત પોતાના દશ ગુણથી પીડા કરી પિત્તને વિકારવાળું કરેછે. તે જેમકે પોતાના લઘુ ગુણથી ઓજના ગુરૂ ગુણને, ઉષ્ણ ગુણથી શીત ગુણને, અમ્લ ગુણથી મધુર ગુણને, તીક્ષ્ણ ગુણથી મૃદુગુણને, આશુગગ (ઝટ પ્રસરવું) ગુણથી પ્રસાદ ગુણને, રૂક્ષ ગુણથી સ્નિગ્ધ ગુણને, વ્યવાયિ (વ્યાપ્તથવું) ગુણથી સ્થિર ગુણને, વિકાસી (દ્રવરૂપ કરનાર) ગુણથી શ્લક્ષ્ણ ગુણને, વિશદ (નિર્મળ) ગુણથી પિચ્છિલ (ડોળાશ) ગુણને અને સૂક્ષ્મ ગુણથી સાંદ્ર (ઘાટાશ) ગુણને હણેછે. તેથી ઓજનો આશ્રય કરી રહેલા સત્વને ક્ષોભ કરી મદને ઉપજાવેછે. કારણકે હૃદય રસાદિક છ ધાતુના માર્ગોનું, ઓજનું, સત્વનું, બુદ્ધિનું તથા ઇંદ્રિયોનું સ્થાન છે. એટલે ઘણાં મદ્યથી પ્રધાન ઓજને પરાભવ થવાનેલીધે હૃદય અને હૃદયમાં રહેલા બીજા ધાતુ વિકૃતિને પામેછે. પણ જો તે અલ્પ માત્રાથી અથવા મધ્યમ માત્રાથી પીવામાં આવેતો ઓજનો પરાભવ થવાથી પણ હૃદય પ્રતિબોધ પામેછે અને સારો નિશો આવેછે જ્યારે હૃદય મદ્યના ગુણથી વ્યાપ્ત થાયછે ત્યારે હર્ષ, રતિની તૃષ્ણા, સુખાકારી મનોવૃત્તિ અને કૌવત પ્રમાણે વિકૃતિ થાયછે તથા બહુ મદ્ય સેવવાથી રજોગુણી અને તમો ગુણી પુરૂષોને મોહ તથા નિદ્રા થાયછે. જે મદ્યનો વિલાસ "નિશો" એવા શબ્દથી ઓળખી શકાયછે.

પીવા લાયક મદ્યના પ્રથમ, મધ્યમ તથા અંત એ પ્રમાણે ત્રણ મદ કહેલાછે. તેમાં પ્રથમ મદની અવસ્થામાં કામનું દીપન, પ્રીતિ, ખાવા પીવામાં સ્વાદ, તથા વાદ્ય, ગીત, હાસ્ય અને વાર્ત્તા પ્રસંગની પ્રવૃત્તિ થાયછે પણ બુદ્ધિ તથા સ્મૃતિનો નાશ થતો નથી, વિષય સુખ ખુશીની સાથ ભોગવી શકાય છે અને સૂવામાં તથા જાગવામાં સુખ ઉપજેછે, મધ્યમ મદની અવસ્થામાં વારંવાર સ્મૃતિ, વારંવાર મોહ, કોઈ વખતે વ્યક્ત, કોઇ વખતે અવ્યક્ત, કોઇ વખતે લાયક, કોઈ વખતે નાલાયક, ભાષણ, ક્રોધથી ઇંદ્રિયોનું ચાંચલ્ય, તથા સ્નાન, પાન અને અન્નની વિપરીત યોજના થાયછે. આ મધ્યમ મદનું ઉત્ક્રમણ કરી ઉત્તમ મદને ન પામવાથી રજો ગુણી તથા તમો ગુણી પુરૂષ કાંઇપણ સારાં કામ કરી શકતા નથી. અને અંત્યમદની અવસ્થામાં પુરૂષ ભાંગી ગયેલ લાકડાંની માફક ક્રિયાહીન થઇ જાયછે, તથા મદ અને મોહથી જીવે છે તોપણ સુવેલા જેવો દેખાયછે. તે પુરૂષ પોતા પાસે રહેલા મનોહર ભોગ્ય પદાર્થો તથા સંબંધી જનોને જાણી શકતો નથી અને મદ્યના હેતુ રતિ સુખને પણ ભોગવી શકતો નથી. આ પ્રમાણે કાર્ય, અકાર્ય, સુખ, દુ:ખ, હિત, અને અહિત એ તે અવસ્થામાં જાણી શકાતાં નથી. અને એજ ત્રીજા મદની અવસ્થાને ભોગવવાવાળા પુરૂષોજ સર્વ પ્રાણી માત્રે દોષ દેવા લાયક, નિંદા કરવા લાયક અને કોઇ પણ કામમાં આદર ન કરવા લાયક છે. એટલુંજ નહિ પણ વ્યસનીપણાંને લીધે તેનાં શરીરમાં ભયંકર રોગો ઉપજે છે. તથા આ લોકનાં કલ્યાણ અને પર લોકનાં કલ્યાણનો તથા મોક્ષનો આધાર મનની સ્થિતિ ઉપર રહેલોછે. તે મનને આ ત્રીજા પ્રકારનો મદ ક્ષોભવાળું કરી નાખેછે તેથી ઉપર કહેલાં ત્રણ પ્રકારનાં કલ્યાણ પ્રાપ્ત થતાં નથી અને છેવટ નરકની પ્રાપ્તિ થાયછે. મદ્ય રજોગુણી અને તમોગુણી પુરૂષનાં મનરૂપી વૃક્ષને તો હલ બલાવવામાં પ્રચંડ પવન રૂપ થઇ પડેછે. મહા અજ્ઞાનને ઉપજાવનારૂં, મહામોહ કરનારૂં, મહાવ્યાધિને ઉપજાવનારૂં તથા ઘણા દોષવાળું તે મદ્ય રજોગુણથી અને મોહથી મૂઢ થઈ ગયેલા પુરૂષોનેજ સુખ રૂપ લાગેછે. મદ્યના આ મદથી પુરૂષો જ્ઞાનહીન, સત્વ ગુણ રહિત તથા મદાંધ થઈ સર્વ કલ્યાણના વિયોગનો અનુભવ કરેછે. મદ્યમાં મોહ, ભય, શોક, ક્રોધ, મૃત્યુ, ઉન્માદ, મદ, મૂર્છા, વાઇ, અપતાનક નામનો રોગ અને સર્વ અસાધુ કામને કરનાર સ્મૃતિ ભ્રંશ રહેલ છે. તેથી ત્રીજા મદના ઉપર લખેલા દોષોને જાણનારા ઉત્તમ પુરૂષો એવી રીતનાં મદ્યપાનને ધિક્કારેછે.

મદ્યના ત્રણ મદ.

પણ એ સઘળા દોષો માત્રાની કલ્પના વિના, પીવાને લાયક નહિ, અને વિધિ રહિત કરેલ મદ્યપાનથી થાયછે. નહિ તો મદ્ય અન્નની પેઠે હમેશ ફાયદાકારક છે. પણ યુક્તિ યુક્ત પીવાયતોજ અમૃતની પેઠે ગુણ આપનાર થાયછે નહિતો અનેક રોગને ઉપજાવેછે. મનુષ્યનાં પ્રાણની રક્ષા કરનાર અન્નનાં યુક્તિ રહિત સેવનથી મરણ ઉપજેછે. ત્યારે જો મદ્ય યુક્તિ રહિત પીવામાં આવે તો તેથી શું શું અનર્થ ન થાય? યુક્તિથી સેવેલું વિષપણ અમૃત રૂપ થઈ પડેછે, માટે સારાં મદ્યનું યુક્તિથી સેવન કરવું. જેથી હર્ષ, મદ, પુષ્ટિ, આરોગ્ય અને ઉત્કૃષ્ટ પૌરૂષ પીનાર અંગમાં ઉત્પન્ન થાય છે. કેમકે મદ્ય સ્વભાવથીજ અન્નમાં રૂચિ ઉપજાવનાર, કામો• દીપક, હૃદયને આનંદ આપનાર, સ્વરને સારો કરનાર, તૃપ્તિ કરનાર, પુષ્ટિ કરનાર, બળ આપનાર, ભય, શોક તથા ભ્રમને હણનાર, જેને નિદ્રા ન આવતી હોય તેને નિદ્રા આપનાર, મુંગા પુરૂષને બોલકા કરનાર, અત્યંત નિદ્રાલુ પુરૂષને જગાડનાર, બંધ કોષ્ઠની નિવૃત્તિ કરનાર, માર તથા બંધના ક્લેશથી થયેલ દુઃખનું વિસ્મરણ કરાવનાર, મદ્ય પીવાથી થયેલ રોગને મટાડનાર અને અત્યંત વૃદ્ધ પુરૂષને પણ ઉત્સવ અને હર્ષ આપનાર છે.

મદ્યના પેહેલા મદની અવસ્થામાં જુવાન તથા વૃદ્ધ પુરૂષ શબ્દાદિ પાંચ વિષયોનું જેવું સુખ લેછે તેવું સુખ બીજો કોઈ લઇ શકતો નથી. માટે અન્ન, પાન, વય, વ્યાધિ, બળ, કાળ, ત્રણ દોષ અને ત્રણ પ્રકારનું સત્વ એ સઘળા પદાર્થોની પરીક્ષા કરી મદ્યપાન કરવું.

**મદ્યપાનની યુક્તિ.**

દેશ કાળાદિકનો વિચાર કરવો તે યુક્તિ કહેવાયછે. તે યુક્તિથી મદ્યપાન કરનારો પુરૂષ મદ્યના દોષનું પાત્ર થતો નથી, માટે સત્વગુણી પુરૂષે પ્રથમ મદની અવસ્થામાં સત્વગુણને વધારનાર, બીજા મદની અવસ્થામાં સત્વગુણનાં સ્વરૂપને સ્પષ્ટરીતે બતાવનાર, અને બીજા મદનું ઉલ્લંઘન કરી ત્રીજા મદની અપ્રાપ્તિરૂપ અવસ્થામાં કામોદ્દીપન કરનાર અને જેમ સુવર્ણની પ્રકૃતિને કસોટી બતાવેછે તેમ પુરૂષની પ્રકૃતિને બતાવનાર મદ્યપાન કરવું.

**મદ્ય પનન ત્રણ ભેદ.**

જેમ મદના ત્રણ ભેદ ઉપર કહ્યા તેમ મદ્યપાનના પણ સાત્વિકાદિક ત્રણ ભેદ છે. જે મદ્યપાન સુગંધી પદાર્થ, ગાયન, સુંદર વાર્તા પ્રસંગ, સુખદાયક પદાર્થ અને કામકળાળમાં પ્રીતિ ઉપજાવેછે તે સાત્વિક મદ્યપાન કહેવાયછે. આ સાત્વિક મદ્યપાનને કરનારા સત્વગુણી પુરૂષની પ્રકૃતિ નિશાથી વિકૃતિ પામતી નથી. કેમકે બળવાન

સત્વગુણને તે મદ્ય મર્દન કરી શકતું નથી. જે મદ્યપાન સારી અને નરતી એ બન્ને વાતો કરવા અથવા સાંભળવાની ઇચ્છા ઉપજાવેછે, ક્ષણે ક્ષણે નિર્મળ તથા સમળભાવથી પ્રકૃતિને બદલાવેછે, અને ખાવા પીવામાં અતૃપ્તિ તથા હર્ષ, સ્મૃતિ અને વાર્ત્તામાં રૂચિ એવી રીતે વિચિત્ર પ્રકારની ચેષ્ટાવાળું ચિત્ત કરે છે તે રાજસ મદ્યપાન કહેવાયછે. અને જે મદ્યપાનથી મોહ, ક્રોધ, અને નિદ્રા આદિક ઉત્પન્ન થાયછે તે તામસ મદ્યપાન કહેવાયછે

**નિર્દોષમદ્યપાન.**

મદ્યપાન ઉપર પ્રીતિવાળા પુરૂષે પોતા પાસે આવનારા બીજા પુરૂષોને મદ્યપાન કરાવી તેઓનાં સાત્વિક, રાજસ અને તામસપણાંની પરીક્ષા કરી જે સાથે મદ્યપાન કરવાથી પોતામાં ઉપર કહેલા મદ્યના દોષ ઉત્પન્ન થાય તે પુરૂષોનો મદ્યપાન વખતે ત્યાગ કરવો અને સારા સ્વભાવવાળા, સારૂં ભાષણ કરનારા, સારાં મુખવાળા, સત્પુરૂષોએ સત્કાર કરેલા, સર્વ કળામાં કુશળ, નિર્મળ અંતઃકરણવાળા, નિર્મળ ઉપર પ્યાર રાખનારા, એક બીજાની મરજી ઉઠાવનારા, સ્નેહ સંબંધથી એક રૂપ થયેલા, હર્ષ, પ્રીતિ અને મધુરતાવાળાં વચનોથી મદ્યપાનના સુખને વધારનારા અને એક બીજાનાં દર્શનથી હર્ષને પામનારા ઉત્તમ પુરૂષોની સહાયતા લઇને મદ્યપાન કરનારો પુરૂષ ખુશીથી નિર્દોષ મદ્યના ગુણનો અનુભવ કરેછે.

**મદ્યપાનકરનારાઓની ઉત્કૃષ્ટતા તથા નિકૃષ્ટતા**

પોતાને મન ગમતા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધથી યુક્ત થઇ ઉત્તમ દેશ તથા કાળમાં હર્ષવાળાં મનથી જે મદ્યપાન કરેછે તે મદ્યપાન કરનારા પુરૂષો પુણ્યવાન સરખા સમજવા. તેમજ દૃઢ સત્વ શરીરવાળા, મદ્યપાન કરનારાના વંશમાં પેદા થયેલા, અને ઘણું મદ્ય પીવાનો મહાવરો રાખનારા પુરૂષોને મદ્યનો નિશો પીવા પછી તરતજ ચડતો નથી. અને મદ્યપાનની પેહેલાં ભૂખ તરસથી પીડિત, દુર્બળ, વાતપિત્ત પ્રકૃતિવાળા, લુખું અને થોડું ખાનારા, સ્તબ્ધ, સત્વગુણહીન, ક્રોધી, પીવાને ના લાયક. ક્ષીણ, થાકેલ અને નિશાથી ખવાઇ ગયેલ મનુષ્યો થોડાં મદ્યપાનથી પણ ઝટ મહોન્મત્ત થઇ જાયછે.

**મદ્યના ભેદ તથા તેના ગુણ.**

સર્વ પ્રકારનું મદ્ય સ્વભાવથીજ અમ્લ, ઉષ્ણ અને અમ્લ વિપાકવાળું હોયછે. દુબળા, મૂત્ર કૃચ્છ્રવાળા તથા સંહણી અને હરસના વિકારવાળાને વાતહર મદ્ય ફાયદાકારક

છે તેમજ જેને ધાવણુ ન આવતું એવી સ્ત્રીને, રૂધિરના ક્ષયવાળા પ્રાણીને તથા હેડકી, શ્વાસ, ઉધરસ, શરદી, બદ્ધકોષ્ઠ, અરૂચિ, ઉલટી, આફરો, શૂળ, પ્રવાહિકા, વાત, કફ તથા નાડીનું પકડાવું આવા રોગવાળાને પણ હિત છે. જાંગલ નામનું મદ્ય નાડીઓને પકડનાર, લુખું, ઉષ્ણવીર્ય, સોજાને હણનાર તથા ખાધેલ અન્નને પચાવનાર છે. અરિષ્ટ નામનું મદ્ય ભોજનમાં રૂચિ ઉપજાવનાર, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર તથા સોજો, હરસ, ગ્રહણી, પાંડુરોગ, અરૂચિ, કફરોગ તથા જ્વરનો નાશ કરનાર છે. ગોળમાંથી ઉત્પન્ન થયેલું ગૌડ નામનું મદ્ય મુખને ગમતું, સાધારણ નિશાવાળું, સુગંધી, બસ્તિના રોગને મટાડનાર, અન્ન પચાવનાર, બંધકોષ્ઠને મટાડનાર, સ્વર તથા વર્ણને સાફ રાખનાર, લેખન કરનાર, શીતવીર્ય, સોજો, ઉદરરોગ અને હરસને મટાડનાર, મળ તથા અધોવાતને સાફ રાખનાર, તૃપ્તિ કરનાર, તથા અગ્નિનું દીપન કરનાર છે. બેડામાંથી કરેલ સુરા નામનું મદ્ય પાંડુરોગ તથા વ્રણને ફાયદાકારક છે અને અગ્નિનું દીપન કરનારછે. આસવ નામનું મદ્ય ઉગ્ર નિશાવાળું, વાત રોગને હણનાર, અને પીવા વખતે મુખને પ્રિય લાગનાર છે. મધનો બનાવેલ આસવ દોષનું છેદન કરનાર છે. ધાતકીમાંથી બનેલ આસવ નામનું મદ્ય જુનું પડે ત્યારે રૂક્ષ ગુણવાળું રૂચિ ઉપજાવનાર અને જઠરાગ્નિનું દીપન કરનારછે. દ્રાખ અને શેલડીના રસમાંથી ઉપજેલ આસવ મદ્ય અત્યંત ઉષ્ણવીર્ય નથી. મધુ નામનું મદ્ય રૂચિ ઉપજાવનાર, અગ્નિને પ્રદીપ્ત કરનાર, હૃદયને હિત, બળ આપનાર, પિત્તનું અવિરોધી, બંધકોષ્ઠ અને કફને મટાડનાર તથા જરા વાત પ્રકૃતિવાળું છે. યવના માંડામાં મેળવેલ સુરા નામનું મદ્ય રૂક્ષ, ઉષ્ણ, વાત પ્રકૃતિવાળું, ગુરૂ તથા ઝાઝીવારે પચે એવું છે. ઘણુંકરીને નવું મદ્ય ઘણા દોષને પેદા કરનારૂંછે તથા જુનું મદ્ય નાડીઓને સાફ રાખનાર, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, હલકું, રૂચિ ઉપજાવનાર, કામો દ્દીપક, તૃપ્તિ કરનાર, બળ આપનાર, શોક અને શ્રમને મટાડનાર, ચતુરાઇ, વીર્ય અને અનેક ઉહાપોહવાળી બુદ્ધિને ઉપજાવનાર તથા અત્યંત તૃષ્ટિ અને પુષ્ટિ આપનારછે.

**ના લાયકમદ્ય.**

ઘાટું, વિશેષ દાહ ઉપજાવનાર, ખરાબ ગંધવાળું, ખરાબ રસવાળું, સૂક્ષ્મ જંતુથી વ્યાપ્ત, વજનમાં ભારે, પીવા વખતે ખરાબ લાગનાર, તીખું, ઉનું, નવું, ખરાબ પાત્રમાં રહેલું, ગુણકારક પદાર્થોથી નહિ બનેલું, વાસી, બહુ નિર્મળ, પીતાં પીતાં પાત્રમાં થોડું રહી ગયેલ તથા બહુ ડોળું મદ્ય પીવા લાયક નથી.

નવીન, બહુ ડોળું તથા ભારે મદ્ય કફને કોપાવનાર તથા જલદીથી પચતું નથી. બહુ તીખું, ઉનું અને દાહ કરનારૂં મદ્ય પિત્તને કોપાવનારછે તથા પીવા વખતે મનને અણુગમતું, ફીણવાળું, દુર્ગંધી, રસરહિત, ભારે અને વાસી મદ્યવાયુને કોપાવનારછે. તેમજ ઉપર કહેલા સર્વ દોષથી યુક્ત મદ્ય સર્વે દોષને કોપાવનારૂંછે.

**પીવાને લાયક મદ્ય.**

જેને મદ્યપાન કરવાનો શોખ હોય તેણે સૂક્ષ્મ, નિર્મળ, સુગંધવાળું અને પેહેલા મદને ઉપજાવનારૂં મદ્ય પીવું.

**મદ્યપાન કર્યા પછી નિશો આવવાનો વખત તથા તેનાં ચિન્હો.**

કફ પ્રકૃતિવાળાને મદ્યપાન કર્યા પછી ઘણીવારે નિશો આવેછે, વાત પ્રકૃતિવાળાને મદ્યપાન કર્યા પછી થોડી વારે અને પિત્ત પ્રકૃતિવાળાને તો મદ્યપાન કર્યા પછી તરતજ નિશો આવેછે.

સાત્વિક પ્રકૃતિવાળા પુરૂષને નિશો આવે ત્યારે તેને પવિત્રતા, સુઘડતા, હર્ષ, ભૂષણ, ગીત, અધ્યયન, અને સુરત સુખ ઉપર રૂચિ વધે છે. રાજસ પ્રકૃતિવાળા પુરૂષને નિશો આવે ત્યારે તેને અફસોસ, આપઘાત, સાહસ, કલેશ, અને વૈર કરવાનું મન થાયછે. તથા તમોગુણી પ્રકૃતિવાળાને નિશો આવે ત્યારે તેને મલિનતા, નિદ્રા, અદેખાઈ, અગમ્યાગમન અને મિથ્યા ભાષણ ઉપર રૂચિ થાયછે.

**મદ્યવધારે ફાયદાકારક કોને છે?**

સમુદ્રનો આશ્રય કરનાર પુરૂષને મદ્ય વધારે ફાયદાકારક થઇ પડેછે તે ઉષ્ણવીર્ય પદાર્થો સાથે પીવું નહિ.

**मद्यानांगुणदोषभेदरचनामात्राप्रकारास्तथा**
**ग्राह्याग्राह्यविचारणासुविपुलाप्रोक्तामयासर्वतः॥**
**एतस्मिन्निवगदाशयेप्रकरणेयस्मात्प्रतिष्ठापितं**
**नामैतस्यचमद्यरत्नमितितत्स्वार्थानुकूलक्रमं॥**

---

# તરંગ ૪ થો.

## कौस्तुभ रत्न १२ मुं.



### જ્વર.

આ રોગનાં જ્વર, વિકાર, રોગ, વ્યાધિ અને આતંક એવાં **નિદાન.** નામો કહેલાંછે. શરીર સંબંધી અને મન સંબંધી દોષ એ જ્વરનાં મુખ્ય કારણછે. જે માટે દોષ રહિત શરીરવાળાં પ્રાણીને જ્વર ચડતોનથી.

જ્વરની પ્રવૃત્તિ રૂદ્રના કોપથી થયેલીછે. મહાદેવને કોપવાનું કારણ એછેકે, ત્રેતાયુગમાં હજારવર્ષ પર્યંત ક્રોધ ન કરવો એવું વ્રત ધારણ કરી એકાંતમાં બેઠેલા શિવને જાણી અવકાશ મળવાથી દુષ્ટ દૈત્યો સત્પુરૂષોનાં તપ આદિક ઉત્તમ કાર્યોમાં વિઘ્ન કરવા લાગ્યા. આ ઉપદ્રવની શાંતિ કરવામાં સામર્થ્યવાળા દક્ષ પ્રજાપતિએ પણ કેટલાક દિવસ ઉપેક્ષા રાખી. ત્યારે દૈત્ય તરફથી દુઃખ પામેલા દેવતાઓએ દક્ષ પ્રજાપતિની પ્રાર્થના કરી. તેથી દક્ષ પ્રજાપતિએ દૈત્યોના નાશને માટે યજ્ઞ કર્યો ખરો પણ તેમાં શંકરનું યજન ન કર્યું. તે પછી અક્રોધ વ્રતની સમાપ્તિ થયે દક્ષ ઉપર કોપ પામેલા મહાદેવે અસુર સહિત તેના યજ્ઞનો નાશ કરવા માટે ક્રોધાગ્નિથી તપેલું બાણ ફેંક્યું. તેથી યજ્ઞ નાશ પામ્યો. એટલુંજ નહિ પણ ત્યાં આવેલા દેવતાઓએ ભયભીત થઇને સાત ઋષિના મુખથી વેદની ઋચાઓ વડે શંકરની અત્યંત સ્તુતિ કરાવી, જેથી શંકર ક્રોધહીન થયા. પછી શંકરને પ્રથમ ઉપજાવેલા ક્રોધાગ્નિએ કહ્યું કે હવે મારી તરફ આપની શું આજ્ઞાછે? ત્યારે શંકરે કહ્યું કે, જગતમાં જ્વર રૂપે તારી સ્થિતિ થશે. આવી રીતે જ્વરની પ્રવૃત્તિ અને પ્રભાવ કહેલછે.

વાતજ્વર, પિત્તજ્વર, કફજ્વર, વાતપિત્તજ્વર, પિત્તકફજ્વર, વાતકફજ્વર, સન્નિપાત જ્વર, તથા આગંતુકજ્વર એ પ્રમાણે જ્વર આઠ પ્રકારનો થાયછે.

આળસ, બગાસાં, શરીરમાં ભારેપણું, ખેદ, અગ્નિ તડકો વાયુ અને જળ ઉપર નિયમ વિનાનો રાજીપો અથવા દ્વેષ, અપચો, મુખમાં વિ-

રસતા, બળ અને વર્ણની હાનિ, તથા સ્વભાવમાં ફેરફાર આ સઘળાં જ્વરનાં પૂર્વરૂપ છે.

કેવળ શરીર અથવા મનસહિત શરીર જ્વરનું અધિષ્ઠાન (રહેવાનું સ્થાનક) કહેલું છે.

રૂક્ષ, લઘુ તથા શીતપદાર્થો, કસરત, વમન, વિરેચન, મૈથુન, ઉદ્વેગ, શોક, ઉજાગરો ઇત્યાદિના અતિ સેવનથી વાયુ કોપ પામી આમાશયમાં પેસી ગરમી સાથે મળી જઇ આહારને પચાવનાર રસ નામના ધાતુને શાંત પાડી રસ અને પરસેવાનું વહન કરનાર નાડીઓને ઢાંકી પાચનના સ્થાનમાંથી ગરમીને બહાર શરીર ઉપર લાવેછે ત્યારે વાતજ્વર ઉપજેછે.

તાવનું એકદમ ચડી આવવું તથા ઉતરી જવું, એકદમ ઘણો અથવા થોડો તાવ આવવો, પાચનના અંતમાં, સાયંકાળમાં અથવા ઉનાળાના અંતમાં તાવનું આવવું અથવા વધારે થવો, નખ, આંખ, મૂત્ર, ઝાડો, તથા ચામડીનું રાતાપણું અને ખરસટપણું થવું, શરીરના અવયવમાં પીડા, ગોટલી ચડવી, સાંધાનું તુટવું, કેડ, પડખાં અને વાંસાનું ફાટવું, મોઢું સ્વાદ વગરનું થવું, મોઢામાં, તાળવામાં, તથા કંઠમાં શોષ ઉપજવો, સુકી ખાંસી આવવી, અરૂચિ થવી, બગાસાં આવવાં, ધ્રુજ, શ્રમ, પ્રલાપ, જાગરણ તથા ગરમી ઉપર પ્રીતિ થવી એ વાત જ્વરનાં લક્ષણછે.

ગરમ, ખાટું, ખારૂં, તીખું તથા અજીર્ણમાં જમવું એ વિગેરેના અતિ સેવનથી પિત્તકોપ પામી કોપેલા વાતની માફક પાચન સ્થાનમાંથી ગરમીને બહાર શરીર ઉપર લાવેછે ત્યારે તે પિત્તજ્વર કહેવાયછે.

એકદમ શરીર ઉપર તાવ આવેછે અને તે અન્ન પાચન થતી વખતે બપોરે, અધરાતે અથવા સવારમાં ઘણુંકરીને આવેછે, મોઢું તીખું લાગે છે, નાક, મોઢું, કંઠ, હોઠ, તથા તાળવું પાકી આવેછે, તૃષા, ભ્રમ, મોહ, મૂર્છા, પિત્તની ઉલટી થવી, અતિસાર, અન્નપર દ્વેષ, પરસેવો, પ્રલાપ, શરીર ઉપર ચાઠાં થવાં, નખ, આંખ, મોઢું, મૂત્ર, ઝાડો તથા ચામડીનું રાતું થવું, અને ઠંડા પદાર્થોપર પ્રીતિ થવી વિગેરે પિત્તજ્વરનાં ચિન્હછે.

સ્નિગ્ધ, મધુર, ભારે, ઠંડું, ખાટું, ખારૂં, દિવસે સુવું, હર્ષ તથા કસરતનાં અતિ સેવનથી કફ કોપ પામે છે અને તે ઉપર બતાવ્યા પ્રમાણે વાત તથા પિત્તની માફક પાચન સ્થાનમાંથી ગરમીને શરીરપર લાવે છે તેને કફજ્વર કહેછે.

કફજ્વર જમ્યાપછી તરતજ આવેછે. બપોર પહેલાં તથા વસંત કા-

ળમાં વિશેષે કરીને તેની ઉત્પત્તિછે. તેમાં શરીરનું ભારે થઈ જવું, મોઢામાં મીઠાશ થવી, હુબકો આવવો, ઉલટી થવી, જઠરાગ્નિનું મંદ થવું, અવિશત નિદ્રા આવવી, આળસ, શ્વાસ, તથા નખ, મોઢું, મૂત્ર, ઝાડો અને ચામડીનું ધોળું થવું, શરીર ઉપર ધોળાં ચાઠાં થવાં અને ગરમ પદાર્થોપર પ્રીતિ થવી વિગેરે ચિન્હો થાયછે.

જ્યારે વાતપિત્તનાં, પિત્તકફનાં, વાતકફનાં, તથા ત્રણે દોષનાં ઉપર બતાવ્યા પ્રમાણે કારણો તથા ચિન્હો સાથે થાય ત્યારે અનુક્રમે વાતપિત્તજ્વર, પિત્તકફજ્વર, વાતકફજ્વર તથા સન્નિપાતજ્વર ઉત્પન્ન થાયછે.

અભિઘાત, અભિશાપ વિગેરે કારણોથી ઉત્પન્ન થતો આગંતુકજ્વર કહેવાયછે અને પાછળથી તેમાં વાતાદિ દોષ મિશ્ર થાયછે.

દેહ અને મનમાં સંતાપનું ઉપજવું તે જ્વરનું લક્ષણ કહેલુંછે. કેમકે શરીરમાં પેઠેલા જ્વરથી કોઇ ભાગ પણ તપ્યાવગરનો રહેતો નથી.

જ્વર શારીર અને માનસ એવા ભેદથી બે પ્રકારનોછે. આ બે ભેદ સૌમ્ય (જેમાં ચંદ્રનો ભાગ વધારે) અને આગ્નેય (જેમાં અગ્નિનો ભાગ વધારે) એવા બે ભેદથી બબે પ્રકારનાછે. વળી અંતર્વેગ (જેનો વેગ શરીરની અંદર રહેછે તે) અને બહિર્વેગ (જેનો વેગ શરીર ઉપર જણાયછે તે) એવા ભેદથી તે પણ બબે પ્રકારના છે. વળી પ્રાકૃત, વૈકૃત, સાધ્ય અને અસાધ્ય ભેદથી તે ચાર ચાર પ્રકારનાછે. દોષ, કાળ, બળ, અને અબળથી આ જ્વર સંતત, સતત, અન્યેદ્યુ, તૃતીયક, અને ચતુર્થક એવા ભેદથી પાંચ પ્રકારનાછે. વળી શરીરમાં રહેલી સાત ધાતુમાં રહેવાથી તે સાત પ્રકારના થાયછે. અને કારણના ભેદથી ઉપર લખ્યા પ્રમાણે આઠ પ્રકાના થાયછે.

શારીર જ્વર પેહેલાં શરીરમાં ઉત્પન્ન થાયછે અને માનસ જ્વર પેહેલાં મનમાં ઉત્પન્ન થાયછે. બેભાનપણું, પ્રીતિનો અભાવ, અને ગ્લાનિ એ મનના તાપનું લક્ષણ છે. અને શરીરનો તાપ પ્રસિદ્ધછે માટે લખ્યો નથી.

વાતપિત્તાત્મક જ્વરમાં શીત (ટાઢ)ની પ્રધાનતા હોયછે, વાત કફાત્મક જ્વરમાં ઉષ્ણતાનું પ્રાધાન્ય હોયછે અને શીતઉષ્ણ બન્ને સાથે જેમાં ઉપજે તે વ્યામિશ્ર (મળી ગયેલ) જ્વર કહેલછે. વાયુનું યોગવાહી (જે સંઘાતે મળે તેની અભિવૃદ્ધિ કરે તે) પણું છે, તેથી અગ્નિ ગુણ પ્રધાનપિત્ત સાથે મળીને દાહ ઉપજાવેછે. અને સોમગુણ પ્રધાન કફ સાથે મળીને

શીત ઉપજાવેછે. જ્વરનો અંતર્વેગ હોય ત્યારે અધિક તરસ, પ્રલાપ, શ્વા-સોશ્વાસ, ભ્રમ, સંધિ તથા અસ્થિમાં શૂળ, સ્વેદનો અભાવ અને ઝાડો કબજ થાયછે. જ્વરનો બહિર્વેગ સ્પષ્ટછે માટે તેનું વ્યાખ્યાન આપતા નથી. વસંતઋતુમાં અને શરદ્ઋતુમાં ઉપજેલ પ્રાકૃતજ્વર સુખ સાધ્ય કહેલોછે. આ બે ઋતુમાં પ્રકૃતિ (સ્વભાવ) થી જ્વર ઉત્પન્ન થવાનું કારણ એ છે કે વર્ષાઋતુમાં ખાટા વિપાકવાળી ઔષધીઓ તથા જળથી એકઠું થયેલું પિત્ત શરદ્ઋતુમાં સૂર્યનાં કિરણોથી પીગળીને જ્વર ઉપજાવેછે. તેમજ હેમંતઋતુમાં એકઠો થયેલો કફ વસંતઋતુમાં સૂર્યનાં કિરણોથી પીગળીને જ્વર ઉપજાવેછે, એવો આ ઋતુનો સ્વભાવછે. તેથી તે વખતે પેદા થયેલો જ્વર પ્રાકૃત કહેવાયછે. માટે દોષનું બળાબળ તપાસી તેના ઉપાયો કર્યા હોય તો તે જ્વર સુખેથી નિવૃત્ત થાયછે તેથી ઉપર સુખ સાધ્ય કહેલછે. અને આ વખતમાં વાતના પ્રકોપથી ઉપજેલો જ્વર કષ્ટ સાધ્ય તથા અસાધ્ય અવસ્થાને ભોગવેછે. શરદ્ અને વસંતઋતુને છોડી બીજા કાળમાં ઉપજેલો જ્વર વૈકૃત કહેવાયછે. આ વૈકૃત જ્વરનાં જુદી જુદી જાતનાં કારણો કહેલાંછે. બળવાનના શરીરમાં દોષનો પ્રકોપ થોડો હોવાથી ઉપજેલો જ્વર ઉપદ્રવ રહિત હોયતો સુખ સાધ્ય કહેલછે. અને બળવાન ઘણાં કારણોથી ઉપજેલ, ઘણાં લક્ષણવાળો તથા ઇંદ્રિયોનો નાશ કરનારો જ્વર પ્રાણ લેછે માટે તે અસાધ્યછે. આ જ્વર સાત દિવસે, દશ દિવસે અથવા બાર દિવસે પ્રલાપસહિત અને તીક્ષ્ણપણે મનુષ્યને હણેછે. રસવાહી નાડીઓમાં રહેલા ગુરૂદોષ શરીરમાં ફેલાઇ સંતત જ્વરને ઉપજાવેછે. આ જ્વર બાર દિવસ, દશ દિવસ અથવા સાત દિવસ રહી નિવૃત્ત થાયછે અથવા મૃત્યુ ઉપજાવેછે. કાળ, દૂષ્ય અને પ્રકૃતિથી સમાન સ્વભાવવાળો દોષ ઔષધથી તરત નિવૃત્ત થતો નથી. તેથી આ અણુકતાર તાવ દુઃસહ કહેલોછે. સંતત જ્વરમાં ધાતુ, મૂત્ર અને પુરીષને વાતાદિ દોષ પકડી રાખે છે. આ જ્વર શુદ્ધિથી અથવા અશુદ્ધિથી સાત દિવસમાં મટે છે અથવા મરણ ઉપજાવેછે. સંતત જ્વરના બાર આશ્રય આ પ્રમાણેછે. વાયુના વિકાર ત્રણ, સમ ધાતુના સાત, મૂત્રનો એક તથા મળનો એક. બારમે દિવસે પોતાનું લક્ષણ સ્પષ્ટ બતાવી ઝાઝા દિવસસુધી પણ સંતતજ્વર રહેછે. માટે આ જ્વરમાં અપતર્પણ (લંઘનાદિ) ક્રિયા વૈદ્યે કરાવવી. ઘણું કરીને રક્ત ધાતુનો આશ્રય કરનાર દોષ સતતજ્વરને ઉપજાવેછે. આ સતતજ્વર રાત્રિદિવસમાં બે વખત આવેછે. કાલ, પ્રકૃતિ અને દૂષ્ય (ધાતુ)

માંના એક પદાર્થથી બળ પામીને દોષ મેદધાતુને વહન કરનાર નાડીઓને રોકી અન્યેદ્યુ જ્વરને ઉપજાવેછે, આ જ્વર દિવસ રાત્રિમાં એક વખત આવેછે. અસ્થિ અને મજ્જામાં ગયેલ દોષ તૃતીયક તથા ચતુર્થક જ્વરને ઉપજાવેછે. એક દિવસ મૂકીને બીજે દિવસે આવેછે તે તૃતીયક તથા બે દિવસ મૂકીને ત્રીજે દિવસે આવે છે તે ચતુર્થક. જેમ પૃથ્વીમાં રહેલું બીજ વખતસર ઉગી આવેછે તેમ ધાતુમાં રહેલ દોષ વખતસર પ્રગટ થાયછે. આવવા વખતે વેગ બતાવી પછી પોતાના સ્થાનમાં દોષ સ્થિર થઇ બેસી જાયછે. વળી પાછો વખત આવ્યે વેગને પેદા કરેછે. કફપિત્ત પ્રધાન જ્વર પ્રથમથી ત્રિક (બરડાની નીચેનો ભાગ)ને પકડે છે, વાતકફ પ્રધાન જ્વર વાંસો પકડેછે તથા વાતપિત્ત પ્રધાન જ્વર મસ્તકને પકડેછે. તે રીતે તૃતીયક જ્વર અનેક પ્રકારની પીડા ઉપજાવનારો હોયછે. ચાતુર્થિક જ્વર કફ પ્રધાન હોયતો જાંઘને પકડેછે અને વાત પ્રધાન હોયતો મસ્તકને પકડેછે. આ સઘળા વિષમજ્વર કહેવાયછે રસધાતુમાં જ્વરે પ્રવેશ કર્યો હોયતો શરીરમાં ગુરૂપણું, દીનપણું, ઉદ્વેગ, ત્રોડ, ઉલટી અને અરૂચિ ઉપજેછે. રૂધિરમાં દોષ રહેલ હોયતો શરીરના ઉપલા ભાગમાં બળતરા, અંગનું ભાગવું, બગાસાં આવવાં, રાતી તથા ગરમ ફોડકીઓનુ ઉપજવું, તૃષ્ણા, વારંવાર લોહી સહિત થુંકનું નિકળવું, દાહ, રાગ ( શરીરપર રતાશ ). ભ્રમ, મદ તથા પ્રલાપ ઉપજેછે. માંસમાં જ્વર રહેલો હોયતો શરીરની અંદર દાહ, તૃષા, મોહ, ગ્લાનિ, સાફ ઝાડો, દુર્ગંધી, અને ત્રોડ ઉપજેછે. મેદમાં જ્વર ગયેલ હોયતો પસીનો. અત્યંત તૃષા, પ્રલાપ, વારંવાર ઉલટી, તથા પોતાના શરીરની અસહનતા ઉપજેછે. હાડમાં જ્વર પેઠેલો હોયતો ગ્લાનિ, અરૂચિ, દસ્ત, ઉલટી. પેટમાં ઘુરરાટ, હાડકાના સાંધામાં પીડા, શરીરમાં ત્રુટ અને શ્વાસ થાયછે. મજ્જામાં જ્વર પેઠેલો હોય તો હેડકી, શ્વાસ, કાસ, આંખે અધારાં આવવાં, મર્મસ્થાનમાં પીડા, શરીર ઉપર શીતળતા તથા અંતરમાં દાહ થાયછે. અને શુક્રમાં જ્વર પેઠેલો હોય તો શુક્રનો સ્રાવ કરી અથવા શુક્રનો ક્ષય કરીને તેનો નાશ કરેછે. આ જ્વર રસ, રક્ત, મેદ, તથા માસમાં ગયેલો સાધ્ય, અસ્થિ અને મજ્જામાં ગયેલો કષ્ટસાધ્ય, તથા શુક્રમાં પેઠેલો અસાધ્ય કહેલોછે.

મસ્તકમાં પીડા, સાંધાનું ફાટવું, દાહ, રૂવાડાંનું ઉભું થવું, કંઠ અને મુખનું સુકાવું, ઉલટી, તૃષ્ણા, મૂર્છા, ભ્રમ, અરૂચિ, નિદ્રાનો નાશ, બહુ બોલવું તથા બગાસાં આવવાં, આ વાતપિત્તથી ઉપજેલ જ્વરનાં લક્ષણો

કહેલાં છે.

ટાઢ આવવી, શરીરનું ભારે પડવું, તંદ્રા (આલસ્ય), સર્જ્જડ થઇ જ-વું, સાંધાઓમાં પીડા, માથાનું પકડાવું, શરદી, કાસ, સ્વેદનું વારંવાર ઉપ-જવું અને મટવું, સંતાપ તથા શરીરમાં સાધારણ બળતરા; આ વાત શ્લે-ષ્મ દોષથી ઉત્પન્ન થયેલ જ્વરનાં સ્વરૂપ સમજવાં.

વારંવાર દાહ થવો, વારંવાર ટાઢ આવવી, વારંવાર સ્વેદ થવો તથા તેનું મટવું, મોહ, કાસ, અરૂચિ, તૃષ્ણા, શ્લેષ્મ તથા પિત્તની પ્રવૃત્તિ, મો-ઢું ચીકટું તથા કડવાશવાળું, અને આળસ; આ શ્લેષ્મ પિત્ત દોષથી ઉ-ત્પન્ન થયેલ જ્વરનાં લક્ષણોછે.

વાતપિત્ત અધિક હોય અને કફ ઓછો હોય એવા સન્નિપાતમાં ભ્ર-મ, તરસ, દાહ તથા મસ્તકમાં ભારેપણું અને પીડા ઉપજેછે.

વાતકફની અધિકતા અને પિત્તની ન્યૂનતાવાળા સન્નિપાતમાં ટાઢ, ઉધરસ, અરૂચિ, આળસ, તરસ, દાહ તથા પીડા થાયછે.

પિત્તકફની અધિકતા અને વાતની ન્યૂનતાવાળા સન્નિપાતમાં ઉલ-ટી, ટાઢ, વારંવાર દાહ, તૃષ્ણા, મોહ, અને હાડમાં પીડા થાયછે.

વાતની અધિકતા તથા કફ પિત્તની ન્યનતાવાળા સન્નિપાતમાં સંધિ હાડ તથા મસ્તકમાં શૂળ, પ્રલાપ, શરીરમાં ભારેપણું, ભ્રમ, તૃષ્ણા, ત-થા ગળામાંને મોઢામાં શોષ ઉપજેછે.

પિત્તની અધિકતા તથા વાતકફની ન્યૂનતાવાળા સન્નિપાતમાં મૂત્ર અને વિષ્ટા રક્ત વર્ણ હોયછે. તથા દાહ, સ્વેદ, તૃષા, બળનો ક્ષય અને મૂ-ર્છા ઉપજેછે.

કફની અધિકતા તથા વાતપિત્તની ન્યૂનતાવાળા સન્નિપાતમાં આળ-સ, અરૂચિ, મોઢામાં પાણી આવવું, દાહ, ઉલટી, અરતિ, ભ્રમ, નિદ્રા ન છતાં નિદ્રાનો દેખાવ, તથા કાસ ઉપજેછે.

વાતની હીનતા પિત્તની મધ્યમતા તથા શ્લેષ્મની અધિકતાવાળા સ-ન્નિપાતમાં શરદી, ઉલટી, આળસ, નિદ્રાનછતાં નિદ્રાનો દેખાવ, અરૂચિ, ત-થા જઠરાગ્નિનું મંદપણું થાયછે.

વાતની હીનતા, કફની મધ્યમતા તથા પિત્તની અધિકતાવાળા સન્નિ-પાતમાં મૂત્ર અને નેત્રમાં હળદર જેવી પીળાશ, દાહ, તૃષ્ણા, અને ભ્રમ થાયછે.

પીત્તની હીનતા, કફની મધ્યમતા તથા વાતની અધિકતાવાળા સન્નિ-

પાતમાં મસ્તકમાં પીડા, કંપ, શ્વાસ, હલટી અને અરૂચિ થાયછે.

પિત્તની હીનતા, વાતની મધ્યમતા, તથા શ્લેષ્મની અધિકતાવાળા સન્નિપાતમાં ઠાઢ, શરીરનું ભારેપણું, આળસ, પ્રલાપ અને હાડ તથા મસ્તકમાં અતિ વેદના થાયછે.

કફની હીનતા, પિત્તની મધ્યમતા તથા વાતની અધિકતાવાળા સન્નિપાતમાં શ્વાસ, કાસ, શરદી, મુખનું સુકાવું તથા પડખામાં અતિ પીડા થાયછે.

કફની હીનતા, વાતની મધ્યમતા તથા પિત્તની અધિકતાવાળા સનિપાતમાં સાંધાઓનું ત્રુટવું, જઠરાગ્નિનું મંદપણું, તૃષ્ણા, દાહ, અરૂચિ તથા ભ્રમ થાયછે.

ત્રણે દોષનો સમાન કોપ હોય તો ઉપર કહ્યા પ્રમાણે ત્રણેના દોષ ભેળા દેખાયછે.

ક્ષણુમાં દાહ, ક્ષણુમાંશીત, હાડ, સંધિ અને મસ્તકમાં પીડા, પાણીને સ્ત્રવનાર, ડોળાં, રાતાં અને નમેલાં નેત્ર, ઘણુઘણાટવાળા તથા દુખતા કાન, ગળું ખરસડ, આળસ, મોહ, પ્રલાપ, કાસ, શ્વાસ, અરૂચિ, ભ્રમ, બળેલ જેવી તથા ખરખરા સ્પર્શવાળી જીભ્હા, અંગની શિથિલતા, થુંકમાં કફનું તથા રૂધિરનું પડવું, માથું ધુણાવું, તૃષ્ણા, નિદ્રાનો નાશ, હૃદયમાં પીડા, સ્વેદ, મૂત્ર, તથા વિષ્ટા તેનું ઘણે દિવસે થોડું દેખવું, દુબળું પડી જવું, હમેશ કંઠમાં શબ્દ થવો, કાળાં અને રકતમંડળ તથા ગાંઠાનું દર્શન, મુંગાપણું, નેત્ર નાસિકાદિકનું પાકવું, પેટનું ભારેપણું અને વાતાદિક દોષનું ઘણે દિવસે પાકવું; આ સઘળાં સન્નિપાત જવરનાં લક્ષણછે.

દોષ વધી જાય અને જઠરાગ્નિમંદ પડી જાય ત્યારે ઉપર લખેલાં સર્વે લક્ષણવાળો સન્નિપાત જવર અસાધ્યછે અને આથી વિપરીત હોયતો કષ્ટ સાધ્યછે એમ સમજવું.

ઉપર લખેલો આગંતુક જવર અભિઘાત; અભિષંગ, અભિચાર અને અભિશાપ રૂપ કારણથી પેદા થાયછે માટે ચાર પ્રકારનો કહેલછે.

શસ્ત્ર, માટીનો પીંડો, ચાબખો, લાકડું, મુઠી, હાથનું તળું, અને દાંત અથવા તે સરખા બીજા પદાર્થો શરીરમાં લાગવાથી ઉત્પન્ન થતો આગંતુજ્વર અભિઘાત જન્ય કહેવાયછે અભિઘાતથી કોપેલ વાયુ રૂધિરને બગાડી વ્યથા, સોજો અને વૈવર્ણ્ય (ઝાંખાશ) સહિત પીડા કરનાર જ્વરને ઉપજાવેછે.

કામ, શોક, ભય, ક્રોધ, અને ભૂતના સંબંધથી ઉત્પન્ન થયેલો જ્વર

અભિષંગ જન્ય કહેલોછે. કામ, શોક, અને ભયથી વાયુ કોપેછે, ક્રોધથી પિત્ત કોપેછે તથા ભૂતના સંબંધથી ત્રણે દોષ કોપેછે. જે શરીરમાં જ્વર ઉત્પન્ન થાયછે ઝેરી ઝાડ ઉપર થઈને આવતા પવનના સ્પર્શથી તથા બીજા વિષ પ્રયોગથી ઉપજેલા જ્વરને પણ અભિષંગ જન્ય કહેછે. આ જ્વર વિષને હણનારી ચિકિત્સાથીજ નિવૃત થાયછે.

અભિચાર (મારણપ્રયોગ) તથા અભિશાપ (ધિટકાર)થી કોપેલા ત્રણ દોષથી થયેલો જ્વર ન સહન થાય એવો તથા ભયંકર છે. આ જ્વરનાં લક્ષણ પણ સન્નિપાત જ્વર જેવાં હોયછે. આ જ્વરમાં ચિત્ત, ઇંદ્રિયો તથા શરીરમાં બીજી પણ અનેક પ્રકારની પીડા ઉપજેછે. આ બન્ને જ્વરમાંથી જે જ્વર અભિચારની નિવૃત્તિના ઉપાયોથી નિવૃત્ત થાય તે અભિચાર જન્ય સમજવો. તથા અભિશાપની નિવૃત્તિના ઉપાયોથી નિવૃત્ત થાય તે અભિશાપ જન્ય સમજવો.

ધ્યાન અને નિશાસા અત્યંત જેમાં દેખાય તે કામજ્વર સમજવો. શોકજ્વરમાં અશ્રુની અધિકતા, ભયજ્વરમાં ભયની અધિકતા, ક્રોધજ્વરમાં ક્રોધની અધિકતા, ભૂતજ્વરમાં અલૌકિક ચેષ્ટા તથા વિષજન્ય જ્વરમાં મૂર્છા, મોહ, મદ તથા ગ્લાનિની અધિકતા ઉવજે છે. આ કામજ્વરાદિકનાં ચિન્હોમાં કોઇ વખતે પ્રથમ સંતાપ ઉત્પન્ન થાયછે અને કોઈ વખતે પછી સંતાપ ઉત્પન્ન થાયછે. કામાદિથકી ઉત્પન્ન થતા જ્વરનાં જે લક્ષણો કહ્યાં છે તે કામાદિ થકી ઉત્પન્ન થતા બીજા રોગોનાં પણ સમજવાં.

આગંતુક જ્વર ઉત્પન્ન થયા પછી તેમાં દોષ મળે છે. તેથી જેમાં જે દોષનું આધિક્ય દેખાય તેની નિવૃત્તિના ઉપાયો કરવા. કામાદિથી મનનો અભિઘાત થાય ત્યારે જેવું જ્વરનું બળ હોયછે તેવું મન કામાદિક રહિત હોય ત્યારે હોતું નથી. બે દોષ, ત્રણ દોષ અથવા એક દોષ કોપીને રસ ધાતુમાં જઇ પક્વાશયમાંથી જઠરાગ્નિને બહાર કહાડી તે અગ્નિથી આખાં શરીરને ઉષ્ણ કરેછે, અને ધાતુને વહન કરનાર નાડીઓને બંધ કરેછે. તેથી શરીરમાં અત્યંત સંતાપવાળો પુરૂષ જ્વરિત એમ કહેવાયછે. નવીન જ્વરમાં જઠરાગ્નિ પોતાનાં સ્થાનકથી ભ્રષ્ટ થાયછે અને નાડીઓના રોકાવાથી પુરૂષને પસીનો વળતો નથી. આમ જ્વરમાં અરૂચિ, અન્ન ન પચવાથી ઉદરમાં ગુરૂતા, હૃદયનું અસ્વચ્છપણું, નિદ્રા ન છતાં નિદ્રાનો દેખાવ, આળસ, અત્યંત તાવનું ચડવું, વાત, પિત્ત તથા કફનું વિષમપણું, મુખમાંથી લાળનું પડવું, ઉછાળો, ક્ષુધાનો નાશ, મોઢામાં ચીકાશ, ગાત્રમાં સ્તબ્ધતા, શૂન્યપ

તા તથા ગુરૂતા, બહુ મૂત્ર, અજીર્ણ, ઝાડો તથા ગ્લાનિ થાયછે. નિરામ-જ્વરમાં ભૂખ, દૂબળાશ, શરીરની હલકાશ, જ્વરની કોમળતા તથા દોષની સમગતિ હોયછે.

**ચિકિત્સા.**

નવીન જ્વરમાં દિવસે સુવું, સ્નાન, અભ્યંગ, અન્ન સ્રીસંગ, ઘણો પવન, મેહેનત, તથા કષાય પદાર્થનો ત્યાગ કરવો.

ક્ષય, પવન, ભય, ક્રોધ, કામ, શોક અને શ્રમથી થયેલા જ્વરને છોડીને બીજા જ્વરમાં પ્રથમ લાંઘણ કરવી. કેમકે લાંઘણથી દોષનો ક્ષય, જઠરાગ્નિનું દીપન, જ્વરનો અભાવ, શરીરમાં હલકાશ, અને ક્ષુધા ઉત્પન્ન થાયછે દરદીનું શરીર કમ કૌવત ન થઇ જાય તેટલી લાંઘણ કરાવવી. કેમકે આરોગ્ય બળનો આશ્રય કરીને રહેલુંછે. અને તે માટે ચિકિત્સાનો ક્રમ કહેલો છે.

નવીન જ્વરમાં લંઘન, સ્વેદન, વખત, યવાગૂ, કડવો રસ તથા નપાકેલા દોષને પકાવવાની ચીજ એટલા પદાર્થો હિત છે. વાત કફથી પેદા થયેલ જ્વરમાં દરદીને તરસ લાગે ત્યારે ઉનું પાણી પાવું. મદ્યથી તથા પિત્તથી થયેલ જ્વરમાં કડવા પદાર્થથી ઉકાળીને શીતળ કરેલ જળ પાવું. દીપન અને પાચન આ પ્રકારનાં ઔષધ જ્વરમાં હિત કહેવાયછે.

પોતાના સ્થાનકથી ઉખડીને આમાશયમાં આવેલા તાવને ઉપજાવનારા કફ પ્રધાન દોષને વખત જોઇ ઉલટીથી બહાર કાઢવા. દોષ ઉખડેલ ન હોય તે વખતે નવીન જ્વરમાં ઉલટી કરાવવાથી હૃદ્રોગ, શ્વાસ, આફરો વિગેરે રોગ ઉત્પન્ન થાયછે. જેમ કાચાં ફળમાંથી રસ કાઢવો મુશ્કેલ પડેછે તેમ સર્વ દેહમાં ફેલાઇ ગયેલ અને ધાતુમાં પેસી ગયેલ દોષને બહાર કાઢવા બહુ મુશ્કેલ પડેછે. અથવા સમજ્યા વિના દોષ બહાર કાઢવાથી દરદીનો નાશ પણ થાયછે. ઉલટી અને લંઘન કરાવેલ દરદીને પેહેલાં લાયક ઔષધથી બનાવેલી રાબ ઇત્યાદિક હલકા પદાર્થો આપવા. આ પ્રમાણે છ દિવસ અથવા જ્વર હધકો પડે ત્યાંસૂધી ઉપચાર થાયતો હોમેલા અગ્નિની પેઠે જઠરાગ્નિ પ્રદીપ્ત થાયછે. આ ઉપાય હલકાશથી તથા ઔષધના સંયોગથી વાત, મૂત્ર, પુરીષ અને દોષનું અનુલોમન તથા અગ્નિનું દીપન કરનાર છે. ઉષ્ણપણાંને લીધે પસીનો લાવનાર, દ્રવપણાંને લીધે તૃષાને મટાડનાર, ખાવાની ચીજ હોવાથી બળને આપનાર, સરપણાંને લીધે શરીરમાં હલકાશને ઉપજાવનાર અને જ્વરને સાત્મ્ય હોવાથી

જ્વરને હરનાર રાબડી દરદીને પાવી. જમવા વખતે દરદીએ ફક્ત પોતાના મોઢાના રસ કરતાં વિપરીત રસવાળું અને મનને ગમતું દાતણ કરવું. જ્વર આવતાં છ દિવસ થયા પછી પાચન કરનાર અને દોષનું શમન કરનાર કષાય પાવા અને હલકું અન્ન જમાડવું. જ્વર આવતાં તરતજ કષાય પીવાથી દોષ પાકતા નથી. પણ ઉલટા પકડાઇને વિષમ જ્વરને ઉપજાવેછે. છ દિવસ પછી દશ દિવસ પર્યંત ખટાશવાળાં અથવા ખટાશ રહિત ઓસામણ સાથે હલકું અન્ન જમવાથી જ્વર શાંત થાયછે. કફનો પ્રકોપ શાંત થયા પછી વાતપિત્તના પ્રકોપની નિવૃત્તિ કરવા માટે ઘી પીવરાવવું. તે અમૃત સરખો ગુણ કરેછે. પણ જો દશ દિવસ થઇ ગયા પછી પણ લંઘન ન કરવાથી કફની શાંતિ ન થઇ હોય તો કષાય પાવા. પરંતુ ઘી પાવું નહિ. વાત પિત્ત પ્રધાન નિરામ જ્વરને દૂર કરવા માટે દૂધ પાવું. આ પ્રમાણે ક્રિયા કરવાથી જ્વર શાંત ન થાય અને દરદીનું શરીર મજબૂત હોય તો વિરેચન આપવું. જ્વરથી કમ કૌવત થઈ ગયેલ પુરૂષને વમન વિરેચન હિત નથી. માટે તેવા પુરૂષને તો દુગ્ધપાન તથા નિરૂહ બસ્તિથી આરોગ્ય કરવા વિચાર રાખવો. જીર્ણ જ્વરમાં કફ પિત્ત ક્ષીણ થયે જઠરાગ્નિનાં બળવાળા પુરૂષને ઝાડાને બહાર કાઢવા અનુવાસન બસ્તિ આપવી. જીર્ણજ્વરમાં શરીરની ગુરૂતા, મસ્તકમાં શૂળ તથા ઇંદ્રિયોનું અસામર્થ્ય વિગેરે મટાડવા રૂચિ કરનાર શિરો વિરેચન કરવું.

કાંજી, ભાત, ધાણી અને સાથવો ખવરાવવાની જરૂર પડે ત્યારે તે તે પદાર્થો કરવા માટે જુની સાળ તથા સાઠીચોખા વાપરવા. તેથી જ્વર નિવૃત્ત થાયછે. ખાટા પદાર્થની આકાંક્ષાવાળા દરદીને દાડમના રસમાં કાંજી બનાવી તેમાં સુંઠ નાખી પાવી. ઝાડાનાં દરદવાળા પિત્તજ્વરમાં કાંજીને હારી મધ નાખી પાવી. મંદ અગ્નિવાળા પુરૂષને પ્રથમ ભૂખ લાગે ત્યારે ઝટ પચવાના સ્વભાવવાળી તથા પીંપર અને સુંઠ નાખીને ઉકાળેલી સાળની ધાણીની રાબ પાવી. કષાય, વમન, લંઘન અને લઘુ ભોજનથી જે જ્વર શાંત ન થાય તે રૂક્ષ શરીરવાળા પુરૂષને માટે ઘી પીવરાવવું એ ઉત્તમ ઔષધ છે. તેને ક્વાથ પાવાની જરૂર પડે તો તેમાં પણ ઘી નાખીને પાવા. હજાર પાણીએ ધોએલ ઘીનો અભ્યંગ કરવાથી જ્વરનો દાહ નિવૃત્ત થાયછે. જ્વરના દાહથી પીડાયલો પુરૂષ જળના છંટકાવથી શીતળ કરેલ પુષ્પની શય્યાપર સુવે તોપણ દાહ નિવૃત્ત થાયછે.

દોષ રસમાં જઈ આમાશયમાં રહેલ અગ્નિને બહાર કાઢે છે તેથી

અગ્નિનું બળ ક્ષીણ થાયછે. એટલે ખાધેલ અન્નને તે પકાવી શકતો નથી માટે જ્વરમાં અગ્નિનું સંરક્ષણ કરવા લંઘનાદિક ક્રમ અતિ ઉત્તમ છે. સાત દિવસે સર્વે દોષ બરોબર પાકી રહેછે. માટે આઠમે દિવસે જ્વર વિરામ થાયછે. જેના શરીરમાં દોષ અત્યંત કોપેલા છે અને જઠરાગ્નિ અત્યંત મંદ પડી ગયેલ હોયછે ત્યારે ગુરૂ પદાર્થનું ભોજન જલદીથી મરણ કરેછે અથવા દરદી ઘણા દિવસ પીડાય છે. કફ પ્રકૃતિવાળા અને વાતપ્રકૃતિ રહિત પુરૂષને ગ્રીષ્મઋતુ સિવાય બીજી ઋતુમાં આવેલો કફજ્વર સાત દિવસે પાકતો નથી. તેમ મંદ જઠરાગ્નિવાળા પુરૂષનો જ્વર પણ સાત દિવસે પાકતો નથી. માટે તેને પકાવવા સારૂ દશ દિવસ પર્યંત લંઘન અથવા અલ્પ ભોજન કરાવવું. પછી કવાથાદિકનો ઉપયોગ કરવો. સામજ્વર, કફજ્વર અને કફ પિત્તજ્વરમાં લંઘન કરવું એજ પરમ ઔષધ છે. કફ, પિત્ત અને વાતથી ઉત્પન્ન થયેલ જ્વરમાં અનુક્રમે વમન, વિરેચન તથા બસ્તિ આપવાથી આરામ થાયછે. જે દોષ ઓછો પડી ગયો હોય તેને વધારવાથી અને વધી ગયો હોય તેને ઘટાડવાથી સન્નિપાત જ્વર શાંત થાયછે. સન્નિપાત જ્વરમાં કાનના મૂળમાં સોજો થયા પછી કોઈકજ દરદી ઉગરે છે. તે સોજો કઢાવવાથી અથવા ઘૃતપાન કરવાથી વખતે મટે છે. ઉપર કહેલાં ઔષધથી જે જ્વર ન મટે તે ફસ ખોલાવવાથી મટે છે. વિસર્પ, અભિઘાત અને વિસ્ફોટથી થયેલો જ્વર કફ અથવા પિત્તની પ્રધાનતાવાળો ન હોય તો તેમાં ઘી પીવરાવવું એ ઉત્તમ ઉપાય છે. તરીઆ તાવમાં અને ચોથીઆ તાવમાં સર્વે સાધારણ કર્મનો ત્યાગ કરી જો તે વાતપ્રધાન ન હોય તો ઘીથી, અનુવાસન બસ્તિથી તથા સ્નિગ્ધ અને ઉષ્ણ અનુપાનથી ચિકિત્સા કરવી. પિત્તપ્રધાન વિષમજ્વરમાં જ્વર હર ઔષધથી સંસ્કાર કરેલ દૂધ તથા ઘીથી, વિરેચનથી અને કડવા તથા શીતવીર્ય ઉપાયથી ચિકિત્સા કરવી. અને કફપ્રધાન વિષમજ્વરમાં વમન, પાચન, લંઘન અને ઉષ્ણ કષાયથી ચિકિત્સા કરવી. વિષમજ્વરમાં માંસાહારી પુરૂષને ઝાઝું ઘી પીવરાવી ઉલટી કરાવવી. વિષમજ્વરવાળા પુરૂષે જમવા પેહેલાં તેલમાં મેળવીને લસણ ખાવું.

જ્વર રસ ધાતુમાં રહેલો હોય તો વમન અને ઉપવાસ કરાવવો, રૂધિરમાં રહેલ હોય તો શેક તથા બંધાણ કરવાં, માંસ અને મેદમાં રહેલ હોયતો ઉપવાસ સહિત વિરેચન કરાવવું. અસ્થિ તથા મજ્જામાં પેઠેલો હોય તો અનુવાસન બસ્તિ આપવી. શાપ, અભિચાર અને ભૂતના સંસર્ગ-

થી થયેલા જ્વરની નિવૃત્તિ માટે દૈવી ઉપાય જેવાકે, વિષ્ણુ સહસ્ર નામનો પાઠ, મહાદેવનું પૂજન વિગેરે ઉત્તમ છે. અભિઘાત જ્વરની નિવૃત્તિ માટે ઘૃતનું પાન અને અભ્યંગ ઉત્તમ છે. ક્ષત અને વ્રણથી ઉપજેલા તાવની નિવૃત્તિમાટે ક્ષત અને વ્રણની ચિકિત્સા કરવી. કામ, શોક અને ભયથી ઉપજેલા જ્વર આશ્વાસન, ઈષ્ટનો લાભ, વાયુનું શમન અને હાસ્ય પ્રસંગથી શાંત થાયછે. ક્રોધથી ઉપજેલ જ્વર મનોહર પદાર્થ, પિત્તને હરનાર ઔષધ અને આજીજીથી નિવૃત્ત થાયછે. કામથી ક્રોધજ્વર મટેછે, ક્રોધથી કામજ્વર મટેછે. અને એ બન્નેથી ભય શોક જન્ય જ્વર નિવૃત્ત થાયછે. તાવનું સ્મરણ કરવાથી જેને તાવ આવેછે તેને જ્વરનું વિસ્મરણ કરનારી ચિકિત્સા કરવી. જ્યારે શરીરમાંથી ખેદ અને તાવ મટી જાયછે, ઇંદ્રિયો નિર્મળ થાયછે, શરીર હલકું પડેછે, અને પૂર્વના સમાન પ્રકૃતિ તથા બળ શરીરમાં પ્રગટેછે ત્યારે તે શરીર જ્વર મુક્ત સમજવું. જેના શરીરમાં જ્વર હોય અથવા તાજા જ્વરથી મૂકાયેલ હોય તેને બળતરા ઉપજાવનાર મરચાં વિગેરે પદાર્થો, ગુરૂ અને અસાત્મ્ય અન્નપાન ઉપયોગમાં ન લેવાં. તથા સ્રીસંગ, બહુ હાલચાલ અને સ્નાન એટલાં વાનાંનો ત્યાગ કરવો. તેથી જ્વર શાંત થાય છે અને ફરીથી આવતો નથી. ઔષધો પચારથી જે જ્વર બરોબર શાંત થયો નથી તે ફરીથી આવેછે. અને ફરીથી આવેલ જ્વર પ્રથમથીજ દુર્બળ થએલ પુરૂષનું મરણ જલદીથી ઉપજાવે છે ફરીથી આવેલ જ્વરની નિવૃત્તિને માટે કરિયાતુ, કડુ, મોથ, ખડસલીઓ અને ગળો આ સર્વ ઔષધો વાટીને પીવાં.

---

## રક્તપિત્ત.

**નિદાન.** તડકામાં ઝાઝી હરફર કરવાથી, મેહેનત કરવાથી, ઝાઝો શોક કરવાથી, ઝાઝો પંથ કરવાથી, અત્યંત મૈથુન કરવાથી અને તીક્ષ્ણ, ઉષ્ણ, ક્ષાર, લવણ, ખાટા અને તીખા પદાર્થો ખાવાથી વિકાર પામેલ પિત્ત જલદી લોહીને તપાવેછે. પછી તે (લોહી) ઉપરના અથવા નીચેના માર્ગથી કે બન્ને માર્ગથી આખા શરીરમાં ફેલાયછે. ઉપરને માર્ગે નાસિકા, નેત્ર, કાન અને મુખમાંથી લોહી વહેછે તથા નીચેને માર્ગે શિશ્ન અથવા યોનિ, અને ગુદામાંથી લોહી વહેછે. આ રક્ત (લોહી) અતિશે કોપેછે ત્યારે રૂવાડાંઓમાંથી પરસેવાની પેઠે નિકળવા માંડેછે. રક્તપિત્ત થવા અગાઉ ચિત્તવૃત્તિ ઉદાસ બનેછે, શરીરમાં સુસ્તી રહેછે, શી-

ત પદાર્થોપર પ્રેમ વધેછે, કંઠમાંથી ધૂમાડો નિકળતો હોય એમ ભાસેછે, ઉલટી થાયછે અને તપેલ લોઢાપર પાણી પડતાં જેવી ગંધ નિકળેછે તેવી ગંધ રોગીના શ્વાસની હોયછે.

જો ઘાટું; જરા શ્વેત તથા પીળા રંગનું, ચીકણું અને ચળકતું લોહી વહે તો રકતપિત્ત કફયુકત છે એમ જાણવું; જો આસમાની, રાતું, ફીણસહિત પાતળું અને રૂક્ષ એવું લોહી હોયતો વાતયુકત રકતપિત્ત સમજવો; જો ભગવા રંગનું, ગાયના મૂત્રજેવું, કાળું અથવા મૃદંગની શાહી જેવું, ધૂમાડાજેવું અને સુરમા જેવું લોહી હોયતો પિત્તયુકત રકતપિત્ત સમજવો. જેમાં વાતપિત્તાદિ બે દોષોનાં લક્ષણ દેખાય તેને બે દોષથી પેદા થયેલો રકતપિત્ત સમજવો; તથા જેમાં ત્રણે દોષનાં લક્ષણ દેખાય તેને ત્રણે દોષથી ઉત્પન્ન થયેલો રકતપિત્ત સમજવો; જેમાં ઉર્ધ્વ માર્ગથી લોહી વહેછે તેમાં વાયુનો સંબંધ સમજવો તથા બન્ને માર્ગથી (ઉર્ધ્વ માર્ગ તથા અધો માર્ગથી) રકત વેહેતું હોયતો વાત તથા પિત્તથી પેદા થયેલ રકતપિત્ત સમજવો.

ઉર્ધ્વ ભાગમાં રકતપિત્ત હોય તો સાધ્ય છે, અધો ભાગમાં હોય તો કષ્ટ સાધ્ય તથા બન્ને ભાગમાં હોયતો અસાધ્ય છે. વળી તે રકતપિત્ત જો જોરાવર માણસને થયેલ હોય, ઉર્ધ્વ માર્ગમાં વહેતો હોય, થોડા દિવસ થયા થયેલ હોય, શિશિર ઋતુમાં લાગુ પડયો હોય, ઝાઝા વેગવાળો ન હોય તથા ઉપદ્રવ વગરનો હોય તો તે સાધ્ય ગણાયછે. તેમજ એક દોષથી થયેલ પણ મટી શકેછે; બે દોષથી પેદા થયેલો પણ જેમ તેમ મટેછે; અને ત્રણ દોષથી ઉપજેલ રકતપિત્તનો કદી મટતોજ નથી. તેમજ જેનો જઠરાગ્નિ મંદ હોય, જેનું શરીર ત્રુટી ગયેલ હોય, જે વૃદ્ધ હોય તથા જે જમી શકતો ન હોય તેવા દરદીનો રકતપિત્ત પણ અસાધ્ય સમજવો. માંસનાં ધોણ જેવો, સડેલ જેવો, ડોળાં પાણી જેવો, મેદ, પરૂ, અને લોહી જેવો, યકૃત્ (કાળજાંની ગાંઠ) જેવો, પાકેલ જાંબુ જેવો, કાળા તથા લીલા રંગનો, ઉપદ્રવોથી યુકત અથવા અનેક રંગવાળો રકતપિત્ત અસાધ્ય હોવાથી ઉપાય કરવાને લાયક નથી વળી જે રકતપિત્તવાળો પુરૂષ પદાર્થ માત્રને તથા આકાશને પણ લાલ દેખેછે, લોહીની ઉલટી કરેછે, લાલ નેત્રવાળો છે અને જેને ધચરકામાં પણ લોહી પડેછે તેવા રોગીને પણ અસાધ્ય સમજવો.

રકતપિત્ત થવાથી નિર્બળતા, શ્વાસ, કાસ, જ્વર, ઉલટી, બેભાન અવસ્થા, શરીરનું ફીકું પડવું, બળતરા, મૂર્છા, જમ્યાપછી છાતીમાં બળતરા, અધીરાઇ, નિરંતર હૃદયમાં અપૂર્વ દરદ, તૃષા, પાતળો ઝાડો, માથાનું તપ-

સું, થુંકની દુર્ગંધી, અન્નપર અરૂચિ અને અપચો થાયછે.

આ રોગ અગ્નિની પેઠે માણસનું તરત મૃત્યુ કરનાં- **ચિકિત્સા.** રો છે તેથી તેની જલદી ચિકિત્સા કરવી. જેનું બળ અને માંસ ક્ષીણ થયેલ ન હોય તથા જમી શકે એવા પુરૂષના શરીરમાં ઉખડેલું રક્તપિત્ત પ્રથમથીજ બંધ ન કરવું. જો પ્રથમથીજ બંધ પાડીએ તો તે ગલશેહ, નાસિકામાં ગંધ, મૂર્છા, અરૂચિ, જવર, ગાંઠ, બરોળ, આફરો, કિલાસ (ધોળાકોઢ઼ી), મૂત્રકૃચ્છ, કુષ્ઠ, અર્શ, રતવા, શરીરમાં ફીકાશ, ભગંદર અને બુદ્ધિ તથા ઇંદ્રિયોમાં ગભરાટ થાયછે, માટે પુરૂષનું અને રોગનું કૌવત જાણનારા વૈદ્યે તે વહેવા દેવું. ઘણું કરીને આ રોગ મેદના વિકારથી પેદા થાયછે, માટે આ રોગવાળાને પ્રથમ લાંઘણ કરાવવી. તેને તરસ લાગે ત્યારે કાળો વાળો, ધોળો વાળો, ચંદન, મોથ અને ખડસલીઆથી ઉકાળેલ અગવા કેવળ ઉનું કરીને ટાઢું કરેલ પાણી પાવું. વખત અને પ્રકૃતિ જાણનાર વૈદ્યે ઉપલા ભાગમાં રહેલ આ રોગની નિવૃત્તિને માટે તર્પણ ઉપાય કરવા અને હેઠલા ભાગમાં હોય તો પેહેલાં પેયા પાવી. તર્પણ કરવાનો પ્રકાર એવો છે કે, ખજૂર, દ્રાખ અને ફાલસાંને જળમાં ઉકાળીને શીતળ કરી તે જળમાં સાકર મેળવીને પાવું. શેકેલ સાળની ધાણીના ભૂકામાં મધ તથા સાકર મેળવીને ખવરાવવું તે પણ તર્પણ કહેલું છે. સાળ, સાઠીચોખા, નાનવી, કોદરા, સામો અને કાંગ આ સઘળાં રક્તપિત્ત રોગવાળાને પથ્ય કહેલ છે. રક્તપિત્ત ઉપલા ભાગમાં હોય તો વિરેચન અને હેઠલા ભાગમાં હોય તો વમન કરાવવું. ઉપલા ભાગમાં પ્રવૃત્ત રક્તપિત્તની શાંતિ કરનાર કડવો તથા તુરો રસ અને ઉપવાસ કહેલ છે; હેઠલા ભાગમાં રક્તપિત્ત હોય તો પુષ્ટિના ઉપાય તથા મધુર રસ હિત કહેલ છે. નસોતર અને કાળી નસોતરના કષાયમાં કરેલ તે બે પદાર્થનો કલ્ક સાકર સાથે મેળવીને ચાટવો તેથી ઉપલા ભાગમાં રહેલ રક્તપિત્ત મટે છે. મીંઢોળનું ચૂર્ણ સાકર સાથે, મધ સાથે, દૂધ સાથે અથવા શેલડીના રસ સાથે પીને ઉલટી કરવી, તેથી હેઠલા ભાગમાં રહેલ રક્તપિત્ત શાંત થાયછે. આવી રીતે વમન વિરેચનથી શુદ્ધ થયેલ પુરૂષને ક્રમથી મંથ અને પેયા આપવી. મંથ પણ મધ, ખજૂર, દ્રાખ, ફાલસાં અને સાકરનાં જળથી બનાવેલો આપવો. મંદ અગ્નિવાળો તથા ખાટા પદાર્થની ઇચ્છાવાળો પુરૂષ હોય તેને દાડિમ તથા આમળાંના રસથી ખાટો થયેલ મંથ આપવો; વળી વાળો, ધાવણીનાં ફુલ, બીલીનો ગરભ અને ધમાસાથી બનાવેલ પેયા આપવી. જેથી રક્તપિત્ત રોગ

ઉત્પન્ન થાયછે. એવા વિદાહિ અને ઉષ્ણવીર્ય ઇત્યાદિ પદાર્થોનો ત્યાંગ કરવો. ગંદાઇ ગયેલ રક્તપિત્તની નિવૃતિને માટે પારેવાની ચરક મધ સાથે ચાટવી. ચંદન, વાળો, મોથ, ચોખાની ધાણી, મગ, પીંપર અને જવ બળાના જળમાં રાતે પલળી રાખવા, તે જળ પ્રાતઃકાળે પીવાથી રક્તપિત્તનો નાશ થાયછે. ઉપર લખેલા કષાયોથી અગ્નિની દીપ્તિ તથા કફનો ક્ષયે પણ રક્તપિત્ત શાંત ન થાયતો પાંચગણાં જળમાં પકાવેલું બકરીનું દૂધ અથવા ગાયનું દૂધ પાવું મૂત્રના માર્ગમાં રહેનારા રક્તપિત્તની નિવૃત્તિ માટે પણ ઉપર કહેલા ઉપાયો હિત છે. ગુદાસ્થાનમાં રહેલ રક્તપિત્તની નિવૃત્તિને માટે મોચરસથી સાધેલું, વડની ટીશીઓથી અથવા સુંઠ,વાળો અને ઉત્પલથી સાધેલ દૂધ પાવું ગળામાં રક્તપિત્ત રોગ પેઠેલો હોય તો તેની નિવૃત્તિ કરવા માટે કમળનાં નાળવાંનો ક્ષાર મધ તથા ઘી સાથે ચાટવો. ગુદાથી બહુ લોહી પડતું હોયતો રક્તપિત્તને મટાડનાર ઔષધોના રસની બસ્તિ આપવી. આ રોગ નાસિકામાં ગયેલ હોય નસ્ય આપવું. શીતવીર્ય ઔષધનો અભ્યંગ કરવાથી પણ રક્તપિત્ત શાંત થાયછે.

---

## કાસ (ઉધરસ.)

**નિદાન.** ધૂમાડાના તથા ધૂળના અભિઘાતથી, મેહેનતથી, લુખું અન્ન ખવાથી, જમતાં જમતાં ઓનાળ જવાથી અને મળ મૂત્રાદિકના વેગ તથા છીંકને અટકાવવાથી પ્રાણવાયુ સદોષ થઇ ઉદાનવાયુ સાથે મળીને ફુટેલ કાંસાના અવાજ સરખા અવાજવાળો દોષ સહિત મુખથી બહાર નિકળેછે, જેને કાસ (ઉધરસ) કહેછે. વાત, પિત્ત, કફ, ક્ષત અને ક્ષય એ પાંચ કારણથી ઉપજેલ પાંચ પ્રકારના કાસ ઉત્તરોત્તર બળવાન કહેલછે. આ પાંચ કાસ અટકાવવાના ઉપાયો વખતસર નથાય તો તેમાંથી ક્ષયરોગ થાયછે. કાસ ઉપજવાની અગાઉ ગળામાં અને મોઢામાં કાંટા કાંટા જેવું લાગેછે અને ગળામાં ખરજ આવેછે તથા જમતાં જમતાં ગળે કોળીઓ અટકેછે. વાત કાસમાં હૃદય, કપોળ, મસ્તક, ઉદર અને પડખામાં શૂળ નિકળેછે, મોઢું સુકાઈ જાયછે, બળ, સ્વર, અને ઓજ ક્ષીણ થાયછે, વારંવાર ઠાલી ઉધરસ આવેછે તથા અવાજ ખોખરો થઇ જાયછે; પિત્ત કાસમાં છાતીમાં બળતરા, જ્વર, મુખમાં શુષ્કતા તથા કડવાશ, તૃષા, તીખી તથા પીળી ઉલટી અને શરીરમાં પીળાશ તથા દાહ થાયછે; કફકાસમાં કફથી લીંપાયેલું મુખ, મસ્તકમાં પીડા,

છાતીમાં કફનો ભરાવો, અન્ન ઉપર અરૂચિ, અંગમાં ગુરૂતા, ખરજ અને ધાટા બળખાનું નિકળવું થાયછે. અતિ મૈથુનથી, ઘણો ભાર ઉપાડવાથી, ઝાઝો પંથ કરવાથી, અતિ સંગ્રામથી, અને દોડતાં બળવાન જાનવરોને પકડી રાખવાથી દુબળા પુરૂષની છાતીમાં ક્ષત ઉપજીને ઉધરસને પ્રગટ કરેછે તે ક્ષત કાસ કહેવાયછે; આ ક્ષત કાસમાં ઉધરસ આવવા વખતે મોઢામાંથી લોહી પડેછે, કંઠમાં અતિ પીડા થાયછે. છાતી ખોખરી જણાયછે, તેમાં તીક્ષ્ણ સોયો ઘોંચ્યા જેવી વેદના થાયછે, તેનો સ્પર્શ કરતાં પણ તેની પીડા સહન થઇ શકતી નથી. આખા અંગમાં શૂળ નિકળે છે, સાંધાઓ ઝલાઈ જાયછે, તાવ આવેછે, શ્વાસ થાયછે, તરસ લાગેછે, અવાજ બદલાઇ જાયછે તથા દરદીનો અવાજ ઉધરસ વખતે પારેવાના જેવો હોયછે. વિષમ (વખત બદલાવીને) અને અસાત્મ્ય ભોજન કરવાથી, અતિ મૈથુનથી, મળમૂત્રાદિના વેગ રોકવાથી, મન બગડવાથી અને અત્યંત શોક કરવાથી ત્રણે દોષ કુપિત થઈને અંતકાળને ઉપજાવનારી ઉધરસને ઉત્પન્ન કરેછે તે ક્ષય કાસ કહેવાય છે. આ ક્ષયકાસમાં શૂળ, તાવ, દાહ, તથા બેભાન સ્થિતિ વિગેરે કષ્ટો ઉપજેછે અને મરણ પણ થાયછે. આ દરદી દિવસે દિવસે દૂબળો પડતો જાયછે તેને ઉધરસ ખાવા વખતે જે કફ પડેછે તેમાં પરૂ તથા રૂધિર પણ મળેલું હોયછે. આ ક્ષયકાસનો દરદી અસાધ્ય કહેલોછે. ક્ષયકાસ બળવાન પુરૂષને થયેલ હોય તો માંડ માંડ મટેછે. પણ દૂબળાંના તો પ્રાણ લે છે. આ રોગ તાજો હોય અને વૈદ્ય તથા ઔષધ શ્રેષ્ટ મળે તો કદાચિત ટળેછે. વૃદ્ધ પુરૂષને થયેલ ક્ષય રોગ પથ્ય સેવનથી વધવા ન દેવો એટલુંજ બને છે, પણ મૂળમાંથી નિવૃત્ત થતો નથી.

**ચિકિત્સા.** પવનથી ઉપજેલા કાસવાળા પુરૂષને વાતહર ઔષધથી સાધેલ સ્નેહનું પાન કરાવવું. પિત્ત સહિત કાસની નિવૃત્તિ માટે જમવા પહેલાં ઘી પાવું તથા કફસહિત કાસની નિવૃત્તિને માટે સ્નેહયુકત વિરેચન આપવું. આ સિવાય કાસને માટે પરિશિષ્ટ ભાગમાં લખેલાં કાસ ઉપર લાગુ પડતાં ઔષધોનો ઉપયોગ કરવો.

---

## શ્વાસ (દમ).

**નિદાન.** શ્વાસરોગ મહાન, ઉર્ધ્વ, છિન્ન, તમક અને ક્ષુદ્ર એવા ભેદથી પાંચ પ્રકારનો છે. વાતની અધિકતાથી ક્ષુદ્ર, કફની

અધિકતાથી તમક, કફ અને વાતની અધિકતાથી છિન્ન તેમ મહાન અને ઉર્ધ્વ વાયુની અધિકતાના યોગથી થાયછે. શ્વાસમાં પેહેલાં હૃદયમાં પીડા, શૂળ, પેટનું ચડવું તણાવું, મોઢું નિઃસ્વાદ અને કપોળમાં સોયો ઘોંચ્યા જેવી વેદના થાયછે. જ્યારે વાયુ કફથી સંયુકત થઇ નાડીઓના પ્રવાહને રૂંધી ચારેતરફ જવા માંડે છે ત્યારે શ્વાસ રોગ થાયછે.

મહાશ્વાસમાં વાયુ ઉપર ચડી આવ્યો હોય તેથી રોગી દુઃખ પામી શબ્દયુકત શ્વાસ લેછે, જ્ઞાન વિજ્ઞાન નાશ પામેછે, મુખ અને નેત્ર સ્તબ્ધ થઇ જાયછે, મળમૂત્રનું રૂંધન થાયછે, વાણી થોથરાય છે, રોગી અત્યંત ખેદયુકત રહેછે તથા શ્વાસનું લેવું દૂરથી સંભળાયછે, આવી રીતે મહા શ્વાસ વાળો પુરૂષ તરત મરણ પામેછે.

ઉર્ધ્વ શ્વાસમાં રોગી શ્વાસને ઉપર ચડાવે છે પણ નીચે ઉતારી શકતો નથી, મુખ તથા કંઠ કફથી રોકાઇ જાયછે, મૂર્છા થાયછે, મોઢું સુકાયછે અને ચેન પડતું નથી. ઉર્ધ્વ શ્વાસ કોપ્યાથી હેઠલો શ્વાસ રૂંધાયછે અને રોકાવાથી જે મુંઝાય છે તે પ્રાણ મુકત થાયછે.

છિન્ન શ્વાસમાં રોગી પોતાનામાં જેટલી શકિત હોય તેટલી શકિતથી શ્વાસ લેછે અને મૂકેછે, અથવા દુઃખી થઇ શ્વાસોશ્વાસ લેતો નથી તેમ મૂકતો પણ નથી. હૃદય ચીરાતું હોય તેવી પીડા થાયછે, પેટ ચડી આવેછે, એક નેત્ર રાતું થાયછે, તથા બકેછે, ઈત્યાદિ ચિન્હોવાળો છિન્ન શ્વાસનો રોગી તરત પ્રાણ મુકત થાયછે.

જ્યારે વાયુ કંઠ તથા મસ્તકને સજ્જડ કરી દઈ કફનું આકર્ષણ કરી નાડીઓને પ્રાપ્ત થાયછે ત્યારે તે કફ રૂંધાવાથી સળેખમ તથા ગળામાં ઘુરઘુર એવો શબ્દ થાયછે. અને ઘણા વેગથી છાતીમાં દુખનારા શ્વાસને ઉપજાવેછે ત્યારે રોગી બેભાન થાયછે. ઉધરસ ખાતાં કોઈ વખતે કફ બહાર નિકળે ત્યારે બે ઘડી આરામ જણાયછે, કંઠમાં ખરજ આવેછે, મુશ્કેલીથી રાડ પાડી શકેછે, નિદ્રા આવતી નથી, સુઇ શકાતું નથી, બેસવાથી જરા સુખ રહેછે, ઉષ્ણ પદાર્થો અનુકૂળ પડેછે, આંખપર સોજો ચડેછે, કપાળ ઉપર પસીનાનાં બિંદુઓ આવેછે, મોઢું સુકાયછે તથા શ્વાસ ચડવાથી રોગીનું આખું અંગ ઉંચા નીચું હાલ્યા કરેછે. આ લક્ષણો તમક નામના શ્વાસને સૂચવેછે. તમક શ્વાશ વરસાદ, ટાઢ, પૂર્વ તરફનો પવન અને કફને કરનારા પદાર્થોથી વૃદ્ધિ પામેછે. આ શ્વાસ જોકે કષ્ટસાધ્યછે તોપણ તેને થયે થોડો વખત થયો હોય તો જલદીથી મટી શકેછે. પ્રત-

મક શ્વાસમાં જ્વર અને બેભાન અવસ્થા એ બે મુખ્ય ઉપદ્રવોછે. આ શ્વાસ ઉદાવર્ત્ત, ધૂળ, અજીર્ણ, મળમૂત્રનો વેગ રોકવાથી તેમજ વૃદ્ધપણાંને લીધે ઉત્પન્ન થાયછે. અંધારાથી અથવા તમોગુણથી વૃદ્ધિ પામેછે. અને શીતોપચારથી શાંત થાયછે. આ શ્વાસનો રોગી અંધારાથી આવૃત હોય એમ તેને જણાયછે.

શુષ્ક અને રૂક્ષ પદાર્થોનાં સેવનથી ઉત્પન્ન થતાં ક્ષુદ્ર શ્વાસમાં વાયુ ઉપર ચડેછે. આ શ્વાસ અન્નપાનને અટકાવતો નથી તથા ઈંદ્રિયોને પણ ઈજા કરતો નથી તેથી આ ક્ષુદ્ર શ્વાસ સાધ્ય ગણાયછે.

ઉપર લખેલા સર્વ શ્વાસ કૌવતવાન પુરૂષને અપૂર્ણ લક્ષણથી સાધ્ય ગણાયછે. ક્ષુદ્ર શ્વાસ સંપૂર્ણ લક્ષણ છતાં પણ સાધ્ય છે. તથા સંપૂર્ણ લક્ષણવાળા મહાશ્વાસ, ઉર્ધ્વ શ્વાસ અને છિન્ન શ્વાસઅસાધ્ય છે. બીજા વ્યાધિઓ કરતાં આ વ્યાધિ તરત પ્રાણ લેછે.

**ચિકિત્સા.** શ્વાસરોગથી પીડિત માણસને સ્નિગ્ધ પદાર્થથી પ્રથમ સ્વેદ વિધિ કરવો, તેથી પકડાયલો શ્વાસ છુટ પડેછે. ત્યાર પછી દહીંનું ધોળવું પાઈ હલકું વમન કરાવવું. વમન કરાવવાના પદાર્થોમાં પીંપર, સીંધાલુણ અને મધ મેળવવાં. વમન કરવાથી હૃદય શુદ્ધ થાય છે. અને કફનો નાશ થઇ પવન સારી રીતે ચાલી શકેછે. તમક શ્વાસના રોગીને વિરેચન આપવું. વિરેચન તથા વમનથી આરામ ન જણાય તો કફની નિવૃત્તિને માટે ધૂમપાન કરાવવું. ધૂમપાનની વાટમાં (બીડીમાં) હળદર એરંડાનું મૂળ, દ્રાખ તથા દેવદારનાં ચૂર્ણનો ઉપયોગ કરવો. વાટને ઘીમાં બોળી સળગાવીને ધૂમપાન કરવું. શ્વાસ રોગીને સાળ, સાઠી ચોખા, ઘઉં, જવ, તથા મગ એ પદાર્થો પથ્ય છે. શ્વાસ રોગીની તરસ મટાડવા સારૂ દશમૂળ અથવા દેવદારનો ક્વાથ પીવરાવવો. ગાય, હાથી, ઉંટ, ગધેડા અથવા બકરીની વિષ્ટાનો રસ મધમાં મેળવીને પાવો. આસોંદની રાખ મધમાં મેળવીને ચાટવી, એરડાનું મૂળ અને પીંપરનું ચૂર્ણ મધમાં મેળવીને ચાટવું, કોઠનો રસ અને મધ સાથે મેળવી ચાટવું. આ પ્રયોગો ઉપયોગમાં લેવાથી સર્વે શ્વાસ રોગોનો નાશ થાય છે. સુંઠ અને ગોળ સમ ભાગે મેળવીને ખાવાથી પણ શ્વાસ મટે છે. કાસ, શ્વાસ, ક્ષય અને ઉલટી એ એક બીજાનાં ઔષધથી મટી શકે છે.

## રાજયક્ષ્મા (ક્ષય).

મળમૂત્રનો વેગ રોકવાથી, અત્યંત મૈથુનથી, ઉપવાસ **નિદાન.** કરવાથી, પારકી ઈર્ષ્યા, આળસ અને ગ્લાનિથી, વધારે બળવાન માણસ સાથે યુદ્ધ કરવાથી, અનિયમિત ખાવાથી તથા એવાં બીજાં કારણોથી વાત, પિત્ત તથા કફ એ ત્રણે કોપ પામી ક્ષય રોગ ઉપજાવે છે. ગતિ રોકવાથી વાયુ વિકારને પામે છે તેથી જઠરાગ્નિ બગડી કફ તથા પિત્ત પણ વિકારને પામે છે. રસાદિ ધાતુઓને શોષી લે છે. તેથી આ રોગ શોષ એવાં નામથી ઓળખાય છે. શરીરની પાચનાદિ ક્રિયાઓનો ક્ષય થાય છે તેથી તે ક્ષય કહેવાય છે. આ રોગ પ્રથમ ચંદ્રને ઉપજ્યો હતો તેથી અને સર્વ રોગમાં મોટો હોવાથી એનું નામ રાજયક્ષ્મા એ પ્રમાણે પણ પ્રસિદ્ધ છે. આ રોગ ધાતુનો ક્ષય થવાથી તથા શરીરમાં રહેલ ધાતુઓની ગતિનો અટકાવ થવાથી ઉત્પન્ન થાય છે. કફ પ્રધાન પિત્તાદિ વિકારોથી ધાતુનો વહેવાનો માર્ગ બંધ થતાં અનુલોમ ક્ષય ઉપજે છે. અનુલોમ ક્ષયમાં તેની વૃદ્ધિ તથા રૂપાંતર ક્રમથી થાય છે અનુલોમ ક્ષયથી વિરૂદ્ધ જાતનો પ્રતિલોમ ક્ષય કહેવાય છે તેની ઉત્પત્તિ અત્યંત મૈથુન કરવાથી વીર્યનો ક્ષય થઈ થાય છે. અને તેથી મનુષ્ય દિવસે દિવસે સુકાતું જાય છે. ક્ષય રોગમાં પ્રથમ શ્વાસ થાય છે, હાથ પગ ગળી જાય છે, કફ પડે છે, તાળવામાં શોષ થાય છે, ઉલટી થાય છે, જઠરાગ્નિ મંદ પડે છે, નિદ્રા બહુ આવે છે અને સળેખમ તથા ઉધરસ થાય છે. આ લક્ષણો ધાતુઓનું શોષણ થવાનું હોય તો જણાય છે. અને ત્યારે દરદીનાં નેત્ર શ્વેત થાય છે અને માંસ ખાવાની તથા મૈથુનની ઇચ્છા ઘણી થાય છે. આ લક્ષણો સ્વાભાવિક રીતે થાય છે એમ નથી પણ તે રોગનાં વિલક્ષણપણાંથી થાય છે. તેમજ રોગીને સ્વપ્નમાં કાગડો, પોપટ શાહુડી, મયૂર, ગીધ, વાંદરા તથા કાંકીડા વિગેરે પોતાને લઈ જતા હોય તેમ જણાયછે, જળ રહિત નદીઓમાં સ્નાન કરતો હોય એમ લાગેછે તથા અતિ પવન અને દાવાનળથી ઘેરાયલાં શુષ્ક વૃક્ષોને જુવે છે. ખભા તથા પડખામાં પીડા, હાથ પગમાં બળતરા અને આખાં શરીરમાં જ્વર ભરેલો રહેછે. આત્રણે લક્ષણો ક્ષય રોગમાં અવસ્ય થાય છે અને તેથી મરણ ઉપજેછે ક્ષય રોગમાં વાતનો સંબંધ હોય તો સ્વરમાં ભેદ પડે છે, શૂળ ઉપજેછે અને ખભા તથા પડખાં સુકાઈ જાય છે. પિત્તનો સંબંધ હોય તો જ્વર, દાહ, અતિસાર તથા મોઢાંમાંથી લોહી પડેછે. અને કફનો સંબંધ હોય તો અરૂચિ થવી, માથું

ભારે પડીજવું, ઉધરસ થવી, તથા અવાજ બદલાવો આ પ્રમાણે થાય છે. આવી રીતે ઉપર કહેલાં અગિયાર લક્ષણો જે રોગીને થયાં હોય તેમજ ઉધરસ, અતિસાર, પાર્શ્વશૂળ, અવાજ બદલાવો, અન્નપર અરૂચિ અને જ્વર આ છ લક્ષણો થયાં હોય અથવા જેનામાં બળ અને માંસ રહેલ ન હોય તો તેનો રોગ અસાધ્ય સમજવો. રોગીને આ સર્વ લક્ષણો થયાં છતાં તેનામાં માંસ તથા બળ રહેલાં હોય તો વૈદ્યે ચિકિત્સા કરવી. દરદી ખાતાં પીતાં પણ દુબળો પડતો જાય, અતિસાર થાય અને પેટ ઉપર તથા અંડકોષ ઉપર સોજો ચડે તો તે ક્ષય રોગી કદીપણ બચી શકતો નથી. જો ક્ષય રોગીને મુદ્દલ તાવ ન આવતો હોય, શરીરે જોરાવર હોય, ચિકિત્સાને સહન કરી શકતો હોય, સાવધાન હોય, જઠરાગ્નિ પ્રદીપ્ત હોય, તથા અત્યંત દુર્બળ ન થઈ ગયો હોય, તેની ચિકિત્સા કરવી. પણ જેનાં નેત્ર ધોળાં હોય અન્નપર અત્યંત અભાવો હોય, ઉર્ધ્વ શ્વાસથી પીડાતો હોય અને વારંવાર કષ્ટથી પેસાબ ઉતરતો હોય તેવો રોગી નાશ પામે છે. ક્ષય રોગ ઘણા પ્રકારના છે. તેમાંથી વ્યવાયશોષી, શોક શોષી, વાર્દ્ધક્ય શોષી, અધ્વ શોષી, વ્યાયામ શોષી, વ્રણ શોષી, તથા ઉરઃક્ષત શોષી એ મુખ્ય છે.

ક્ષયરોગી અત્યંત મૈથુનથી ક્ષીણ થયેલ વ્યવાય શોષી કહેવાય છે. આ દરદીની ગુહ્યેંદ્રિયમાં તથા અંડકોષમાં પીડા થાય છે; મૈથુન માટે અશક્તતા હોય છે છતાં જો પરાણે મૈથુન કરે છે તો તે રોગીને ઘણીવારે જરા શુક્રસ્રાવ થાય છે અથવા વીર્યને બદલે લોહીનાં ટીપાં પડે છે, શરીર ફીકું પડી જાય છે અને ધાતુઓનો ક્ષય થતો જાય છે.

જે ઘણો ખેદ અથવા ચિંતા કરે છે તે શોકશોષી સમજવો. આવા દરદીના હાથપગ ગળી જાય છે તથા શુક્રક્ષયનાં લક્ષણોથી જુદાં શોષનાં લક્ષણોથી તે પીડા પામે છે.

વૃદ્ધાવસ્થાને લીધે ક્ષીણ થતો પુરૂષ જરા શોષી જાણવો. તેની ધાતુઓ ક્ષીણ થવાથી વીર્ય, બુદ્ધિ, બળ અને ઇંદ્રિયો મંદ પડી જાય છે, તેનું શરીર ધ્રુજ્યા કરે છે, અન્નપર અરૂચિ થાય છે, કંઠમાંથી અવાજ ખોખરો નીકળે છે, પરાણે થુંકે છે તોપણ થુંકમાં કફ પડતો નથી, શરીર ભારે પડી જાય છે, મોઢું નાક અને નેત્રમાંથી રાત દિવસ લાળ ઝર્યા કરે છે. અને તેના શરીરની કાંતિ શુષ્ક તથા રૂક્ષ પડી જાય છે.

ઘણો પંથ કરવાથી ક્ષીણ થઇ ગયેલો પુરૂષ અધ્વશોષી કહેવાયછે. તેના હાથપગ ગળેલા હોયછે, શરીરની કાંતિ બળેલ લીલાં લાકડાં જેવી

અને ખરખરી થાયછે, સર્વ અંગ શિથિલ થઇજાયછે તથા પિપાસાસ્થાન, કંઠ અને મુખ સુકાઇ જાયછે.

અતિ મેહેનતથી ક્ષીણ થઇ ગયેલો પુરૂષ વ્યાયામશોષી કહેવાયછે. અને તે અધ્વશોષીનાં લક્ષણોથી યુક્ત હોયછે. તથા ઉરઃક્ષત નહિ છતાં ઉરઃક્ષતનાં લક્ષણો જણાયછે.

વ્રણશોષીને રક્તક્ષયથી, વ્રણની પીડાથી અથવા આહાર ઘટવાથી વ્રણયુક્ત જે ક્ષય થાયછે તે અસાધ્યછે.

ધનુષ ખેંચવાથી, ઘણો ભાર ઉપાડવાથી, બળવાન સાથે યુદ્ધ કરવાથી, ઉંચેથી પડવાથી, દોડતાં બળવાન પશુઓને એકદમ પકડી રાખવાથી, શસ્ત્ર અસ્ત્રાદિ જોરથી ફેંકવાથી, બહુ અભ્યાસ કરવાથી, ઘણો પંથ કરવાથી, પાણીના પૂરમાં તરવાથી, બહુ દોડવાથી, ઘણીક છલંગો મારવાથી, અત્યંત ઝડપમાં નાચ કરવાથી અને છાતી દુખવાથી ઉરઃક્ષત રોગ ઉત્પન્ન થાયછે. જે અત્યંત મૈથુનમાં આસક્તિ રાખે છે અને સુકો તથા થોડો આહાર કરેછે તેઓની છાતી ફુટી ગયા જેવી અથવા બે ભાગ થઇ ગયા જેવી તેમને જણાયછે. તેમાં ઘણી પીડા થાયછે, પાંસળાં દુખેછે, શરીર સુકાઇ જાયછે તથા ધ્રુજ્યા કરેછે, જ્વર આવેછે, શક્તિ, માંસ, વર્ણ, રૂચિ તથા જઠરાગ્નિ ધીરે ધીરે ઓછાં થાયછે, મન ઉદાસીમાં લીન રહેછે, જઠરાગ્નિની મંદતાથી ઝાડો પાતળો ઉતરેછે, વારંવાર ઉધરસ આવવાથી ગંધાતા, લોહીવાળા તથા કાળા પીળા કફના કડણ બડખા પડેછે. આ પ્રમાણે છાતીમાં ક્ષત થવાથી ઉરઃક્ષતનો રોગી ક્ષીણ થતો જાયછે. તેમ અનિયમિત રીતે સ્ત્રી સંગ કરવાથી શુક્ર તથા ઓજનો ક્ષય થવાને લીધે પ્રતિદિન ક્ષીણ પડતો જાયછે. આ સર્વ લક્ષણો અસ્ફુટ દેખાય તે ઉરઃક્ષતરોગનું પૂર્વરૂપ સમજવું. જ્યારે ઉરઃક્ષતમાં છાતીમાં પીડા થાયછે, લોહીની ઉલટી થાયછે, મૂત્રમાં લોહી પડેછે, તથા પાંસળાં, બરડો અને કેડ ઝલાઇ જાયછે ત્યારે તે અસાધ્યછે એમ સમજવું. અને જો ઉપર લખેલાં લક્ષણો અપૂર્ણ હોય, રોગીનો જઠરાગ્નિ પ્રદીપ્ત હોય તથા થોડો વખત થયા રોગ લાગુ પડયો હોય તો તે મટી શકેછે. રોગ થયે એક વર્ષ થઇ ગયું હોય તો મુસ્કેલીથી મટી શકેછે અને પૂર્ણ લક્ષણોથી રોગ ઉત્પન્ન થયો હોય તો તે મટી શકતો નથી.

ક્ષય રોગવાળો જો શરીરમાં બળવાન હોય તો તેના **ચિકિત્સા** શરીરમાં સ્નેહ તથા સ્વેદ વિધિ કરાવી વમન વિરેચનથી

મટે એવો દોષ જણાય તો તેને દુબળાશન ઉપજાવનાર વમન વિરેચન કરાવવું. વમન કરાવવાને વખતે મીંઢોળનો ભુકો દૂધમાં નાંખી અથવા માંસ રસમાં નાખી પાવો. વમન વિરેચનથી કોઠો શુદ્ધ થયો જણાય એટલે પુષ્ટિકારક અને જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારા પદાર્થો ખવરાવવા, અને વાયુને હરનાર, હલકાં તથા મનગમતાં અન્નપાન આપવાં. ઘણુંકરીને જુનાસાળના ચોખા, સાઠીચોખા તથા ઘઉંની ચીજો ખવરાવવી. બકરીનું દૂધ, ઘી તથા માંસખાનાર જનાવરનું માંસ ખવરાવવું. પીંપર, જવ, કળથી, સુંઠ, દાડમ અને આમળાંથી સંસ્કાર કરેલ તથા ઘીથી મેળવેલ બકરાંનો માંસરસ પાવો. જેથી ગ્લાનિ ઉપજે એવાં જનાવરોનું માંસ ખવરાવવા વૈદ્યની સલાહ પડે તો જે જનાવરોનું ખવાતું હોય એવાં જનાવરોનું નામ લઇ તે માંસ આપવું. તેથી પીનસ, શ્વાસ, કાસ, ખભો, મસ્તક અને સ્વરની પીડા તથા અરૂચિનો નાશ થાયછે. ખજૂર, ધ્રાખ, મહુડાં, ફનસ અને પીંપર નાખીને પકાવેલું ઘી પીવરાવવાથી ઉધરસ, શ્વાસ, તાવ વિગેરે દૂર થાયછે. રોગીનો સ્વર બેસી ગયો હોય તો ઘણુંકરીને નસ્ય અને ધૂમપાન કરાવવું. અન્ન ઉપર અરૂચિ થઇ હોયતો જુદી જુદી જાતનાં અન્ન રોગને મટાડનાર પદાર્થોમાં મેળવી આપવાં. ઝાડો થયો હોયતો ગ્રહણી રોગની નિવૃત્તિને માટે કહેલા ઉપાયો આપવા. આ રોગમાં ઝાડો ન થવા દેવા માટે ઘણી સંભાળ રાખવાની જરૂર છે. બીજા ધાતુનો ક્ષય થયે પણ જ્યાંસૂધી ઝાડો મજબૂત હોયછે ત્યાંસૂધી મૃત્યુ નજીક આવી શકતું નથી. ધોળા સરશવ તથા સુગંધી પદાર્થ તેમજ જીવન વધારનારાં ઔષધ નાંખી ઉકાળેલાં પાણીથી સ્નાન કરાવવું. તથા ચંદન, પુષ્પ, ભૂષણ અને મિત્ર વર્ગનો મિલાપ હમેશ રાખવો, ગાયન તથા વાદિત્ર સાંભળવાં અને બીજા પણ ક્ષય રોગને મટાડનારા ઉત્તમ ઉપાયોનો ઉપયોગ કરવો.

---

## ઉલટી, હૃદ્રોગ અને તૃષ્ણા.

**નિદાન.** બગડેલા વાત, પિત્ત અને કફ એ જુદા જુદા અથવા સાથે થવાથી તથા ખરાબ પદાર્થો જોવાથી ઉલટી થાય છે. અત્યંત પાતળા, અત્યંત ચીકણા, અણગમતા અને ખારા પદાર્થો સેવવાથી, વખત વિનાનું, અત્યંત અથવા અણુસદતું ભોજન કરવાથી, મેહેતનથી, બીકથી, ઉદ્વેગથી, અજીર્ણથી, કૃમિ દોષથી અથવા અત્યંત ઉતાવળે જમવાથી ઉલટી

થાય છે તથા ગર્ભિણીને ગર્ભની વેદનાથી ઉલટી થાય છે. આ દરદમાં વાયુ પ્રધાન હોય તો હ્રદય તથા પડખામાં વેદના થાય છે. મોઢું સુકાય છે, અવાજ બદલાઇ જાય છે અને ફીણ યુક્ત, પાતળું, તુરૂં અને કાળુ પણી મોઢાગાંથી અટકતું અટકતું પીડાયુક્ત પાણી નીકળે છે. પિત્ત પ્રધાન હોય તો મૂર્છા આવે છે, તાળવામાં અને આંખોમાં બળતરા થાય છે, આંખે અંધારાં આવેછે અને લીલી, પીળી, ઉની, તથા કડવી ઉલટી થાય છે. કફ પ્રધાન હોય તો નિદ્રા નહિ આવતાં નિદ્રા જેવો દેખાવ, મોઢાગાં મીઠાશ, અન્નપર અભાવો, તથા શરીરનું ભારે પડી જવું વિગેરે ચિન્હો થાય છે, ઉલટી ચીકાશવાળી, ઘાટી, મીઠી, અને શ્વેત થાયછે. ત્રણે દોષમાં પ્રાધાન્ય હોય તો શૂળ, અજીર્ણ, અરૂચિ, દાહ, તૃષા, શ્વાસ અને મોહ થાય છે. અને ઉલટી ખારી, ખાટી, શ્યામરંગની, ઘાટી, ઉષ્ણ તથા રાતી થાય છે. જે વખતે વાયુ મળ, મૂત્ર, પરસેવો અને જળને વૃહેનારી નાડીઓને રોકી ઉંચો ચડે છે તે વખતે મળ આદિક મુખ માર્ગે બહાર નીકળે છે. તે ઉલટી રંગમાં તથા ગંધમાં મળ મૂત્ર સમાન હોય છે. આવી ઉલટી વાળાને અત્યંત તૃષા લાગે છે. ઉધરસ આવે છે અને શૂળ નિકળે છે. આ અતિ વેગવાળી ઉલટીને લીધે રોગી ઘણીવાર બચી શકતો નથી ખરાબ પદાર્થો દેખવાથી, અપચાને લીધે, પ્રકૃતિને વિરૂદ્ધ પાડતા પદાર્થોથી અથવા કૃમિને લીધે આ આગંતુક છર્દિ ઉત્પન્ન થાય છે. જે ઉલટી કૃમિને લીધે થાય છે તેમાં શૂળ તથા હ્રદયમાં કંપ થાય છે.

ઉના, ભારે, ખાટા, તુરા અને કડવા પદાર્થો ખાવાથી, શ્રમથી, લાગવાથી, ઉપરાઉપર જમવાથી, ચિંતાથી, અને મળમૂત્ર આદિક સ્વાભાવિક વેગને રોકવાથી હ્રદ્રોગ (છાતીનું દરદ) થાયછે. આ રોગમાં વાત, પિત્ત અને કફ વિકાર યુક્ત થઇ હ્રદયમાં રહેલા રસને બગાડી હ્રદયમાં પીડા કરેછે. આ હ્રદ્રોગ વાતજ, પિત્તજ, કફજ, ત્રિદોષજ તથા કૃમિજ એવા ભેદથી પાંચ પ્રકારનો છે. વાતજ હ્રદ્રોગમાં છાતી સંકોચાયછે અને તેમાં સોયો ઘોંચ્યા જેવી વેદના થાયછે. પિત્તજમાં તરસ લાગેછે, બળતરા થાયછે, મુર્છા આવેછે અને મોઢું સુકાયછે. કફજમાં કફ સ્ત્રવેછે, અન્નપર અભાવો થાયછે અને જઠરાગ્નિ મંદ પડેછે. ત્રિદોષજમાં ત્રણે દોષનાં લક્ષણો જણાયછે. તથા કૃમિજ હ્રદ્રોગમાં દરદીને ઉબકા આવેછે, વારંવાર થુંક આવેછે, શૂળ નિકળેછે, આંખે અંધારાં આવેછે તથા શોષ ઉપજેછે. હ્રદોગમાં ગ્લાનિ ઉપજવી, ભ્રમ થવો તથા શોષ થવો એ સામાન્ય લક્ષણો છે.

ભયથી, શ્રમથી, બળના ક્ષયથી, તથા ક્રોધ, ઉપવાસ, વિગેરે કારણો-થી પોતાના સ્થાનમાં એકઠા થયેલ પિત્ત તથા વાયુ આ બે દોષ કોપી પિપા-સાસ્થાન (તાળવું) સૂધી જઇ તૃષ્ણા રોગને ઉપજાવે છે. જળને વહેનારી નાડીઓ બગડવાથી અન્ન, કફ તથા આમને લીધે ત્રણ જાતની તૃષ્ણાઓ પેદા થાયછે. અને ચોથી ઘવાએલા માણસને ક્ષતથી ઉત્પન્ન થાયછે. પાં-ચમી ક્ષય રોગમાં, છઠ્ઠી આમથી અને સાતમી અન્નનો આહાર કર્યા પ-છી થાયછે.

**ચકિત્સા.** ઉલટીના દરદમાં વાયુની અધિકતા ન દેખાતી હોય તો પ્રથમ લંઘન કરાવી વમન કરાવવું, દાડમ અને આમ-ળાનાં શરબત પાવાં અને સુગંધી દ્રવ્ય ખવરાવવાં તથા ચોપડવાં. વાતપ્ર-ધાન ઉલટીમાં સૈંધવ મેળવી એરંડીઆ તેલનું વિરેચન કરાવવું તથા દહીં અને દાડિમના રસથી સંસ્કાર કરેલું અન્ન જમાડવું. પિત્ત પ્રધાન ઉલટી-માં ધ્રાખ અને શેરડાના રસમાં મેળવી નસોતર પાવી, પાણીમાં ધ્રાખ ચો-ળી તે પાણી ગાળીને પાવું, તથા ગગની દાળનું પાણી આમળાંના રસ સાથે પાવું. અને કફ પ્રધાન ઉલટીમાં લીંબડાનાં પાન, પીંપર અને સર-શવનું ચૂર્ણ ઉનાં પાણીમાં પીવરાવી ઉલટી કરાવવી, અને દરદી દુર્બળ હોય તો ઉલટીને બદલે ઉપવાસ કરાવવો. ઉલટીના દરદમાં બીજા પણ કે-ટલાએક સ્તંભન અને પુષ્ટિના ઉપાયો તેમ ઘી તથા ગોળ પણ દેશ, કા-ળ અને સાત્મ્યનો વિચાર કરી આપવાથી ઉલટી અટકે છે.

હૃદ્રોગને માટે આ પુસ્તકમાં બીજે કેટલેક ઠેકાણે તેને (હૃદ્રોગને) મટાડનારા જે જે પ્રયોગો બતાવ્યા છે તેઓનો ઉપયોગ કરવો.

તૃષ્ણારોગમાં વાત તથા પિત્તને મટાડનારા સર્વ પ્રયોગો કરવા. તેમ બાહ્ય તથા આભ્યંતર શીતવિધિ, શમન અને શોધન કરાવવું. અંતરિક્ષનું જળ મધમાં મેળવીને પાવું, તથા શીતવીર્ય દ્રવ્યનો આહાર કરવો. તે રો-ગીએ કાંઈ કામ કરવું નહિ.

---

## મદાત્યય.

**નિદાન.** જે ગુણો વિષમાં છે તે ગુણો મદ્યમાં પણ છે. તે મદ્યનો અવળો ઉપયોગ થાય તો તેમાંથી મદાત્યય રોગ ઉત્પન્ન થાયછે. મદ્યપાન નિરંતર અન્ન વગર કરવાથી કષ્ટકારક આ વ્યાધિ

થાયછે. અને તેથી શરીર પણ પડી જાયછે. કોપેલ, ભય પામેલ, તરસ્યો, શોકથી પરિતાપવાળો, ક્ષીણ થયેલ, થાકી ગયેલ, દુબળો તથા ઝાઝું ખાધાથી ચડેલ પેટવાળો જો મદ્યનું સેવન કરે તો તેથી વિવિધ વ્યાધિઓ ઉપજે છે. તે પરમદ, પાનાજીર્ણ અને પાનવિભ્રમ એવાં ભેદવાળાં નામોથી ઓળખાય છે. જે મદાત્યયમાં હેડકી, શ્વાસ, મસ્તકનું કંપવું તથા લવારો થવો વિગેરે ચિન્હો થાયછે તે વાતપ્રધાન છે એમ સમજવું. પિત્તપ્રધાન મદાત્યયમાં તૃષ્ણા, દાહ, જ્વર, અતિસાર તથા ભ્રમ વિગેરે ચિન્હો થાયછે. કફપ્રધાન મદાત્યયમાં ઉલટી, અન્ન પર અભાવ તથા શરીરનું ભારે પડી જવું થાયછે. ત્રણે લક્ષણોવાળો ત્રિદોષજ મદાત્યય કહેવાયછે. પરમદમાં કફ અત્યંત કોપે છે, શરીર ભારે પડી જાયછે તથો મળમૂત્ર કબજ થાયછે. પાનાજીર્ણમાં પેટ ચડેછે, ઓડકાર આવેછે તથા દાહ થાયછે. અને પાનવિભ્રમમાં છાતીમાં પીડા થાયછે, મૂર્છા આવેછે, ઉલટી થાયછે, તાવ આવેછે તથા મસ્તકમાં શૂળ નિકળે છે. આ દરદમાં ઉપરનો હોઠ નીચેના હોઠ કરતાં વધી ગયો હોય, શરીરની બહાર ઠંડક તથા અંદર બળતરા થતી હોય, મોઢું ચળકાટ મારતું હોય તથા જીભ, હોઠ અને દાંત કાળા થઈ ગયા હોય તો દરદી કદી પણ બચતો નથી.

**ચિકિત્સા.** આરોગમાં વાતાદિ માંહેલો જે દોષ અધિક લાગે તેની પ્રથમ ચિકિત્સા કરવી. ત્રણ દોષ સમાન હોય તો પ્રથમ કફની, પછી પિત્તની તથા પછી વાતની ચિકિત્સા કરવી. કારણ કે આ રોગમાં કફ અધિક હોય છે તથા પિત્ત અને પવન થોડા હોય છે. થોડું અથવા ઘણું મદ્ય પીવાથી ઉપજેલો વ્યાધિ મદ્યની સમમાત્રા પાવાથી શાંત થાય છે. વાતની અધિકતા વાળો મદાત્યય પિષ્ટના મદ્યથી શાંત થાય છે. આ દરદમાં ચોપડવાના, ચોળવાના અને નવરાવવાના ઉપાયો તથા ઓઢવાનાં લુગડાં ઉષ્ણ હોવાં જોઇએ. સ્ત્રીનું આલિંગન આ રોગને દૂર કરેછે. આ રોગમાં પિત્તનું આધિક્ય હોય તો ઘણું પાણી નાખી સાકરનું મદ્ય પાવું. આ રોગમાં વાત અને પિત્ત કોપવાથી તૃષા બહુ લાગેછે. તેથી દ્રાક્ષારસ પાવો. મદ્યની ઉષ્ણતા ત્વચામાં આવી રક્તપિત્ત સાથે મળી ભયંકર દાહ ઉપજાવે છે. માટે આ વખતે સઘળા શીતોપચારનો ઉપયોગ કરવો તથા ફસ ખોલાવવી. શ્લેષ્મ પ્રધાન મદાત્યયમાં દરદીને ઉલટી અને ઉપવાસ કરાવવા. સન્નિપાત મદાત્યયમાં પણ દોષનું બળાબળ તપાસી યોગ્ય ઉપચાર કરવા. અતિ મદ્યપાન કરવાથી મૂર્છા પામેલ પુરૂષને તીક્ષ્ણ નસ્ય આપવું.

અત્યંત મદ્યપાન કરવાથી મન ડુબી ગયેલું ભાસે તો તે દરદીને વિસ્મય ઉપજાવનાર તથા સ્મૃતિને આપનાર વાર્ત્તા પ્રસંગ સંભળાવવા, પ્રિય પદાર્થનું દર્શન તથા શ્રવણ કરાવવું. ઉત્તમ ગીત વાદિત્રના શબ્દ સંભળાવવા, કસરત કરાવવી, ફુસ ખોલાવવી તથા બીજા પણ તે રોગને લાયક ઉપચારો કરવા.

## અર્શ (હરસ).

અર્શરોગ વાતથી, પિત્તથી, કફથી, ત્રણે દોષ સાથે મળવાથી, લોહીથી તથા જન્મથી એ પ્રમાણે છ કારણોથી થાયછે. **નિદાન.** તે મળદ્વાર પાસે ત્રણ વળીપર થાયછે. દોષ ત્વચા, માંસ અને મેદને દૂષિત કરી મળદ્વારના મુખમાં જુદી જુદી આકૃતિવાળાં જે માંસના અંકુરોને ઉપજાવે છે તે અંકુરો અર્શ કહેવાય છે. તુરા, તીખા, લુખા, અતિ ઠંડા તથા અતિ હલકા પદાર્થો સેવવાથી, વખત વિનાનું તથા બહુ ભોજન કરવાથી, તીક્ષ્ણ મદિરા સેવવાથી, અતિ મૈથુનથી, શોકથી, લાંઘણથી, અને અતિ વાત તથા તડકો સહન કરવાથી વાતાર્શ થાયછે. તીખા, ખાટા, ખારા તથા ઉષ્ણ પદાર્થોથી, અતિ કસરતથી, શ્રમથી, ક્રોધથી, તથા મદ્યથી અને એવાં બીજાં કારણોથી પિત્તાર્શ થાયછે. મીઠા, સ્નિગ્ધ, ઠંડા તથા ભારે પદાર્થોથી, કસરત ન કરવાથી, દિવસના સુવાથી, બહુ બેસી રહેવાથી તથા એવાં બીજાં કારણોથી કફાર્શ થાયછે. બે દોષનાં કારણો ભેગાં મળે છે ત્યારે તેથી ઉપજેલા અર્શ દ્વંદ્વજ કહેવાય છે. અને ત્રણે દોષનાં કારણો મળવાથી થયેલા ત્રિદોષજ અર્શ કહેવાય છે. જન્મથી થયેલા અર્શનાં લક્ષણો ત્રિદોષથી ઉત્પન્ન થયેલાં અર્શને મળતાં આવેછે.

વાત પ્રધાન અર્શના અંકુર શુષ્ક, ચમચમાટવાળા, રાતા, ખીલા જેવા, વાંકાચુંકા, તીક્ષ્ણ અણીવાળા, તથા ફુટેલ મોઢાવાળા હોયછે. પિત્ત પ્રધાન અર્શના અંકુરોના અગ્રભાગ લીલા હોયછે, તેમાંથી પાતળું લોહી વહે છે અને તેની આકૃતિ પોપટની જીભ તથા જળોનાં મુખ જેવી હોયછે. કફની અધિકતા હોય તો અર્શના અંકુરો મોટા મૂળવાળા, કઠણ, થોડી વેદનાવાળા, સુંવાળા, ફનસની ગોટલી સરખા, ગાયના આંચળ જેવા, સ્પર્શ કરવાથી સુખ થાય એવા અને ધોળા તથા લાંબા હોયછે. લોહીના વિકારથી પેદા થયેલ અર્શના અંકુરો પિત્તથી થયેલા અર્શના અંકુરોને મળતા

આવેછે. અર્શ રોગ કષ્ટકારક ઘણા રોગોને પેદા કરી વખતે અસાધ્ય થાયછે. તેના અંકુરો બહારની વળીપર થયેલ હોય અને એકજ દોષથી ઉત્પન્ન થયેલ હોય તો મટી શકે છે. બે દોષથી પેદા થયેલ હોય તથા જેને ઉત્પન્ન થયે એક વર્ષ ઉપર થઇ ગયું હોય તો તે કષ્ટ સાધ્ય છે. ત્રણે દોષથી ઉત્પન્ન થયેલ હોય તથા જન્મથીજ થયેલા હોય અને જેના અંકુરો અંદરની વળીપર ફુટી નિકળેલ હોય તે અસાધ્ય છે. પણ આ અસાધ્ય અર્શ યોગ્ય સાધનથી કાંઇક સમાન અવસ્થામાં આવેછે. આ દરદમાં જે દરદીને અન્નપર અભાવો થાય, શરીરમાંથી ઘણું લોહી નિકળે તથા શરીરપર સોજો ચડે અને અતિસાર થાય તો તે દરદી અર્શના પંજામાંથી કદીપણ છુટવા પામતો નથી. પુરૂષના મેઢ, પગ, નાક, કાન, નાભી ઈત્યાદિક ઉપર વિકારથી અર્શના જે અંકુરો ઉપજે છે તે ચીકણા તથા નરમ હોયછે. વ્યાન નામનો વાયુ કફને ભેળો લઈ ચામડીપર ખીલી જેવા સ્થિર તથા ખડબચડા જે અર્શના અંકુરો પેદા કરે છે તે ચર્મકીલ કહેવાયછે. તેમાં જો વાયુની અધિકતા હોય તો સોયો ઘોંચ્યા જેવી પીડા થાયછે. પિત્તનો સંબંધ હોય તો કાળું લોહી આવે છે અને કફનો સંબંધ હોય તે અંકુરો ચળકતા, ગાંઠાવાળા તથા ચામડીના રંગ જેવા હોયછે.

**ચિકિત્સા.**

અર્શ રોગથી પીડિત પુરૂષ બળવાન હોય તો તેને લાયક સ્નેહન તથા સ્વેદન ક્રિયા કરાવી જમાડી એકાંત સ્થળમાં લઈ જઇ સરખું પાટીયું અથવા શય્યા ઉપર સૂર્ય સામી ગુદા રખાવી કોઇ પુરૂષના ખોળામાં સુવાડી કટિભાગ ઉંચો રાખી પુખ્ત માણસ પાસે તેને પકડાવી ઘૃતથી આર્દ્ર કરેલો યંત્ર તેની ગુદામાં નાખવો. તે પછી યંત્રથી તે અર્શને પકડીને શલાકાથી ટોચવો. પછી તે ઉપર ક્ષાર મૂકી બાળવો, પણ અગ્નિથી ન બાળવો. ક્ષાર લગાવ્યા પછી યંત્ર કાઢી લઇ ઘીનો અભ્યંગ કરી દરદીને ઉના પાણીમાં બેસાડવો. આ પ્રમાણે એક એક અર્શ ઉપર ચિકિત્સા કરવી, પણ એકદમ સર્વ અર્શ ઉપર ક્ષાર ન મૂકવો. ઘણા અર્શવાળા દરદીની ગુદામાં પ્રથમ દક્ષિણ ભાગ તરફ રહેલા અર્શની ચિકિત્સા કરવી પછી ડાબાભાગ તરફ રહેલા અર્શની અને પછી વાંસા તરફ રહેલા અર્શની ચિકિત્સા કરવી. આ દરદમાં દસ્ત કબજ હોય તો એરંડીઆ તેલનો જુલાબ આપવો. જે અર્શ ક્ષારથી બાળવા લાયક ન હોય તેને આકડાનું મૂળ, ખીજડીનાં પાંદડાં, માણસના મોવાળા, સર્પની કાંચળી અને મીંદડાના ચામડાનું ચૂર્ણ ઘીમાં મેળવી તેની ધુંવાડી

દેવી. આકડાનું છીર, થોરનાં ડીંડલાં, કડવી તુંબડીનાં પાન અને કરંજનાં બીજ બકરાના મૂત્રમાં વાટીને ચોપડવાં. જે અર્શમાંથી લોહી ન નિકળતું હોય તથા બહુ પીડા થતી હોય તો શસ્ત્રથી લોહી બહાર કહાડવું. આ દરદમાં જેનું જઠરાગ્નિનું જોર ઓછું હોય તેને છાશ પાવી. આ રોગમાં અગ્નિની સંભાળ રાખવી, ઝાડો સાફ ઉતરે અને અગ્નિ પ્રદીપ્ત કરે એવાં અન્નપાન ઉપયોગમાં લેવાં, તથા તેથી ઉલટા પદાર્થોનો ત્યાગ કરવો. સૂરણુના સોળ ભાગ, ચિત્રાના આઠ ભાગ, સુંઠના બે ભાગ તથા તીખાંનો એક ભાગ લઈ તેનું ચૂર્ણુ કરી ગોળમાં ગોળી કરી ઉપયોગ કરવાથી તથા એવા બીજા અર્શને લાયક ઉપાયોનો ઉપયોગ કરવાથી અર્શ અદશ્ય થાયછે.

---

## અતિસાર.

**નિદાન.** ગુરૂ, અતિસ્નિગ્ધ, તીક્ષ્ણ, અતિઉષ્ણ, વિરૂદ્ધ તથા વિષમ ભોજન કરવાથી, વિષભક્ષણથી, ઋતુ બદલવાથી, કૃમિના વ્યાધિથી તથા એવાં બીજાં કારણોથી અતિસાર રોગ થાયછે. વિકારથી દુષ્ટ થયેલ જળ જેવી કોઇ ધાતુ જઠરાગ્નિને મંદ કરી મળ મિશ્રિત વાયુ સાથે નીચે ઝાડાવાટે જે વારંવાર ઉતરેછે તે અતિસાર કહેવાયછે. વાતાતિસાર, પિત્તાતિસાર, કફાતિસાર, સન્નિપાતાતિસાર, શોકાતિસાર તથા આમાતિસાર આ પ્રમાણે અતિસાર છ પ્રકારના છે. વાતાતિસારમાં ઝાડો રાતો, ફીણવાળો તથા અપક્વ ઉતરેછે અને ઝાડો ઉતરતાં વેદના સહિત ગડગડાટ થાયછે. પિત્તાતિસારમાં ઝાડો પીળો તથા લીલો હોયછે, દરદીને તરસ લાગેછે, દાહ થાયછે તથા ગળદ્વારની જગ્યાપર પાક થાયછે. કફાતિસારમાં ઝાડો શ્વેત, ઘાટો, કફયુક્ત કાચા માંસ જેવી ગંધવાળો તથા શીત હોયછે. સન્નિપાતાતિસારમાં ત્રણે દોષોનાં લક્ષણો મળતાં આવેછે તથા ઝાડો માંસના ધોણ જેવો થાયછે; આ અતિસાર કષ્ટસાધ્ય છે. ઇષ્ટ પદાર્થનો નાશ થવાથી શોકને લીધે ધાતુનો ક્ષય થાયછે અને આંસુ તથા ઉષ્મા એ બન્ને પદાર્થો શરીરમાં જઇ અગ્નિને મંદ કરી કોઠામાં પેસી લોહીને ઉકાળેછે અને તેથી તે લોહી ગળદ્વારે બહાર નિકળેછે. તેનો રંગ લાલ હોયછે. તે મળ સાથે અથવા મળ વિના હોય છે. આ શોકાતિસાર ઓળખવો તથા મટાડવો બહુ મુશ્કેલ છે. અન્ન ન પચવાને લીધે વાત, પિત્ત તથા કફ કોઠાને બગાડે છે. તથા ધાતુ અને મળને જુદા જુદા રંગથી ગુદા

માર્ગે બહાર કાઢે છે, તે આમાતિસાર. કહેવાય છે આ આમાતિસારના અપક્વ અને પક્વ એવા બે વિભાગ થઇ શકે છે. અપક્વ આમાતિસારમાં ઝાડો પાણીમાં નાંખતાં ડુબી જાય છે તથા ચીકણો હોય છે અને પક્વ આમાતિસારમાં તેથી ઉલટું જોવામાં આવે છે. જે ઝાડો પાતળો, માંસના ધોણ જેવો, અત્યંત દુર્ગંધીવાળો હોય તેમજ દરદીને ઘણી તરસ લાગે, દાહ થાય, શ્વાસ થાય તથા અન્નપર અભાવો થાય તે દરદી કદી પણ બચતો નથી. જે રોગી ક્ષીણ થવાને લીધે ગળદ્વારને સંકોચી શકતો નથી તથા ઝાડાને દાબી શકતો નથી, જેનું પેટ ચડે છે, જઠરાગ્નિ મંદ પડી ગયો હોય છે તથા જેનું શરીર ઠંડુ પડી ગયું હોયછે તે રોગી અતિસારના સપાટામાંથી છુટતો નથી. આ રોગમાં સોજો ચડે, શૂળ નિકળે, તાવ આવે, મૂર્છા આવે, ઉલટી થાય તથા હેડકી ઉપડે. તે મરણનાંજ ચિન્હો સમજવાં. વળી રોગી જો વૃદ્ધ હોય તો તે વખતેજ બચેછે. પિત્તાતિસાર થવાનો હોય ત્યારે અથવા થયા પછી પિત્ત કરનારા પદાર્થો ઘણા ખવાય તો તેમાંથી અતિ ઉગ્ર રક્તાતિસાર થાયછે.

**ચિકિત્સા.** અતિસાર જઠરાગ્નિ મંદ પડવાથી ઘણું કરી આમાશયમાંથી ઉત્પન્ન થાયછે, માટે આ રોગમાં પહેલાં લાંઘણ કરાવવી. શૂળ તથા આફરો હોય તો અતિસાર રોગવાળાને ઉલટી કરાવવી. અન્ન ન પચવાથી અતિસાર થયો હોય તો ઔષધ ન કરવું પણ ભૂખ લાગે ત્યારે જમવું. એટલે અતિસાર પોતાની મેળે બંધ થાયછે. થોડો થોડો ઝાડો ઉતરતો હોય અને પેટમાં આફરો જણાતો હોય તો હરડેના ચૂર્ણનો ફાકડો ભરવો. આ રોગમાં રોગીને ભૂખ લાગે ત્યારે હલકું જમાડવું, તેથી અન્ન ઉપર રૂચિ, જઠરાગ્નિનું બળ તથા શરીરનું બળ વધેછે. કોઈ વખતે છાશ સાથે, કોઈ વખત કાંજી સાથે, કોઇક વખત સુરા સાથે તો કોઈવખત દ્રાક્ષારસ સાથે અન્નનો ઉપયોગ કરવો. આ પ્રમાણે ક્રમ ચાલ્યા પછી ગ્રાહી એટલે ઝાડાને રોકનાર, અગ્નિનું દીપન કરનાર તથા અન્નને પચાવનાર પદાર્થો નાખી જમવાના પદાર્થો બનાવવા. આ રોગમાં સર્વ ઉપાયો કરતાં તૈલનો પ્રયોગ અતિ ઉત્તમ છે. મળ ક્ષીણ થયા હોય, કફ અને પિત્ત પોતાના સ્થાનકથી ભ્રષ્ટ થયા હોય તથા વાત વૃદ્ધિ થઇ હોય, ત્યારે બાહ્ય તથા અભ્યંતર તૈલનું સેવન કરવાથી જીવી શકાય છે. જમ્યા પહેલાં મધ, સાકર અને માંખણ ચાટવાથી રક્તાતિસાર બંધ થાયછે. શતાવરીનું ચૂર્ણ બકરીના દૂધ સાથે પીને તે ઉપર દૂધ ચોખા જ-

મવાથી રક્તાતિસાર મટેછે, કફાતિસારમાં આમને પકાવવાના ઉપાયો વિશેષ કરવા. ભયથી તથા શોકથી ઉપજેલા અતિસારમાં વાતાતિસારની ચિકિત્સા કરવી. આ પ્રમાણે ઉપાયો કરવાથી તથા તેને લાયક બીજા પણ આ પુસ્તકમાં કહેલા ઉપાયો કર્યા પછી જ્યારે દરદીને ઝાડો ઉતર્યાવિના મૂત્ર ઉતરેછે અને જઠરાગ્નિનું બળ વધવાથી અન્ન સારી રીતે પચેછે ત્યારે તે ઝાડાના દરદથી મુક્ત થયો એમ સમજવું.

---

## ગ્રહણી.

**નિદાન.** અતિસાર મટી ગયા પછી જેનો જઠરાગ્નિ મંદ હોય તેવો પુરૂષ અહિત પદાર્થો ખાય તો તેથી અગ્નિવિકાર યુક્ત થઇ સંગ્રહણી પેદા કરે છે. અત્યંત વિકાર પામેલા ત્રણ દોષ જુદા જુદા અથવા ભેળા થવાને લીધે ઉપજેલા સંગ્રહણીના વ્યાધિમાં દરદી જે કાંઇ ખાય છે તે પચ્યા વગર અથવા પાચન થઇને મળદ્વારથી બહાર નિકળે છે ત્યારે દરદીને પેટમાં મરડો આવે છે અને મળ અત્યંત દુર્ગંધ યુક્ત હોય છે. આ દરદ વાયુના વિકારથી થયેલું હોય તો ઘાટો મળ વારંવાર પડે છે તથા જો પિત્તના વિકારથી થયેલ હોય તો નરમ મળ ઉતરે છે, વાયુ વિકારથી થયેલી સંગ્રહણીમાં અન્ન મુસ્કેલીથી પચે છે, ભૂખ તથા તૃષા લાગે છે, આમ સહિત ખાટી ઉલટી અને ઝાડો થાય છે, શરીર દુબળું પડી જાય છે, ગુદાપર કાતરથી કતરાતું હોય તેવી પીડા થાય છે, અન્ન પચતું હોય અથવા પચી ગયું હોય ત્યારે પેટ ચડે છે અને વાતગુલ્મ, હૃદ્રોગ તથા બરોળ થઈ હોય એમ શંકા થાય છે. પિત્ત સંગ્રહણીમાં પિત્ત જઠરાગ્નિને મંદ પાડી અપક્વ તથા લીલા પીળા રંગના પાતળા ઝાડાને ઉતારે છે, ઓડકાર આવે છે, કંઠ તથા હૃદયમાં દાહ થાય છે અને અન્નપર અભાવો થાય છે. ભારે, સ્નિગ્ધ તથા ટાઢાં ભોજનને લીધે અથવા અત્યંત ભોજનથી અથવા જમીને તરત સુઇ રહેવાથી કોપ પામેલો કફ જઠરાગ્નિને મંદ પાડે છે ત્યારે કફ સંગ્રહણી થાય છે. અને તેને લીધે દરદીને અન્ન સહેલાઇથી પચી શકતું નથી, હૃદયમાં વેદના થાય છે, ઉલટી થાય છે, પેટ સજ્જડ તથા ભારે થાય છે. શરીર પાતળું ન પડતાં નિર્બળ વધે છે, અને અત્યંત આળસ ઉપજે છે. ઉપર લખેલ ત્રણે દોષનાં લક્ષણો સાથે દેખાય તો ત્રિદોષ સંગ્રહણી કહેવાય છે. ત્યારે આંતરડામાં ઘુરઘુરાટ, આળસ તથા

દુર્બળતા થાય છે અને ઝાડો દ્રવ, ધાટો, શીત, સ્નિગ્ધ, ફીણવાળો, શબ્દ સહિત અને મંદ વેદના યુક્ત ઉતરે છે. આવો ઝાડો થયા પછી દશ પંદર દિવસે, મહિને અથવા બે ચાર દિવસે બંધ પડી પાછો ઉપજે છે. આ સંગ્રહણી દિવસે વિકાર યુક્ત, રાત્રિએ શાંત તથા બરાબર જાણી ન શકાય અને જેમાં ચિકિત્સા પણ ફાયદો ન કરે એમ હોયછે. આ સંગ્રહણી ન મટતાં ઘણા વખત સૂધી રહે છે ત્યારે અસાધ્ય થાય છે.

**ચિકિત્સા.** આ રોગનો આશ્રય કરીને રહેલા દોષની ચિકિત્સા અજીર્ણની પેઠે કરવી. અને અતિસારને મટાડવાના ઉપાયોથી આમને પકાવવો. આમની અધિકતા લાગે તો અતિ વિષ તથા સુંઠથી યુક્ત રાબડી ખટાઇ નાખીને આપવી. આ રોગમાં છાશ દીપન, ગ્રાહી અને લઘુ ગુણવાળી હોવાથી અત્યંત પથ્ય છે. છાશ પોતાના મધુર પાકથી પિત્તનો પ્રકોપ શાંત કરેછે, કષાય, ઉષ્ણવીર્ય અને રૂક્ષપણાંને લીધે કફનો નાશ કરેછે, સ્વાદુ, અમ્લ અને ધાટાશને લીધે વાત પ્રકોપને શમાવે છે. આમ સહિત પાતળો ઝાડો ઉતરતો હોય તો દાડિમના રસમાં બિડલવણ મેળવીને પાવું અથવા બીલું, ચિત્રક અને સુંઠનું ચૂર્ણ ઉના પાણીમાં પાવું. આ રોગમાં કફનો પ્રકોપ દેખાતો હોય તો તીક્ષ્ણ પદાર્થથી ઉલટી કરાવી પછી તીખા, ખાટા, અને ખારા એ પદાર્થોથી ક્રમે કરી જઠરાગ્નિને પ્રદીપ્ત કરવો. સંગ્રહણી રોગવાળાનું શરીર લુખું પડી ગયું હોયતો અગ્નિને પ્રદીપ્ત કરનારા પદાર્થો મેળવીને ઘી અથવા તેલ પાવું. સ્નેહ પીવાથી અગ્નિ મંદ પડી જાય તો ક્ષાર, આસવ અને અરિષ્ટ આદિકનો ઉપયોગ કરવો તથા તેને લાયક બીજા ઉપચારો કરવા. ગ્રહણી રોગથી મૂકાયા પછી અગ્નિ મંદ રહેતો હોય તો તેનું દીપનકરવા માટે સ્નેહ પાન કરાવવું.



## મૂત્રકૃચ્છ્ર.

**નિદાન.** ઘણી મહેનતથી, તીક્ષ્ણ ઔષધથી, રૂક્ષ પદાર્થોથી, મદ્યથી, હમેશ દોડતા વાહન ઉપર બેસવાથી, અપચામાં જમવાથી, અપક્વ પદાર્થો સેવવાથી તથા એવાં બીજાં કારણોથી મૂત્રકૃચ્છ્ર વ્યાધિ પેદા થાયછે. આ વ્યાધિ વાતથી, પિત્તથી, કફથી, સન્નિપાતથી, શલ્યથી, મળથી, વીર્યથી અને પથરીથી એ પ્રમાણે આઠ પ્રકારથી થાયછે. વાતથી થયેલ મૂત્રકૃચ્છ્રમાં બરડો, બસ્તિ અને શિશ્નમાં અત્યંત પીડા થા-

થછે અને વારંવાર જરા જરા પેસાબ થાયછે. પિત્તથી પેસાબ રંગે પીળો તથા જરા લાલ હોયછે અને પેસાબ ઘણુ કષ્ટથી ઉતરેછે તથા દાહ થાયછે. કફથી થયેલ મૂત્રકૃચ્છ્રમાં બસ્તિ અને લિંગ ભારે થઇ તે પર સોજો ચડે છે, તથા પેશાબમાં ચીકાશ હોયછે. સન્નિપાતથી થયેલ મૂત્રકૃચ્છ્રમાં ત્રણે દોષનાં લક્ષણો જોવામાં આવેછે અને તે વ્યાધિ કષ્ટસાધ્ય છે. શલ્યથી થયેલ મૂત્રકૃચ્છ્રમાં મૂત્રને વહેનારી નળીઓ ઉદરમાં રહેલ શલ્યથી વીંધાઇ મૂત્રકૃચ્છ્ર થાયછે અને તેનાં લક્ષણો વાતથી થયેલ મૂત્રકૃચ્છ્રના જેવાંજ છે. મળ રોકવાથી વાતવિકારને પામે છે અને તેથી મૂત્ર બંધ થાયછે. દોષ કોપવાથી વીર્યમાં બગાડ થઈ મૂત્રકૃચ્છ્ર થાયછે. આ વ્યાધિમાં પેશાબની સાથે થોડો થોડો વીર્યનો પણ સ્રાવ થાયછે. મૂત્રનો અટકાવ કરવાથી કોપ પામેલા વાતાદિ દોષથી તેર પ્રકારના મૂત્રાઘાત થાયછે. મૂત્રાદિક વેગ રોકવાથી મળદ્વારનો કોપેલો વાયુ પેસાબને અટકાવી પોતાની સ્વાભાવિક ગતિમાં વિરૂદ્ધ થઈ વીંટાળીઆ વાયુની પેઠે ધુમતો રહેછે, તેને લીધે મુશ્કેલીથી થોડો થોડો પેસાબ બળતરા સહિત ઉતરે છે. આ મૂત્રાઘાત વાતકુંડલિકા કહેવાય છે. પવન બસ્તિ તથા ગુદાના માર્ગને ફુલાવી તેને રોકી પથરા જેવી કઠણ ગાંઠ ઉપજાવે છે તેથી મૂત્ર પ્રવાહનો માર્ગ રોકાય છે, તે અષ્ટીલા કહેવાય છે. પરાણે મૂત્ર રોકવાથી કોપેલો વાયુ બસ્તિનું મુખ રોકી દે છે તેથી પેસાબ અટકે છે અને બસ્તિ તથા કુખમાં પીડા થાયછે, આ વાતબસ્તિ કહેવાયછે. આ વાતબસ્તિ મુશ્કેલીથી મટી શકે છે. પેસાબને ઘણીવાર અટકાવવાથી પાછળથી તે ધીરે ધીરે ઉતરે છે, તે મૂત્રાતીતવ્યાધિ કહેવાય છે. મૂત્રના વેગને દાબી રાખવાથી અપાનવાયુ કોપ પામીને પેટ તથા પેડુના ભાગમાં આફરા જેવું કરેછે, તથા અધોબસ્તિના માર્ગને રોકે છે. આ વ્યાધિ મૂત્રજઠર કહેવાયછે. મળદ્વારમાં, શિશ્નમાં અથવા તેના અગ્ર ભાગમાં આવી પેસાબ એકદમ અટકે અને પરાણે પેસાબ કરતાં વાયુના જોસથી ફાટી હળવે હળવે થોડો પેસાબ થાય અને તેમાં લોહીનો ભાગ પણ જણાય તથા વખતે બળતરા થાય અથવા ન થાય; આ પ્રમાણે કોપેલા અપાન વાયુથી પેદા થયેલ મૂત્રાઘાતે વ્યાધિને મૂત્રોત્સંગ એવું નામ આપેલું છે. ધાતુઓ સુકાંઇ જવાથી શરીર રૂક્ષ થઈ જાયછે. અથવા ચિંતાથી દુર્બળ થાયછે ત્યારે મળદ્વાર માંહેલો પિત્તદોષ તથા અપાનવાયુ મૂત્રનો ક્ષય કરે છે. તેથી વેદના સહિત દાહ થાયછે. આ વ્યાધિ મૂત્ર ક્ષય કહેવાય છે. બસ્તિના મુખમાં એકદમ ગોળ, સ્થિર તથા નાની ગોળી

કે ગાંઠ બંધાય અને તેની પીડા અશ્મરી જેવી થાયછે. આ વ્યાધિ મૂત્રગ્રથિ કહેવાય છે. પેસાબ લાગ્યો હોય ત્યારે સ્ત્રી સંગ કરવાથી વાયુ વીર્યને ઉડાવી દે છે એટલે સ્વાભાવિક માર્ગે કરતાં બીજે માર્ગે લેઈ જાયછે, તેથી પેસાબ થતો હોય ત્યારે અથવા પેસાબ થઈ રહ્યા પછી વીર્ય નીકળે છે; અને તેનો રંગ જળમાં રહેલ ભસ્મ જેવો હોયછે. આ વ્યાધિ મૂત્રશુક્ર કહેવાય છે. ઘણી મેહેનત, ઘણો પંથ અને ઘણો તડકો વેઠવાથી કોપ પામેલ પિત્ત બસ્તિમાં પેસી વાયુ સાથે મળી બસ્તિ, શિશ્ન અને ગળદ્વારમાં બળતરા ઉપજાવે છે તથા પેસાબ હળદર જેવો અથવા રાતો વારંવાર પરાણે થયા કરેછે. આ વ્યાધિ ઉષ્ણવાત કહેવાય છે. વાયુ રૂક્ષ ગુણથી પિત્તને અથવા કફને અથવા બન્નેને શુષ્ક કરી ઘાટા કરે છે ત્યારે પીળો, રાતો, ધોળો અને ઘાટો દાહ સહિત પરાણે પેસાબ થાયછે અને પેસાબ સુકાયા પછી ગોરોચન કે શંખના ચૂર્ણ જેવો તેનો રંગ થાયછે. આ વ્યાધિ મૂત્રસાદ કહેવાય છે. દુર્બળ તથા રૂક્ષ પુરૂષના મળનેઉદરમાંથી જ્યારે વાયુ ખેંચે છે ત્યારે તે મળ મૂત્ર માર્ગમાં આવેછે તેથી પેસાબ પરાણે થાયછે અને તેની વાસ મળ જેવી હોયછે. આ વ્યાધિ વીર્યવિઘાત નામથી ઓળખાય છે. ઘણી ઝડપથી ચાલવાથી, લાંઘણ કરવાથી, ઇંદ્રિને ચોળવાથી અને એવાં બીજાં કારણોથી બસ્તિ પોતાનું સ્થાનક છોડી ઉપર ચડેછે અને ત્યાં વૃદ્ધિ પામી ગર્ભની પેઠે કઠણ થઇને રહેછે ત્યારે શૂળ, કંપ તથા દાહ સહિત પેસાબ ટીપે ટીપે આવેછે અને ઈંદ્રીને પરાણે દાબવાથી એકદમ ફુવારાની પેઠે ધાર છુટે છે અને પછી ઈંદ્રી ઉપર સોજો ચડે છે, તથા પેડુમાં સોયો ઘોંચ્યા જેવી પીડા થાયછે. આ વ્યાધિ બસ્તિકુંડળ એ નામથી ઓળખાય છે. આ વ્યાધિ અતિ ભયંકર છે અને તેમાં ઘણુંકરીને પવન પ્રધાન હોયછે. આ વ્યાધિમાં પિત્ત પ્રધાન હોય તો પેસાબ બળતરા સહિત રંગ બેરંગી નિકળે છે. કફ પ્રધાન હોય તો સોજો ચડે છે અને પેસાબ ઘાટો, ચીકણો તથા ધોળા રંગનો થાયછે. જો આ રોગમાં શિશ્નના છિદ્રમાં કફ ભરાઈ જાય તો દરદ મટવાની આશા છોડી દેવી. અને પિત્તથી વ્યાપ્ત થઇ ગયેલ હોય તોપણ તેમજ સમજવું. પણ જો ઈંદ્રિનું છિદ્ર સાફ ખુલ્લું માલમ પડે તો તે સાધ્ય છે એમ સમજવું.

**ચિકિત્સા.** વાત પ્રકોપથી ઉત્પન્ન થયેલ મૂત્રકૃચ્છ્રમાં વાતને હરનાર તૈલથી અભ્યંગ કરવો, ઉષ્ણ જળમાં દરદીને બેસાડવો તથા ઉષ્ણ જળથી સેક કરવો. જો રોગીને મદ્ય ખપતું હોયતો ઘણું સંચળ નાંખી મદ્ય પાવાથી આ

રોગ મટેછે, પિત્તપ્રકોપથી થયેલ મૂત્રકૃચ્છ્રમાં સેક, લેપ અને અવગાહન ક્રિયામાં ચંદનાદિક શીતળ પદાર્થ વાપરવા. કફથી થયેલ મૂત્રકૃચ્છ્ર રોગમાં વમન, સ્વેદ, તીક્ષ્ણ ઉષ્ણ અને કટુ ભોજન, જવના બનાવેલા પદાર્થો તથા ક્ષારનો ઉપયોગ કરવો. અથવા ઝીણી એળચીનો ભૂકો મધમાં કે આમળાંના રસમાં મેળવીને પાવો અથવા કરંજનાં બીજ ઝીણાં વાટી છાશ સાથે પાવાં. સન્નિપાતથી થયેલ મૂત્રકૃચ્છ્ર વ્યાધિમાં પૂર્વે કહેલા ઉપાયો ક્રમે કરી વાપરવા. બસ્તિમાં પથરી ઉત્પન્ન થઇ હોય તો બાળ અવસ્થામાં હોય ત્યાંસૂધી ઔષધથી મટી શકેછે પણ પ્રૌઢ અવસ્થામાં આવે ત્યારે શસ્ત્ર ક્રિયાને લાયક થાયછે. પથરીનું પૂર્વરૂપ જણાય ત્યારે સ્નેહાદિક ક્રમ કરવો. જુનું મધ પાઇ રથ અથવા ઘોડા ઉપર દરદીને બેસાડી બહુ દોડાવવાથી વખતે પથરી હલગલીને પડી જાયછે. વીર્યની પથરી બંધાયેલી હોયતો પ્રથમ બસ્તિ આપી પછી પુષ્ટિના ઉપાયો આપવા. અથવા દરદીને હરકત ન હોય તો કુકડાનું માંસ ખવરાવી મદોન્મત્ત ઓરતોનો સંગ કરાવવો. તેથી પથરી મટેછે. આ પ્રમાણે ક્રિયાઓ કરવાથી પણ પથરીનું દરદ ન મટે તો રાજાનો હુકમ લઇ શસ્ત્ર ક્રિયા કરવી. તથા તે દરદને દૂર કરનારા બીજા ઉપાયોનો ઉપયોગ કરવો.

---

## પ્રમેહ.

**નિદાન.** બહુ બેસવાથી, બહુ સુવાથી, બહુ દહીં ખાવાથી, ગામમાં ફરનારાં તથા પાણીમાં ફરનારાં જાનવરોના માંસ રસ બહુ ખાવાથી, નવું અન્ન તથા નવા પાણીનો ઉપયોગ કરવાથી, બહુ દૂધ ખાવાથી, ગોળની વિકૃતિ (ગુળીત વિગેરે) ખાવાથી તથા કફને કોપાવનાર પદાર્થો ખાવાથી પ્રમેહ ઉપજેછે. બસ્તિમાં આવેલો કફ મેદ, માંસ અને શરીરમાં રહેલા ક્લેદને બગાડી જે પ્રમેહ ઉપજાવેછે તે કફ જન્યપ્રમેહ કહેવાયછે. ઉષ્ણ વીર્ય પદાર્થો બહુ ખાવાથી કોપેલું પિત્ત બસ્તિમાં આવી ઉપર કહેલા મેદ આદિકને બગાડી જે પ્રમેહને ઉપજાવેછે તે પિત્તજન્ય પ્રમેહ કહેવાયછે. અને દોષનું બળ કમ થયે કોપેલો પવન મેદ આદિકને ખેંચી બસ્તિના મુખમાં લાવી જે પ્રમેહ રોગને પ્રગટ કરેછે તે વાતજન્ય પ્રમેહ કહેવાયછે. કફથી થયેલા દશ પ્રકારના પ્રમેહ સાધ્યછે, પિત્તથી થયેલા છ પ્રકારના પ્રમેહ કષ્ટસાધ્ય છે અને વાયુથી થયેલા ચાર પ્ર-

કારના પ્રમેહ અસાધ્ય છે. કેમકે કફથી થયેલા પ્રમેહમાં કફ દોષ અને મે-
દ આદિક દૂષ્ય એ બન્ને ઉપર તિક્તાદિક સ્વભાવવાળું એક ઔષધ લાગુ
પડેછે. પિત્તથી થયેલો પ્રમેહ પિત્તની શાંતિ કરનાર ઔષધોથી મટે પણ
તે ઉપાયો મેદાદિકની અભિવૃદ્ધિ કરનાર છે. અને વાતજન્ય પ્રમેહમાં વાત-
ની નિવૃત્તિ કરનારાં ઔષધો મેદાદિકની અત્યંત અભિવૃદ્ધિ કરનારાં છે, કફ,
પિત્ત અને વાયુ એ ત્રણ દોષ છે તથા મેદ, રક્ત, શુક્ર, ઉદક, માંસ, સ્નેહ,
લસીકા, મજ્જા, રસ અને ઓજ એ મેહના દૂષ્ટ એટલે બગડનારા પદાર્થ
છે.–આ સર્વથી મનુષ્યોને વીશ જાતના પ્રમેહ રોગ થાયછે. આ રોગની
શરૂવાતમાં દાંત, જીભ અને તાળવામાં મેલ જામેછે, હાથપગ આદિક અ-
વયવોમાં દાહ થાયછે, શરીર ચીકણું થાયછે, તરસ બહુ લાગેછે, ચાલતાં
શ્વાસ ચડી આવેછે, મસ્તકના કેશ ધુંચાઇ જાયછે, અને હાથપગના નખો
વધેછે. આ રોગનું સામાન્ય લક્ષણ એ છે કે, ઘણું અને ડોળું મૂત્ર ઉત-
રેછે. આ રોગના સઘળા ભેદમાં દોષ અને દૂષ્ય એક સરખા હોયછે તો-
પણ તેના સંયોગના ભેદથી થયેલ મૂત્રના રંગ આદિકના ભેદને લીધે પ્ર-
મેહમાં પણ ભેદ કલ્પેલાછે. આગળ કહેલા કફજન્ય પ્રમેહના દશ ભેદો-
માંના ઉદક નામના પ્રમેહમાં નિર્મળ, ઘણું શ્વેત, શીતળ અને ગંધરહિત
જળ જેવું, કિંચિત્ મલિન અને તેલ જેવું ચીકણું રોગીનું મૂત્ર હોયછે;
ઇક્ષુ નામના પ્રમેહમાં શેરડીના જેવું મધુર રસવાળું મૂત્ર હોયછે, સાંદ્ર ના-
મના પ્રમેહમાં રાખી મૂકેલો રોગીનો પેસાબ જામી જાયછે, સુરા નામના
પ્રમેહમાં પ્રથમ નિર્મળ અને પછી મળ સહિત એવું મૂત્ર હોયછે, પિષ્ટ
નામના પ્રમેહમાં લોટમાં મેળવેલ પાણી જેવું જાડું અને ધોળું મૂત્ર હો-
યછે, વીર્ય સહિત અથવા વીર્ય જેવું મૂત્ર હોયછે, સિકતા નામના પ્રમેહમાં રે-
તીના કણ જેવા રજકણો મૂતરતાં નજરે પડેછે. શીત નામના પ્રમેહમાં
અત્યંત શીતળ તથા મધુર પેસાબ વારંવાર થાયછે. શનૈર્મેહમાં ધીરે ધીરે
તથા થોડો થોડો પેસાબ થાયછે અને લાલામેહમાં તાતણાવાળો તથા તે-
લ જેવો પેસાબ થાયછે. હવે પિત્તના પ્રકોપથી થતા છ પ્રકારના પ્ર-
મેહમાંના ક્ષાર મેહથી થનારો પેસાબ સ્પર્શ, ગંધ, વર્ણ અને રસમાં ખા-
રાં પાણી જેવો હોયછે, નીલમેહથી જે પેસાબ થાયછે તેનો રંગ બપૈયાના
જેવો નીલ હોયછે, કાલમેહથી થનારા પેસાબનો રંગ શ્યામ હોયછે, હારિ-
દ્ર મેહથી થનારો પેસાબ રંગે પીળો, સ્વાદે તીખો અને સ્પર્શમાં ઉષ્ણ
હોયછે, માંજિષ્ટ મેહથી થનારો પેસાબ સડેલ માંસ જેવા ખરાબ ગંધવા-

બો તથા મજીઠ સરખો લાલ રંગનો હોયછે અને રક્તમેહથી થનારો પેસાબ દુર્ગંધયુક્ત, સ્વાદે ખારો, સ્પર્શમાં ઉષ્ણુ, અને રંગે રૂધિર જેવો હોયછે. તથા વાત પ્રકોપથી થતા ચાર પ્રમેહમાંના વસા (ચરબી) મેહથી થનારો પેસાબ ચરબી યુક્ત અથવા ચરબી જેવો હોયછે અને તે વારંવાર થાયછે. મજ્જામેહથી થતો પેસાબ મજ્જામિશ્રિત અથવા મજ્જા જેવો અને વારંવાર થાયછે, ક્ષૌદ્રમેહથી થનારો પેસાબ તુરો, મીઠો અને ચીકણો. હોયછે તથા હસ્તિમેહથી જે પેસાબ થાયછે તેની ધારા મદોન્મત્ત હાથીના જેવી વેગવિનાની અને આંચકા ખાતી હોયછે તથા પેસાબ લસયુક્ત હોયછે. કફજન્ય પ્રમેહમાં અન્ન પચતું નથી, અન્ન ઉપર અરૂચિ ઉપજેછે, ઉલટી થાયછે, તાવ આવી જાયછે, ઉધરસ ઉપડેછે તથા સળેખમ થાયછે. પિત્તજન્ય પ્રમેહમાં ગુદા અને લિંગમાં સોયો ઘોંચ્યા જેવી વેદના ઉપજેછે, અંડકોશ ઉપરની ચામડી પાકીને ફાટેછે, તાવ આવી જાયછે, તરસ લાગેછે, ખાટા ઓડકાર આવેછે, મૂર્છા આવી જાયછે અને ઝાડો પાતળો ઉતરેછે. તથા વાતજન્ય પ્રમેહમાં ઉદાવર્ત્ત, કંઠ અને છાતીનો નિરોધ થાયછે, સારાં સારાં ભોજન કરવાની લોલુપતા વધેછે. શૂળ ઉપડેછે, નિદ્રાનો નાશ થાયછે, પાણીનો શોષ થાયછે, તથા કાસ અને શ્વાસ ઉપજેછે. જે પ્રમેહ વ્યાધિમાં ઉપર લખેલ અન્ન ન પચવું ઇત્યાદિક ઉપદ્રવો જણાતા હોય ઝીણી ઝીણી ફોડકીઓ થઇ હોય તથા પેસાબ બહુ થતો હોય તે અને જે જડ થઇને દરદીના શરીરમાં ઘર કરીને બેઠો હોય તે તથા મધુમેહી પુરૂષથી ઉપજેલો મેહ જે પુરૂષને લાગુ પડયો હોય તેનો પ્રમેહ પણ અસાધ્ય સમજવો. જેમ વંશ પરંપરાથી ઉતરતા કુષ્ટાદિક વ્યાધિઓ અસાધ્ય છે તેમજ વંશ પરંપરાનો પ્રમેહ પણ અસાધ્ય છે. સર્વ જાતના પ્રમેહપર જો જલદી ઔષધોપચાર થતા નથી અથવા કંઇપણ તેથી વિરૂદ્ધ બનેછે તો તેઓ મધુમેહ જેવા થઇ અસાધ્ય બનેછે. મધુમેહવાળાના પેસાબનો રંગ મધ જેવો હોયછે. આ મધુમેહ બે પ્રકારનોછે. એક ધાતુનો ક્ષય થવાથી તથા બીજો જ્યારે અન્ય દોષો વાયુનો માર્ગ રોકેછે અને ઘેરી લેછે ત્યારે તેમાંથી થાયછે. વાયુની ગતિના અટકાવથી થતા મધુમેહમાં જો પિત્તનું જોર વધારે હોય તો તેનાં ચિન્હો અણધાર્યાં એકદમ નજરે પડેછે. તે ક્ષણમાં ક્ષીણ તથા ક્ષણમાં પૂર્ણ થાયછે, આ મધુમેહ કષ્ટસાધ્ય છે. જે હરકોઇ મેહમાં દરદીને વિશેષે કરીને મધના રંગ જેવો પેસાબ થાયછે તથા તેના આખા શરીરમાં મીઠાશ ઉપજેછે તે સર્વ જાતના મેહને મધુમેહ એવા

સાધારણ નામથી ઓળખાયછે.

પ્રમેહનો દરદી બળવાન હોય તો પ્રથમ વમન વિરેચન **ચિકિત્સા.** કરાવવું અને પછી પ્રશમનના ઉપાય કરવા પણ કર્ષણ ઉપાય ન કરવા. વમનરૂપ શોધનને નાલાયક ગર્ભિણી આદિ તથા વિરેચનરૂપ શોધનને નાલાયક નવીન જ્વરવાળા ઈત્યાદિને પણ પ્રમેહ વ્યાધિમાં શમન ઉપાય આપવા. આમળાંના રસમાં હળદરનું ચૂર્ણ મેળવી તેમાં મધ નાખી પાવું અથવા દારૂ હળદર, દેવદારૂ, ત્રિફળા અને મોથનો ક્વાથ પાવો. આ દરદમાં ખડધાન્ય, સામો, મગ, જુના ચોખા, સાઠી ચોખા વિગેરે પથ્ય છે. જુનું મધ અને દર્ભનાં મૂળ નાખીને ઉકાળેલું પાણી ગુણકારક છે. પ્રમેહના દરદીનું શરીર લુખા પદાર્થના ભુકાથી અત્યંત ચોળવું, મહેનત કરાવવી, રાત્રિનું જાગરણ કરાવવું તથા બીજા પણ કફ અને મેદને હરે એવા પદાર્થો આ દરદમાં હિત કહેલા છે. આ રોગમાં પાકેલી અથવા ન પાકેલી પિટિકા (ફોડલીઓ) ઉત્પન્ન થઇ હોય તો તેની ચિકિત્સા સોજાના દરદ પ્રમાણે કરવી. આ પિટિકાની પહેલી અવસ્થામાં છીરવાળાં વૃક્ષથી પકાવેલ જળ પીવરાવવું અથવા બોકડાનું મૂત્ર પીવરાવવું અને તીક્ષ્ણ વિરેચન આપવું. સાકરીઆ પ્રમેહના દરદીને શિલાજીત ખવરાવવો તેથી એ દરદ મટેછે. આ દરદમાં ચંદ્રકળા રસ, ચંદ્રપ્રભા ગુટિકા વિગેરે આ પુસ્તકના પરિશિષ્ટ ભાગમાં તથા બીજે ઠેકાણે લખાયલા પ્રયોગો અત્યંત ફાયદાકારક છે.

---

## વિદ્રધિ.

અતિશય કોપ પામેલા અને હાડકાંનો આશ્રય કરીને **નિદાન.** રહેલા વાત, પિત્ત તથા કફ ત્વચા, લોહી, માંસ અને મેદને દૂષિત કરી હળવે હળવે દારૂણ સોજો ઉપજાવેછે તેમાં શૂળ તથા ઘણી પીડા થાયછે અને તે ગોળ અથવા લાંબો હોયછે. વાતથી, પિત્તથી, કફથી, સન્નિપાતથી, ક્ષતથી અને લોહીથી એ પ્રમાણે વિદ્રધિ રોગ છ પ્રકારથી થાયછે. વાતજ વિદ્રધિનો રંગ કાળો તથા રાતો હોયછે અને તે કોઇ વખત મોટી તથા કોઇ વખત નાની હોયછે. તથા તેમાં ઘણી વેદના થાયછે. પિત્તજ વિદ્રધિ ઉપરથી પાકેલ ઉંબરા સમાન, રંગે શ્યામ અને બળતરા તથા જ્વર સહિત હોયછે. અને તેની ઉત્પત્તિ તથા પાક ઝટ થાયછે. કફજ વિદ્રધિ કોડીઆ સમાન મોટી, પીળાશપર પડતા ધોળા રંગવાળી, શીતળ, ચીકણી

અને થોડી વેદનાવાળી હોયછે. અને તેનું ઉત્પન્ન થવું તથા પાકવું કેટલીક મુદતે થાયછે. ઉપર લખેલ ત્રણ પ્રકારની વિદ્રધિ પાક્યા પછી વાતજ હોયતો પાતળું પરૂ નિકળેછે. પિત્તજ હોય તો પીળું તથા કફજ હોય તો ધોળુ નિકળેછે. સન્નિપાતજ વિદ્રધિ ઘંટના સમાન ઝુલતી, નાની, મોટી તથા ઘણી વેદનાવાળી હોયછે. અને તે વખતે પાકેછે અને વખતે નથી પણ પાકતી. જો પાકેછે તો તેમાંથી ઘણે પ્રકારે પરૂનો સ્રાવ થાયછે. હથિયારના પ્રહારને લીધે અંગ છોલાવાથી અથવા દબાયાથી તથા જખમી માણસે પથ્ય ન પાળતાં અપથ્યનું સેવન કર્યાથી કોપેલો વાત શરીરમાં ઘા અથવા મારની જે ગરમીને ફેલાવેછે તે ગરમીને લોહી સહિત પિત્તને કોપાવી તે માણસનાં શરીરમાં દાહ તથા તૃષા સહિત જ્વર ઉપજાવેછે. આ ક્ષતજ વિદ્રધિમાં પિત્તજ વિદ્રધિનાં લક્ષણો મળતાં આવેછે. રક્તજ વિદ્રધિ કાળી ફોડલીઓથી વ્યાપ્ત, રંગે શ્યામ તથા તીવ્રદાહ અને પીડાને ઉત્પન્ન કરેછે. આ રક્તજ વિદ્રધિનાં લક્ષણો પણ પિત્તજ વિદ્રધિને મળતાં આવેછે. વિદ્રધિ ગુદા, શિશ્નનું મુખ, નાભિ, કુખ. બરડો, કુક્ષિપિંડ, પ્લીહા, કલેજું, હૃદય અને પિપાસાસ્થાન એટલી જગાઓ ઉપર થાયછે. ગુદા ઉપર વિદ્રધિ થવાથી અપાન વાયુનો અટકાવ થાયછે. શિશ્નપર થતાં પેસાબ પરાણે અને જરા જરા ઉતરેછે, નાભિમાં થવાથી હેડકી સહિત પીડા ઉપજેછે અને દરદી ગભરાયછે, કુખમાં થવાથી વાયુનો કોપ થાયછે, બરડાપર થવાથી કેડ તથા વાંસો સજ્જડ થઇને દુઃખ ઉત્પન્ન થાયછે. કુક્ષિપર થવાથી પાંસળાંઓ સંકોચાયછે, પ્લીહાપર થવાથી શ્વાસો શ્વાસ રૂંધાયછે, હૃદયપર થવાથી શરીરના સર્વ અવયવો પકડાઇ જાયછે અને કંપ થાયછે, કલેજાપર થવાથી શ્વાસ તથા હેડકીઓ આવેછે તથા પિપાસાસ્થાનપર વિદ્રધિ થવાથી દરદીને વારંવાર પાણી પીધાની મરજી થાયછે. જે વિદ્રધિ નાભિ ઉપર થાયછે તે પાક્યા પછી ફુટેછે ત્યારે તેનો સ્રાવ મુખને રસ્તે થાયછે તથા નાભિ નીચે થનારી વિદ્રધિ પાકેછે ત્યારે તેનો સ્રાવ ગુદાને રસ્તે થાયછે અને કેવળ નાભિ ઉપરજ થનારી વિદ્રધિનો સ્રાવ પાક્યા પછી બન્ને રસ્તે થાયછે. ગુદાને રસ્તે સ્રાવ થાય તો દરદી જીવેછે પણ મુખને રસ્તે થાય તો દરદી મરણ પામેછે. પ્લીહા અને પિપાસાસ્થાનપર થયેલી વિદ્રધિ બહારથી ફુટે તો દરદી વખતે બચેછે પણ બીજાં સ્થળ ઉપર ઉપજેલી વિદ્રધિ દરદીના પ્રાણ લેછે. પહેલી પાંચ પ્રકારની વિદ્રધિ સાધ્યછે પણ સન્નિપાતથી થયેલ અસાધ્યછે. વિદ્રધિની કાચી; કાચીપાકી, તથા પૂર્ણ પાકી અવસ્થા

સોજાના જેવીજ છે. આ દરદમાં જો દરદીનું પેટ ચડે, પેસાબનો અટકાવ થાય, ઉલટી થાય, હેડકી આવે તથા તૃષા લાગે તો દરદી બચી શકતો નથી.

વિદ્રધિ જ્યાં સૂધી કાચી અવસ્થામાં હોય ત્યાં સૂધી **ચિકિત્સા.** સોજાને માટે કહેલા ઉપાયો કરવા તથા લોહી કઢાવવું અને પાક્યા પછી વ્રણને માટે કહેલા ઉપાયોનો ઉપયોગ કરવો. ઔષધથી આરામ ન થાય ત્યારેજ શીંગડીથી અથવા શસ્ત્રથી લોહી કઢાવવું. કોઠામાં રહેલ વિદ્રધિ પાકવા વખતે બહાર ગાંઠા જેવી દેખાય ત્યારે તેપર બંધાણુ કરવાં એટલે પાકી રહે ત્યારે તેને ફોડી વ્રણની પેઠે ચિકિત્સા કરવી. ઘણુંકરીને આ રોગની ચિકિત્સા ગુમડાંની પેઠે કરવી. જે જે દોષથી આ રોગ થએલો જણાય તે તે દોષને દબાવવાવાળા ઔષધના ક્વાથ સાથે ગુગળ અથવા શિલાજીત પીવાથી દરદ શાંત થાયછે. બનતાં સૂધી આ રોગને પાકવા દેવો નહિ. કેમકે પાક્યા પછી એ રોગની શાંતિ દૈવને આધિન રહેછે. સ્ત્રીના સ્તનપર વિદ્રધિ થયેલ હોય તો બંધાણુ સિવાય બીજી સર્વ વ્રણની ચિકિત્સા કરવી. કદાચ તે ઉપર શસ્ત્ર ક્રિયા કરવી જોઇએ તો ધાવણને વહન કરનાર નાડી તથા કાળી ડીંટડીનું રક્ષણ કરવું.

---

## ગુલ્મ.

મિથ્યા આહાર વિહાર કરવાથી કોપેલા વાતાદિ દોષો **નિદાન.** કોઠામાં ગાંઠ જેવા પાંચ પ્રકારના ગુલ્મ પેદા કરે છે. તેના બે તરફના પાંસળાં, હૃદય, નાભી તથા બસ્તિ એ પાંચ સ્થાનક છે. હૃદય, નાભિ તથા બસ્તિમાં જે ગાંઠ હાલતી ચાલતી હોય અથવા સ્થિર હોય તથા ગોળ કે નાની મોટી હોય તે ગુલ્મ એવા નામથી ઓળખાય છે. સ્ત્રીઓને રજસ્વલા થતાં જે રજ પડેછે તેમાંથી એક જાતની ગાંઠ થાયછે એટલે આ રોગ વાત, પિત્ત, કફ, સન્નિપાત તથા રજથી એ પ્રમાણે પાંચ પ્રકારે થાયછે. સર્વજાતના ગુલ્મરોગમાં સાધારણ રીતે અન્નપર અરૂચિ થાય છે, મળમૂત્ર દુઃખે ઉપજે છે, આંતરડામાં શબ્દ થાયછે તથા આફરો થાય છે. સ્વાભાવિક વેગ અટકાવવાથી, બળવાન સાથે યુદ્ધ કરવાથી, ઉપવાસથી તથા એવાં બીજાં કારણોથી વાત ગુલ્મ થાયછે. આ ગાંઠ કોઇ સમે નાભિમાં, કોઇ સમે પાંસળામાં, કોઈ વખતે બસ્તિમાં લાંબી, મોટી, નાની

કે ગોળ થાયછે. તેથી વેદના વખતે ઝાઝી તથા વખતે થોડી થાયછે. આ ગાંઠ વાતજન્ય સમજવી. તેથી મળ તથા અપાન વાયુ છુટતાં નથી, કંઠ તથા મોઢામાં શોષ થાયછે અને અન્ન પચતી વખતે જરા વધુ જોર કરી ઉપરી આવેછે, તથા જમ્યા પછી જરા દબાઈ જાયછે. અતિશે મદિરાપાનથી, સૂર્ય તથા અગ્નિનો તાપ વેઠવાથી, આમથી તથા બગડેલ લોહીથી પિત્ત ગુલ્મ ઉપજે છે. પિત્ત ગુલ્મમાં તાવ આવેછે, તરસનું જોર વધે છે, અન્ન પચતી વખતે બહુજ શૂળ ઉપજે છે તથા તે ઉપર હાથ લગાડવાથી અતિશે વેદના થાયછે. ઠંડા, ભારે તથા ચીકણા પદાર્થો ખાવાથી, પરાણે જમવાથી તથા દિવસના સુવાથી કફ ગુલ્મ થાયછે. કફ ગુલ્મમાં શરીર સજ્જડ થાયછે, ટાઢીઓ તાવ આવેછે, શરીર તુટેછે, ઉધરસ તથા અરૂચિ થાયછે અને પીડા જરા થોડી થાયછે. આ ગાંઠ કઠણ અને ઉપસેલી હોયછે. કફ ગુલ્મનાં જે કારણો છે તેજ સન્નિપાત ગુલ્મમાં પણ હોયછે. સન્નિપાતની ગાંઠમાં ઘણી વેદના થાયછે તથા તે પથ્થર જેવી કઠણ, ઉપસેલી તથા ઘણી ભયંકર હોયછે અને તે અસાધ્ય લેખાયછે. સ્ત્રીને બાળકનો પ્રસવ થયા પછી તરત અપથ્ય ભોજન કરવાથી, અધૂરો ગર્ભ પડવાથી, ઋતુ આવે ત્યારે અપથ્ય ભોજનથી સ્ત્રીના રજને કોપેલો વાયુ ગ્રહણ કરી દાહ તથા પીડા સહિત ગાંઠ ઉપજાવેછે, અને તેના ચિન્હ પિત્તથી થયેલ ગુલ્મ જેવાં હોયછે. પણ દબાવવાથી તે ગાંઠ હલતી ચલતી નથી. આ સ્ત્રીના ઉદરમાં રહેલ રૂધિરના ગુલ્મની ચિકિત્સા દશ માસ વીત્યા પછી કરવી. કારણ કે તે ગર્ભની ભ્રાંતિ ઉપજાવેછે. આ ગાંઠ ક્રમે કરીને આખા પેટમાં પ્રસરી જાયછે, તેનાં મૂળ ઉંડાં ધાતુઓ સૂધી પહોંચેછે તથા કાચબાની પીઠ સમાન ઉપસેછે ત્યારે દરદી દુબળો થાયછે, તેને અન્નપર અભાવો થાયછે, તાવ આવેછે, ઉધરસ, ઉલટી તથા શરદી થાયછે, ત્યારે આ રોગ અસાધ્ય સમજવો. તેમજ વળી જ્યારે આ રોગમાં ઝાડો ઘણો પાતળો ઉતરતો હોય, હાથ, પગ, છાતી અને નાભિપર સોજો ચડયો હોય ત્યારે પણ તે અસાધ્ય સમજવો.

**ચિકિત્સા.** વાતથી થયેલ ગુલ્મમાં વાત રોગની શાંતિ માટે કહેલ તેલનું પાન, બસ્તિ અને અભ્યંગ કરાવવો. પછી સ્વેદ વિધિ કરવો. નાભિથી ઉપલા ભાગમાં ગુલ્મ થયેલ હોય તો સ્નેહપાન કરાવવું, નીચલા ભાગમાં થયેલ હોય તો બસ્તિ આપવી અને ઉદરમાં થયેલ હોય તો બન્ને ઉપચાર કરવા. આ પ્રમાણે ઉપચાર કરવાથી જ્યારે

જઠરાગ્નિ પ્રદીપ્ત થયો જણાય અને ઝાડો તથા મૂત્ર કબજ રહેતાં હોય તો વાત ગુલ્મવાળા દરદીને સ્નિગ્ધ, ઉષ્ણ અને પુષ્ટિ કરનાર અન્નપાન આપવાં તથા વારંવાર સ્નેહપાન કરાવવું. હીંગથી ત્રણ ઘણું સૈંધવ તેથી ત્રણ ગણું એરંડ તૈલ અને તેથી ત્રણ ગણો લસણનો રસ સાથે મેળવીને પીવાથી સઘળી જાતના ગુલ્મ તથા ઉદર રોગ મટેછે. વાત તથા કફ પ્રધાન ગુલ્મ રોગીને એરંડ તૈલ મધ સાથે આપવું અને પિત્ત તથા વાત પ્રધાન ગુલ્મ રોગીને દૂધ સાથે આપવું. પિત્તના પ્રકોપથી થયેલ ગુલ્મરોગથી પીડિત દરદીને દ્રાખ અથવા ગોળાનું પાણી પાઇ વિરેચન આપવું. પિત્ત ગુલ્મમાં થયેલા દાહની શાંતિને માટે શીતવીર્ય ઔષધથી પકાવેલ ઘીનો લેપ કરવો. પિત્ત ગુલ્મ ઉપર શસ્ત્ર ક્રિયાથી રૂધિર કહાડવું એ ઉત્તમ ઉપાય છે. સાળના ચોખા, ગાય તથા બકરીનું દૂધ, દ્રાખ, ખજૂર, સાકર અને દાડમ એ સઘળા પદાર્થો પિત્ત ગુલ્મીને હિત છે. કફ ગુલ્મથી પીડિત દરદીને વમન કરાવવું. અને વમનને લાયક ન હોય તો ઉપવાસ કરાવવો. ત્યાર પછી જઠરાગ્નિને પ્રદીપ્ત કરવા માટે કડવા, તીખા તથા ઉષ્ણવીર્ય પદાર્થોનું ચૂર્ણ આપવું. સર્વ જાતના ગુલ્મ ઉપર સ્નેહ ક્રિયા અને સ્વેદ ક્રિયા કરવી. રૂક્ષ ક્રિયાથી ગુલ્મની શાંતિ થતી નથી. કફના ગુલ્મ ઉપર તલ, એરંડી તથા સરશવનો લેપ કરી સહન થઇ શકે એવા ઉષ્ણ લોહના પાત્રથી શેક કરવો. અને તેથી શિથિલ પડેલ કફ ગુલ્મને વિરેચનથી તથા સ્નેહવાળી બસ્તિથી શુદ્ધ કરવો. નસોતરના ચૂર્ણને થોરનાં છીરની ભાવના આપી તેમાંથી એક રૂપિયાભાર મધમાં અથવા ઘીમાં મેળવી આપવાથી સારૂં વિરેચન લાગેછે. આ વિરેચન વૈદ્યની સલાહથીજ લેવું. પીંપર, પીંપરીમૂળ, ચિત્રો અને સિંધાલૂણ મેળવેલ મધ તથા જંગલી જનાવરોનો માંસરસ પાવાથી ગુલ્મરોગ જલદી નાશ પામેછે. ગુલ્મ, નાભિ, બસ્ત, આંતરડાં, હૃદય વિગેરે સ્થાનકોને છોડી બીજે ઠેકાણે થયેલ હોય તો તેપર ડાંભ દેવા, ડાંભ દીધા પછી વ્રણ જેવી ચિકિત્સા કરવી. સ્ત્રીને દશ મહિના વીતી ગયા પછી તે ગુલ્મ રૂધિરનો છે એમ જણાય તો સ્નેહ તથા સ્વેદ વિધિ કરાવી સ્નિગ્ધ વિરેચન આપવું. તથા સ્ત્રીને માંસ રસ અને ચોખાનો આહાર આપવો તેમજ નવું મધ પાવું.

---

# ઉદર રોગ.

ઘણુંકરી જઠરાગ્નિ મંદ થવાથીજ સર્વ રોગો ઉત્પન્ન **નિદાન.** થાયછે, તેમાં પણ ઉદર રોગ તો તેથીજ થાયછે. ઉદર રોગ અજીર્ણથી, મલીન અથવા અણુસદતા પદાર્થો ખાવાથી તથા મળ મૂત્રના સંચયથી થાયછે. સ્વેદ અને જળને વહેનારી નાડીઓને રૂંધી વાતાદિ દોષો વિકારને પામી પ્રાણવાયુ, જઠરાગ્નિ તથા અપાન વાયુને દૂષિત કરી ઉપર રોગ ઉત્પન્ન કરેછે. ઉદર રોગ વાતોદર, પિત્તોદર, કફોદર, સન્નિપાતોદર, પ્લીહોદર, બદ્ધોદર, ક્ષતોદર અને જલોદર એ પ્રમાણે આઠ પ્રકારના થાયછે. સઘળી જાતના ઉદર રોગમાં ઘણુંકરીને આફરો, હરવા ફરવાની અશક્તિ, દુર્બળપણું, અગ્નિ મંદપણું તથા સોજો વિગેરે ઉપદ્રવો જણાય છે. વાતોદર હોય તો હાથ, પગ, નાભિ અને કુખમાં સોજો થાયછે તથા તેમાં વેદના થાયછે, સાંધાઓ ત્રુટે છે, ચાગડી વિગેરેનો રંગ કાળો રાતો થાયછે, એકદમ પેટ વધી જાયછે કિંવા બેસી જાયછે, પેટ ઠોકીએ તો ડબડબ એવો અવાજ થાયછે તથા બડબડાટ થાયછે. પિત્તોદરમાં જવર, મૂર્છા, દાહ, તૃષા તથા અતિસાર થાયછે. ચાગડીનો રંગ પીળો થાયછે. અને ઉદર ઉપર લીલો રંગ દેખાય છે. તથા અવયવો રૂ જેવા પોચા થઇ જાયછે. કફોદરમાં સોજો ચડેછે, નિદ્રા આવેછે, ઉધરસ તથા શ્વાસ થાયછે, ચામડીનો રંગ શ્વેત થાયછે તથા સ્પર્શ કરવાથી કઠણ, શીત અને સ્થિર હોયછે. ખરાબ આચરણવાળી સ્ત્રીઓ નખ, રૂંવાડાં, મૂત્ર, વિષ્ટા તથા આર્ત્તવ વિગેરે પદાર્થો ખાવા પીવાના પદાર્થમાં મેળવી પુરૂષને ખવરાવી દે તેથી, વિષ આપવાથી અને ખરાબ જળથી કોપ પામેલ લોહી અને વાતાદિક દોષો સન્નિપાતોદરને ઉપજાવે છે. સન્નિપાતોદર ટાઢ, વાયુ તથા અત્યંત વાદળાંથી ઢંકાયેલ દિવસે પૂરજોસમાં આવેછે. તેમાં શરીરનો રંગ ફીકો પડી જાય છે અને શરીર દુબળુ પડે છે. સન્નિપાતોદરને દૂષ્યોદર કહીને પણ બોલાવે છે. દહીં વિગેરે કફને ઉપજાવનાર પદાર્થોના ઉપયોગથી તથા વિદાહી અન્નનું ભોજન કરવાથી લોહી અને કફ વૃદ્ધિ પામી બરોળને મોટી કરેછે તે પ્લીહોદર કહેવાય છે. અને તે પેટની ડાબી બાજુએ થાયછે. પ્લીહોદરથી દરદી દુબળો પડેછે, જરા જરા તાવ આવેછે, તથા અગ્નિ મંદ પડેછે. ઉદરને જમણે પડખે રહેલ યકૃત નામની ગાંઠ દુષ્ટ થતાં જે ઉદર રોગ થાયછે તે 'યકૃદાલ્યુદર' નામથી ઓળખાય છે. ધી

તેલ જેવા ચીકણા પદાર્થ પીધા પછી ઉલટી, જુલાબ લીધા પછી તથા ઝાડો સાફ આવવા માટે સુકાં ઔષધની પીચકારી લીધા પછી ઠંડુ પાણી પીવામાં આવે તો તેને લીધે જળનું વહન કરનારી નાડીઓ બગડી તેલ જેવા ચીકણા પદાર્થથી લીંપાઈ રહેછે, તેથી જલોદર થાયછે. આ દરદમાં જ્યારે ઝાઝા દિવસ થાયછે ત્યારે નાભિની પાસેથી પેટ જરા ઊંચું થાયછે. આ દરદમાં સ્ત્રીને પ્રસવ થવા વખતે જેવી પીડા થાયછે તેવીજ દરદીને દુઃસહ પીડા થાયછે. પેટ પાણીથી પૂરેપૂરૂં ભરેલ તથા ડબક ડબક બોલતું હોય તેમ થાયછે. ઉદર રોગ સઘળા ઘણું કરીને કષ્ટ સાધ્યજ છે. જો દરદી બળવાન હોય, પેટમાં પાણી પૂરેપૂરૂં ન ભરાણું હોય તથા થોડા વખતથી થયેલ હોય તો યત્ન કરતાં મટે છે. દરદીનાં બળ, લોહી, માંસ તથા જઠરાગ્નિ એ સર્વ નાશ પામ્યાં હોય તથા દરદીને અન્ન દીઠું ન ગમતું હોય, સોજો તથા અતિસાર થયેલ હોય અને જુલાબ આપ્યા પછી પણ પેટ પાછું ભરાઇ જાય તો તે ઉદર રોગ દરદીનાં પ્રાણ લઇનેજ મટે છે.

આ દરદમાં રોગીને હમેશાં વિરેચન આપવું. એક **ચિકિત્સા.** માસ અથવા બે માસ પર્યંત દોષનું બળાબળ તપાસી એરંડનું તેલ ગાયના દૂધ અથવા મૂત્ર સાથે અથવા ભેંસના મૂત્ર સાથે પાઈને વિરેચન કરાવવું, ગાયનું દૂધ અથવા ઉંટડીનું દૂધ આહારમાં લેવું, જંગલી જાનવરના માંસ રસ સાથે સાળના ચોખા જમવા. સુંઠ, મરી અને પીંપર નાખીને ઉનું કરેલ દૂધ છ દિવસ સુધી પીવું. આ પ્રયોગ કરવાથી સઘળા ઉદર રોગ નાશ પામેછે. ઉદરના રોગીને ઘણી વખત ગોમૂત્રની ભાવના આપેલ હજાર હરડે દૂધની સાથે આપવી અથવા થોરના છીરની ઘણીજ ભાવના આપેલ હજાર પીંપર આપવી, અને તે ઉપર દૂધ પાવું, અથવા અરધો અરધ આદુનો રસ નાખેલ દૂધ પાવું. ઉપર પ્રમાણે વિરેચન ક્રિયા કરવા પછી પેટ હેઠું બેસી જાય ત્યારે કેટલાએક બંધાણ કરી ઉપર લુગડું વીંટવું, તેથી પવન પાછો અંદર પેસી પેટને ઉપસાવી શકતો નથી. કોઇ પણ ઉપાયથી જલોદર બદ્ધોદર કે ક્ષતોદર મટે નહિ તો તેપર શસ્ત્ર ક્રિયા કરવી. આ રોગમાં મુખ્યત્વે કરીને અગ્નિ વધારે મંદ પડેછે તેથી તેને દીપન કરનાર દ્રવ્ય મેળવી ખાવાની ચીજ આપવી. ગાયના મૂત્રની ભાવના આપેલી સાંઠી ચોખાની કાંજી આ રોગ ઉપર વિશેષ ફાયદો કરનારીછે. શેરડીનો રસ પણ આ દરદમાં હિત કહેલછે. આ દર-

દમાં અતિ ઉનું, ખાટું, ખારૂં, લુખું, ટાઢું, ગ્રાહી, ગોળ તેલમાં પકાવેલ શાક, જળનું અતિપાન, મહેનત, દિવસની નિદ્રા, મુસાફરી તથા વાહનનો ત્યાગ કરવો. ઉદરના રોગીએ દૂધ પીવું, તેથી ધાતુની સ્થિરતા અને બળની વૃદ્ધિ થઇ કબજીયતને મટાડેછે.

---

## પાંડુ રોગ.

પાંડુ રોગ વાતથી, પિત્તથી, કફથી, સન્નિપાતથી અને **નિદાન.** માટી ખાવાથી થાયછે. અત્યંત મૈથુન કરવાથી, ખાટા અને ખારા પદાર્થો ખાવાથી, મદ્ય પીવાથી, દિવસે સુવાથી તથા એવાં બીજાં કારણોથી વાતાદિ દોષો મનુષ્યનાં લોહીને બગાડી ચામડીનો રંગ પીળો તથા ધોળાશપર કરેછે તેને પાંડુરોગ કહેછે. વાત પાંડુરોગમાં ચામડી, મૂત્ર અને નેત્ર લુખાં અને કાળાં તથા જરા રાતાં જણાયછે. પિત્ત પાંડુમાં મૂત્ર, વિષ્ટા અને નેત્ર પીળાં હોયછે. કફ પાંડુમાં તે પીળાં ધોળાં થઇ જાયછે. સન્નિપાતમાં બધાં લક્ષણો સાથે જણાયછે. માટી ખાવાથી થયેલા પાંડુ રોગમાં ડોળા, ગાલ, ભ્રમર, પગ, નાભિ તથા શિશ્ન ઉપર સોજો ચડેછે, કોઠામાં કૃમિ પડેછે તથા કફ મિશ્રિત લોહી મળસાથે પડેછે.

પાંડુ રોગમાં દરદીના અંગનો રંગ લીલો, કાળો અને પીળો થાયછે, બળ તથા ઉત્સાહ નાશ પામેછે, અગ્નિ મંદ પડેછે, જરાજરા તાવ આવેછે અને સ્ત્રીસંગમાં પ્રીતિ થતી નથી; ત્યારે તે વાત પિત્તને લીધે થનારો હલીમક નામનો રોગ થયોછે એમ જાણવું. આ રોગમાં જે પાનકી રોગ થાયછે તેમાં સંતાપ ઉપજેછે, ઝાડો પાતળો પડેછે, શરીરના અંદરના તથા બહારના બન્ને ભાગ પીળા પડી જાયછે તથા નેત્રપણ પીળાં પડી જાયછે.

આ દરદમાં દરદીને સ્નેહવિધિ કરાવ્યા પછી તીક્ષ્ણ **ચિકિત્સા.** ઉલટી આપવી. પછી ફરીથી સ્નેહવિધિ કરવો. ત્યાર પછી ગોમૂત્ર અને દૂધ મેળવીને અથવા એકલાં દૂધથી વિરેચન કરાવવું. ગોમૂત્રમાં વાટેલી હરડે પીવાથી અથવા ગોમૂત્રમાં ઉકાળેલ ત્રિફળા પીવાથી આ રોગ મટેછે. સાત દિવસ ગોમૂત્રમાં રાખેલ લોહ ભસ્મ પીધા પછી તે ઉપર દૂધ ચોખા અથવા મધુર માંસરસ અને ચોખા ખાવાથી પાંડુરોગ મટેછે. આ દરદમાં વમન વિરેચન કરાવ્યા પછી મધ તથા ઘીમાં મેળવેલ હરડે ખવરાવવાથી જલદી આરામ થાયછે. દ્રાખનો રસ તથા આમળાંનો

રસ પણ હિત છે. આ રોગ વાત પ્રધાન હોય તો ઘણા સ્નેહવાળું ઔષધ આપવું, પિત્ત પ્રધાન હોય તો શીતવીર્ય, કફ પ્રધાન હોય તો ઉષ્ણ વીર્ય, અને સન્નિપાતથી થયેલ હોય તો મિશ્રગુણવાળું ઔષધ આપવું. માટી ખાવાથી થયેલ હોય તો તે માટીને તીક્ષ્ણ વિરેચનથી બહાર કાઢી પછી બળને ઉત્પન્ન કરનાર ઔષધથી પકાવેલ ઘી પીવરાવવું. કમળાના રોગીને ત્રિફળાનો, ગળોનો અથવા લીંબડાનો રસ પ્રાતઃકાળમાં મધસહિત પાવો. હલીમક રોગવાળા પુરૂષને ગળોના રસમાં તથા દૂધમાં પકાવેલ ભેંસનું ઘી પીવરાવી પછી આમળાંના રસમાં નસોતર નાખી. વિરેચન આપવું. પછી દ્રાક્ષનો અવલેહ અથવા દારૂ પીવરાવવો અને હરડેનો અવલેહ ખવરાવવો. પાંડુરોગને સોજાને મટાડનારા સઘળા ઉપાયો પણ દૂર કરી શકેછે.

---

## સોજો.

**નિદાન.** કોપ પામેલો વાયુ પોતાની મેળે રક્ત, પિત્ત તથા કફને બહારની નસોમાં લઇ જઇ તેઓને રૂંધેછે. ત્યારે તે ચામડી તથા માંસનો આશ્રય લઇ સોજો ઉપજાવેછે. તે વિશેષે કરી કઠણ તથા ઉંચાશવાળો હોયછે. સોજો વાતથી, પિત્તથી, કફથી, બબ્બે ભેળા મળીને, સન્નિપાતથી, અભિઘાતથી તથા વિષથી એ પ્રમાણે નવ પ્રકારનો થાયછે. ઉલટી તથા વિરેચનનાં ઔષધો વારંવાર ખાવાથી, જ્વરાદિ રોગોથી, કાચું ખાવાથી, માટી ખાવાથી, વિરૂદ્ધ ખોરાક ખાવાથી, અર્શના વ્યાધિથી, હરકર નહિ કરવાથી, વિરેચનની જરૂર છતાં તે નહિ લેવાથી, આગથી, ગર્ભ પડવાથી અને વમનાદિક ક્રિયાથી શરીર સાફ કરવાને અજમાવેલા જુઠા પ્રયોગોથી સોજો પેદા થાયછે. જો વાતથી થયેલ હોય તો ઉપરની ચામડી પાતળી હોયછે, તેનો રંગ રાતો તથા કાળો હોયછે, વખતે કારણ વિના ઉતરી જાયછે, આંગળીથી દાબતાં ચડી આવેછે, વેદના થાયછે તથા સોજાનું જોર દિવસે વધેછે. પિત્તથી થયેલ હોય તો કોમળ, કાંઇક ગંધવાળો તથા કાળા પીળા રંગનો હોયછે, અત્યંત દાહ થાયછે, સ્પર્શ કરવાથી અતિશય દુખેછે, નેત્ર લાલ થાયછે અને છેવટ તે પાકેછે. કફથી થયેલ હોય તો તેનો વર્ણ પાંડુ હોયછે, દરદીને ઉલટી થાયછે, અન્નપર અરૂચિ આવેછે, જઠરાગ્નિ મંદ પડેછે, ઉંઘ આવતી નથી, થતાં અને મટતાં ઘણો વખત લાગેછે, દાબવાથી ઉંચો થતો નથી અને રાત્રિમાં તેનું જોર વધેછે. બબ્બે લક્ષણો ભે-

ળાં હોય તો દંદ્વથી થયેલ અને સઘળાં લક્ષણો ભેળાં હોય તો સન્નિપાત-
થી થયેલછે એમ સમજવું. અભિઘાત, શસ્ત્રનો છેદ, ક્ષત, શીતવાયુનો
સ્પર્શ, સમુદ્રના કાંઠાના પવનનો સપાટો તથા ભીલામાંથી પણ સોજો આ-
ખા શરીરમાં ફરી વળેછે. તેમાં તીક્ષ્ણ બળતરા થાયછે અને તેનો રંગ
રાતો હોયછે. ઝેરી જીવ શરીરપર ચાલવાથી કે મૂતરી જવાથી, વિષ વિ-
નાનાં પ્રાણીનાં ડાઢ, દાંત કે નખ લાગવાથી, ઝેરી જીવના મળ, મૂત્ર ત-
થા વીર્યના સ્પર્શથી, ઝેરી વૃક્ષના વાયુના સ્પર્શથી તથા એવાં બીજાં કા-
રણોથી સોજો થાયછે. આમાશયમાં રહેલ દોષ છાતી ઉપર સોજો લાવે
છે, પકવાશયમાં રહેલ છાતી તથા પેટ વચ્ચે, મળસ્થાનમાં રહેલ નીચે
પગપર તથા આખા શરીરમાં રહેલ દોષ આખા શરીરમાં સોજો ઉત્પન્ન
કરેછે જે સોજો કેડના ભાગમાં અથવા આખા અંગમાં પ્રસરેલ હોયછે
તે કષ્ટ સાધ્યછે. પણ નીચેના ભાગમાં થઇ ઉપરના ભાગમાં ચડેછે તે અ-
સાધ્યછે. સ્ત્રીને જો પ્રથમ મુખપર ચડી પછી નીચે ફેલાતો જાય છે તો
તે સ્ત્રીનો નાશ કરેછે. જે સોજો પ્રથમ સ્ત્રી પુરૂષની ગુહ્યેંદ્રિય પર થઈ પ-
છી બીજે સ્થળે ફેલાયછે તે પણ નાશ કર્ત્તાજછે.

**ચિકિત્સા.** સર્વ દોષથી ઉત્પન્ન થયેલ અને સર્વ અંગમાં ફેલાયે-
લ, સામ તથા નિરામ સોજાવાળા પુરૂષને પ્રથમ ઉપવાસ
કરાવી હલકું અન્ન જમાડવું. પછી ગોળમાં સુંઠનું ચૂર્ણ નાખી છાશ સા-
થે પીવરાવવું, ગોળ તથા આદુના કલ્કને સમભાગે લઇ પહેલે દિવસ બે
રૂપિયાભાર, બીજે દિવસે ચાર રૂપિયાભાર એ પ્રમાણે પાંચ દિવસ સૂધી
ચડવું અને પાછું ઉતરી બે રૂપિયાભાર સૂધી આપવું, આ પ્રમાણે એક માસ
પર્યંત કરવાથી ગુલ્મ, ઉદર, અર્શ, સોજો, પ્રમેહ, શ્વાસ, કમળો તથા કફ
રોગ મટેછે. વાતથી થયેલ સોજામાં ઉષ્ણવીર્ય પદાર્થોનો લેપ કરવો, પિ-
ત્તથી થયેલા સોજામાં શીતવીર્ય પદાર્થોનો લેપ કરવો અને કફથી થયેલ
સોજામાં જુનો ખોળ, સરગવાની છાલ, અળસીનું ચૂર્ણ તથા પીંપર ગો-
મૂત્રમાં ખદખદાવી સહેવાય તેવો લેપ કરવો. ક્ષતથી થયેલ સોજામાં લો-
હી કઢાવવું તથા લોહીની શુદ્ધિના ઉપાયો કરવા તથા વિષથી થયેલા સો-
જા ઉપર વિષ હર ચિકિત્સા કરવી. સોજાના દરદીએ ગામમાં ફરનાર ત-
થા જળમાં ફરનારાં પ્રાણીઓનું માંસ, સુકવણીનું શાક, તલ, ગોળ, દ-
હી, મીઠું, ખાટું મદ્ય, રાત્રિની નિદ્રા તથા મૈથુનનો ત્યાગ કરવો.

# રતવા.

ખારા, ખાટા, તીખા અને ઉના પદાર્થોના મહાવરાથી કોપેલા દોષ રતવા (વિસર્પ રોગ) ઉત્પન્ન કરેછે. રક્ત, લસીકા, ત્વચા અને માંસ એ ચાર દૂષ્ય તથા વાત, પિત્ત અને કફ એ ત્રણ દોષ સાથે ગળવાથી રતવા થાયછે. વાતથી થયેલ રતવાનાં લક્ષણો વાતજ્વર જેવાં હોયછે તથા, સોજો, ફરકવું, સોયો ઘોંચ્યા જેવી વેદના તથા રૂંવાડાં ઉભાં થાયછે. પિત્તથી થયેલનાં લક્ષણ પિતજ્વર જેવાં હોયછે. તથા તે જલદીથી ફેલાયછે. કફથી થયેલ રતવામાં ચળ આવેછે તથા ચળકેછે અને તેનાં લક્ષણો કફજ્વરને મળતાં આવેછે. સર્વ લક્ષણો સન્નિપાત રતવામાં જેવામાં આવેછે. વાતપિત્તથી થયેલ વિસર્પમાં જ્વર, ઉલટી, મૂર્છા, અતિસાર તથા અન્ન ઉપર અરૂચિ ઇત્યાદિ ઉપદ્રવોથી અગ્નિના અંગારા જેવી શરીરમાં બળતરા થાયછે. શરીરના જે જે અવયવોમાં રતવા ફેલાયેલો હોય તે તે અવયવ કાળો કોયલા જેવો, લીલો તથા રાતો હોયછે. તેમાં સોજો જલદી થાયછે. આ અગ્નિ વિસર્પ નામથી ઓળખાયછે. જે રતવામાં લાંબી, નાની તથા ગોળ ગાંઠોની હાર ઉપજેછે તથા તાવ આવેછે, શ્વાસ થાયછે, ઉધરસ ઉપડેછે અને ઉલટી થાયછે તે ગ્રંથિ વિસર્પ કહેવાયછે. આ વિસર્પ કફથી થાયછે. કફ પિત્તથી ઉત્પન્ન થયેલ કર્દમ વિસર્પમાં તાવ આવેછે, અગ્નિ નાશ પામેછે તથા તેને લગતાં બીજાં લક્ષણો થઈ આમાશયપર જોર કરી ચારે બાજુ વિસ્તાર પામેછે. અને તેની આજુ બાજુ પીળી, રાતી, ધોળી ફોડલીઓ હોયછે. આ રતવા ચળકતો, શાહી જેવા કાળા રંગનો, અંદરથી પાકનારો તથા તેમાંથી કાદવની પેઠે માંસ નિકળ્યા કરેછે અને તેની ગંધ મડદાં જેવી આવેછે. ક્ષતથી થયેલા વિસર્પમાં કળથીના જેવી ફોડલીઓ ઉપજેછે, સોજો થાયછે, તાવ આવેછે તથા તેનું લોહી કાળું હોયછે. સઘળી જાતના રતવામાં તાવ, અતિસાર, ઉલટી, તૃષા વિગેરે સામાન્ય લક્ષણો હોયછે. વાત, પિત્ત તથા કફથી થયેલ વિસર્પ સાધ્યછે, સન્નિપાત અને ક્ષતથી થયેલ અસાધ્યછે તથા મર્મસ્થાન ઉપર થયેલ વિસર્પ કષ્ટ સાધ્યછે. **નિદાન.**

વિસર્પ રોગમાં પ્રથમ લંઘન, વમન, વિરેચન તથા લોહી કઢાવવું એ હિતછે પણ સ્નેહન ક્રિયા હિત નથી. દ્રાખના રસમાં, ત્રિફળાના રસમાં, ઘીમાં અથવા દૂધમાં નસોતરનું ચૂર્ણ મે- **ચિકિત્સા.**

ળવી વિરેચન આપવું. આ રોગ કાઠામાં ઉતરી ગયો હોય તો વિરેચનની અવશ્ય જરૂર છે. શોધનને ના લાયક દરદીના શરીરમાં દોષ અલ્પ હોય તો ચંદન અને કમળનો કવાથ અથવા મોથ, લીંબડો અને પટોળનો કવાથ અથવા આગળાં, વાળો અને મોથનો કવાથ એ અત્યંત હિત છે. એક ઠેકાણે સ્થિર નહિ રહેનાર રેલીયા રતવા ઉપર દશાંગ લેપનો ઉપયોગ કરવો. સઘળી જાતના રતવા ઉપર દશાંગલેપ અથવા ગરમાળાની છાલ અને એડાંનો ભુકો પાણીમાં ખદખદાવી સહન થાય તે પ્રમાણે તેનો લેપ કરવો. દાહ અને પાકથી વ્રણ જેવી આકૃતિ થાય ત્યારે તે ઉપર વ્રણની ચિકિત્સા કરવી. ગ્રંથિ વિસર્પમાં લોહી કઢાવવું એ અતિ ઉત્તમ ઉપાય છે. આ રોગમાં ઘી અપથ્ય છે. કારણ કે ઘી ખાવાથી પકડાયેલા દોષ ચામડી, લોહી અને માંસને પકાવી દે છે.

---

## કુષ્ટ (કોઢ).

**નિદાન.** વિરૂદ્ધ ભોજનથી, વમન આદિક વેદને દાબી રાખવાથી, જમીને કસરત કરવાથી કે તડકો વેઠવાથી, લંઘન અને ભોજનના નિયમિત ક્રમને છોડી દેવાથી, અડદ, મૂળા, તલ, ગોળ એઓનું અત્યંત સેવન કરવાથી, અન્ન પચ્યા વગર સ્ત્રી સંગ કરવાથી તથા પાપિષ્ટ કર્મ કરવાથી તેમજ એવાં બીજાં કારણોથી વાત, પિત્ત અને કફ એ ત્રણ દોષો કોપ પામી ત્વચા, રૂધિર, માંસ તથા પાણીને બગાડી કોઢ રોગને પેદા કરેછે. કોઢ અઢાર પ્રકારના હોયછે તેમાં સાત મહાકુષ્ટ અને અગિયાર ક્ષુદ્રકુષ્ટ છે. કુષ્ટ જે અવયવપર થનારો હોય તે અવયવ અતિશે સુંવાળો અને ખડબચડો જણાયછે, દાહ થાયછે, ખરજ આવેછે, ચામડી બેહેર મારી જાયછે, ફ્રામઠાં ઉપડે છે તથા વ્રણની ઉત્પત્તિ જલદી થાય છે, નહિ જેવા કારણથી તરત વેદના ઉપજે છે તથા લોહી કાળુ થઇ જાયછે. સાત મહાકુષ્ટમા કાપાલ નામના કુષ્ટનો વર્ણ કાળો તથા રાતો હોયછે, અને તે ખડબચડો તથા પાતળો હોય છે. તથા તેમાં સોયો ઘોંચ્યા જેવી વેદના થાયછે. ઔદુંબર નામના કુષ્ટમાં દાહ થાયછે, શૂળ નિકળેછે, ચામડી લાલ થાય છે, ખરજ આવેછે, તથા તેનો દેખાવ ઉંબરાના ફળ જેવો હોયછે. મંડલ નામના કુષ્ટમાં કુંડલાં પડેછે, તેનો રંગ ધોળો તથા રાતો હોયછે તથા તે એક બીજાની પાસે મળતાં હોયછે. ઋષ્યજીવ્હ નામનો કુષ્ટ ખડબચડો,

આડખે પડખેન ભાગમાં રાતો, વચમાં કાળો, વેદના સહિત તથા હરિણની છભ જેવા દેખાવવાળો હોયછે. પુંડરીક નામનો કુષ્ટ જરા ધોળો, આડખે-પડખે રાતો, શ્વેત કમળના પાંદડાં જેવો તથા ઉંચાશવાળો હોયછે. સિધ્મ નામનો કુષ્ટ ધોળો, રાતો, પાતળો અને ખંજોળવાથી ફોડલા થઇ અંદરથી સ્ત્રવે છે અને તે ઘણુંકરીને છાતી ઉપર થાયછે તથા દેખાવમાં કોળાનાં પુષ્પ જેવો હોયછે. કાકણ નામનો મહાકુષ્ટ વચમાં કાળો, આડખે પડખે રાતો અથવા વચમાં રાતો અને આડખે પડખે કાળો, પાકેલો તથા તેમાં તીવ્ર વેદનાવાળો થાયછે. આ કુષ્ટમાં ત્રણે દોષના લક્ષણો હોવાથી તે અસાધ્યછે.

અગિયાર ક્ષુદ્ર કુષ્ટમાં ચર્મ નામના કુષ્ટ ઉપર પરસીનો બિલકુલ વળતો નથી, તેનો ઘેરાવ ઘણી જગ્યામાં હોયછે, માછલાંની પીઠપરના ગાંઠા જેવો તથા હાથીના ચામડા જેવો જાડો હોયછે. કિટિભ કુષ્ટ કાળો તથા તેના વ્રણની ચામડી બેહેર મારી ગયેલ અને તવાયેલની પેઠે ખડબચડી તથા શુષ્ક હોયછે. વૈપાદિક કુષ્ટમાં દરદીના હાથ પગમાં ચીરા પડેછે તથા ઘણી વેદના થાયછે. અલસક કુષ્ટમાં ઘણી ખરજ સહિત રાતા ફોડલાઓ ઉઠેછે. દદ્રુ મંડલ કુષ્ટનો વર્ણ રાતો હોયછે તથા તેમાં ખરજ સહિત ફોડલાઓ ઉપડેછે, અને તે આગળથી ઉપસેલા હોયછે. ચર્મદલ કુષ્ટમાં શૂળ નિકળેછે, ખરજ આવેછે, તેનો વર્ણ રાતો હોયછે, ફોડલા થઇને ફુટેછે, સ્પર્શ સહન થતો નથી તથા ચામડી ચીરાયછે અને ફાટેછે અને એ કારણને લઈનેજ તેને ચર્મદલ એવું નામ આપેલું છે. પામા કુષ્ટમાં કેટલીક ઝીણી ઝીણી ફોડલીઓ થઈ તેમાંથી રસી ઝરે છે, દાહ થાયછે તથા ખજવાળ આવેછે. ઉગ્રા નામનો કુષ્ટ કમ્મરપર થાયછે અને તેમાં કાળા, રાતા અને પાતળી ચામડીવાળા ફોડલા ઉપડેછે તે વિસ્ફોટક કુષ્ટ પણ કહેવાયછે. જે કુષ્ટનો વર્ણ રાતો હોયછે, જેમાંથી શૂળ નિકળેછે, બળતરા થાયછે તથા ઘણા વ્રણ પડેછે તે શતારૂ નામનો કુષ્ટ કહેવાયછે.

ઉપર કહેલ પામા કુષ્ટમાં ઝીણી ફોડલીઓ જ્યારે મોટી થઇ હાથપર આવે ત્યારે તે કચ્છુ કુષ્ટ કહેવાયછે અને વૈપાદિક કુષ્ટ પ્રથમ વિચર્ચિકા નામથી ઓળખાયછે પણ જ્યારે તેમાં ખરજ સહિત ફોડલીઓ થઇ રસી ઝરે તથા ફુટેછે ત્યારે તે વૈપાદિક નામને ધારણ કરેછે. વાયુને લીધે થયેલ કુષ્ટ ખડબચડો, કાળો, રાતો, લુખો અને પીડા સહિત હોયછે, પિત્તથી થયેલ બળતરાવાળો અને રાતો હોયછે તથા તેમાંથી રસી ઝરેછે, કફથી થયેલ ક્લેદ સહિત, જાડો, ચીકણો, ખરજવાળો તથા ભારે હોયછે, દ્વંદ્વજમાં બબ્બે

દોષનાં લક્ષણો ભેળાં હોયછે અને સન્નિપાતજમાં ત્રણે દોષનાં લક્ષણો હોયછે.

જ્યારે કોડ રસ ધાતુ સુધી પ્રવેશ કરેછે ત્યારે દરદીનો ચેહેરો બદલાઇ જાયછે, શરીર દુબળું થઇ જાયછે, ચામડી બેહેર મારી જાયછે તથા પરસેવો બહુ વળેછે. રક્ત ધાતુમાં પેસવાથી ઘણી ખળ આવેછે તથા પરૂ બહુ થાયછે. માંસ ધાતુમાં પેસવાથી મોંઢામાં શોષ પડે છે, શરીર ખડબચડું થાયછે, ગાંઠા ગાંઠાવાળું થાયછે, તેમાં ફોડલાઓ ઉપજેછે તથા તે ઘણો વખત રહેછે. મેદ ધાતુ સુધી પહોંચ્યો હોય તો હાથ પગની ગતિ અટકે છે અને શરીરમાં ક્ષત પડી તે કચકચે છે. હાડકાં તથા મજ્જામાં ગયેલ હોયતો નાકની ડાંડી ભાંગી જાયછે, આંખો લાલચોળ બની જાયછે. ક્ષતમાં કીડા પડેછે તથા કંઠ બેસી જાયછે. સ્ત્રી પુરૂષનાં આર્ત્તવ તથા શુક્રમાં કોઢનો વધતો અથવા ઓછો ગમે તેવો ફેલાવ થયો હોય તો તેથી પેદા થયેલાં સંતાનો પણ કોઢીઆં થાયછે. રસ, રક્ત તથા માંસ સુધી પહોંચેલા કોડ તથા વાત પ્રધાન અને કફ પ્રધાન કોડ સાધ્યછે, મેદ સુધી પહોંચેલો તથા દ્વંદ્વજ કોડ કષ્ટસાધ્ય છે તથા મજ્જા અને અસ્થિ સુધી પહોંચેલો કોઢ જેમાં કીડા પડી જાયછે તે અસાધ્ય છે.

કાપાલ કુષ્ટ વાતથી, ઔદુંબર પિત્તથી, મંડલ અને વિચર્ચિકા કફથી, ઋષ્યજીવ્હ વાત પિત્તથી, ચર્મ, કિટિભ, સિધ્મ, અલસક અને વૈપાદિકાએ વાતકફથી, દદ્રુમંડલ, શતારૂ, પુંડરીક, વિસ્ફોટક, પામા (ખસ) કચ્છુ તથા ચર્મદલ કફ પિત્તથી અને કાકણ એ ત્રિદોષથી ઉપજે છે.

ઉપર જે કોઢ થવાનાં કારણો બતાવ્યાં તેજ કારણોથી શ્વિત્ર (ધોળો કોઢ) તથા કિલાસ (રાતોકોઢ) થાય છે. તે બન્ને કોઢમાંથી રસી ઝરતી નથી. તથા તેઓ વાત, પિત્ત કફ, લોહી, માંસ અને મેદનો આશ્રય કરીને રહે છે. શ્વિત્ર કુષ્ટ ઉપરનાં રૂવાડાં અથવા કેશ ધોળા થયા ન હોય, જે પાતળો હોય, જેનાં ચાઠાં એક બીજાથી સેળભેળ થઈ ફેલાયાં ન હોય, થોડા વખતથી થયેલ હોય તો તે સાધ્ય છે એમ સમજવું. વાતથી થયેલ કિલાસ રક્ત હોય છે, પિત્તથી થયેલ રાતા કમળના પાંદડા જેવો, કફથી થયેલ ધોળો તથા જાડો હોય છે. રક્તનો આશ્રય કરીને રહેલ હોયતો રાતો હોયછે માંસનો [illegible] કરીને રહેલ હોયતો જરા રતાશવાળો હોયછે અને મેદનો આશ્રય કરીને રહેલ હોયતો કિલાસ કોઢનો રંગ શ્વેત હોયછે. અને તે એક બીજાથી કષ્ટ સાધ્ય છે. જે કિલાસ ગુદા, હાથપગનાં તળાં તથા હોઠ ઉપર થએલ હોય તે અસાધ્ય છે. જો કે તે નવીન હોયતો પણ જો તે રથળે

હોય તોપણુ તે અસાધ્ય છે.

સર્વ જાતના કુષ્ટ રોગીને પહેલાં સ્નેહપાન કરાવવું ત- **ચિકિત્સા.** થા સ્નેહથી અભ્યંગ કરવો. પછી વિસર્પ પ્રકરણુમાં કહેલ વિરેચન આપવું. કપાળ, હાથ તથા પગમાંથી લોહી કઢાવવું. ઉપચાર કરવાથી કોઢ અંદરથી બહાર નિકળી આવે ત્યારે તેના મંડલ ઉપર શસ્ત્ર ચલાવી પછી તે પર લેપ કરવા અને શસ્ત્ર કામ ન કરે તો ક્ષાર મેલી રૂધિર કાઢી નાખવું. વાત પ્રધાન કુષ્ટમાં ઘીનો ઉપયોગ, કફ પ્રધાનમાં વમન અ- ને પિત્તપ્રધાનમાં લોહી કઢાવવું તથા વિરેચન આપવું એ હિત છે. કોઢના દરદીને પંદર પંદર દિવસે વમન, મહિને મહિને વિરેચન, ત્રણ ત્રણ દિવ- સે શિરો વિરેચન તથા છ છ મહિને રૂધિર સ્રાવ કરવો જોઇએ. સાળ, જવ, ઘઉં, મગ, મસૂર, તુવર, કડવાં શાક તથા જંગલી જનાવરોનો માંસ રસ એ કુષ્ટ રોગીને હિત છે તથા ખાટું, ખારૂં, તીખું, દહીં, ગોળ, જળ- ચરનું માંસ, તલ અને અડદ એ સર્વ પદાર્થો અહિત છે.

---

## કૃમિ ( જીવડા ).

કૃમિ બહારના તથા અંદરના એ પ્રમાણે બે પ્રકાર- **નિદાન.** ના હોયછે. બહારના મળ અથવા મેલથી ઉપજનારા કૃમિ પ્રમાણુમાં, આકૃતિ અને વર્ણમાં ધોળા કે રાતા તલ જેવા હોયછે, તે- ઓને ઘણા પગ હોયછે અને તે કેશ તથા વસ્ત્રમાં રેહેછે. તેઓને જુ તથા લીંખ એવું નામ અપાય છે. કૃમિને લીધે દુર્ગંધ, ફોડલીઓ, ખજ- વાળ તથા ગાંઠો ઉપજે છે. અન્ન પચ્યા વગર જમનારને, અતિ મીઠા અને ખાટા પદાર્થ ખાનારને, વિરૂદ્ધ આહાર કરનારને તથા અડદ, લોટના પદાર્થો અને ગોળના પદાર્થોનું સેવન કરનારને કૃમિ ઉત્પન્ન થાય છે. કૃમિ પેટમાં પડયા પછી તાવ આવેછે, શરીરનો વર્ણ ફરી જાયછે, શૂળ ઉપજે છે, હૃ- દયમાં પીડા થાયછે, જઠરાગ્નિ મંદ પડેછે, ઉલટી થાયછે તથા સોજો અને પીનસ વિગેરે ઉપદ્રવો ઉપજે છે. જીવડાઓ કેટલાક પહોળા, કેટલાક ગાંઠો વાળા, કેટલાક ટુંકા, લાંબા અને ઝીણા, કેટલાએક ગોળ, કેટલાએક પગ- વગરના તથા કેટલાએક ધોળા, રાતા વિગેરે હોયછે. પકવાશયમાં પુરીષ- થી પેદા થનારા કૃમિ ગુદા માર્ગે બહાર નિકળે છે અથવા માંહે વધીને આ- માશય તરફ આવેછે ત્યારે દરદીના ઓડકારમાં વિષ્ટા જેવી દુર્ગંધ આવેછે.

જીવડાની વિકૃતિવાળા પુરૂષને સ્નેહ વિધિ, સ્વેદ વિધિ, **ચિકિત્સા.** વમન તથા વિરેચન કરાવવું. કડવા, તીખા અને તૂરા રસ વાળાં દ્રવ્યોથી દરદીને નવરાવવો. ઘોડાની લાદના ચૂર્ણને સો ફેરે વાવડીંગના ક્વાથની ભાવના આપવી અથવા ત્રિફળાના ક્વાથમાં ઉકાળી મધ મેળવી કૃમિના રોગવાળાને ચટાડવું. કૃમિના દરદીએ દૂધ, માંસ, ઘી, ગોળ, દહીં, ભાજીપાલો અને ખાટા તથા મધુર રસનો ત્યાગ કરવો.

---

## વાત વ્યાધિ.

લુખું, ઠંડું, હલકું અન્ન જમવાથી, અતિ મૈથુનથી, **નિદાન.** લાંઘણથી, ઠેકડા મારવાથી, ધાતુઓના ક્ષયથી, ચિંતાથી, શોકથી, સ્વાભાવિક વેગ રોકવાથી તથા દોડતાં વાહનપર બેસવાથી, દેહમાં કોપ પામેલો બળવાન વાયુ નળીઓમાં ભરાઇ આખા અંગમાં અથવા એ-કાદ અવયવમાં નાના પ્રકારના વ્યાધિઓને પેદા કરે છે. તેને લીધે શરીરનો સંકોચ, સાંધાઓનું જકડાવું, હાડકાં તથા સાંધાઓનું ભાગવું, જુદા જુદા અવયવોનું ઝલાઇ જવું, લૂલાપણું, પાંગળાપણું, કૂબડાપણું, અંગપર સોજો ચડ-વો, ગર્ભનો નાશ થવો, વીર્ય તથા આર્તવનો નાશ થવો, અંગમાં બેહેર મારવી, મસ્તક, નાસિકા, નેત્ર, હાંસડી અને ડોકનું અંદર બેસી જવું અથવા વાંકાચૂકાં વળી જવું તથા એવા બીજા ઉપદ્રવો ઉત્પન્નથાયછે. વાત હેતુ અને સ્થાનના ભેદથી જે રોગોને ઉપજાવેછે તે તેના ગુણથી જુદા પડી ઓળખાયછે અને તેના નામ પણ તે તે સ્થાનકો અને ચિન્હોને લઇને આક્ષેપક, અપતંત્રક, અ-પતાનક, દંડાપતાનક, ધનુઃસ્તંભ, પક્ષઘાત, અર્દિત, હનુગ્રહ, મન્યાસ્તંભ, જીવ્હાસ્તંભ, શિરોગ્રહ, ગૃધ્રસ્ત, વિશ્વાચી, કંટક, પાદદાહ, પાદહર્ષ, અંસશો-ષ, અવબાહુક, પ્રતૂની, આધ્માન, પ્રત્યાધ્માન, વાતાષ્ઠીલા, પ્રત્યષ્ઠીલા, વે-પથુ, ખલ્લી, ઉર્ધ્વવાત, ઉદાવર્ત્ત, વિગેરે પડેછે. હનુગ્રહ, અર્દિત, આક્ષેપક, પક્ષાઘાત અને અપતાનક નામના વાયુ ઘણે કાળે કરીને મહાયત્નથી મટેછે અથવા મટતા પણ નથી. જો તે નવીન હોય, બળવાન પુરૂષને થયા હો-ય, અન્ય ઉપદ્રવો રહિત હોય તો તે સાધ્ય થઇ શકેછે. પક્ષપાત આદિ વાત વ્યાધિઓના દરદીને જો વિસર્પ, બળત્રા, શૂળ, સ્વાભાવિક વેગનો અટકાવ, મૂર્છા, અરૂચિ તથા અગ્નિનું મંદપણું ઈત્યાદિ ઉપદ્રવો થયા હોય અથવા માંસ અને બળ ક્ષીણ થયાં હોય તો તે દરદીનો વાત વ્યાધિ નાશ કરે છે.

બીજા દોષથી ન મળેલો ફક્ત વાયુનોજ પ્રકોપ દેખાય ત્યારે **ચિકિત્સા.** દરદીને પ્રથમથીજ સ્નેહ વિધિ કરાવવો, સ્નેહન દ્રવ્યોમાં તેલ તથા ઘી વિગેરેનો ઉપયોગ કરવો. સ્નેહ વિધિથી અકળાયેલા દરદીને દૂધથી આશ્વાસના કરી સ્નેહ યુક્ત ઓસામણ, ગામમાં ફરનાર, જળમાં ફરનાર તથા બહુ જળવાળા દેશમાં ફરનાર જાનવરોનો માંસ રસ પાવો. દૂધપાક, ખીચડી, તથા ખારા ખાટા પદાર્થો સ્નેહસહિત ખવરાવવા. સ્નેહ વિધિ પછી સ્વેદ વિધિ કરવો. સૂકલ લાકડાં પણ તેલ લગાવીને શેક્યા પછી વાંકાં વાળીને કામમાં લઇ શકાયછે ત્યારે તેમ કરવાથી શરીરનાં વાંકા ચૂકાં થયેલા અવયવો પાછા પોતાની અસલ સ્થિતિએ આવે એમાં કાંઇ પણ આશ્ચર્ય નથી. વાતથી થતા ઉપદ્રવો સ્વેદ વિધિથી મટેછે તથા શરીરમાં કોમળતા ઉપજેછે, અને સ્નેહ વિધિથી સુકાઈ ગયેલા રસાદિ ધાતુ પુષ્ટ થાયછે. શરીરનું બળ, જઠરાગ્નિનું બળ, પુષ્ટિ અને પ્રાણની વૃદ્ધિ થાયછે. માટે વારંવાર વાત વ્યાધિમાં સ્નેહ વિધિ તથા સ્વેદ વિધિ કરવા. તેથી શરીરની અંદરના તથા બહારના વાયુના તમામ રોગો શાંત થાયછે, સ્નેહ તથા સ્વેદવિધિથી આરામ ન થાય તો મૃદુ, વિરેચન સ્નેહમાં મેળવીને આપવું જેથી બે ત્રણ દસ્ત સાફ આવે. વાત વ્યાધિમાં એરંડ તેલ વિરેચન તરીકે અતિ ઉત્તમ ઉપાયછે. અને તેને શાસ્ત્રકારો વાતગજ કેસરી એવું નામ આપે છે. દુર્બળતાને લીધે વાતરોગી વિરેચનને નાલાયક હોય તો તેને નિરૂહ બસ્તિ આપવી અને જઠરાગ્નિને દીપાવનાર તથા કરેલા આહારને પચાવનાર ઔષધો મેળવી ભોજન કરાવવું. એ પ્રમાણે કર્યા પછી જઠરાગ્નિ પ્રદીપ્ત થાય ત્યારે ફરીથી સ્નેહ તથા સ્વેદવિધિ કરવો. જેજે સ્થળમાં જેજે વાતરોગ ઉત્પન્ન થયો હોય તેતે સ્થળને વમન, વિરેચન, સ્નેહન, સ્વેદન વિગેરેમાંથી જે લાયક હોય તે કરવું. ફસ ખોલાવવી એ પણ આ રોગમાં હિત કહેલછે. વાયુથી મોઢું ફાટી જાય તો ડાઢી ઝાલીને દરદીને ઉંચો ઉપાડવો અથવા વૈદ્યે પોતાના બે અંગોઠા ઉપર લુગડાં વીંટી તે અંગોઠા દરદીના મોઢામાં નાખી આંગળાથી જડબાં પકડી જોરથી બેસાડી દેવાં. વાનથી જીભ પકડાઈ ગઈ હોય તો સ્નેહન, સ્વેદન વિગેરે વાતરોગની સાધારણ ચિકિત્સા કરવી. અર્દિત નામના વાતરોગમાં નસ્ય આપવું, મસ્તક ઉપર તેલ ઘસવું તથા કાન અને નેત્રનું તર્પણ કરવું. સોજાથી યુક્ત આ રોગમાં વમન કરાવવું. બળત્રા અને લાલરંગ હોય તો પક્ષઘાતમાં સ્નેહન તથા વિરેચન હિત છે. પણ ઉરૂસ્તંભ નામના વાતરોગમાં સ્નેહવિધિ તથા શોધનવિધિ હિત નથી. કારણ કે તે રોગમાં શ્લેષ્મ, આમ અને

મેદની અધિકતા હોયછે. તેથી એ રોગમાં શ્લેષ્માદિકને ઘટાડનારા ઉપાયો કરવા તથા રૂક્ષણ કરવું. જવનું અન્ન તથા લવણ અને સ્નેહ રહિત શાક તથા જંગલી જનાવરોનો માંસરસ ખવરાવવો, મધ અને પાણી મેળવીને પાવું, ગોમૂત્ર સાથે હરડેનું ચૂર્ણ આપવું તેમજ ગુગળ અને શિલાજીત પણ ગોમૂત્ર સાથે આપવા. આ રોગમાં ગુગળના પ્રયોગો પણ ઘણું સારું કામ કરેછે. ઉરૂસ્તંભના રોગીએ શક્તિ પ્રમાણે કસરત કરવી, ઠેકડા મારવા, બાંધેલાં પાણીમાં અથવા નદીના સામા વેગમાં તરવું અને ત્યારપછી જરૂર પડે તો સ્નેહ તથા સ્વેદવિધિ કરવો.

---

## વાતરક્ત ( પત્ત ).

ખારૂં, ખાટું, તીખું, ખારવાળું, સ્નિગ્ધ, ઉષ્ણ, તલના **નિદાન.** પીંડા, મૂળા, કળથી, અડદ, વાલ, તલની ચટણી, દહીં, મદ્ય, અથાણું, છાશથી, ઉંચે સાદે ભણવાથી, ક્રોધ કરવાથી, મિથ્યા આહાર વિહાર કરવાથી, હાથી, ઘોડા કે ઉંટ ઉપર બેસવાથી, ગાદીતકીએ પડી રહેવાથી તથા એવાં બીજાં કારણોથી વાતરક્ત વ્યાધિ થાયછે. આ વ્યાધિમાં વાયુની પ્રબળતા હોવાથી તે વાતરક્ત કહેવાયછે. વાતરક્તમાં રક્તની અધિકતા હોય તો સોજો ચડેછે, અતિશે પીડા થાયછે, રાતું ક્લેદ વહેછે, સોજેલ ભાગમાં ચમચમ થાયછે અને તેમાં ખજવાળ આવીને પાણી ઝરેછે. પિત્તની અધિકતા હોય તો દાહ થાયછે, પરસેવો વળેછે, મૂર્છા આવેછે, તરસ ઘણી લાગે છે, સ્પર્શ સહન થઇ શકતો નથી, શરીર રાતું પડી જાયછે, સોજો ચડેછે અને પાકેછે. કફનું પ્રાધાન્ય હોય તો શરીરમાં ભીનાશ જણાયછે, બેહેર મારી જાયછે, શરીરનો રંગ ચળકેછે, ટાઢ આવેછે ખજવાળ આવેછે તથા પીડા ઓછી થાયછે. બે દોષનાં લક્ષણો ભેળાં દેખાય તો બેની પ્રધાનતા અને ત્રણે દોષનાં લક્ષણો દીઠામાં આવે તો ત્રણેની પ્રધાનતા છે એમ સમજવું. વાતરક્ત પગના મૂળમાં ઉપજીને વખતે હાથ ઉપર પણ ચઢી આવેછે. અને તે કોપેલ ઉંદરના ઝેરની માફક આખે શરીરે ફેલાય છે. વાતરક્ત ગોઠણ સુધી પોંહોચી ચૂક્યો હોય, ઉપરની ચામડી ઉતરી ગઇ હોય, ચીરોટા અથવા ફાંટા પડી ગયા હોય તથા જેમાંથી સ્રાવ થયા કરતો હોય તે વાતરક્ત વ્યાધિ અસાધ્ય છે. વાતરક્ત વ્યાધિને થયાં એક વર્ષ થઈ ગયું હોય તો તે કષ્ટસાધ્ય છે. વાતરક્તમાં માંસ સ-

ડી ગયું હોય, તાવ આવતો હોય, પાંગળાપણું થયું હોય, સોજો પાક્યો હોય, વિસર્પ થયો હોય તથા આંગળીયો વાંકી વાળી જતી હોય તે અસાધ્ય સમજવો.

વાતરક્ત રોગવાળા પુરૂષને પ્રથમ સ્નેહ વિધિ કરી **ચિકિત્સા.** થોડું થોડું ઘણીવાર રૂધિર તેના શરીરમાંથી કાઢવું. લોહી કાઢવા વખતે દરદીના બળની તથા દોષની સંભાળ રાખવી. આ રોગમાં દાહ થતો હોય તો જળો મૂકાવી લોહી કઢાવવું અને ચમચમાટ થતો હોય તો શીંગડી મૂકીને લોહી કઢાવવું. પણ રોગીનું શરીર પ્રથમથીજ ઝાંખું દેખાતું હોય તો લોહી ન કઢાવવું. તથા એક દેશમાંથી બીજા દેશમાં હવા બદલ કરવા જવું. દરદીનું શરીર પ્રથમથી ઝાંખું દેખાતું હોય તો તે રોગમાં વાયુની પ્રધાનતાનેલીધે રૂધિર કઢાવવાથી વૃદ્ધિ પામી સોજાને તથા બીજા અનેક પ્રકારના ઉપદ્રવોને ઉપજાવેછે, દરદી વિરેચનને લાયક જણાય તો સ્નેહયુક્ત વિરેચનનાં ઔષધો આપવાં તથા જુનું ઘી પાવું. સેડકઢું દૂધ તથા ગોમૂત્રમાં મેળવેલું દૂધ પણ આ રોગમાં અત્યંત હિતછે. આ રોગમાં વિરેચનને માટે દૂધમાં મેળવીને એરંડીઉં પીવું. અને જુલાબ આવી ગયા પછી દૂધ ચોખા જમવા. હરડેનો ક્વાથ ઘીમાં વઘારીને પીવો. નસોતર ચૂર્ણનો ફાકડો ભરી માથે દૂધ પીવું અથવા ધ્રાખનો રસ પીવો. ઘી મેળવેલ દૂધના બસ્તિથી આ રોગની જેવી શાંતિ થાયછે તેવી બીજા ઉપાયોથી થતી નથી. તેમાં વિશેષે કરીને ગુદા, પડખાં સાથળ, સાંધાં હાડ અને જઠરમાં પીડા હોય તો અવશ્ય તે બસ્તિનો ઉપયોગ કરવો. આ રોગમાં ગળોનો ક્વાથ અવશ્ય સેવવા લાયક છે. આ પ્રમાણે શરીરની અંદરની ક્રિયા કરી બાહ્ય ક્રિયા વી. દાહ થતો હોય તો શીતળ સ્નેહનનું સેચન કરવું, ગાય, બકરી કે ઘેટીના દૂધમાં તેલ મેળવી તે સેચન કરવું. ધ્રાખનો રસ, શેરડીનો રસ અથવા તેનું મદ્ય, દહીંની તર, ખાટી રાબડી, ચોખા મદ્ય તથા સાકરનાં પાણીનું સેચન કરવું. આ રોગમાં થયેલ દાહ, પીડા અને ખેદની નિવૃત્તિ કરવામાં, પ્રિય વચન બોલનારી, ચંદનથી શીતળ સ્તન અને હાથવાળી, સ્પર્શમાં શીતળ અને કોમલાંગી સ્ત્રીઓ ઉત્તમ ઔષધ છે. વાયુને હણનાર ઔષધના ક્વાથમાં પકાવેલ તલ, મગની ખીચડી અથવા દૂધમાં વાત હર ઔષધ નાખી પકાવેલ તલ અને સરશવ મેળવીને બનાવેલ પિંડનું બંધાણ કરવું. મૂત્ર, ક્ષાર અને સુરામાં નાખીને પકાવેલું ઘી અભ્યંગને માટે આ રોગમાં હિતછે. લેપ કર્યા પછી વખત થાય એટલે તે પર ખાટાં જળનું સેચન કરવું. વાતશ્લે-

ખ્મ પ્રધાન આ રોગમાં ઉષ્ણવીર્ય દ્રવ્યના ઉષ્ણલેપ હિત છે, અને પિત્તરક્ત પ્રધાન વાતરક્તમાં શીતળ લેપ હિત છે.

---

## વધરાવળ.

નીચી ગતિવાળો તથા સોજા અને શૂળને ઉપજાવનાર **નિદાન.** કોપ પામેલો વાયુ અંડસંધિના માર્ગથી વૃંષણમાં પેસી તેની નાડીઓનું પીડન કરી વૃંષણની વૃદ્ધિ કરેછે. તે વૃદ્ધિ વાતથી, પિત્તથી, કફથી, રક્તથી, મેદથી, મૂત્રથી અને આંતરડાથી એ રીતે સાત પ્રકારથી થાયછે. વાયુથી ભરેલ રબ્બરના દડાનો જેવો સ્પર્શ હોય તેવા સ્પર્શવાળો અને કારણ વગર થયેલ વૃદ્ધિ વાતથી થયેલછે એમ સમજવું. જેમાં કાળી ફોડલીઓ ઉપડેલી હોય અને જેમાં પિત્તવૃદ્ધિનાં લક્ષણો જોવામાં આવેછે તે પિત્તથી તથા રક્તથી થયેલી સમજવી, કોમળ તથા તાડના ફળ જેવી જે વૃદ્ધિ દેખાય તે મેદથી થયેલી સમજવી. પેસાબ અટકાવી રાખવાની ટેવ હોય તેને મૂત્રથી વૃદ્ધિ ઉપજેછે, તેનો શબ્દ પાણીથી ભરેલ મસકના જેવો થાય છે, તે સુંવાળી હોયછે, મૂત્ર પણ ઘણા કષ્ટથી ઉતરેછે અને અંડકોષ નીચે વૃદ્ધિ પામી હલ્યા કરેછે. વાયુને કોપાવનાર આહારથી, અતિ પંથ કરવાથી, ઘણો ભાર ઉપાડવાથી, બહુજ બળ કરવાથી તથા બીજાં પણ એવાંજ ક્ષોભ કરનારાં કારણોથી વાયુ નાનાં આંતરડાંના અવયવને લઈ વાંકા ચૂંકા વાળી તેના સ્થાનકથી નીચે ઉતારી આડસંધિમાં ગાંઠાના જેવો સંયોગ ઉપજાવેછે; તે અંત્રજ વૃદ્ધિ કહેવાયછે. ફુલેલ, પીડા સહિત તથા સજ્જડ થઇ રહેલ અંડવૃદ્ધિને મટાડવાની જો ઉપેક્ષા કરવામાં આવે તો પછી તેને દાબતાં તેમાંનો વાયુ શબ્દ કરીને ઉંચે ચડેછે તથા દાબવાનું કામ મેલી દેતાં તે પાછો તેજ સ્થાનકમાં ભરાઇને તેને ફુલાવેછે. નાનાં આંતરડાંના સંબંધ સહિત તથા અંડમાં વાયુના ભરાવાથી વાતવૃદ્ધિ સમાન આકૃતિવાળો અંત્રજ વૃદ્ધિ અસાધ્ય છે. રસીને ઉપજાવનાર, ભારે તથા નહિ પાકેલ અનાજના ભોજનથી એકઠો થયેલો દોષ આડસંધિમાં ગાંઠ જેવો સોજો ઉપજાવેછે અને પછી તાવ આવેછે, શૂળ નિકળેછે અને બળતરા થાયછે; આ અંડવૃદ્ધિ રોગને વર્ધ્મ એવું નામ આપેલુંછે.

ચંચળ વૃદ્ધિ રોગવાળાને એરંડ તેલથી શોધન કરવું. **ચિકિત્સા.** પછી બસ્તિ આપવી. સ્વેદ તથા પ્રલેપ કરવામાં વાતહર

ઔષધોનો ઉપયોગ કરવો. જ્યારે તે પાકે ત્યારે તેનો છેદ કરી વ્રણની પેઠે ચિકિત્સા કરવી. પિત્ત તથા રક્તથી ઉપજેલ વૃદ્ધિની કાચી પાકી બન્ને અવસ્થામાં ક્રમથી સોજાને ગટાડવાની ચિકિત્સા તથા વ્રણની ચિકિત્સા કરવી. અને તેમાંથી ઘણું લોહી કઢાવવું. શ્લેષ્મથી થયેલ એ રોગમાં દારૂ હળદરનું ચૂર્ણ ગોમૂત્રમાં મેળવીને પાવું. અને મર્દન સિવાય શ્લેષ્મથી થયેલ ગ્રંથિની ચિકિત્સા કરવી. તથા પાકે ત્યારે ચીરી વ્રણની પેઠે ચિકિત્સા કરવી. મેદથી થયેલ વૃદ્ધિમાં સ્વેશ વિધિ કરી અને પાકે ત્યારે તેમાંથી મેદ કઢાવી નાખી વ્રણની ચિકિત્સા કરવી. તથા સ્નેહ અને સ્વેદ વિધિ કર્યા કરવા. મૂત્રથી ઉપજેલ વૃદ્ધિ રોગમાં પ્રથમ સ્વેશ કરાવી તેલમાં ભીંજાવેલ લુગડાંનો પાટો બાંધવો. એમ કરતાં પાકે ત્યારે સીવણીના નિચલા ભાગમાં છિદ્ર કરી જલોદરની પેઠે પાણીનો સ્રાવ કરવો અને પછી વ્રણની ચિકિત્સા કરવી. આંતરડાની વૃદ્ધિમાં વાત વૃદ્ધિની પેઠે ચિકિત્સા કરવી.

---

## વ્રણ.

**નિદાન** સોજો એક ઠેકાણે ઉપજી બીજે ઠેકાણે પ્રસરતો નથી ત્યારે તેને વ્રણનું પૂર્વ રૂપ સમજવું. વાત પિત્ત કફ, સન્નિપાત તથા રૂધિરથી થયેલ અને આગંતુજ એ પ્રમાણે વ્રણના છ ભેદ છે. વાયુથી થયેલ વ્રણ જરા પાકે છે તથા પાકતો પણ નથી. પિત્તથી થયેલ જલદી પાકે છે અને કફથી થયેલ લાંબે વખતે પાકે છે. તથા રક્તથી થયેલ અને આગંતુજ પિત્તથી થયેલ વ્રણની પેઠે જલદીથી પાકે છે. વ્રણ અપક્વ હોય તો સોજા પર હાથ લગાડવાથી જરા ઉનાશ જણાય છે, કઠણ હોય છે અને તેમાં જરા જરા વેદના થાય છે. તથા પાકતી વખતે અગ્નિથી તથા ક્ષાર મેલવાથી બળતો હોય તેવી વેદના થાય છે, રંગ બદલાઇ જાય છે, તાવ આવે છે, તથા તરસ લાગે છે. અને પૂર્ણ પાકી જાય છે ત્યારે વેદના ઓછી થઈ બેસી જાય છે, ચામડીપર કરચલી વળે છે તથા ખજવાળ આવે છે અને બીજા ઉપદ્રવો શાંત થાય છે. વ્રણમાં વાયુ વગર સટકા નીકળતા નથી અને પિત્ત તથા કફ વગર બળતરા થતી નથી. તેથી વ્રણ પાકતી વખતે ત્રણે દોષ ભેળા થાય છે. વ્રણમાં પરૂ થાય ત્યારે તેને નહિ કાઢતાં એમને એમ રહેવા દેવામાં આવે તો તે માંસ, નાડી તથા ઝીણા સ્નાયુને બગાડે છે.

વ્રણ બે પ્રકારના થાય છે. શારીર અને આગંતુક. વાત, પિત્તાદિ દોષથી ઉપજેછે તે શારીર કહેવાયછે અને શસ્ત્ર આદિકના ક્ષતથી ઉપજે છે તે આંગતુક કહેવાયછે. જે વ્રણુની અંદરથી વસા, મેદ, ગજ્જા તથા મસ્તકની અંદરનો સ્નેહ સ્ત્રવતો હોય તો તે વ્રણ આગંતુક હોય તોજ મટેછે અને શારીર અને એટલે દોષથી થયેલ હોય તો તેથી દરદી અવશ્ય મરણુ પામેછે. જે વ્રણુની ગંધ મદિરા, અગરૂ, ઘી, ફુલ, ચંદન તથા ચંપાના જેવી હોય તે વ્રણ દરદીનાં પ્રાણુ લીધા પછીજ મટે છે. વળી જે વ્રણ અત્યંત વેદના ઉપજાવનાર, ગર્મસ્થાન થયેલ, અંદર બળે અને બહારથી શીતળ, બહારથી બળે અને અંદર શીતળ તથા જેમાં બળ અને માંસનો ક્ષય થઇ શ્વાસ, ઉધરસ ઇત્યાદિ ઉપદ્રવો ઉપજે ત્યારે તે વ્રણ અસાધ્યછે એમ સમજવું. આગંતુક વ્રણુના છિન્ન, ભિન્ન, વિદ્ધ, ક્ષત, પિચ્ચિત અને ઘૃષ્ટ એવા છ ભેદછે. જે વ્રણુ તિરછો છેદાયલો હોય, કાગળ તથા લાંબો હોય તે છિન્ન કહેવાયછે. ભાલું, બાણુ, તરવારનો આગલો ભાગ અથવા શીંગડાથી કોઠો ભેદાઈ કાંઇ કાંઇ લોહી સ્ત્રવેછે તે ભિન્ન કહેવાયછે. ઝીણીધારના શલ્યથી અંગ વીંધાય તથા તેમાંથી શલ્ય નિકળી ગયેલ હોય તો તે વિદ્ધવ્રણ કહેવાયછે. શરીરનો જે ભાગ સાવ છેદાઇ ભેદાઇ ન ગયો હોય તથા છિન્ન અને ભિન્ન વ્રણુનાં લક્ષણો સહિત હોય તથા વાંકો ચૂંકો હોય તે ક્ષત વ્રણ સમજવો. પ્રહાર થવાથી અથવા બહુ દાબવાથી જે શરીરનો ભાગ હાડકાં સહિત ભચડાવાને લીધે ચીરાયછે અને તેમાંથી મજ્જા તથા લોહી નિકળેછે તે પિચ્ચિત વ્રણ કહેવાયછે. શરીરનો જે ભાગ અતિશે ઘસાવાથી તે પરની ચામડી છોલઇ જાય, તેમાં બળતરા થાય તથા થોડું થોડું લોહી વહે તે ઘૃષ્ટ વ્રણ કહેવાયછે. જે વ્રણ શ્યામ અને સોજા તથા ફોડલીઓ સહિત હોય, જેમાંથી વારંવાર રૂધિર વહેતું હોય, જરા ઉપસેલ હોય, જેનાપર પાણીના પરપોટાની પેઠે માંસના અંકુર આવી રહ્યા હોય અને જેમાં વેદના ઉપજતી હોય તે વ્રણ સશલ્ય એટલે લાગેલા પદાર્થનો ભાગ તેમાં રહી ગયેલછે એમ સમજવું. શલ્ય અંદર કોઠામાં પેસી જાય ત્યારે વ્રણુના દરદીનું લોહી અંદર એમને એમ ભરાઇ બહાર વહેતું નથી, દરદીનો ચેહેરો પાંડુરોગ જેવો થઇ જાયછે તથા એવા બીજા ઉપદ્રવો થાયછે તે દરદીનું દરદ મટતું નથી. જે વ્રણ મર્મસ્થાનપર થએલ હોય અથવા તેની અસર ત્યાં સૂધી પહોંચી હોય તો તેથી દરદી ચકરી ખાયછે, બે શુદ્ધ થાયછે, તેના શરીરમાંથી ક્લેદ વહેછે, ઉંચો શ્વાસ થાય છે તથા વાતજન્ય અત્યુગ્ર વેદના

થાયછે. સાધારણ નસોમાં ક્ષત થવાથી લાલ લોહી વહેછે અને એવી રીતે ઘણું લોહી વહેવાથી આક્ષેપકાદિ વ્યાધિઓ ઉપજેછે. ઝીણા સ્નાયુમાં ક્ષત થવાથી કુબડાપણું, શરીરનું ભાંગવું તથા અત્યંત વેદના થવી વિગેરે ઉપદ્રવો થાય છે. સંધિમાં ક્ષત થયો હોયતો તે પર સોજો વધેછે, બળનો ક્ષય થાયછે અને સાંધાઓ ત્રુટતા હોય એવું દુઃખ થાયછે. હાડકામાં ક્ષત થયો હોય તો દરદીને અત્યંત ભયંકર વેદના થાયછે, તથા રાત્રિ દિવસ સુખ વળતું નથી. શિરામાં ક્ષત થયેલ હોયતો તેનાં લક્ષણો રગોના ક્ષતને મળતાં આવેછે. મર્મપર ક્ષત થયો હોય તો દરદીનું શરીર ફીકકું પડે છે તથા ચામડી બેહેરમારી જાયછે. સર્વ જાતના વ્રણમાં વિસર્પ, મોહ, તાવ, ઉધરસ વિગેરે ઉપદ્રવો સામાન્ય રીતે થાયછે.

**ચિકિત્સા.** વ્રણ રોગની પ્રથમ સોજાવાળી અવસ્થામાં જો તે શરીરના ઉપલા ભાગપર હોયતો ઉલટીથી અને નીચા ભાગમાં હોયતો વિરેચનથી શોધનરૂપ ચિકિત્સા કરવી. તેથી સોજો અને વ્રણ જલદી મટેછે. પ્રથમ ઉપડેલ વ્રણ ઉપર શીતલ ઉપચાર કરવા, સોજો તથા વ્રણ કઠિન, વિવર્ણ, વેદનાયુક્ત અને વિષયુક્ત હોય તો જળો આદિક રૂધિર ખેંચવાના પદાર્થોથી રૂધિર ખેંચી કઢાવવું. રૂધિર કઢાવ્યા પછી શીતળ દ્રવ્યોને ઝીણાં વાટી તેનો તાજો લેપ કરવો. તેમજ ઘણી વખત ધોયેલ ઘીમાં દૂધ તથા શેરડીનો રસ મેળવી લેપ કરવો. વાતપ્રધાન, કઠિન, ઘણી વેદનાવાળા તથા લોહી કઢાવેલ શોફ અને વ્રણ ઉપર જળચર પ્રાણીનું માંસ બાફીને ઉનું ઉનું બાંધવું તથા અળસી અને તેલને શેકી દૂધમાં વાટી ઉનાં ઉનાં બાંધવાં તેથી બળતરા શાંત થાયછે. ઘઉંના જાડા લોટની લુપરી (પોલ્ટીસ) બાંધવી. આ પ્રમાણે ઉપચારો કરવાથી સોજો બેસી ન જતાં પાકે તો તેને ફોડવો. ફોડયા પછી તેની અંદરથી પરૂ જેમ બને તેમ સઘળું કાઢી નાખવું. છેદનું મોઢું ઝીણું થઇ જાય તો ઉંચાશવાળા સોજાની આસપાસ ચુસ કરનારાં દ્રવ્યોનો લેપ કરવો અને તે લેપ પાછો સુકાય ત્યારે તેને ભીનો કરવો. સડેલ માંસ નિકળી જવાથી પડેલો ખાડો પૂરાતો ન હોય તો તલનું ચૂર્ણ મધમાં મેળવી ખાડામાં ભરવું. હાથીના દાંતનો બાળેલ ભૂકો તેલ તથા રસાંજન અથવા ચોપગાં જનાવરોના નખ, રૂંવાડાં, હાડ, ચામડું, શીંગડાં તથા ખરીની રાખ કરી લેપ કરવાથી ગુમડાંની જગ્યાએ તરત રૂંવાડાં ઉપજેછે. ચમેલીનાં પાંદડાં, લીંબડાનાં પાંદડાં, પટોલનાં પાંદડાં, કડુ, હળદર, મજીઠ, દારૂ હળદર તથા ફુલાવે-

લ મોરથુથુથી સાધેલ ઘીનો લેપ ઝીણાં મોઢાવાળા, મર્મમાં રહેલ, અંદર સડેલ તથા ઉંડા ચળ તથા અચળ એવા બન્ને પ્રકારના વ્રણુને સાફ કરેછે.

આગંતુક વ્રણુ ઉપર જેઠીમધથી સાધેલ ઘી સહન થઇ શકે તેટલું ઉનું કરી સીંચવું. તરવાર વિગેરે હથિયારો લાગવાથી થયેલા વિસ્તારવાળા આગંતુક વ્રણુને સાંધવા માટે મધ અને ઘીનો ઉપયોગ કરવો તથા પિત્તને હણુનાર શીતળ ઉપચાર કરવા. અત્યંત કોપેલા વ્રણુના દરદીને વમન વિરેચનથી શુદ્ધ કરી ઉપવાસ કરાવવો તેમજ રૂધિર પણ કઢાવવું. આ પ્રમાણે સાત દિવસ સૂધી આગંતુક વ્રણુની ચિકિત્સા કરી પછી દોષજન્ય વ્રણુની પેઠે તેની ચિકિત્સા કરવી. ન ફુટેલ એવા બહાર નિકળી પડેલ ડોળાને તેના સ્થાનકમાં બેસાડી કમળનાં પાંદડાં સહિત હાથથી દાબવો. અને ત્યારપછી તે પર જેઠી મધ અને કમળના કલ્કને દૂધમાં મેલવી તેમાં પકાવેલ બકરીના ઘીનું સેચન કરવું. કાન ત્રુટી ગયો હોય તો તેને સીવીને તેનાપર તેલનો પાટો બાંધવો. કંઠ તથા મસ્તકના સંધિમાં ઘા લાગવાથી પવન નિકળતો હોય તોપણુ તેને સરખી રીતે બેસાડી ટેભા દઇ તરત પાટો બાંધવો, અને તે પર બકરીના ઘીનું સેચન કરવું. આવા દરદીએ ચીતાં સુતાં સુતાં જમવું. હાથ પગમાં ઘા લાગ્યો હોયતો દરદીને આડો સુવાડી ઘાને ટેભા દઇ જાડા લુગડાનો સખત પાટો બાંધવો. વૃષણુમાં ઘા લાગવાથી ગોળી બહાર નિકળી પડી હોયતો પ્રથમ તે દરદીને નેત્ર તથા પગમાં પાણી છાંટી પછી ગોળીને અંદર પેસાડી ટેભા દેવા, પણુ તે ઉપર સેચનાદિ ક્રિયા ન કરવી. પણુ વ્રણુ પડી જાયતો તે ઉપર જાત્યાદિ તૈલનો ઉપયોગ કરવો. ઘા લાગવાથી શરીરથી જુદા પડી ગયેલા અવયવોને ઉના તેલમાં ઝબોળી તે સ્થાનકમાં બેસતા કરી માથે પાટો બાંધીને વ્રણુની ચિકિત્સા કરવી. પેસી ગયેલાં શલ્યને બહાર કાઢી વ્રણુને રૂઝાવનારાં તેલમાં ભીંજાવેલ વાટ તેમાં નાંખવી. કોઠામાં ઘા વાગવાથી રૂધિર આમાશયમાં ગયું હોયતો વમન કરાવવું અને પક્વાશયમાં ગયેલું હોયતો વિરેચન કરાવવું. કોઠામાં ઘા વાગવાથી આંતરડાં ત્રુટી ગયાં હોયતો દરદી જીવતો નથી પણુ આંતરડું ત્રુટેલ ન હોય અને બહાર નિકળી પડયું હોયતો તેને અંદર પેસાડી ટેભા દેવા. આંતરડાં અંદર નાખવા વખતે દૂધથી ધોઇ તેને ઘી ચોપડી વૈદ્યે પોતાના હાથના નખ ઉતરાવી આંતરડાં ધીરેધીરે અંદર પેસાડવાં. વ્રણુ નાનો હોય અને આંતરડાંનો ભાગ બહુ મોટો હોય ત્યારે પેટને વધારે ચીરી આંતરડાંને તેના પોતાના સ્થાનકમાં પેસાડી ટેભા દઇ તેપર સ્નેહનો પાટો

બાંધવો. ઘા લાગવાથી બહાર નિકળી પડેલ મેદની વાટ ઉપર રાખ, ધૂળ અથવા કષાય દ્રવ્યનું ચૂર્ણ ભરભરાવી સૂત્રથી દૃઢ બાંધી અગ્નિથી તપાવેલ શસ્ત્રથી તે વાટ કાપી નાંખવી. પછી વ્રણ ઉપર મધ લગાડી પાટો બાંધવો. દરદીને ખાધેલું અન્ન પચી જાય ત્યારે ઘી પાવું. મૂઢ માર લાગ્યો હોય અથવા ઉંચેથી પડી ગયો હોય તેની ચિકિત્સા વાતરક્ત પ્રમાણે કરવી અને માર વાગવાથી જેના શરીરના સાંધા વીંખાઈ ગયા હોય તેને તેલની કોઠીમાં બેસાડવો તથા માંસ રસ પાવો.

---

## ભગ્ન (હાડકાંનું ભાગવું.)

કાંડભંગ તથા સંધિભંગ આ પ્રમાણે મળીને ભગ્ન બે **નિદાન** પ્રકારનોછે. તેમાંથી સંધિભંગના ઉત્પિષ્ટ, વિશ્લિષ્ટ, વિવર્ત્તિત, તિર્યગ્ગત, ક્ષિપ્ત અને અધઃક્ષિપ્ત એ પ્રમાણે છ પ્રકાર છે. આ સંધિભંગમાં હાડકાંને લાંબા ટુંકાં કરતાં અથવા વાળતાં તે ઘણુંજ દુખે છે તેમ તેને અડાતું પણ નથી તેવી વેદના થાયછે આ તેનાં સામાન્ય લક્ષણો છે. હવે સાંધાઓનાં હાડ છુટા પડવાથી એક બીજા સાથે ઘસાતા ઉત્પિષ્ટ નામના સંધિભગ્નમાં તેની ચારે બાજુએ સોજો ચડી આવેછે અને તેની વેદના રાતમાં વધેછે. જેમાં સાંધાઓ વછુટીને તે સ્થાનકમાં ખાડ પડી જાયછે એવા વિશ્લિષ્ટ નામના સંધિભગ્નમાં પણ તેની ચારે બાજુએ સોજો ચડી આવેછે તેમ રાતમાં વેદના થાયછે અને દિવસની પણ તેવીજ વેદના થાયછે એટલે રાતદિવસમાં વેદના શમતીજ નથી. જેમાં બન્ને તરફનાં હાડકાં ગોળાકાર ફરતાં રહેછે તે વિવર્ત્તિત નામના સંધિભંગમાં પડખાંની અંદર પીડા થાયછે. જેમાં સાંધાથી ખસીને એક હાડકું આડું રહેછે એવા તિર્યગ્ગત સંધિભંગમાં અત્યંત કળતર અથવા અત્યંત વેદના થાયછે. જેમાં એક હાડકાંને લીધે બન્ને હાડકાં પરસ્પર આઘાં ખસી જાયછે એવા વિક્ષિપ્ત નામના સંધિભંગમાં અત્યંત શૂળ નિકળેછે અને હાડકામાં કોઇ વખતે બહુ તો કોઈ વખતે થોડી એમ અનિયમિત વેદના થયા કરેછે. અને જેમાં હાડકાં જુદાં પડેછે પણ શરીરમાં જરા વળગેલાં રહેછે એવા અધઃક્ષિપ્ત, નામના સંધિભંગમાં ઘણીજ પીડા થાયછે. કાડભંગ કર્કટ, અશ્વકર્ણ, વિચૂર્ણિત, પિચ્ચિત, અસ્થિ ઝલ્લિકા, કાંડભગ્ન, અતિપાતિત, મજ્જાગત, સ્ફુટિત, વક્ર અને બે પ્રકારના છિન્નભગ્ન એ પ્રમાણે બાર પ્રકારનોછે. જે વચમાંથી

ઉન્નત હોય તે કર્કટ, ભાંગવાથી અથવા દબાવાથી જે હાડકાનો આકાર ઘો-ડાના કાન જેવો થઇ ગયો હોય તે અશ્વકર્ણ, જે સ્પર્શ અથવા શબ્દને લીધે ભાંગીને ચૂરો થઇ ગયેલ જણાય તે વિચૂર્ણિત, જે ચીરાયેલ અથવા અધવચથી ભાંગી જણાય તે પિચ્ચિત, જે હાડકાનો કોઇપણ ભાગ કયાંય અ-ટકી રહેલો હોય તે અસ્થિ ઝલ્લિકા, જેમાં હાડકાંના સાંધાઓના ડાંડા ભાંગી જાયછે તે કાંડભગ્ન, જેમાં શરીરનાં કેટલાંએક હાડકાંઓ એક બીજાથી જુ-દાં પડે તે અતિપાતિત, જેમાં હાડકાં ભાંગીને જયારે મજ્જાગમાં પેસેછે ત્યા-રે મજ્જા બહાર નિકળી આવેછે તે મજ્જાગત, જેમાં હાડકાંના ઘણા ક-ટકા કે ભાગ થઇ જાય તે સ્ફુટિત, જેમાં હાડકાં વાંકાં વળી જાય તે વક્ર, જેમાં હાડકાંના પ્રહાર અથવા દબાવાને લીધે ઘણા ઝીણા કટકા થઇ જા-ય તે અને જેમાં હાડકું એક તરફથી આખું તથા બીજી તરફથી સાવ ચૂ-રો થઇ ગયેલું હોય તે પણ છિન્નભગ્ન કહેવાયછે. જયારે કાંડ ભગ્ન થાયછે ત્યારે શરીર ગળતું જાયછે, સોજો ચડેછે, કળતર થાયછે, દાબતાં અવાજ થાયછે અને ટુંકામાં રાત દિવસ સુખ વળતું નથી. ભાંગેલાં હાડકાં થોડું ખા નારને, વાતપ્રકૃતિવાળા પુરૂષને તથા જવરાદિ ઉપદ્રવોથી પીડિત દરદીને મુશ્કે-લીથી મટી શકેછે. જેનું કમ્મરમાં રહેલું પાટીયા જેવું હાડકું ભાંગી ગયું હોય અથવા ખસી ગયું હોય અથવા સાવ જુદું પડી ગયું હોય તથા જેની જાંઘનું હાડકું ભાંગી ગયું હોય તે સરખું થઇ મટતું નથી. કપાળનું હાડકું ભાંગી ભુકો થઇ ગયું હોય અથવા ભાંગ્યાપછી તેના સ્થાનકમાં બેસાડી શકાણું ન હોય તે, સ્તન માંહેલું હાડકું ભાંગી ગયું હોય તે મસ્તકનું તથા વાંસાનું હાડકું ભાં ગી ગયું હોય તે અસાધ્યછે. હાડકું ભાંગે અથવા ઉતરી જાય ત્યારે તેને સારી પેઠે તેના સ્થાનકમાં બેસાડયા પછી જો તેની સંભાળ બરોબર ન રહે અથવા પાટો સરખો ન બંધાય તો તે પાછું ખસી પહેલાના કરતાં વધારે ભયંકર દશામાં આવીને અસાધ્ય થાયછે.

**ચિકિત્સા.** ઘા લાગવાથી નમી ગયેલ હાડકાને ઉંચું કરવું અને ઉંચા થયેલ હાડકાને નમાડવું તથા જુદાં પડી ગયેલને ભે-ળાં કરવાં. ત્યાર પછી તે પર ઘી નો પાટો બાંધવો. પાટો બાંધી પહોળાં અને પાતળાં ખાપીયાં સારી રીતે બાંધવાં. ખાપીયાંનો બંધ શિથિલ હોય તો ઘા મળતો નથી. અને તાણીને બાંધ્યો હોય તો તેમાં અત્યંત પીડા, બળતરા, સોજો તથા પાક થાયછે. આવી રીતના પાટાને ગરમીના વખ-તમાં ત્રણ ત્રણ દિવસે, ટાઢના વખતમાં સાત સાત દિવસે અને સાધાર-

ણુ વખતમાં પાંચ પાંચ દિવસે બદલાવવો. ઘાના વ્રણુમાં લટકતાં માંસ-પર મધ તથા ઘીનો લેપ કરી તેને ઠેકાણે બેસાડી તેપર પાટો બાંધવો. એ પ્રમાણે કરવાથી વ્રણુ ભરાઈ જાય ત્યારે તેને રૂઝવવાના ઉપાય કરવા. બાળક, જુવાન અને વૃદ્ધ પુરૂષનું ભાંગેલ હાડકું ક્રમથી એક, બે અને ત્રણુ મહિને મજબૂત થાયછે. કેડ, જાંઘ અને સાથળનું હાડકું ભાંગી ગયું હોય તો દરદીને પ્રથમ પાટીયા ઉપર સુવાડી પાંચ ખાપીયાંનો પાટો બાંધવો એટલે જાંઘ તથા સાથળના પાટામાં બે પડખે બબ્બે અને હેઠળ એક તેમજ કેડનાં બે પડખાંમાં બબ્બે અને વક્ષમાં એક એ રીતે પાંચ ખાપીયાં બાંધવાં. હાડકાનો સાંધો ત્રુટયે ઘણા દિવસ થયા હોય તો પ્રથમ સ્નેહ તથા સ્વેદ વિધિ કરી પછી ઉપર પ્રમાણે ચિકિત્સા કરવી. ભાંગેલ હાડકાનો કટકો આડો અવળો ચોટી ગયેલ હોય તો તેને ફરીથી જુદો પાડી સરખો સાંધી ઉપર પ્રમાણે ચિકિત્સા કરવી. ભાંગેલ હાડકામાં પાક ન થાય તેની વધારે સંભાળ રાખવી. કારણ કે જો પાકે તો નાડીઓ અને માંસ સડી જવાથી સાંધો મળવો મુશ્કેલ થઇ પડેછે. ઘાયલ દરદીને સાળના ચોખા, ઘી, માંસરસ અને દૂધ વિગેરે પુષ્ટિકારક આહાર આપવો. તેવો આહાર ન આપવાથી તેનું શરીર દુબળું થઇ ઘા મળતો નથી. ઘાયલ પુરૂષે ખારા, તીખા, ખાટા તથા રૂક્ષ પદાર્થો તેમજ મૈથુન, તડકો અને મહેનતનો ત્યાગ કરવો.

---

## ભગંદર.

ગુદા પાસે બે આંગળાંને છેટે એક ફોડલી થાયછે જે- **નિદાન.** માં ઘણી પીડા ઉપજેછે. તે જ્યારે ફુટેછે ત્યારે તે ભગંદર કહેવાયછે. તે ભગંદર શતપોનક, ઉષ્ટ્ર શિરોધર, પરિસ્રાવી, શંબુકાવર્ત્ત અને ઉન્માર્ગી એ પ્રમાણે પાંચ પ્રકારનો થાયછે. તુરા અને લુખા પદાર્થો ખાવાથી અત્યંત કોપેલો વાયુ ગુદાની પાસે ફોડકી ઉપજાવેછે તેની ઉપેક્ષા કરવાથી તે પાકીને ફુટેછે ત્યારે તેમાંથી રાતાં ફીણવાળું પરૂ નિકળેછે. અને ત્યાં ઘણાં છિદ્રો થાયછે. તેમાંથી મળ, મૂત્ર તથા વીર્યનો સ્રાવ થાયછે. આ ભગંદર વ્યાધિ શતપોનક કહેવાયછે. કોપેલ પિત્તથી ગુદાની પાસે ઉપડેલી રાતી ફોડલી જલદી પાકી તેમાંથી ઉનું પરૂ નિકળેછે. આ ભગંદરમાં ફોડલીનો આકાર ઉંટની ડોક જેવો હોયછે, તેથી તે ઉષ્ટ્ર શિરો-

ધર કહેવાયછે. કફથી ઉપજેલ ભગંદરમાં ઘણી ખજવાળ આવેછે, ધાટું પ-રૂ વહેછે, કઠણુ હોયછે અને ફોડલી રંગે ધોળી હોયછે તે પરિસ્રાવી નામથી ઓળખાયછે. જેમાં ગાયના આંચળ જેવી ફોડલી થાયછે તેનો વર્ણ, તેમાં ઉપજતી પીડા તથા તેમાંથી સ્રવતું પરૂ વિચિત્ર પ્રકારનું હોયછે. અને તે જખમ શંખ જેવો, અંદર ગોળ અને ઉંડો હોય છે. આ ભગંદર વ્યાધિને શંબુકાવર્ત્ત એવું નામ આપેલુંછે. ગુદાપાસે ક્ષત અથવા જખમ થાય ત્યારે તેની ઉપેક્ષા કરવાથી તે ધીરેધીરે વૃદ્ધિ પામી તેમાં કીડાઓ પડે છે અને તે તેને ફોલીને તેમાં ઘણાં છિદ્રો ઉપજાવેછે તે ઉન્માર્ગી ભગંદર કહેવાયછે. ઘણું કરી સઘળી જાતના ભગંદરો અસાધ્ય છે. જે ભગંદરમાંથી વાયુ, મૂત્ર, ઝાડો, કીડાઓ અને વીર્ય પડતું હોય તે ભગંદર દરદીનો નાશ કરેછે.

**ચિકિત્સા.**

ભગંદરના સ્થાનકમાં ઉપડેલી ફોડલીની વમન, વિરેચન, રૂધિર સ્રાવ વિગેરે ઉપચારોથી પ્રથમથી શુદ્ધિ કરવી, જેથી તે પાકે નહિ. ઉપચાર કરવાછતાં પણ પાકે તો સ્નેહ, સ્વેદ તથા અવગાહન વિધિ કરી હરસ રોગની પેઠે તેનો તપાસ કરવો. જો આ રોગ અંતર્મુખ હોયતો ચીપીયાથી તેને બહાર કાઢી શસ્ત્રથી કાપી નાખવો. અને બહિર્મુખ હોયતો તે પર ક્ષાર લગાવવો અથવા ડાંભ દેવો. ઉષ્ટ્ર શિરોધર નામના આ રોગ ઉપરતો ક્ષારથીજ ચિકિત્સા કરવી. શતપોનક નામના ભગંદર રોગમાં એક એક નાડી કાપી તે રૂઝાય તે પછી બીજી નાડી કાપવી. જો સઘળી નાડીઓ એક કાળે કપાયતો તેમાંથી દરદીનું મૃત્યુ થાયછે. અર્શ સહિત ભગંદર હોય તો અર્શ મટાડ્યા પછી ભગંદર મટાડવાના ઉપાયો કરવા. ઘા લાગવાથી થયેલા ભગંદરને તપાસતાં તેમાં શલ્ય દેખાયતો તેને બહાર કાઢી જીવડાનો નાશ કરનાર ઔષધનો લેપ કરવો. ભગંદરના રોગીનો કોઠો વિરેચનથી વારંવાર શુદ્ધ કરવો. ભગંદર ઉપર ત્રિફળાના રસમાં વાટેલ ગીંદડાના હાડકાનો લેપ કરવો. અને સામાન્ય રીતે ભગંદરની ચિકિત્સા વ્રણ જેવીજ કરવી. ભગંદર મટી ગયા પછી પણ એક વર્ષ પર્યંત ઘોડા ઉપર ન બેસવું, મદ્ય ન પીવું, મૈથુનનો ત્યાગ કરવો. અજીર્ણ થાય એવું તથા અસાત્મ્ય અન્ન ન ખાવું તથા ઝાઝાં જોરનાં કામ ન કરવાં.

---

## અપસ્માર ( વાઇ ).

**નિદાન.** આ દરદમાં અંધારામાં પેઠા જેવું જણાય; આંખોના ડોળા અત્યંત ભયંકર રીતે ફરેછે તથા દોષના ઉભરાનેલીધે દરદીની સ્મૃતિ હણાઈ જાયછે. વાતથી ઉપજેલ અપસ્મારમાં દરદી ધ્રુજેછે, દાંત કરડેછે, શ્વાસોચ્છ્વાસ લીધા કરેછે તથા તેના મોઢામાંથી ફીણ નિકળેછે. પિત્તથી ઉપજેલ અપસ્માર હોયતો દરદીનાં ફીણ, અંગ, મુખ અને નેત્ર પીળાં પડેછે, તરસ લાગેછે, શરીર ઉનું થાયછે તથા આખાં જગતને અગ્નિથી વીંટાયેલું દેખેછે. કફથી ઉપજેલ અપસ્મારમાં દરદીનાં ફીણ, અંગ, મુખ તથા નેત્ર ધોળાં થાયછે, શરીર શીતળ થઇ જાયછે અને રૂવાડાં ઉભાં થાય છે. કફથી થયેલ અપસ્મારની અસર ઘણીજ વારે દૂર થાયછે. અને વાત, પિત્તથી થયેલ અપસ્મારની અસર થોડા વખતમાં દૂર થાયછે. ત્રણે દોષનાં લક્ષણોથી વ્યાપ્ત હોયતો સન્નિપાત અપસ્માર રોગ ઘણુંકરી અસાધ્યજ છે. આ દરદમાં ઘણુંકરી ઔષધ ચાલુ રહેછે ત્યાં સૂધી તેની અસર જણાતી નથી પણ ઔષધ બંધ થયાપછી પાછી જણાયછે. કોપેલ વાત, પિત્ત અને કફ એ ત્રણ દોષો ક્રમથી બાર દિવસે પંદર દિવસે અને ત્રીશ દિવસે અપસ્મારના વેગને ઉપજાવેછે. વખતે તે મુદતની અંદર પણ તેનો વેગ પ્રગટ થાયછે.

**ચિકિત્સા.** અપસ્માર રોગના દરદીને પ્રથમ તીક્ષ્ણ વમન વિરેચનાદિક કર્મ કરાવવાં. જેથી બુદ્ધિ, ચિત્ત, ઇંદ્રિય અને હૃદય મોહને છોડી પ્રબોધને પામે. વાતિક અપસ્મારમાં બીજા ઉપાયો કરતાં બસ્તિનો વિશેષ ઉપયોગ કરવો. પિત્તપ્રધાન અપસ્મારમાં વિરેચનનો અને કફ પ્રધાન અપસ્મારમાં વમનનો ઉપયોગ કરવો. ત્યારપછી બીજા ઉપાયો કરવા. ગાયના છાણનો રસ, દૂધ, દહીં અને મૂત્રમાં પકવેલ ઘી પીવાથી અપસ્માર, જ્વર, ઉન્માદ વિગેરે રોગો મટેછે. વળી જેઠી મધનું ચૂર્ણ નાખી અઢારગણા કોળાંના રસમાં પકાવેલ ઘી પીવાથી અપસ્માર દૂર થાયછે, તથા બુદ્ધિ, વાણી અને સ્વર વધે છે. કુતરૂં, શિયાળ, ગીંદડું, અથવા સિંહના પિત્તાનું નસ્ય દેવાથી અથવા ઘો, નોળિયું, સર્પ, બળદ અને રીંછના પિત્તામાં સાધેલ તેલનું નસ્ય તથા અભ્યંગ અથવા નોળિયું, ઘુડ, ગીંદડું, ગીધ, કીડા, સર્પ અને કાગડાનાં માથાં, પાંખ અને વિષ્ઠાનો ધૂમાડો દેવાથી અપસ્માર રોગ મટેછે. અપસ્મારના દરદીએ તેલમાં લસણ મેળવીને ખાવું અથવા દૂધ સાથે શતાવરીનું ચૂર્ણ તેમજ મધસાથે વજ ખાવો. તેથી અપસ્માર ઓછો પડેછે. વેગ બંધ પડયા પછી વેગમાં થયેલી ચેષ્ટા દરદી

પાસે કહેવી નહિ. તેમ તેના મનને ખુશી ઉપજે એવી રીતનો પ્રસંગ તેની પાસે કહાડવો.

---

## કર્ણ રોગ.

**નિદાન.** કાનમાં રહેલો વાયુ દોષોથી ઘેરાઇને ઉલટી ગતિ કરતાં તેમાં અત્યંત શૂળ ઉપજાવેછે, તેને કર્ણશૂળ કહેછે અને તે કષ્ટસાધ્ય છે. વાયુ કાનના માર્ગમાં રહેલો હોવાથી ભેરી મૃદંગ અને શંખના જેવા વિવિધ પ્રકારના શબ્દ તેમાં થાયછે તે કર્ણનાદ કહેવાયછે. જ્યારે શબ્દને વહન કરનાર નાડીને ઘેરીને તેમાં એકલો વાયુ અથવા કફ સહિત વાયુ રહે છે. ત્યારે કાંઈપણ સંભળાતું નથી તેને બેહેરાપણું કહે છે. પિત્ત તથા કફથી મુકત વાયુ કાનની અંદર વાંસના જેવો શબ્દ કરે છે તેને કર્ણ ક્ષ્વેડ કહે છે. મસ્તક ઉપર કાંઈ પણ વાગવાથી, જળમાં ડુબકીઓ મારવાથી અથવા કાનમાં થયેલ વિદ્રધિ પાકવાથી વાયુના કોપને લીધે કાનમાંથી પરૂ સ્ત્રવેછે તેને કર્ણસ્રાવ કહેછે. કફ સંયુક્તવાયુ કાનમાં ખજવાળ ઉપજાવેછે. પિત્તની ઉષ્ણુતાને લીધે કાનમાંનો કફ સુકાઇને જે મેલ ઉપજેછે તેને કર્ણગૂથક કહેછે.આ કાનની અંદરનો મેલ સ્નેહ સ્વેદાદિકને લીધે પાતળો થાય છે ત્યારે તે નાસિકા તથા મુખમાર્ગે આવેછે તે કર્ણ પ્રતિનાહ કહેછે અને તેને લીધેજ અરધું માથું દુખવાનો રોગ ઉપજેછે. જ્યારે કાનમાં કીડાઓ પડેછે અથવા માંખીઓ તેમાં પેસીને પોતાનાં ઇંડાં મૂકેછે ત્યારે તેથી કાન રૂંધાયછે, આ રોગ કૃમિ કર્ણ કહેવાયછે. કાનની અંદર કાંઇ વસ્તુ નાખવાથી કે ક્ષતથી વિદ્રધિ ઉપજેછે અથવા દોષથી પણ ઉપજેછે, અને તે ફુટેછે ત્યારે તેમાંથી રતાશપર પીળું લોહી નિકળેછે. અને તેમાં ઘણી તરેહના વ્યાધિ થાયછે. પિત્તને લીધે વિદ્રધિ પાકવાથી અથવા કાનમાં પાણી પેસવાથી કર્ણપાક થાયછે અને તેથી કાન પાકી જઇ દુર્ગંધવાળું પરૂ નિકળેછે તે પૂતિકર્ણ કહેવાયછે. કાનમાં જો વાયુથી વ્યાધિ ઉપજયો હોય તો તેમાં વેદના સહિત શબ્દ થાયછે, પાતળી રસી પડેછે અને બેહેરાપણું પ્રાપ્ત થાયછે. પિત્તના સંબંધથી થયેલ હોય તો લાલચોળ સોજો ઉપજી ફાટ પડેછે, પીળા રંગની દુર્ગંધ રસી આવેછે તથા બળતરા થાયછે. કફના સંબંધથી થાય તો કાંઇનું કાંઇ સંભળાયછે, ધોળા રંગનું ચીકણું પરૂ વહેછે અને વેદના થાયછે. ત્રણે દોષનો સંબંધ હોય તો બધાં લક્ષણો સાથે દેખવામાં આવેછે અને જે દોષનું પ્રાધાન્ય હોય તે દોષમાં બતાવેલ રંગનું પરૂ વહે છે.

કાનને પરાણે વધારવાથી કાનને પડખે ઘણી વેદના અને ફોડલા સહિત સોજો ઉપજેછે તે કર્ણશોથ કહેવાયછે. કાનપર ઘણાં ઘરેણાં પહેરવાથી, લાગવાથી અથવા ઘસવાથી તેને પડખે કાળો અથવા રાતો સોજો ઉપજેછે. ખરાબ રીતે કાન વીંધવાથી તેમાં સોજો અને વેદના થાય તથા પાકી આવે તે દુઃખ વર્દ્ધન કહેવાયછે. કફ, રૂધિર અને કૃમિના દોષથી થયેલ સોજો પ્રસરી તેમાંથી માંસ સડીને ત્રુટી જાયછે તે પરિલેહી કહેવાયછે.

**ચિકિત્સા.** વાતથી થયેલ કર્ણશૂળ મટાડવા વાતહર ઔષધથી સાધેલ ઘી રાત્રે માંસ રસ સાથે ભોજન કર્યા પછી પીવું. અને પીંપળો, બીલું, આકડો તથા એરંડાનાં પાંદડાંને તેલ અને સિંધાલુણ ચોપડી તેને અગ્નિ ઉપર શેકયા પછી તેમાંથી કાઢેલા રસનું કાનમાં ટીપું નાખવું. વાતહર ઔષધ ગોમૂત્રમાં નાખી તેમાં સાધેલ તેલનું ટીપું નાખવાથી કાનમાં થતી પીડા બંધ થાયછે. પિત્તને લીધે કાનમાં શૂળ નિકળતું હોય તો સાકર અને ઘી ચટાડી સ્નેહવિધિ કરાવી વિરેચન આપવું તથા દ્રાખ અને જેઠીમધ નાખીને ઉકાળેલ ધાવણનું ટીપું કાનમાં નાખવું. કફ પ્રધાન કર્ણરોગની નિવૃત્તિ કરવા માટે પીંપર નાખીને ઉકાળેલ ઘી દરદીને પાઈને પછી ઉલટી કરાવવી. લસણ તથા આદુના રસને જરા ઉનો કરી તેનું ટીપું કાનમાં નાખવું. અથવા કોઠનો રસ અને બીજોરાનો રસ એનું ટીપું કાંનમાં નાખી તેપર સમુદ્ર ફીણનો ભુકો ભરભરાવવો. બકરી અને ઘેટીનું મૂત્ર તથા વાંસની છાલમાં સાધેલ તેલ અથવા હીંગ અને સુંઠમાં સાધેલ સરશવનું તેલ કાનમાં નાખવાથી કર્ણરોગ મટેછે. કાન પાકી પરૂ વહેતું હોય તો તેને ગરમ પાણીની પીચકારીથી ધોઇ વ્રણના જેવી ચિકિત્સા કરવી. અથવા ગુગળનો ધૂપ દઇ કાનમાં મધનું ટીપું નાખવું. સરશવના તેલનું ટીપું નાખવાથી કર્ણનાદ મટેછે. કાનમાં જીવડા પડયા હોય તો પણ સરશવના તેલનું ટીપું નાખવું. કાન ઉપર થયેલ અર્શ, અર્બુદની ચિકિત્સા તે તે રોગના પ્રકરણમાં કહ્યા પ્રમાણે કરવી. પરિલેહિકા નામના કર્ણરોગ ઉપર ગાયનું છાણ ઉનું કરીને વારંવાર લગાવવું. અને દરેક કર્ણરોગને માટે તેને લાયક બીજા પણ ઉપચારો કરવા. કર્ણરોગીએ માથાબોળ નહાવું નહિ અને દિવસનું પણ ટાઢું પાણી પીવું નહિ.

---

## હિક્કા ( હેડકી ).

**નિદાન.** સ્વાભાવિક વેગ રોકવાથી, ઉપવાસ કરવાથી, પંથ કરવાથી, ભાર ઉપાડવાથી, શીતળ જળવડે સ્નાન કરવાથી તથા એવાં બીજાં કારણોથી હેડકી ઉપજેછે. હેડકીમાં યકૃત્, પ્લીહા અને આંતરડાંઓ મોઢાસૂધી ચડી આવતાં હોય નહિ! તેમાં વારંવાર ઉદાન વાયુ સાથે પ્રાણવાયુ શબ્દ કરતો કરતો ઉપર ચડેછે. આ વ્યાધિ તરત પ્રાણ હરી લેછે. વાયુ કફની સાથે મળવાથી અન્નજા, યમલા, ક્ષુદ્રા, ગંભીરા અને મહતી એ રીતે પાંચ પ્રકારની હેડકી ઉપજેછે. અન્નપાન બહુ લેવાથી વાયુ એકાએક પીડાઇ ઉર્ધ્વગતિથી હેડકી ઉપજાવે તે અન્નજા, હેડકી ઘણી વાર થયા પછી એકદમ હારે બબ્બે વખત આવે અને તે વેળા મસ્તક તથા ડોક કંપે તે યમલા, ઘણી વારે મંદ વેગથી ઉપજે અને હાંસડીના મૂળમાંથી આવે તે ક્ષુદ્રા, નાભિથી ઉત્પન્ન થઇ ગંભીર શબ્દ સહિત ઘણા ઉપદ્રવો યુક્ત હોય તે ગંભીરા અને મર્મસ્થાનને પીડા કરી ઉપરા ઉપર આવે તથા સર્વ ગાત્રને ધ્રુજાવે તે મહતી નામની હેડકી કહેવાયછે. હેડકીમાં બીજાપણ ઘણા વ્યાધિ થયા હોય, દરદી દુબળો પડી ગયો હોય, મૈથુન કરવામાં આસક્તિવાળો હોય, તેને તરસ લાગતી હોય અને પ્રલાપ થતો હોય તો તે દરદી બચતો નથી.

**ચિકિત્સા.** આ રોગમાં દરદીને પ્રથમ સ્નિગ્ધ સ્વેદ કરાવવો. તેથી છાતીમાં ગંઠાયેલો કફ ગળેછે અને નાડીઓ નરમ પડેછે તથા પવનની સીધી ગતિ થાય છે. જોઇએ તેવો સ્વેદ વિધિ થાય ત્યારે દરદીને મત્સ્ય તથા સુવરના માંસ રસ સાથે અથવા દહીં સાથે ઝાઝું ઘી નાખી ચોખા ખવરાવવા. અને તેથી વધ્યો જણાયતો ઉલટી કરાવવી. પિત્તની પ્રધાનતાને લીધે જેના શરીરમાં દાહ થતો હોય તથા પસીનો વળતો હોય તેને તેમજ ધાતુ તથા બળથી રહિત રૂક્ષ શરીરવાળાને તથા ગર્ભિણી સ્ત્રીને આ રોગ ઉપજ્યો હોયતો સ્વેદવિધિ ન કરાવવો, પણ તેઓને છાતી તથા કંઠના ભાગમાં સાકર મેળવી જરા ઉનું કરેલ ઘીનું સેચન કરવું અથવા ઘણા ઘી વાળી સાકરની લાપશી નવશેકી કરી ઉપર લખેલ સ્થાનમાં બાંધવી. આમ સહિત નવીન જ્વરમાં હેડકી થઇ હોયતો લુખા પદાર્થ શરીર ઉપર લગાવી પરસેવો વાળાવવો. તથા લાંઘણ કરાવવી. અને ઉલટી કરાવવા લાયક દરદી હોયતો તેને લવણનું પાણી પાઈ ઉલટી કરાવ-

વી. દરદીનું પેટ ચડી આવ્યું જણાયછે લીંબુ, હીંગ, પીલુ, અને બિડ લવણ મેળવેલ અન્ન જમાડવું. તથા બીજી શ્વાસ રોગમાં કહેલ ચિકિત્સા કરવી. કફ પ્રધાન આ રોગમાં વમન તથા વિરેચન એ બન્ને કરવા લાયક છે. પણ કફ ઉખડેલો ન હોય અને જો વમન તથા વિરેચન અપાયતો કોપેલો પવન દરદીનાં પ્રાણ લેછે. માટે કફની અધિકતા હોયતોજ વમન વિરેચનાદિ શોધન ઉપાયો આપવા અચાનક ટાઢું પાણી માથે રેડવાથી, ત્રાસ ઉપજાવવાથી, વિસ્મય કરનાર વાર્તા પ્રસંગ ચલાવવાથી તથા ક્રોધ, હર્ષ અને ઉદ્વેગ ઉપજાવનારા પ્રસંગ ચલાવવાથી સાધારણ હેડકી મટેછે. શ્વાસ રોગમાં ત્યાગ કરવા લાયક આહાર વિહારનો આ રોગમાં ત્યાગ કરવો.

---

## ઉન્માદ.

**નિદાન.** વાત, પિત્ત અને કફ પોતાનો માર્ગ છોડી મનને લગાવી મદ ઉપજાવેછે અને તેજ ઉન્માદ કહેવાયછે. ઉન્માદ વાતથી, પિત્તથી, કફતી, સન્નિપાતથી, મનનાં દુઃખથી અને વિષથી એ પ્રમાણે છ કારણોથી થાયછે. ઉન્માદ વ્યાધિ હજુ નવીન થયો હોય અને પૂરેપૂરો વધ્યો ન હોય ત્યાંસુધી તે મદ એવા નામથી ઓળખાયછે. અપવિત્ર ભોજનથી, દેવતા, ગુરૂ અને બ્રાહ્મણનો તિરસ્કાર કરવાથી એકાએક ભય તથા હર્ષનો ઉભરો આવવાથી અને વિષમ ચેષ્ટા કરવાથી થોડા સત્વગુણવાળા પુરૂષના દોષકોપી બુદ્ધિના સ્થાનક હૃદયને બગાડી મનને વહન કરનાર નાડીઓમાં પેસી મોહ ઉપજાવેછે. ઉન્માદ રોગનાં બુદ્ધિનો ભ્રમ, સત્વગુણનો નાશ તથા અધીરતા વિગેરે સામાન્ય લક્ષણોછે. લુખું, થોડું, અને શીત અન્નના ઉપયોગથી, વિરેચનથી, ધાતુના ક્ષયથી અને ઉપવાસથી વધેલો વાયુ ચિંતાતુર મનવાળા માણસના હૃદયને દુષ્ટ કરી બુદ્ધિ તથા સ્મૃતિને જલદી હણેછે અને કાંઇપણ કારણ વગર અત્યંત હસવું, નાચવું, ગાવું, તથા રોવું ઇત્યાદિ ચિન્હો ઉપજાવેછે. આ પ્રમાણે વાતથી થયેલા ઉન્માદમાં દરદીનું અંગ દુબળું તથા રાતા રંગનું થાયછે અને અન્ન પચી ગયા પછી દરદનું બળ વધેછે. અપક્વ, તીખું, ખાટું. તથા દાહ કરનારૂં ભોજન કરવાથી એકઠું થયેલું પિત્ત કોપી અલ્પ સત્વગુણી પુરૂષના હૃદમાં પેસી ઉપર પ્રમાણે ઉન્માદ ઉપજાવેછે. તેથી દરદી ક્રોધી તથા જુસ્સાવાળો થાયછે, નગ્ન જેવો ફરેછે, તેનું શરીર ઉનું રહેછે તથા શીતળ અન્ન

અને છાયાની ઈચ્છા કરેછે. ખૂબ તૃપ્ત કરનાર પદાર્થો પેટ ભરીને ખાધાપછી પડી રહેવાથી હૃદયમાં પિત્ત યુક્ત કફ કોપ પામી બુદ્ધિ, સ્મૃતિ તથા મનની શકિતને હણેછે. આ કફ કૃત ઉન્માદમાં વાણીની ચેષ્ટામંદ થાયછે, અન્નપર અરૂચિ ઉપજેછે, સ્ત્રી ઉપર પ્રીતિ રહેછે, નિદ્રા વધેછે અને વ્યાધિનું જોર અન્ન જમ્યાપછી વધારે ઉપડેછે. ત્રણે દોષથી ઉપજેલ ઉન્માદમાં સઘળાં લક્ષણો સાથે જોવામાં આવેછે. ચોર, રાજ્યનાં માણસો, શત્રુઓ તથા અન્ય જનોથી અત્યંત ત્રાસ પામેલ પુરૂષને થયેલ અને ધનનો નાશ થવાથી સ્નેહીનું મરણ થવાથી તથા કોઈ સ્ત્રી સાથે રમણ કરવાની ઇચ્છા પાર ન પડવાથી થયેલ ઉન્માદમાં દરદી વિચિત્ર પ્રકારનું બોલેછે. અત્યંત મૂઢ બની ઘડીમાં ગાયછે, ઘડીમાં હસેછે અને ઘડીમાં રૂવેછે. વિષથી ઉપજેલ ઉન્માદમાં દરદીનાં નેત્ર લાલચોળ બનેછે અને બળ, ઈંદ્રિય તથા કાંતિ હણાયછે. ઉન્માદ રોગમાં દરદી પોતાનું માથું સાવ નીચું રાખતો હોય અથવા ઉંચું રાખતો હોય, માંસ તથા બળ નાશ પામ્યાં હોય તથા તેને ઉંઘ બિલકુલ ન આવતી હોય તો તે નાશ પામેછે.

**ચિકિત્સા.**

વાતથી થયેલ ઉન્માદમાં પ્રથમ દરદીને સ્નેહપાન કરાવવું અને વાયુથી નાડીઓ પકડાઇ ગઈ હોય તો સ્નેહ સહિત હલકું વિરેચન આપવું. કફ તથા પિત્ત પ્રધાન ઉન્માદમાં સ્નેહ, વમન, વિરેચન, બસ્તિ તથા નસ્ય આપવું. તેમ છતાં પણ ઉન્માદની શાંતિ ન જણાય તો તીક્ષ્ણ નસ્ય તથા અંજન કરાવવું. તેમજ હર્ષ, આશ્વાસન, ત્રાસ, તાડન, તર્જન, અભ્યંગ તથા ઘૃતપાન વિગેરે કરાવવું. હીંગ, સંચળ અને સુંઠ એ ત્રણે પદાર્થ આઠ આઠ રૂપિયાભાર ગોમૂત્રમાં નાખી તેમાં સાધેલું બસો છપન રૂપિયાભાર ઘીમાંથી પીવાય તેટલું પીવરાવવાથી ઉન્માદનો નાશ થાય છે. આ રોગમાં શીતળ, મધુર અને હલકાં અન્નપાન આપવાં. તેમજ કૂસ ખોલાવવાથી, પુષ્ટ જાનવરોનાં માંસ આપવાથી તથા પવન રહિત સ્થળમાં સુવાડવાથી મતિનો વિભ્રમ દૂર થાયછે. ઉન્માદ રોગીને પાણી વિનાના કુવામાં નાખીને લાંઘણો કરાવવી, ધર્મ, અર્થવાળાં સ્નેહ ભરેલાં વાકયો સંભળાવવાં, પ્રિય વસ્તુનો નાશ સંભળાવવો, આશ્ચર્યકારક પદાર્થો બતાવવા, સરશવનું તેલ ચોપડી બાંધી તડકામાં સુવાડવો, શરીરે ખાજવણી ચોપડવી, ડાંભ દેવા, ચાબખા મારવા, બાંધીને ખાડમાં નાખી દેવો, વીજળી ઝલાવવી, આપઘાત કરવાનું સાધન ન હોય એવી અંધારી કોટડીમાં પૂરવો, ડાઢ વિનાનો સર્પ કરડાવવો, રાજાના નોકરો પા-

સે પકડાવી વધસ્થાનમાં લઇ જઇ ભય બતાવવો અને સૌ કરતાં મૃત્યુનો ભય મોટો છે માટે તે દેખાડવાથી જલદી ચિત્ત ઠેકાણે આવી જાયછે. આ સઘળી ક્રિયા દેશ, કાળને વિચારીને કરવી. સાત્વિક આહાર કરનારને ઉન્માદ ઉત્પન્ન થતો નથી. માટે હમેશ સાત્વિક પદાર્થનું સેવન કરવું.

---

## શિરોરોગ.

**નિદાન.** શિરોરોગ વાતજ, પિત્તજ, કફજ, સન્નિપાતજ, રક્તજ, ક્ષયજ, કૃમિજ, સૂર્યાવર્ત્ત, અનંતવાત, અર્દ્ધાવભેદક, અને શંખક એવા ભેદથી અગિયાર પ્રકારનો છે. કાંઈ પણ કારણ વગર એકદમ માથું દુખવા માંડે, રાત્રિમાં જોર વધે અને માથાને બાંધવાથી કે શેક કરવાથી મટે તે વાતજ, અંગારા મેલ્યા હોય તેમ માથું ઘણું તપી આવે, નેત્ર તથા નાસિકા બળે અને શીતો પચાર કરવાથી તથા રાત્રિમાં કાંઇક શાંતિ થાય તે પિત્તજ, મસ્તક અંદરથી કફ પડે લીંપાયા જેવું જણાય, ભારે, સજ્જડ અને શીતળ થાય, ડોલરાં ચડી આવે અને મુખપર જરા સોજો ચડી આવે તે કફજ, જેમાં ત્રણે દોષનાં લક્ષણો જોવામાં આવે તે સન્નિપાતજ, જેમાં સર્વ લક્ષણ પિત્તના જેવાં હોય અને વધારામાં ફક્ત મસ્તકને હાથ પણ અડાડવાથી વેદના થતી હોય તે રક્તજ, મસ્તકમાં રહેલ રૂધિર, વસા, કફ તથા વાયુનો ક્ષય થવાથી મસ્તકમાં ઘણી પીડા થાય અને તપી આવે તથા ઘણી છીંકો આવેછે તથા પરસેવો લાવવો, છીંક લાવવી, ધુંવાડો આપવો, નસ્ય આપવું તથા રૂધિર કઢાવવું ઈત્યાદિ ઉપાયોથી દુખાવામાં વધારો થાયછે. તે ક્ષયજ શિરોરોગ સમજવો. જેમાં મસ્તકની અંદર ઘણી પીડા થાય, મસ્તકમાં કીડાઓ કોતરતા તથા હરતા ફરતા હોય એમ જણાય અને નાસિકામાંથી પરૂ સહિત રૂધિર વહેતું હોય તો તે લક્ષણો કૃમિજ શિરોરોગનાં સમજવાં. સૂર્યોદય થાય એટલે હળવે હળવે માથું દુખવાનો આરંભ થાય, નેત્ર તથા ભમરો વચ્ચે ઘણીક પીડા થાય અને સૂર્ય નમે તે વખતે પીડા ઓછી થવા માંડે તથા શીતળ અને ઉષ્ણ ઉપચારોથી શાંતિ થાય આ સાન્નિપાતિક શિરોરોગ સૂર્યાવર્ત્ત કહેવાયછે. વાત, પિત્ત અને કફ એ ત્રણ દોષ કોપ પામી ગરદનની પાછળની નસોને બહુ ખેંચીને નેત્ર, ભમર તથા કપાળ ને લગતા ભાગમાં રહી અત્યંત ઉગ્રવેદના ઉપજાવે અને તેથી કાનની પાસેના ભાગમાં કંપ

થાય, દાઢી ઝલાઈ જાય અને નેત્રના રોગ થાય ત્યારે તે શિરોરોગને અ-નંત વાત કહીને બોલાવેછે. લુખું અન્ન ભક્ષણ કરવાથી, પૂર્વ દિશાને વાયુ લેવાથી, અત્યંત મૈથુનથી, સ્વાભાવિક વેગ રોકવાથી અને એવાં બીજાં કારણોથી કોપેલો એકલો વાયુ અથવા કફ સહિત મસ્તકને જકડી લેછે તે અર્દ્ધાવ ભેદક કહેવાયછે. આ રોગ વૃદ્ધિને પામે તો આંખ જાયછે અથવા કાન બેહેરો થઇ જાયછે. અત્યંત કોપ પામેલ પિત્ત, રકત અને વાયુ કપાળની પાસેના શંખદેશ ઉપર દારૂણ સોજો ઉપજાવેછે. તેમાં અત્યંત બળતરા થાયછે અને વિષના વેગની પેઠે ગળાસૂધી ચડી તેને રૂંધી દેછે. આ શંખકનામને શિ-રોરોગ કહેવાયછે આ રોગમાં રોગી ત્રણ દિવસની અંદર પ્રાણ મુકત થાયછે.

**ચિકિત્સા.** પવનથી થયેલા શિરોરોગમાં વાતરોગની ચિકિત્સા કરવી. એટલે મસ્તક ઉપર તૈલને અભ્યંગ કરી રાત્રિએ ઉષ્ણ દૂધ પીવું અને અડદ, મગ તથા કળથી આ પદાર્થો પુષ્કળ ઘીના ખીને ખાવા. તલનું તેલ અથવા તલવટ દૂધમાં નાખીને પીવો. તથા કાનમાં તેલ રેડવું. કપાસીઆનાં મીંજ, તજ અને મોથ એ ત્રણેને પાણી-માં વાટી તેનું નસ્ય દેવાથી સર્વે પ્રકારના મસ્તકરોગ દૂર થાયછે. સાકર અને કેસર નાખીને ઉકાળેલું ઘી પિત્ત તથા રકતથી ઉપજેલ મસ્તક રોગ-માં હિત કહેલછે. એમ કરવાથી પણ મસ્તકનું દરદ શાંત ન થાય તો અને રોગ વાત પ્રધાન હોય તો ડાંભ દેવો. અને કફ પ્રધાન હોય તો ઉ-ષ્ણ ઉપચાર કરવા. સરસડાનાં બીજ, અઘેડો તથા બિડલવણના રસનું ન-સ્ય આપવાથી અર્દ્ધાવભેદક (આધાશીશી) મટેછે. સૂર્યવર્ત્ત નામના શિરો-રોગમાં પણ આધાશીશી જેવાજ ઉપચાર કરવા, અને તેમ કરતાં ન મટે તો ફસ ખોલાવવી. પિત્તથી થયેલ મસ્તકરોગમાં સ્નેહપાન કરાવી ફસ ખો-લાવવી અને મસ્તક તથા મુખ ઉપર શીતળ પદાર્થોને લેપ કરવો. ઘણું કરી સઘળા શિરોરોગને માટે એક સરખાજ ઉપાયો છે. કફથી થએલ મ-સ્તક રોગવાળાને જુના ઘીનું પાન કરાવી તીખા પદાર્થ સાથે ઉલટીનું ઐા-ષધ નાંખી ઉલટી કરાવવી. શરીરે રૂક્ષ પદાર્થનું લુણુ કરાવી પસીનો લા-વવો, તથા ઉપવાસ કરાવવો. જીવડાથી થયેલ શિરોરોગમાં રૂધિરનું નસ્ય આ-પવું. તેથી માથામાં રહેલ જીવડા મૂર્છિત થઈ નાસિકા અથવા મુખદ્વારા બહાર નિકળેછે તેને તરત નીચે પાડવા માટે તીક્ષ્ણ નસ્ય તથા તીક્ષ્ણ પ-દાર્થની ધુંવાડી દેવી. બકરીના મૂત્રમાં વાવડીંગને વાટી નાસિકામાં ટીપું ના-ખવાથી જીવડા તરત બહાર નિકળી પડેછે. કૃમિજ મસ્તક રોગમાં જીવડા

રૂધિર પી ગયેલ હોય તો ફસ ખોલવવી નહિ. મસ્તક થરથર કંપતું હોય તેને માટે વાત નિવર્ત્તક ઉપાયો કરવા પણ ડાંભ દેવો નહિ. માથા ઉપર ઉંદરી થઇ હોય તો હાથીનો દાંત તેલમાં વાટી તે તેલ ચોપડવું. ઘેટાનું શીંગડું બાળી તેની રાખમાં તેલ મેળવી ચોપડવાથી ધોળા વાળ ખરી કાળા વાળ ઉગેછે. પણ જ્યાં સૂધી બીજાં રૂંવાડાં ઉગ્યાં ન હોય ત્યાં સૂધી માથાબોળ નહાવું નહિ.

---

## નાસારોગ.

**નિદાન,** નાસિકા અંદરથી પૂરાઈ જાય, શુષ્ક થઇ જાય, ભીની રહે, ધૂમાડો નિકળે અને જેમાં રસ તથા ગંધની ખબર ન રહે તે વાત તથા કફથી થયેલ નાસારોગ સમજવો. કોપ પામેલો વાયુ ગળાં તથા તાળવાના બગડેલા દોષો સાથે મળી નાસિકા અને મુખમાંથી દુર્ગંધ યુક્તસ્ત્રવેછે તે પૂતિ નસ્ય કહેવાયછે. પિત્તને લીધે નાસિકામાં વ્રણ થઇ પાકી આવે અને તેમાંથી બગડેલું પરૂ નિકળે તે નાસાપાક કહેવાયછે. દોષના બગડવાથી અથવા પાળ ભાગમાં કાંઈ વાગવાથી નાસિકામાંથી રૂધિર તથા પરૂ સ્ત્રવે તે પૂયરક્ત કહેવાયછે. ઘ્રાણનો આશ્રય કરીને રહેલ મર્મસ્થાનમાં દૂષિત થયેલ વાયુ કફ સહિત મોટો શબ્દ કરતો નાસિકા માર્ગે બહાર નિકળે તે ક્ષવથુ (છીંક) કહેવાયછે. તીક્ષ્ણ અને તીખાં પદાર્થો સુંઘવાથી, સૂર્યસામું એકી નજરે જોઈ રાખવાથી અથવા નાસિકામાં વાટ નાખવાથી આગંતુક ક્ષવથુ થાયછે. સૂર્યને લીધે મસ્તક તપી એકઠો થઈ રહેલ બગડેલ ખારો કફ નાસિકામાંથી બહાર નિકળે તે ભ્રંશથુ કહેવાયછે. આ સિવાય દીપ્ત, પ્રતિનાહ, નાસાસ્ત્રાવ, નાસાપરિશોષ વિગેરે પણ નાસિકાના રોગછે. અપક્વ પીનસમાં માથું ભારે પડી જાયછે, સાદ પાતળો થાયછે અને નિરંતર નાસિકા સ્ત્રવ્યા કરેછે. અને પક્વ પીનસમાં કફ કઠણ થઈ નાસિકાના માર્ગમાં ભરાઇ રહેછે. માથું કુટવાથી, ક્રોધથી, ઋતુમાં ફેરફાર થવાથી અને એવાં બીજાં કારણોથી મસ્તકમાં એકઠો થઇ રહેલો કફ કોપેલા વાયુથી નાસિકા દ્વારાએ બહાર નિકળે તે પ્રતિશ્યાય (સળેખમ) કહેવાયછે. તે જો વાતને લીધે થયેલ હોયતો નાસિકા બઝાઈ જાયછે, ખેંચાયછે અને તેમાંથી પાતળો સ્ત્રાવ થાયછે. પિત્તને લીધે થયેલ હોયતો નાસિકામાંથી ઉનો અને પીળો સ્ત્રાવ થાયછે. કફથી થયેલ હોયતો શીતળ અને ધોળો

ઘણો કફ સ્રવેછે. સન્નિપાતથી થયેલ હોયતો પાકીને અથવા પાક્યા વગર વારંવાર થાયછે અને મટેછે. સાત પ્રકારના અર્બુદ, ચાર પ્રકારના શોથ, ચાર પ્રકારના અર્શ અને ચાર પ્રકારના રક્તપિત્ત રોગ પણ નાસિકામાં થાયછે.

**ચિકિત્સા.** સર્વ જાતના પીનસ આદિક નાસિકા રોગવાળા પુરૂષે પવન રહિત ઘરમાં રહેવું. અને સ્નેહ, સ્વેદ, વમન, ધૂમ અને ગંડૂષનો ઉપયોગ કરવો, ગરમ કપડાંથી માથું લપેટી રાખવું, હલકું ખાઈ, સ્નેહવાળું, ઉનું અને દ્રવરહિત ભોજન કરવું. કુણા મૂળા નાંખીને બનાવેલ અથવા કળથીથી બનાવેલ ઓસામણ પીવું. ખપતું હોયતો જુનું મદ્ય પીવું, વજ સુંઘવો તથા સ્નાન, શોક, ક્રોધ, ભય, અત્યંત સુવું તથા ટાઢું પાણી એ સર્વ પદાર્થનો ત્યાગ કરવો. કફથી થયેલ નાસિકા રોગવાળાએ લાંઘણ કરવી તથા ધોળા સરશવ વાટી માથાપર લેપ કરવો. દુષ્ટ પીનસમાં ક્ષયહર તથા કૃમિહર ચિકિત્સા કરવી. સઘળી જાતના નાસારોગમાં ઘણું કરીને તીક્ષ્ણ દ્રવ્યનું નસ્ય આપવું.

---

## મુખ રોગ.

**નિદાન.** મુખરોગમાં દાંતના, હોઠના, દાંતના મૂળના, તાળવાના, જીભના તથા કંઠના રોગનો સમાવેશ થાયછે. અને વાત, પિત્ત અને કફ આ ત્રણે દોષો સાથે મળવાથી થાયછે. અને તેનાં લક્ષણો તે તે દોષને મળતાં આવેછે. હોઠના રોગમાં માંસ તથા રૂધિરના વિકારથી થયેલા રોગો, દંતમૂળમાં સન્નિપાતજ અથવા સૌશીર (નાડીગત) નામના રોગ અસાધ્ય છે. દંતરોગમાં શ્યાવ, દાલન અને ભંજન એ અસાધ્ય છે. જીવ્હારોગમાં અલાસરોગ અસાધ્ય છે. તાલુરોગમાં અર્બુદરોગ અસાધ્ય છે. અને કંઠરોગમાંના સ્વરઘ્ન, વલય, વૃંદ, અલાસ, વિદારી, ગલૌઘ, માંસતાન, શતઘ્ની તથા રોહિણી એ રોગો અસાધ્ય છે.

**ચિકિત્સા.** કપાયલા હોઠના બે છેડાને સ્નેહની તથા સ્વેદની ક્રિયા કરી શસ્ત્રવડે જરા વિલેખન કરી સારી રીતે મેળવી ઉપર ટાંકા લેવા અને પછી વ્રણની પેઠે ચિકિત્સા કરવી. પિત્ત તથા અભિઘાતથી થયેલ ઓષ્ઠરોગમાં જળો મૂકાવવી અને રૂધિરથી થયેલ ઓષ્ઠરોગમાં પણ તેવીજ ચિકિત્સા કરવી. મેદથી થયેલ ઓષ્ઠરોગને સ્વેદ વિધિ કર્યા પછી ચીરીને મેદ કાઢી નાખવો. દંતહર્ષ (દાંત અંબાઇ જવા) રો-

ગમાં વાત પ્રકોપને મટાડનારી ક્રિયા કરવી. દાંત ઉપર દાંત ઉગ્યો હોય તો તે પર હમેશ ક્ષાર લગાવવો અને તેથી શિથિલ થાય ત્યારે તેને શસ્ત્રથી ઉખેડી નાખવો અને તેથી લોહી બંધન પડે તો તે ઉપર ડાંભ દઇ વ્રણ જેવી ચિકિત્સા કરવી. દાંતનાં મૂળને અડચણ ન આવે તેમ દાંતમાંથી ઉપજેલી કાંકરીઓ કાઢી લેવી અને પછી મધયુક્ત ક્ષારનું ચૂર્ણ તે ઉપર લગાવવું. ઉના ઘીનાં પોતાં દાંત ઉપર મૂકવાથી દાંતની પીડા શાંત થાયછે. સર્વ જાતના દાંતના રોગમાં તથા તેને મજબૂત કરવા માટે તેલના કોગળા કરવા એ અત્યંત હિત છે. એ પ્રમાણે ઉપચાર કરવાથી પીડા શાંત ન થાય તો અને મૂળ ખવાઈ ગયેલ જણાય નથા. ઉપરથી દૃઢ જણાય તો તેને સાણસીથી ખેંચી કાઢી તેલમાં જેઠીમધનો ભુકો મેળવી તેનો અથવા મધનો કોગળો મોઢામાં રાખવો. કૃપ, વૃદ્ધ અને વાતવ્યાધિથી પીડિત પુરૂષનો દાંત બલાત્કારથી ન પાડવો. પિત્તના પ્રકોપથી જીભ ઉપર થયેલા કાંટાને ઘસી નાખી તે પછી મધુર દ્રવ્યોથી તે ઉપર લેપ કરી લાળ ખેરી નાખવી. બાળકોનું મોઢું પાકી આવી છારાં પડેછે ત્યારે ટંકણખારના ચૂર્ણને મધમાં મેળવીને મોઢામાં વારંવાર ચોપડવું. મુખપાક રોગમાં મુખને સાફ કરનારા પદાર્થોમાં મધ મેળવીને તે ચોપડવા. ત્રિફળાના ક્વાથમાં મધ મેળવીને તેનો કોગળો મોઢામાં રાખવાથી સર્વ મુખરોગ મટેછે તથા દાંત દૃઢ થાયછે. મુખરોગવાળાએ ઘણું કરી કફને નાશ કરનાર આહાર કરવો. ગળાના રોગમાં પ્રાણવાયુનું આવવું બંધ પડેછે માટે તે રોગનો તરત ઉપાય કરવો.

---

## નેત્રરોગ.

ઘણું રોવાથી, શોકથી, ક્રોધથી, મસ્તકમાં કાંઈ પણ **નિદાન.** લાગવાથી, અતિ સ્ત્રી સંગથી, આંસુઓને અટકાવી રાખવાથી તથા એવાં બીજાં કારણોથી ત્રણ દોષો નેત્ર વિકારને ઉપજાવેછે. નેત્રરોગમાં પ્રથમ આંખો દુખવા ઉઠેછે જે અભિષ્યંદ કહેવાયછે. અને તેથીજ બધી જાતના ભયંકર નેત્રરોગો ઉપજેછે. વાયુને લીધે આંખો દુખવા ઉઠી હોય તો ખટકો, શીતલ પાણીનું સ્ત્રવવું, સજજડતા તથા સુકાપણું થાયછે. પિત્તથી દાહ, આસપાસ પાકી આવવું અને તેપર શીતળ પદાર્થ મેલવાની ઈચ્છા થાયછે. કફથી ઉષ્ણ પદાર્થ મૂકવાની ઈચ્છા થાયછે, આંખો ભારે પડી જાયછે અને સોજો ચડી આવેછે. રૂધિરથી આંખો દુખવા આ-

વી હોય તો રાતાં આંસુ પડેછે, નેત્ર રાતાં થઇ જાયછે અને પિત્તથી ઉઠેલ આંખનાં લક્ષણો મળતાં આવેછે. આંખનાં વેલ, વાવલું, ખીલ, ચાંદું, ફુલું, કૃષ્ણમંડળનો વરમ, મોતીયો, ઝામર, પડળ, પરવાળાં, આંખનું કણું, નાકસૂર તથા આંજણી વિગેરે ઘણાં દરદો છે. તેમજ રતાંધળાપણું, ટુંકી દષ્ટિવાળાપણું, જે નેત્રરોગથી વિચિત્ર પ્રકારનાં રૂપ જોવામાં આવેછે તે નકુલાંધપણું જેમાં વાયુના વિકારથી સંકોચ પામી દષ્ટિ ઉંડી ઉતરી જાયછે તે ગંભીર દષ્ટિ, માંસનું વધી આવવું, વિગેરે પણ આંખના વ્યાધિઓ છે.

વાત વગર બીજા દોષથી થયેલ આંખના રોગોમાં **ચિકિત્સા.** તીક્ષ્ણ પદાર્થોનો કોગળો મોંઢામાં રાખવો તથા તીક્ષ્ણ દ્રવ્યનું ટીપું નાકમાં નાખવું અને ઉપવાસ કરાવવો બળતરા, આંખોનું છંદાઇ જવું, રતાશ, અશ્રુ તથા સોજો એઓની શાંતિને માટે તમાલ પત્ર, એળચી, મરી, સોનાગેરૂ, રસાંજન, જેઠીમધ, ચંદન અને સેંધવને વાટી આંખ ઉપર ચોપડવાં તથા તેની પોટલી કરી આંખ ઉપર વારંવાર અડાડયા કરવી અને વાત જન્ય આંખના રોગમાં સેંધવ અને સુંઠને ઘીની તરમાં શેકી આંખો ઉપર બાંધવાં. જંગલની ફળથી બાફીને ઉની ઉની લુગડામાં બાંધી આંખ ઉપર બાંધવાથી આંખના તમામ રોપ નાશ પામેછે. સરગવાનાં પાંદડાંનો રસ મધમાં મેળવીને આંખ ઉપર ચોપડવાથી ત્રણે જુદા જુદા દોષથી અને સન્નિપાતથી ઉઠેલી આંખો તત્કાળ નિર્મળ થાયછે. વાતથી દુખેલી આંખો ઉપર એરડાનું પાંદડું અથવા એરડાના મૂળનું ચૂર્ણ કરી બકરીના દૂધમાં ઉકાળી આંખ ઉપર બાંધવું, ગજીઠ, હળદર અને દ્રાખના કવાથમાં સાકર નાંખી ઠંડું થયે આંખોમાં છાંટવાથી રૂધિર તથા પિત્તવિકારથી થયેલો દુખાવો બંધ પડેછે. વાયુવિકારથી થયેલ નેત્રરોગમાં જુનું ઘી પીવું, પિત્તવિકારથી થએલ નેત્ર રોગમાં સાકર નાખીને ઘી પીવું, કફ વિકારમાં સુંઠ નાંખીને ઘી પીવું, નેત્રમાં શૂળ નિકળતું હોય તથા બળતરા થતી હોય તો દૂધ અને ઘીમાં મેળવેલા ઠંડા પદાર્થોનો ગરતક તથા મુખઉપર લેપ કરવો. લોઢાના પાટીયાપર ગોમૂત્રનું ટીપું મૂકી તે ઉપર ઘસેલ ત્રાંબાનો ઘસારો આંખમાં ઘસવાથી ખજવાળ તથા પીડા દૂર થાયછે. સરગવાનાં પાંદડાંનો રસ ત્રાંબાના સંપુટમાં ચોપડી ઘીનો ધૂપ દઈ પછી તે આંખમાં આંજવાથી ખરજ, સોજો, અશ્રુ તથા પીડા મટેછે. સિંધાલુણ, ત્રિફળા, સુંઠ, શંખની નાભિ અને ત્રાંબાના ચૂર્ણની કરેલી વાટ આંજવાથી સવ્રણ તથા અવ્રણ બન્ને શુક્રનો નાશ થાય છે, નેત્ર રોગીએ જુના જવ, ઘઉં, સાળ, સાઠી ચોખા, કોદરા તથા ઝાઝા ઘીથી સુ-

કત મગ ઇત્યાદિ અનાજ ખાવાં. જંગલનાં જનાવરોનાં માંસ, દાડમ તથા સાકર ખાવી, સૈંધવ, ત્રિફલા તથા દ્રાક્ષાનું સેવન કરવું, આકાશથી ઝીલેલું પાણી પીવું, છત્ર તથા પગરખાં વગર ચાલવું નહિ, વખતે વિચાર કરીને વમન વિરેચનાદિકથી શુદ્ધિ કરવી અને સ્વભાવીક વેગનો અટકાવ, અજીર્ણમાં ભોજન, શોક, ક્રોધ, દિવસની નિદ્રા, રાત્રિનું જાગરણ, તથા દાહને કરનાર અને મળને સખત કરનાર એવા આહાર ને ઔષધોનો ત્યાગ કરવો. તેમજ પગનાં તળાં હમેશ ઘસાવવાથી મુદ્દલ નેત્રરોગ ઉપજતાજ નથી, કેમકે પગના તળામાં રહેલી નાડીઓ નેત્ર સાથે સંબંધ રાખેછે. તેથી ત્યાં ઘસેલ સ્નેહ નેત્રમાં પહોંચેછે. વળી નેત્ર રોગીએ અભ્યંગ આદિક નેત્ર રોગની શાંતિ કરનારા બીજા ઉપાયોનું પણ હમેશ સેવન રાખવું.

दुर्बोधामयहेतुबोधकतयाप्रौढप्रकाशान्वितं .
ज्ञात्वाश्रीपुरूषोत्तमस्यहृदयालंकारभूतंतथा ॥
नाम्नाकौस्तुभरत्नमित्यभिहितंग्रंथांगमेतन्मया
सादृश्यान्मणिशंकरेणसमुदायेशानसेवार्थिना ॥



# शार्ङ्ग रत्न १३ मुं.

જે જે વ્યાધિઓ શારીરિક નહિ હોતાં અમુક સ્થાનમાંજ રહેછે અને તેથી તેમને ઔષધોપચાર લાગુ નથી પડતા તે સ્થાનમાં રહેલ દુષ્ટ અને દૂષિત કરનાર ભાગનો નાશ કરવા સારૂં શસ્ત્રોપચાર કરવાની જરૂરછે. બાદ કેટલીક વખતે પડવાથી, જખમ થવાથી અગર કાંઈ અકસ્માત્ થવાથી શરીરના અમુક ભાગને એટલુંતો નુકશાન થાયછે કે તેનો કેટલોક ભાગ પાછો ફરીને પોતાની યોગ્ય સ્થિતિ ધારણ કરી શકતો નથી. અને તેમાં પાછું જીવન આવતું નથી. તેવા ભાગનું દરદ દૂર કરવા સારૂં તેમજ શરીરના મર્મસ્થાનમાં કોઇ લાળની ચીજ પેસી જવાથી પણ ત્યાં શસ્ત્રનો ઉપયોગ કરવો પડેછે.

**શાસ્ત્રોપચાર કરવાની જરૂર.**

ખાવાની દવા સિવાય વ્યાધિની શાંતિને માટે જે જે યુક્તિઓ કામે લગાડવામાં આવે તે બધી (યુક્તિઓ) શસ્ત્રોપચારની ગણવામાં આવે છે. જેમકે, હથિયારથી ગુમડું ફોડવું અગર ગાંઠ કાપીને કાઢવી, પથરી, મોતીઓ વિગેરે કાઢવું બાદ ખાપીઆં લગાડવાં, પાટો બાંધી ફાયદો કરવો, હસ્તક્રિયાથી હાથ પગને ઠેકાણે ચડાવવું વિગેરે જે જે વ્યાધિની શાંતિને માટે પેટમાં ખવરાવ્યા સિવાયના ઉપાય યોજવામાં આવે તે સર્વ શસ્ત્રોપચાર કર્યામાં ગણાયછે.

**શસ્ત્રોપચાર કેને કેવો?**

શસ્ત્રોપચાર જો નાનો હોય અને તેથી દરદીને બહુજ પીડા થતી ન હોયતો તેને બેભાન કરવાની જરૂર નથી. મોટા શસ્ત્રોપચાર કે જેથી દરદીને ઘણીજ પીડા થાયછે તેમાં દરદીને બેભાન કરવાની અવશ્ય જરૂરછે. બેભાન કરવાસારૂં ક્લોરોફોર્મ નામની ઇંગ્રેજી દવા અતિ ઉપયોગીછે. એક વર્ષ ઉપરનાં અને ચાર વર્ષની અંદરનાં બાળકોને એક ડ્રામ ક્લોરોફોર્મ સુંઘાડવું બસછે મોટાં માણસોને વખતે એક કે દોઢ ઔંસ ક્લોરોફોર્મની જરૂર પડેછે. ક્લોરોફોર્મ વધારે ઓછું જોઈએ એ દરદીની ખાસિયત ઉપર આધાર રાખેછે. ઈથર નામની દવા પણ બેભાન કરવાસારૂં વપરાયછે. પણ ક્લોરોફોર્મ જેવી સગવડવાળી તે દવા નથી. ક્લોરોફોર્મ આપતી વખતે દરદીની બહુજ સંભાળ રાખવી પડેછે. એક આસિસ્ટંટે તો તેની નાડ

**કેવા શાસ્ત્રોપચારમાં દરદીને બેભાન કરવો? તથા તે વખતે દરદી માવજતની જરૂર.**

ઉપરજ હાથ રાખવો જોઇએ અને શ્વાસો શ્વાસ તપાસવા જોઇએ શ્વાસ ટુંકો પડવા લાગે તો એકદમ ક્લોરોફાર્મ બંધ કરી તેને જાગૃત કરવો, ટાઢું પાણી છાંટવું, એમોની આ સુંઘાડવો, માથું ટેબલની ટુંકોરપર નીચું નાખી જીભ બહાર ખેંચી કહાડવી, વીજળી લગાડવી અને એકદમ કૃત્રિમ શ્વાસ આપવો. હૃદ્રોગ વાળા દરદીને ક્લોરોફાર્મ આપતાં ઘણી સંભાળ રાખવાની જરૂર છે.

શસ્ત્રોપચાર કરવામાં શસ્ત્ર વાપરવાની ચતુરાઇ જોઈએ છીએ. એટલુંજ નહિ પણ કાપકુપ કર્યા પછી પણ દરદીની કેટલીક રીતે માવજત રાખવાની જરૂરછે. અને જો દરદીની સારી રીતે માવજત રાખવામાં આવે તો પછી પાછળથી કેટલાક ભયંકર ઉપદ્રવો થતા નથી.

કાપકુપ કરવામાં જે જોખમો રહ્યા છે તે આ પ્રમાણે—મોત આવવી, લોહીનું વેહેવું, આંચકી વિગેરે વ્યાધિઓ ઉપડવી, અને જ્વર ચડવો. દરદી નબળો હોવાથી જો બેભાન કર્યા વગર કાપ કુપ કરવામાં આવે તો તેને ઘણી બીક લાગે છે અને કેટલીક વખતે તમસ આવવાથી પડી જાય છે.

કાપ કુપ જોવા આવનાર કેટલાંક તંનદુરસ્ત માણસોને પણ ચકરી આવેછે. લોહી નીકળેલું જોવાથી વખતે દરદીને મોત આવે છે. કેટલીક વખતે શસ્ત્ર વૈદ્યો પણ બહુ લોહી નીકળવાથી ગભરાઈ જાયછે. પણ જો કોઈ મોટી ઘોરી નસ કપાણી ન હોય તો અને જો તે ઉપર દબાણ વિગેરે થઈ શકે એમ હોય તો તેણે પણ તે બાબતની બીક રાખવી નહિ. કાપ કુપ કરનાર વૈદ્યને શરીરનું અદલ જ્ઞાન હોવું જોઇએ. અને કયે સ્થાનકે કઈ ધમની આવી છે તે જાણવું જોઈએ અને તેને જાળવવી જોઈએ. વિશેષમાં કાપ કુપ કર્યા પછી ધનુર અને આંચકી ઉપડવાની ઘણી બીક રહેછે. જખમી માણસને ધનુર ઉપડે તો તે ઘણું કરીને ગુજરીજ જાય છે. તો પણ તે ઉપડે તે પ્રસંગે તેણે તેના યોગ્ય ઉપાય યોજવામાં કચાશ રાખવી નહિ. જખમ બરાબર સાફ કરવો, કોઇ પણ જાતના ઝેરી જંતુ કે ઝેરી હવાનો તેને સ્પર્શ થવા ન દેવો, અંદર પણ સડેલો પદાર્થ હોય તો કાઢી નાખવો તે ભાગ ગરમ પાણીથી ધોવો, જરૂરિયાત પ્રમાણે ગરમ પાણીની અંદર ઝેરી જંતુનાશક કાર્બોલિક એસિડ કે રસકપૂર વિગેરે દવાઓ નાખવી. મળનો અટકાવ થયો હોય તો એક બે દસ્ત સાફ આવે એવી દવા આપવી. પોટાસ બ્રોમાઈડ ક્લોરલ હાઈડેટ, અને ક્રોટન ક્લોરલ હાઇડ્રાસ યોગ્ય મા-

ત્રાથી આપવાં. દરદીને કલોરોફોર્મ સુંઘાડવું, બરડા ઉપર બરફ વાળી ર-બ્બરની કોથળી મૂકવી, અફીણ આપવું અને જો દરદી બહુજ ક્ષીણ ગા-લમ પડે તો બ્રાન્ડી કે રમ આપી તેને યોગ્ય ખોરાક આપવો.

**શસ્ત્રોપચાર થયા પછી થતાં દરદોની ચિકિત્સા.**

કાપકુપ કર્યા પછી દરદીને સાધારણ રીતે જ્વર ચ-ડેછે. આ જ્વર એક બે દિવસમાં ઉતરી જાયછે. પણ જો કદાપિ તે શસ્ત્રોપચાર કોઇ મર્મસ્થાનમાં કરવામાં આવ્યો હોય ને તેથી તે મર્મસ્થાનના વરમને લીધે જ્વર ચડતો હોય તો તે મર્મસ્થાન વરમની યોગ્ય ચિકિત્સા સાથે તાવ પોચો પડે એવો ચિકિત્સાનો ક્રમ યોજવો જોઈએ.

સખ્ત રકતસ્રાવ થાયતો તે અટકાવવાને શસ્ત્ર વૈદ્યે એકદમ તજવીજ કરવી જોઇએ. લોહી વેહેતું અટકાવવાને તે ભાગ ઉપર ઠંડી લગાડવી. બરફનો કટકો મૂકવો. ટાઢાગાં ટાઢું, પાણી સિંચ્યા કરવું, ફટકડી, મોરથુથુ, કારીખાર, ટીન્કચર, ફેરીયર કલોરાઈડ તથા શેષ ગુંદર વિગેરે લગાડવાં. દાંત ઉખેડયા પછી દાંતમાંથી જો સખ્ત રકતસ્રાવ થતો હોયતો શેષ ગુંદર દાબવો ઘણો ફાયદા-કારક છે. જે નસ કપાણી હોય તેને ઉપલા ભાગમાં પાસેનાં હાડકાં સાથે અગર બે આંગળી વચ્ચે દાબવાથી પણ રકતસ્રાવ બંધ થાયછે. કપાયલો ભાગ ઉંચો રાખવાથી લોહી સ્થિર રહેછે. અને તેથી પણ રકતસ્રાવ અટ-કેછે. તેમજ કપાયલી નસનું મુખ પકડી તેને વળ દઈ દેવાથી અગર તે ઉપર સુતરણીની ગાંઠ આપવાથી પણ નીચે લોહી ઉતરવા પામતું નથી.

**શસ્ત્રોપચારને લાયક દરદો.**

નીચે લખેલાં દરદોમાં શસ્ત્રોપચાર કરવાની જરૂર પડેછે—ગુમડાં, ગાંઠો, રસોળી, ઘુમટાનો સંકોચ, પડળ, પ-રવાળાં, મસા, અર્શ, દાંત હલવા, અર્બુદ, જલંદર, પાણવી, બધરાવળ, મૂત્રાવરોધ, રાશી, તથા ટાંકી મારવી વિગેરે.

આ સિવાય બીજાં કેટલાંએક એવાં દરદો છે કે, જે શરીરમાં જીર્ણ-રૂપે રહેછે. તેથી શરીરનો કોઇપણ ભાગ બેડોળ થઇ જાયછે. અને તેટલા માટે તેવાં દરદોમાં પણ શસ્ત્રોપચાર કરવો કહ્યોછે. જેમકે કોઇ પણ બે ભાગનું જકડાઇ જવું. પગની પાટલીની, વાંસાની, પોંચાની, અગર બીજા કોઇપણ ભાગની વક્રતા તથા જડબાંનાં હાડકાંના રોગો તે સિવાય શરીરના જુદા જુદા ભાગમાં આકસ્મિક ઈજા થવાથી કેટલીક વખતે ટાંકા મારી અમુક ભાગ પાછો બેસાડવાની તેમજ કેટલીક વખતે અમુકભાગ કાઢી નાખવાની જરૂર પડેછે.

એવા પણ કેટલાક રોગો છે કે જેમાં રોગિયલ ભાગ નહિ કાઢી નાખ-

વાથી તે દરદ વૃદ્ધિને પામેછે. અને કાપી નાખવાથી અટકાયત થાય છે. જેમકે, ગ્રેન્ગ્રીન, સર્પદંશ.—આ સિવાય હસ્તક્રિયા તથા દાહક્રિયા પણ શસ્ત્રોપચારમાં આવેછે.

હાડકાંના ખડી જવામાં અને ભાંગી જવામાં યોગ્ય હસ્તક્રિયાથી અગર કાંઇ યંત્રોની મદદથી પાછું હાડકું ઠેકાણે લાવવાની અગર ભાંગેલાં હાડકાં સંધાય તેટલા માટે તેના બન્ને છેડા બરાબર બેસતા કરી તે ભાગને વિશ્રાંતિ આપવાથી આરામ થાયછે. અંતર્ગલ, સારણ, ગર્ભાશયનો ભ્રંશ, આમણનું બહાર આવવું, પાંપણનું ઉથલાવવું વિગેરે દરદોમાં હસ્તક્રિયા કરવાની જરૂર છે.

**દાહક્રિયાને લાયકદરદો.** ઉપદંશનાં ધારાં, સાંધાના રોગો, અર્શ, પરવાલા ડાંભવાં તથા દુષ્ટવ્રણ વિગેરેમાં દાહક્રિયાની જરૂર પડેછે.

**શસ્ત્રોપચાર ગડગુમડ.** ગુમડું પાકયા પછી તેને ફોડવામાં આવેછે. જ્યારે તે પાકેછે ત્યારે પોચું પડી જાયછે. ગુમડું ફોડવામાં એટલી સંભાળ રાખવી કે હમેશાં તેના નીચલા ભાગમાં છેદ મૂકવો. ઉપરના ભાગમાં છેદ મૂકવાથી નીચેના ભાગમાં પરૂ ભરાઇ રહે છે અને તેથી વખતે નાર અને ભરનીંગળ ગુમડું થાયછે. કેટલાક ગડ શરીરમાં એમને એમ ઉપડેછે. તે દાબતાં પોચા ગ્રંથીના જેવા લાગેછે, તેથી બિલકુલ પીડા થતી નથી અને પાકનાં કાંઇપણ ચિન્હ માલમ પડતાં નથી. તેને પણ બીજા સાધારણ ગડની માફક ફોડતાં તેમાંથી પુષ્કળ પરૂ નિકળેછે. તેને ઇંગ્રેજીમાં કોલ્ડ એબસેસ કહેછે. આવા ગડમાં પરૂ છે કે નહિ તેની જો ખાત્રી કરવી હોય તો લાંબુડીની આકૃતિની સોય ખોસવાથી તેની ફાટમાં પરૂ દેખાશે. ગડગુમડ ફોડયા પછી તેને માથે એક ભાગ કાર્બોલિક એસિડ અને સોળ ભાગ મીઠાં તેલમાં બોળેલી લીન્ટની વાટ તેમાં ખોસવી. અને જેમ જેમ અંદરથી રૂઝ આવતી જાય તેમ તેમ વાટ ટુંકી કરતા જવું. પાછળથી ફકત ગલમની પટીજ લગાડવી. સાદાં ગડગુમડ કરતાં કોલ્ડ એબસેસને રૂઝાતાં ઘણો લાંબો વખત લાગેછે.

**ગાંઠો અથવા રસોળી.** કેટલીક ગાંઠો કઠણ, નક્કર અને એક સરખી હોય છે, કેટલીક પોચી હોયછે અને તેમાં પાણી અગર તેલ જેવો ચીકણો પદાર્થ ભર્યો હોયછે, કેટલીક ગાંઠોમાંથી ઘઉંની પલાળેલ કણકી જેવો પદાર્થ નિકળેછે. પોચી ગ્રંથી અથવા રસોળીનો દેખાવ કઠણ ગ્રંથીના જેવો પણ પોચો હોયછે. તે ઉપર કેટલીક વખતે

બીલી નસો તરી રહી હોયછે. કોલ્ડ એબ્સેસ જે ભાગ ઉપર હોય તે તે ભાગ સાથે મળેલ હોયછે. અને રસોળી એ ભાગ સાથે કાંઈ પણ સંબંધ નહિ ધરાવતાં નોખી જણાયછે. પોચી રસોળી ઉપર ગુગડાંની માફક છેદ દેવાથી તેની અંદરનો પદાર્થ નિકળી આવેછે. ગુમડું ફોડ્યા પછી તેની અંદરથી પરૂ લોહી વિગેરે નિકળ્યાજ કરેછે અને જ્યારે તે રૂઝાય ત્યારેજ બંધ થાયછે. રસોળી ફોડવાથી તેમાંથી જે ચીકણો પ્રવાહી પદાર્થ હોય તે નિકળી જાય ત્યારે ત્યાં નાનકડી ખાડ થઈ રહેછે, અને તેમાં આંગળી નાખતાં એક ચવડી કોથળી હોય એમ દેખાયછે. બાદ આ થેલી કાઢી નાખવી ને જખમને ધોઈ ટાંકા લઇ લેવા, તથા તેને જખમની માફક રીતસર રૂઝ આવવા દેવી. જો ગ્રંથિ નકોર હોય તો જરા વધારે મહેનત પડે છે. જે નકોર ગ્રંથી હોય તે આખી ગ્રંથિ કાપી કાઢવી પડેછે. ગ્રંથી કાપતાં સેહેલી પડે તેટલા માટે ગ્રંથી ઉપર + આ આકૃતિનો છેદ મૂકીને ચારે કટકા ગ્રંથી ઉપરથી જુદા પાડી નીચેથી ગ્રંથી કાપી કાઢવી અને તે ચારે કટકાને ટાંકા દઇ દેવા તથા જખમની માફક રૂઝ લાવવી.

**ધુમટાનોસંકોચ.** શિશ્નના અગ્રભાગ ઉપર જે ચામડીનો છુટો ભાગ છે તેને ધુમટો કહેછે અને સ્વાભાવિક રીતે તે ઇંદ્રીના મણી ઉપર ચડે ઉતરેછે. જ્યારે આ ભાગ સંકોચાઇ જાયછે ત્યારે તે ચામડી પુષ્પ ઉપર ચડી ઉતરી શકતી નથી. તેનું છિદ્ર ઘણું સાકડું થઈ જાયછે. તેથી તેની અંદર પરૂ મળ વિગેરે ભરાઇ રહેછે, અને વખતે પેસાબ પણ નિકળી શકતો નથી. મળ વિગેરે ભરાઇ રહેવાથી તે ભાગમાં ચેળ વધારે આવેછે અને વખતે સડો પણ થાયછે. મોટી ઉમ્મર વાળા પુરૂષને જો આવો સંકોચ હોય તો વીર્ય તેની અંદર ભરાઈ રહેછે અને પછી ટપકયા કરેછે, અગર પેસાબ કરવાથી તે ફુલેછે અને ઘણી પીડા કરેછે. આમાં શસ્ત્રોપચાર કર્યા વગર છુટકો નથી. એક લાંબુડીની આકૃતિની બુઠીઆર તેના છિદ્રમાં નાખવી અને તે ઠેઠ મણીની કોર સુધી નાખી તેમાં છરી નાખી ચામડી ઉપરથી કાપી લેવી અને પછી બાકીની ચામડીને બીજી બધી બાજુપર વાળી દેવી.

ધુમટો જ્યારે ટુંકો હોયછે ત્યારેજ આ રીત કામ લાગેછે પણ ધુમટો જ્યારે લાંબો હોયછે ત્યારે તો સુનત કરવાની જરૂર પડેછે. ચીમટા વડે ઇંદ્રિ પકડી મણીની કોરનો ભાગ તેના પકડની અંદરની બાજુપર રાખવો. અને વધારાની ચામડીનો ભાગ પકડની બીજી બાજુપર રાખી

પકડની બહારની બાજુપર છેદ મૂકવો ને બધી ચામડી કાપી નાખવી. બાદ તેના શિશ્નપડનો ભાગ ઉપરથી બાજુપર વાળી તેને ચામડી સાથે સાંધી લેવો. અને તેને જખમની માફક રૂઝવવો.

**પડળ.** પડળ બે જાતનાં થાયછે. મૃદુ અને કઠણ. મૃદુ પડળ નાની ઉમ્મરનાનેજ થાયછે, અગર જન્મથીજ થાયછે. ત્રીશ વરસની ઉમ્મર પછીથી મૃદુ પડળ થતું નથી. કઠણ પડળ સાધારણ રીતે પચાસ પછીજ થાયછે. પડળ થતી વખતે આંખમાં કોઇપણ પ્રકારની પીડા થતી નથી. શરૂઆતમાં સેહેજસાજ ઝાંખું દેખાયછે. પણ છેવટ જ્યારે પડળ પક્વ થાયછે ત્યારે અંધાપો આવેછે. ક્લોરોફાર્મ સુંઘાડયા બાદ ચાંપવતી આંખને ખુલ્લી રાખવી. ચીમટાવડે કૃષ્ણ મંડળથી હેઠળ રસ પડને પકડી ડોળો સ્થિર રાખવા બાદ લાંબુ ચપ્પુ કૃષ્ણમંડળની બહારની બાજુ દાખલ કરી સામી બાજુ આરપાર લઇ જઈ તેનો ⅓ ગોળ શ્વેત મંડળના સંયોગમાંથી ઉપરના ભાગમાં કાપવો. પછી વળેલ ચીમટાવડે કનીનિકા અંદરથી પકડી બહાર કાઢી વાંકી કાતરથી તેનો કેટલોક ભાગ કાપવો. બાદ કાંટાવડે લેન્સના પડને ફોડવું એટલે મોતીઓ છુટો પડશે. પછી ચમચીથી જાળવીને કૃષ્ણ મંડળનો નીચેનો ભાગ દાબવો, એટલે મોતીઓ ઘણુંકરી ઉપર કરેલ છેદમાંથી નિકળી આવશે. તેમ નહિ નિકળી આવેતો ચમચીને અંદર દાખલ કરવી અને મોતીઓ કાઢી લેવો. પછી એટ્રોપીનનું ટીપું નાખી આંખ બંધ કરી પાટો બાંધી દેવો. કાંઈપણ દુખાવો ન થાયતો પાંચમે દિવસે પાટો છોડવો અને આંખ જરા નવસેકાં પાણીથી સાફ કરી એટ્રોપીનનું ટીપું નાખી પાછો પાટો બાંધી દેવો. પછી થોડે અંતરે પાટો છોડવો, એમ ચાર પાંચ પાટે સારી પેઠે આરામ થઇ જાયછે. જો આંખના બીજા ભાગનો કાંઇ વ્યાધિ ઉપડી આવેતો તેની યોગ્ય ચિકિત્સા કરવી. કનીનિકાનો અને કૃષ્ણમંડળનો વરમ થવાની બહુ બીક રહેછે. કનીનિકાનો વરમ એટ્રોપીનનાં ટીપાંથી થોડે ઘણે દિવસે ગટેછે અને આરામ થાયછે. કૃષ્ણમંડળના દરદમાં આંખની દષ્ટિ સાબીત રહેવાની ઓછી આશા રહેછે.

**પરવાળાં.** આંખના ઉપલાં પોપચાંની કોર અંદર વળી જવાથી પાંપણના વાળ આંખના ડોળા ઉપર ખુંચેછે, અને તે ઠોલા મારતા હોય એમ લાગેછે. આથી આંખમાંથી હમેશાં પાણી ઝર્યા કરેછે, અને તે હમેશાં લાલ રહેછે તથા કેશનાં નિત્ય ઘર્ષણથી કૃષ્ણમંડળ ઉપર સફેદ ફુલાં જેવી ધોળી છારી વળેછે. ચીપીઆથી વાળ ખેંચી કહાડવા અ-

ને કાસ્ટિક પોટાસમાં સોઈ બોળી તેના મૂળમાં ખોસવી એટલે મૂળ બળી જવાથી કેશ ફરી ઉગશે નહિ. જો વાળ ઘણા વળેલા હોયતો છાંટવાથી ફક્ત બે ચાર દિવસેજ આરામ થાયછે. પણ પાછળથી વાળ ઉગેછે. માટે પોપચાંની કોર પાંપણ સુદ્ધાંત કાઢી નાખવાની જરૂર પડેછે. પાંપણ કાપવાનો ખાસ ચપટાં ફરાંવાળો ચીપિયો થાયછે, જેનું હેઠલું ફરૂં ડોળા ઉપર અને પાંપણની નીચે રાખવામાં આવેછે, અને ઉપલું ફરૂં પોપચાંના બહારના ભાગ ઉપર રખાયછે તથા તંગ કરવાસારૂ તેનો સ્ક્રૂ દાબતાં પેહેલાં તેની ઢીલી ચામડી ઉપર ખેંચી લેવામાં આવેછે. પોપચું કાપવાથી વખતો વખત સખત રક્તસ્રાવથવીનો સંભવ છે, જે આ ચાંપ લગાડવાથી થતો નથી. પછી છરીથી બે છેદ પોપચાંની કોરે ઉપર કરવા. તેમાં એક પાંપણના બહારના ભાગ ઉપર અને બીજો પાંપણના અંદરના ભાગ ઉપર અને પાંપણવાળી પોપચાંની કોર કાઢી નાખવી. છેદ છેક પોપચાંની કૂર્ચા સુધી પહોંચે તેટલો ઉંડો કરવો. પોપચાં ઉપર પુષ્કળ ચામડી હોવાથી ટાંકો મારવાની કાંઇ પણ જરૂર નથી. ફક્ત બે ત્રણ વખત પાટો બાંધવાથી આરામ થાયછે.

**મસા અને અર્શ.** મસા ખુલ્લા તેમજ ગુહ્ય ભાગમાં થાયછે. ખુલ્લા ભાગના મસાનો ચીપિયાવડે પકડી છરીથી કાપી નાશ કરાયછે. અને તે માથે કાસ્ટિક લગાડવામાં આવેછે, પણ મસા કેટલીક વખતે નાકમાં, કાનમાં, બે દાંતની વચ્ચે, વગેરે ઠેકાણે મળી આવેછે. તે સિવાય ગર્ભાશયમાં પણ મસા મળી આવેછે. આ મસા બહુ લોહીવાળા હોયછે, અને તેમને કાપતાં સખત રક્ત સ્રાવ થાયછે. જેથી ચીમટાવડે વળ દઇ તેમને કાઢી નાખતાં રક્ત સ્રાવની બીક રહેતી નથી. અર્શ અથવા હરસના મસા પૂંઠે થાયછે, વખતે તે સફરાના સૌથી નીચલા ભાગમાં અંદરજ રહેલા હોયછે. તે કેટલીક વખતે વધીને બહાર આવેછે. બાહ્ય અર્શના મસા કઠોર અને ઉપલા ભાગમાં પરૂ વાળા દેખાયછે તથા તેનો દેખાવ ઉપદંશથી થયેલ પણ પાછળ ફુટેલા મસા જેવોછે. અંદરના અર્શનો દેખાવ કાનના અને નાકના મસા જેવોછે. અંદરના અર્શ કાપવામાં ઘણો જોખમ રહેલોછે. ને તેને ન કાપતાં ફક્ત દોરાથીજ બાંધવામાં આવેછે. ક્લોરોફાર્મ સુંઘાડી ચીમટાથી અર્શ બહાર ખેંચી કહાડવા અને બેવડો દોરો-પરોવેલ સોય તેના મૂળમાં પરોવી આરપાર કહાડવી. અને તે બન્ને દોરા બન્ને બાજુએ તંગ રીતે બાંધી લેવા, તથા તેના છેડા લાંબા લટકતા રાખવા. બધા મસાઓ આવી રીતે બાંધ્યાપછી તેમને પાછા અંદ-

૨ બેસાડી દેવા. દરદીને ત્રીજે દિવસે એરંડ તેલનો જુલાબ આપવો. તેથી આઠ દિવસની અંદર મસા ખરી પડશે.

**દાંત હલવા વિગેરે.**

વૃદ્ધાવસ્થામાં અને નાની ઉમ્મરમાં પણ કેટલીક વખતે દાંત સડી જાયછે અને તેનાં મૂળ ખવાઇ જાયછે. તેથી પાણી પીવા વખતે દાંત બહુજ નીકળેછે તથા જમતી વખતે બહુજ પીડા થાયછે અને ખવાતું નથી. જો દાંત બહુ હલી ગયો હોયતો ખાતી વખતે અનાજનો સ્પર્શ થવાથી અગર જીભ અડવાથી ખરી પડેછે. કેટલાક લોકો હાથેથી પણ દાંત છોટી લેછે. આવા હલકા દાંત ઉપાડવાને દરેક દાંતની ખુબી પ્રમાણે ખાસ ચીમટા કરવામાં આવ્યાછે. આવા ચીમટાનાં બે પાંખીઆ વચ્ચે દાંત લઇ તેનો હાથો મજબૂત પકડી તે ચીમટાને એકથી બીજી બાજુપર હલાવતાં દાંત ઉખડી પડેછે.

**અર્બુદ.**

અર્બુદને માટે પણ ગ્રંથીની પેઠેજ શસ્ત્રોપચાર કરવાની જરૂર છે. અને જેટલો ભાગ બગડેલો હોય તેટલો ભાગ કાપી કાઢવો. જો કાંઇ તેના દુષ્ટ પરમાણુ અંદર રહી જાય તો તે ફરીને ઉગેછે. કેટલીક વખતે અર્બુદ કાપવા છતાં ફરીને બે ચાર વખત ઉગેછે. જ્યારે બહુ મોટી ધમનીની આસપાસ અર્બુદ આવેલ હોય ત્યારે દોરાવડે બાંધવામાં આવેછે. પણ આવી રીતે અર્બુદનો નાશ થતાં ઘણો લાંબો વખત લાગેછે અને તેની પીડા ઘણી વસમી થઈ પડેછે.

**જલંદરનું પાણીકાઢવું.**

જલંદરથીજ પેટ મોટું થયુંછે અને પેટમાં પાણીજ ભરાણુંછે એમ જ્યારે ખાત્રી થાય ત્યારેજ પેટ ફોડી પાણી કાઢવું જોઇએ. પેટની એક બાજુપર હથેળી રાખી બીજી બાજુપર આંગળી ઠોકવાથી તે તેની અંદરનું પાણી ચળાયમાન થશે. જેનું સ્પર્શજ્ઞાન હથેળીને થાય તો સમજવું કે પેટમાં પાણી ભરાણુંછે. ડુંટીથી નીચે ત્રણ ઈંચને છેટે બરાબર મધ્યમાં એક અગર દોઢ ઈંચનો ઉભો છેદ કરવો. દરદીને ખાટલાની ઈંસ ઉપર બેસાડી પેટે પહોળો પાટો બાંધવો અને તે પાટાને પેટના ભાગમાં સરખો રાખી બાકીના ભાગમાં છ ઉભા ચીરા કરવા અને બે માણસોએ તે પાટો તંગ ઝાલી રાખવો. જે જગોએ છેદ મૂકવાનો હોય તે જગાપર લુગડામાં પણ છેદ કરી તેમાં છરીથી પેટ ઉપર આશરે ઈંચ એક છેદ કરવો. અને તેમાં ટ્રોકાર અથવા સૂયો ખોસવો, પાણી કાઢવાનો સૂયો અને નળી એવી રીતે રાખવામાં આવેછે કે નળીની અંદર સૂયો રાખેલછે. અને જ્યારે તે સૂયો નળી સહિત પેટમાં દાખલ થાય

ત્યારે સૂયો પાછો કાઢી લેવો અને નળી પેટમાં રાખી મેલવી. સૂયો બહાર કાઢયો કે તરતજ પાણી નળી વાટે બહાર આવશે. જેમ જેમ પાણી નીકળતું જાય તેમ તેમ પાટો તાણતા જવું. આથી કાંઈ પણ પાણી પેટમાં રહેશે નહિ. જ્યારે બધુ પાણી નિકળી રહે અને પાણી નળીવાટે આવતું બંધ થાય ત્યારે નળી બહાર ખેંચી કહાડવી અને તરતજ તે છેદ આડું કોલોડીયનતું પુંબડું રાખવું પછી પટી લગાડવી. ત્યાં લીન્ટની ગાદી મૂકી આડો પાટો બાંધી લેવો. પટી લગાડવી ત્યારે કોલોડીયનનું પુંબડું લઇ લેવું. આ પ્રમાણે કરવાથી બે ત્રણ દિવસમાં તે રૂઝાઈ જશે.

જેમ જલંદરને માટે પેટ ફોડવા પેહેલાં પાણીની ખાત્રી **પાણુવી.** કરવી પડેછે તેમ પાણુવીને માટે પણ શસ્રોપચાર કરવા પેહેલાં પાણુવીની ખાત્રી કરવી પડે છે. પાણુવીને લીધે દરદીને વારંવાર પેસાબ કરવા જવું પડે છે પણ પેસાબ પૂરે પૂરો ઉતરતો નથી. કેટલીક વખતે પેસાબ કરતાં કરતાં પણુવી મૂત્રાશયના મુખ આડી આવી જવાથી પેસાબ એકદમ અટકી જાય છે. તેથી પેડુમાં અને કછોટામાં હમેશ પીડા થયા કરેછે. તેમજ શિશ્નના અગ્ર ભાગમાં પણ ચસકા નીકળે છે. કેટલાંક બાળકો આથી પેસાબ કરતી વખતે ઇંદ્રીને ચોળે છે અને કુદકા મારે છે. કેટલીક વખતે પાણુવીને લીધે પેસાબમાં લોહી પડે છે. હમેશનાં આવાં દુઃખથી દરદી ક્ષીણ થઈ જાય છે અને મૂત્રાશય અગર મૂત્રપિંડના બીજા રોગો પણ તેથી થાય છે. વિશેષમાં તેની સંપૂર્ણ ખાત્રી થવા માટે લોખંડની શલાકાથી મૂત્રાશય તપાસવાની જરૂરછે. રૂપાની સળી જે મૂત્રાવરોધના દરદમાં ઉપયોગી થઇ પડે છે તેના કરતાં અશ્મરી તપાસવાની લોખંડ શલાકામાં વાંક થોડો હોયછે. આ શલાકાઓ નક્કર હોય છે. એ સળી મૂત્રાશયમાં નાખવા સારૂ દરદીને ચતો સુવાડવો પડે છે, અને તેના ગોઠણ વળી ઉભા રાખવા પડે છે. પછી ડાકટરો દરદીની ડાબી બાજુ ઉભા રહી સળીને તેલમાં બોળી ડાબા હાથમાં શિશ્ન લઈ જમણા હાથમાં સળી તેના ડાબા પડખા પર રાખી તેને મૂત્ર માર્ગના છિદ્રમાં દાખલ કરવી. જેમ સળી અંદર ઉતરતી જાય તેમ જમણા હાથને દરદીના પેટ ઉપર મધ્ય ભાગ સુધી લઇ જઈને હાથ આસ્તે આસ્તે ઉપાડવો એટલે સળી ઉભી થતી આવશે અને અંદર પેસતી જશે. સળી બરાબર અંદર દાખલ થયા પછી તેને ફુકકાના પાછલા ભાગમાં ફેરવવી. અને પથરી ત્યાં ન મળે તો સળીને બન્ને બાજુ તરફ તથા ઉંધી કરીને ફેરવવી. જો પથરી ત્યાં ન મળે તો સળીની મુઠને બે

જાંગ વચ્ચે દબાવી ફુકકાનો અગ્રભાગ તપાસવો. આથી ઘણું કરીને પથરીની ખાત્રી થઇ જાય છે. પથરી સળી સાથે અથડાય છે અને તેથી અવાજ થાયછે જે તપાસનાર તથા પડખે ઉભેલાં માણસો પણ સાંભળી શકે છે. જ્યારે પથરી કાઢવાનું શરૂ કરવું ત્યારે પણ આ પ્રમાણે સળી નાખી પથરી માલમ પડે તોજ શસ્ત્રોપચાર કરવો. કેટલીક વખતે એમ પણ બને છે કે પથરી એક પ્રસંગે જણાય છે અને બીજે પ્રસંગે માલમ પડતી નથી. માટે શસ્ત્રોપચાર વખતે તો તે અચૂક માલમ પડવીજ જોઈએ પથરીને માટે શસ્ત્રોપચાર કરવાની રીત એવી છે કે દરદીને કલેરોફોર્મ સુંઘાડી બેભાન કરી ચારથી છ ઔંસ ગરમ પાણી પિચકારીથી મૂત્ર શલાકા વાટે ફુકકામાં ભરવું. બન્ને બાજુના હાથ પગ બાંધી દરદીને ટેબલની કોર પર લાવવો. તેના કટિ પશ્ચાદ્‌ભાગ ટેબલની કોર બહાર રાખવા બેસણી પર કેશ હોય તો કાઢી નાખવા. યોગ્ય કદની ખાડા વાળી સંળી શિશ્નમાં પરોવી મદદગારના હાથમાં આપવી. મદદગારે જમણા હાથમાં સળીને જરા ઉર્ધ્વ આકર્ષણથી મજબૂત સીધી થોભી રાખવી. તથા ડાબા હાથથી વૃષણને શિશ્નની સાથે ઉપર પકડી રાખવા અને પથરી કાઢનારે બેસણી ઉપર છેદ મૂકવો. બેસણીની ડાબી બાજુ ગુદા દ્વારથી દોઢ ઇંચ ઉંચે સીવણી પાસેથી તિર્યક્ છેદ કરી નીચે ગુદા દ્વાર તથા કટિ પશ્ચાદ્‌ભાગના હાડકાની વચ્ચે લઈ જવો. આ જખમ સુમારે અર્ધો ઇંચ ઉંડો થવો જોઈએ.ત્યાર બાદ જખમના ઉપલાભાગમાંથોડું ઉંડું કાપી ડાબા હાથની તર્જની આંગળીથી સળીના ખાડાને તપાસવો. ખાડો લાગવામાં કાંઈ મુશ્કેલી લાગે તો મદદગાર સળીને હલાવશે કે તરત માલમ પડશે સળીના ખાડાની અંદર આંગળીનો નખ બરાબર રાખી તેને આધારે અશ્મરી ચપ્પુની અણી તે ખાડાની અંદર દાખલ કરવી અને મૂત્રાશયમાં જવાને માટે ઉંડો છેદ કરવો. ઉંડા છેદ કરતાં ચપ્પુની ધાર જખમની દિશામાં તિર્યક્ રાખવી, તથા ચપ્પુનો હાથો ઉંચો કરવો એટલે અણી નીચી થશે. અણી બરાબર સળીના ખાડામાં રાખી તે ખાડાના આધારે તેના છેડા સુધી ચપ્પુને આગળ ચલાવવું. ફુકકામાં પહોંચ્યા બાદ તે ખાડાને આધારેજ ચપ્પુ પાછું ખેંચી લેવું. અને ડાબા હાથની તર્જની જેને ઉપર મૂકી ચપ્પુ આગળ વધેલું તેને હવે ચપ્પુએ કરેલા રસ્તામાં સળીને આધારે આગળ જવા દેવી. ઉંડા જતાં કાંઈ મૃદુ ભાગ આડે આવે તેને યુક્તિથી ખસેડી ફુકકામાં આંગળી દાખલ કરવી. દાખલ થયા બાદ આંગળી હલાવવાથી અશ્મરીને

સ્પર્શ થાય એટલે મદદગાર પાસે સળી કઢાવી લેવી. અને આંગળીને અ-વળી સવળી ફેરવવી એટલે ઉંડો જખમ પહોળો થશે ત્યારબાદ આંગળી-ને કાઢીને લાગલો ચીમટો અંદર નાખવો. આંગળી અંદર હોયછે ત્યાંસુધી અંદરનું પાણી બહાર આવી શકતું નથી, તે આંગળી કાઢ્યા પછી નિકળ-વા માંડેછે. અને તેની સાથે પથરી આગળ ગબડેછે. દરમ્યાન ચીમટો અં-દર જવાથી તેના મોઢામાં પથરી આવી પડેછે તેમ નહિ આવેતો અંદર ચીમટાને ઉઘાડી એક પાંખીઉં નીચે રાખી બીજું હલાવવાથી પથરી તેના કબજામાં આવી જાયછે તેમે બરાબર પકડીને હળવે હળવે જોરથી ઉંચો નીચો ચીમટાને હલાવતા જવું ને અશ્મરી ખેંચી કહાડવી. પથરી કાઢ્યા બાદ આંગળી નાખીને વખતે બીજી પથરી હોય તેને માટે તપાસ કરવો. રક્ત વેહેતું હોય તો જરાવાર આંગળી અંદર રાખવી, અથવા ઠંડાં પાણીની પિચકારી મારવી એટલે લોહી બંધ થશે. વેહેતી ધમની નજરે આવે તો દો-રાવતી બાંધી લેવી. બાદ મૂત્રવાહિની નળી અંદર મૂકી તેને બહાર કમ્મ-રના દોરા સાથે બાંધી લેવી. અને બન્ને પગને ભેગા કરી સાથે બાંધી રાખવા. નળી બીજે દિવસે કાઢવી. દરદીને વેદનામાંથી મુકત કરવા તથા ઉંઘ આવવા માટે મોર્ફ્યોની યોગ્ય માત્રા આપતા રહેવી. એકથી ત્રણ ચાર અઠવાડિયામાં દરદી ઘણુંકરીને સારો થાયછે. જો જખમ રૂઝવામાં વિ-લંબ લાગેતો જરા કાસ્ટિક લગાડવું.

આ સિવાય પથરીને ભાંગી તેનો ચૂરો કરી કાઢી લેવામાં આવેછે. મોટી ઉમ્મરના માણસોની ઉપર કલ્પા પ્રમાણે છેદ મૂકી પથરી કાઢવામાં વધારે જોખમ છે. લીથોટ્રાઈટ અથવા અશ્મરી ભંજક શસ્ત્ર મૂત્રાશયમાં નાં-ખવાની સળીના આકારનું પણ જાડું અને હાથામાં સુંવાળું હથિયાર થાયછે. તેમાં બે પાંખીઆં હોયછે જે ઉઘાડ બીડ થાયછે. આ બે પાંખીઆંની વ-ચમાં પથરી પકડાયછે અને તેના હાથામાં રહેલા સ્ક્રૂને ફેરવવાથી તેનો ભૂ-કો થઈ જાયછે. એક વખત ભાંગી તે હથિયાર કાઢી લેવું અને દરદીને સુ-વાડી રાખવો તથા પેસાબ પણ સુતાં સુતાં કરાવવો ભૂકો થયેલ પથરી પેસાબ સાથે નિકળી આવેછે. જે મોટા કટકા હોય તે પાછા પડ્યા રહેછે, માટે અઠવાડિયા પછી પાછું તેમજ કરવાની જરૂર પડેછે. એમ બે ચાર વખત કરવાથી પથરી સાફ થાયછે.

**વધરાવળ.**

તમામ જાતની વૃષણ વૃદ્ધિને માટે ગુજરાતીમાં સા-ધારણ સંજ્ઞા વધરાવળ છે. પણ ફકત પાણીનીજ વધરાવ-

ળને ફોડવામાં આવેછે જેમ પેટ ઉપર આંગળી ઠોકવાથી સામી બાજુએ હથેળીને પાણીનો થડકો જણાયછે તેમ વધરાવળમાં પણ થાયછે. વધરાવળવાળા વૃષણનો આકાર પાયરી કેરી જેવો જણાયછે. જળંદરની પેઠે આ વધરાવળને આરતળીવાળાં હથિયાર (ટ્રોકાર એન્ડ કેન્યુલા) વડે ફોડવામાં આવેછે. વૃષણની ઉપલી ચામડી ડાબે હાથે સારી પેઠે ઉપર ખેંચી હેઠલો ભાગ જ્યાં શસ્ત્રોપચાર કરવાનો છે તે કરચળી વગરનો રાખવો પછી તેના હાથમાં બરોબર હથેળીમાં બેસતો રાખી તેના આગલા ભાગ ઉપર નીચે તે આર ખોસવી. અને અંદર બરાબર દાખલ થાય ત્યાર પછી હાથને નીચો નમાવી તે આરની અણી ઉંચી કરવી અને આર કાઢી લેવી. નળી વાટે એકદમ પાણી વેહેવા માંડશે. પાણી વહ્યા બાદ ઇથરનું પુંબડું મૂકવું અને નળી કાઢી લેવી. પાણી નિકળી જાય કે તરત દરદી ચાલી ઘેર જઇ શકેછે. પણ આવી રીતે પાણી કાઢ્યા પછી પણ વધરાવળ ફરી ભરાવા સંભવછે. અને તે ફરી ન ભરાય તેટલા માટે તેની અંદર એક ભાગ ટીન્કચર આયોડીનની સમભાગ પાણીમાં મેળવી પિચકારી મારવામાં આવેછે. આથી દરદીને ઘણી પીડા થાયછે. વૃષણ સુજી આવેછે. અને થોડો ઘણો તાવ ચડેછે. આ ઉપદ્રવોની યોગ્ય ચિકિત્સા કરવાથી દશ બાર દિવસમાં દરદીને આરામ થાયછે.

**મૂત્રાવરોધ.** પેસાબ ઉત્પન્ન થવા છતાં મૂત્રાશયની તેને બહાર કાઢ્યાની શક્તિ નષ્ટ થવાથી અથવા પેસાબના રસ્તામાં કાંઈ અટકાયત થવાથી પેસાબ મૂત્રાશયમાં ભરાઈ રહેછે અને બહાર આવી શકતો નથી; આ દરદને મૂત્રાવરોધ કહેછે. રૂપાની મૂત્ર શલાકા નાખી પેસાબ કાઢી લેવામાં આવેછે. જ્યારે મૂત્રાઘાતને અગર બીજા કોઈ મૂત્રમાર્ગના વ્યાધિને લીધે મૂત્રાવરોધ થયો હોય અને રૂપાની મૂત્રશલાકા દાખલ ન થઇ શકતી હોય તો એક જાતના ગુંદરની (ગમ ઇલેસ્ટીક કેથીટર) સળીઓ નાખવી. મૂત્રાવરોધને માટે સળી કેમ નાખવી તે બાબત પાણવીના વિષયમાં જોઇ લેવું.

**રાફી.** આ દરદમાં દરદીને પેહેલ વેહેલું ગાંઠ જેવું જણાય છે, પછી પાકેછે અને ફુટેછે. તેમાંથી પુષ્કળ રસી વહેછે અને તે રસમાં સફેદ અગર કાળા રંગના ખસખસના દાણા જેવો પદાર્થ નિકળેછે. યોગ્ય નિયમ પ્રમાણે શસ્ત્રોપચારથી તે કાપી કાઢવી.

**ટાંકા મારવા.**

જ્યારે કોઇપણ ભાગ કપાયછે ત્યારે તેની કપાયલી બન્ને કોરને ભેળી રાખવા સારૂ તેને ટાંકા મારી સીવી લેવી પડેછે. સુરેખ જખમની અંદર ટાંકા માર્યાથી સાવ રૂઝ આવ્યા જેવુંજ થઇ રહેછે.

શરીરનો કોઇ પણ ભાગ બેડોળ હોય અગર ગ્રંથી જેવું કાંઈ થવાથી તે બેડોળ લાગે તેમજ શરીરના જુદા જુદા ભાગોમાં આકસ્મિક ઈજા થાયછે તે દૂર કરવા સારૂ યોગ્ય નિયમ પ્રમાણે શસ્ત્રોપચાર કરવાની જરૂર છે.

**હાડકાનું ખડવું અથવા ભાંગવું.**

હાડકાં ખડી જાયછે તથા હાડકું ભાંગી જાયછે ત્યારે કેટલીક ક્રિયાથી ખડેલું અગર ભાંગેલું હાડકું તેને યોગ્ય સ્થળે બેસાડવાની જરૂર છે. જ્યારે હાડકું ખડેછે અગર ભાંગેછે ત્યારે કેટલીક વખતે જખમ થાયછે અને કેટલીક વખત જખમ થતો પણ નથી. જખમ વગરની હાડકાંને જફા લાગી હોય તેનો જલદી આરામ થાયછે. ખસી ગયેલ હાકડાંને અને ભાંગી ગયેલ હાડકાંના બન્ને છેડાને જેમ બને તેમ જલદીથી તેને યોગ્ય સ્થળે બેસાડવા. સાધારણ રીતે ખસી ગયેલ હાડકાંને અને ભાંગી ગયેલ હાડકાંના બહારના કટકાને ખેંચવાથી તથા અંદરના કટકા દાબવાથી ખડી ગયેલું ને ભાંગી ગયેલું હાડકું સરખું બેસી જાયછે અને તે બેસેછે ત્યારે કડાકો થાયછે, જે પાસે ઉભેલાં માણસો પણ સાંભળી શકેછે. પછી તે ભાગના વાંક પ્રમાણે યોગ્ય આકૃતિનાં ખાપીઆં અને પાટા બાંધી તેને સ્થિર રાખવામાં આવેછે.

**અંતર્ગળ અને સારણ.**

આ સિવાય અંતર્ગળ, સારણ, ગર્ભાશયનો ભ્રંશ, આમળનું બહાર આવવું, પાંપણનું ઉથલાવવું વિગેરેમાં પણ ચિકિત્સા કે હસ્તક્રિયા કરવી પડેછે. અંતર્ગળની અંદર આંતરડું વૃષણની ગોળીઓમાં ઉતરેછે. પેટના પડદામાં બે છિદ્ર છે. એક અંદરની બાજુપર અને બીજી બહારની બાજુપર અંદરનાં છિદ્રમાંથી આંતરડું ઉતરીને વૃષણની કોથળીમાં ભરાયછે, તેને અંતર્ગળ કહેછે અને બહારની બાજુપરનાં છિદ્રમાંથી ઉતરીને સાથળમાં ભરાયછે તેને સારણ કહેછે. દરદીને ચતો સુવાડી તેના પગ સાથળથી પેટ તરફ વળાવી ઉતરેલ આંતરડાંને છિદ્રને રસ્તે આંગળી રાખી તે તરફ દાબવાથી ઉતરી જાયછે. અને જ્યારે તે ઉતરેછે ત્યારે હોકાની અંદર ફુંક મારવાથી પાણીના થતા અવાજની પેઠે ગુડગુડ એવો અવાજ થાયછે. અને પેટમાં આંતરડું પેસે કે તરતજ યોગ્ય ચાંપવાળો પટો પેહેરાવવામાં આવેછે.

**ગર્ભાશયનો ભ્રંશ.**

ગર્ભાશય કેટલીક વખતે પોતાનું યોગ્ય સ્થાન છોડી બહાર નિકળી આવેછે અગર તે પછવાડે અથવા આગળ ખસી આવેછે. નબળા બાંધાની સ્ત્રીએ જોર કરવાથી, નાચવાથી કે કુદવાથી ગર્ભાશય બહાર નિકળતો જણાયછે. ગર્ભવતી સ્ત્રીએ ઝાઝી વાર પેસાબ રોકવાથી ગર્ભાશય ઉપર દબાણ થાયછે તેથી તે પછાડેના ભાગપર પડી જાયછે. અને ઝાડો રોકવાથી થયેલાં દબાણને લીધે તે આગળના ભાગ ઉપર પડી જાયછે. ગર્ભાશયના આગળના ભાગ તરફ મૂત્રાશયછે અને પાછળના ભાગ તરફ મળાશય અને મોટાં આંતરડાંનો ભાગછે. જ્યારે સ્ત્રીને આગલા ભાગ તરફ ગર્ભાશય પડેછે ત્યારે જો મૂત્રાશય ઉપર થોડું દબાણ થયું હોય તો સ્ત્રીને બહુ પેસાબ થાયછે. અને જો ઘણું દબાણ થયું હોય તો એકદમ પેસાબ બંધ થઇ જાયછે મળાશય ઉપર તેનું થોડું દબાણ થવાથી ઝાડે ઘણી વખત જવું પડેછે અને સખ્ત દબાણથી ઝાડો સાવ કબજ થાયછે. તથા પેટમાં સખ્ત દુખાવો થાયછે. જે ભાગ તરફ ગર્ભાશય ઢળતો હોય તેથી સામી બાજુપર તેને દાબવાથી તે પોતાની મૂળ સ્થિતિને ધારણ કરેછે. અને ફરી તેજ જગ્યામાં રહે તેટલા માટે તેને યોગ્ય ઘોડી (પેસરી) વડે ટેકો આપવામાં આવેછે.

**આમણનું બહાર નિકળવું.**

બાળકોને ઝાડો થવાથી આમણ બહાર નિકળી આવે છે. શરૂઆતમાં તે પાછી પોતાની મેળે ચડી જાયછે, પણ પાછળથી તે ચડતી નથી અને સોજી જાયછે. તર્જની (અંગોઠા પાસેની આંગળી) ઉપર જગન્નાથીનો ભીનો કટકો વીંટી તેને બહાર આવેલ આંતરડામાં નાખી આંગળી ઉંચી ખોસવી. આથી આંગળી સાથે આંતરડું ચડી જાયછે પછી આંગળી હળવે રહી કાઢી લેવી. ઘણુંકરીને તો પેહેલેજ ફેરે આંતરડું અંદર રહી જાયછે પણ તેમ ન થાય તો ફરીને બે ત્રણ વખત તેમ કરવાની જરૂર પડેછે. પછી કેડે કંદોરો બાંધી સખ્ત કોપીન વાળી લેવી અને ઝાડો હલકો પડે તેવી અને કૌવત આવે તેવી દવાની યોજના કરવી.

**પાંપણનું ઉથલાવવું.**

પાંપણને ઉપરથી વચલા ભાગમાં આંગળી વડે દાબી તેની કોર બીજા હાથની ચપટીમાં લઇ ઉંચી કરવાથી તે ઉથલી પડેછે.

**ગેન્ગ્રીન અને સર્પદંશ.**

ગેન્ગ્રીનની અંદર અમુક ભાગ મૃત તુલ્ય થઇ જાય છે અને તેથી બીજો સારો ભાગ પણ ખરાબ થવા લાગે

છે. આમ થાય ત્યારે તે ભાગને કાપી કાઢવાની જરૂર છે. તેમજ સર્પદંશની અંદર તેની આસપાસની જગ્યા કાપી નાખવી એ ઉત્તમ છે.

**દાહક્રિયા.** ઉપદંશનાં ધારાંનો ચેપ આસપાસના ભાગને દૂષિત ન કરે તેટલા માટે તથા સોજી ગયેલ સાંધાઓમાં રહેલ દુષ્ટ ચિકટ પદાર્થોને દૂર કરવા સારૂ, દુષ્ટ વ્રણમાં સડતો ભાગ અટકાવવા સારૂ, તથા રૂઝ લાવવા સારૂ તે ભાગને બાળવાની જરૂર છે. પરવાળાં ફરી ન ઉગે તેટલા માટે લીકર પોટાસમાં સોયની અણી બોળી પરવાળું ખેંચી કાઢયાપછી તેના મૂળમાં તે સોય ઘોંચવી. બાદ અર્શના મસાને પણ બાળવામાં આવેછે. બાળવાને માટે તપાવેલ લોઢાની સળી, સ્ટ્રોંગનાઇટ્રીકએસીડ સ્ટ્રોંગ, સલ્ફ્યુરીક એસીડ, લાઇકવોર પોટાસ તથા વિએના પેસ્ટ વિગેરે વપરાયછે.

आर्यानार्यभिषग्वरैर्विरचितप्रौढप्रबंधाहृता
शस्त्रास्त्रैकचिकित्स्यमद्व्रणगणोच्छेदादिकृत्यावलिः॥
योग्यत्वादधिरोपितास्तिसकलाश्रीशार्ङ्गरत्नेमया
यस्यालोचनतोभवंतिविभयादुष्टामयेभ्योनराः॥१॥



# ગજેંદ્ર રત્ન ૧૪ મું.

**પુરૂષ તથા વ્યાધિનાકારણ વિષેમત ભેદ.**

આત્મા, ઇંદ્રિય, મન અને અર્થનો સમુદાય પુરૂષ કહેલોછે. આ પુરૂષ તથા તેના શરીરમાં ઉપજતા રોગોનું કારણ પણ તેજ હશે કે બીજું? એવો સંદેહ ઉપજતાં જુદા જુદા મત જણાવી સિદ્ધાંત એટલે જેમ છે તેમ લખી જણાવીએ છીએ. આ વિષે કોઈ એક મહાત્માનો એવો મત છે કે પુરૂષ તથા રોગનું કારણ આત્મા છે, જેથી કર્મ કરનાર તથા કર્મનાં ફળ ભોગવનાર આત્મા કહેલોછે. ચેતના ધાતુરૂપ આત્મા વિના સુખ દુઃખની પ્રવૃત્તિ અને તેનો અનુભવ થઇ શકતો નથી. આ પ્રસંગને સાંભળીને બીજો મહાત્મા કહેછે કે ઉપર લખેલો ઠરાવ યોગ્ય જણાતો નથી, કેમકે આત્માને દુઃખ ગમતાં નથી અને તેજ પોતામાં દુઃખદાયક વ્યાધિને પોતેજ શું કામ ઉત્પન્ન કરે! માટે સત્વ એવા બીજા નામવાળું મન રજોગુણ તથા તમોગુણથી મળી શરીરને તથા દુઃખદાયક રોગને ઉપજાવેછે. બીજો કહેછે કે એક મનને કારણતા ઘટતી નથી, જેથી શરીરના રોગ અને મન અંતે ટકતાં નથી, માટે જળ આદિક પંચમહાભૂત કારણછે. ત્યાં બીજો કહેછે કે એ પ્રમાણે નથી, પણ પુરૂષ રસાદિક છ ધાતુથી ઉપજેલોછે તેથી રોગનાં કારણ પણ છ ધાતુજ ઠરેછે. આ મારા મતને સાંખ્ય સિદ્ધાંત ટેકો આપેછે તેથી તેજ ખરો છે. ત્યાં બીજો કહેછે કે તેમ સંભવતું નથી, કેમકે માબાપ વગર છ ધાતુમાંથી પુરૂષ કેમ ઉત્પન્ન થાય? જુવો કે પુરૂષમાંથી પુરૂષ, ઘોડામાંથી ઘોડો તથા ગધેડામાંથી ગધેડો ઇત્યાદિ પેદા થાયછે. તેમ પ્રમેહાદિક રોગો માબાપના શરીરમાં હોય તે પુત્રના શરીરમાં ઉપજેછે એમ કહેલુંછે. તેથી પુરૂષનું તથા રોગનું કારણ માબાપ છે એમ સિદ્ધ થાયછે. ત્યાં વળી બીજો કહેછે કે આ વાત શિથિલ છે. જો પુરૂષ પ્રત્યે તથા રોગ પ્રત્યે માબાપ કારણ હોય તો આંધળામાંથી આંધળોજ પેદા થવો જોઇએ, અને તેમ તો બનતું નથી. માટે માબાપ કારણ થઈ શકતાં નથી. તેથી પુરૂષ તથા રોગનું કારણ કરેલાં કર્મ છે. શાસ્ત્રમાં પણ કહેલું છે કે કર્મ તથા પુરૂષ વિના રોગ ઉપજતા નથી. ત્યાં કોઇબીજો કહેછે કે ઉપર કહ્યા પ્રમાણે વિચાર કરતાં સિદ્ધ થતું નથી, કેમકે કર્મ કરતાં કર્મનો કર્ત્તા કર્મથી પેહેલાંજ નજરે આવેછે. કર્ત્તાનું ન કરેલ અ-

ને સ્વતઃસિદ્ધ કોઇ કર્મ અમે કાનેથી સાંભળ્યું પણ નથી. કે જેનું કાર્ય પુરૂષ તથા વ્યાધિને ઠરાવી શકાય. માટે પૃથ્વી, જળ, વાયુ અને તેજમાં ક્રમથી જેમ કઠિનતા, દ્રવતા, ચંચલતા અને ઉષ્ણતા સ્વભાવથીજ રહેલીછે, તેમ તેમાં પણ એવો સ્વભાવ રહેલો છે કે જેથી પુરૂષ તથા વ્યાધિઓ ઉત્પન્ન થાયછે. ત્યાં બીજો કહેછે કે આ વાત અપ્રમાણછે. જો સ્વભાવથીજ સઘળું થતું હોય તો સુખની પ્રાપ્તિ અને દુઃખની નિવૃત્તિને માટે વેદ તથા લોકથી સિદ્ધ અનેક કર્મનો પ્રારંભ નિષ્ફળ થાયછે. સ્વભાવને કારણ માનનાર મહાત્માને અમે પૂછીએ છીએ કે પૃથ્વી આદિકમાં ઉપજાવવાનો સ્વભાવ છે કે નાશ કરવાનો સ્વભાવ છે? જો ઉપજાવવાનો સ્વભાવ હોય તો નાશ ન થવો જોઈએ. અને તે નાશ તો દેખાય છે. તથા નાશ કરવાનો સ્વભાવ હોય તો ઉત્પત્તિ ન થવી જોઈએ. અને તે ઉત્પત્તિ તો દેખાયછે. તથા કાળના ફેરફારથી બદલે તે સ્વભાવ કહેવાતો નથી. આવી રીતે સ્વભાવને કારણ માનવામાં ઘણી અડચણ આવેછે. અને બ્રહ્માને કારણ ઠરાવીએ તો તે આખી પ્રજાને પોતાનાં છોકરાં માની હમેશ બાપની પેઠે તેનું હિત ઇચ્છનારો તે પ્રજાને કેમ દુઃખી કરે? અને જગતમાં સુખી તથા દુઃખી એ પ્રમાણે બે પ્રકારની કોમ નજરે આવેછે. માટે બ્રહ્મા પણ કારણ કહી શકાતો નથી. તેથી વિચાર કરતાં એમ સિદ્ધ થાયછે કે પુરૂષ તથા વ્યાધિનું કારણ કાળ છે. જુવો કે જગત આખું પ્રત્યક્ષ પ્રમાણથી કાળના તાબામાં દેખાય છે એટલે કાળને કારણ માનવામાં કાંઈ કલંક કલ્પી શકાતું નથી.

આમ ઉપર લખેલા સઘળા મહાત્માઓના વાદવિવાદને સાંભળી કોઈ ત્રિકાળદર્શી મહાત્મા પુરૂષ કહેછે કે આમ વાદ નહિ કરો. કારણ કે પોતપોતાના પક્ષનો આશ્રય કરી વાદ કરનારાઓના હાથમાં તત્વ આવતું નથી. એટલુંજ નહિ પણ ઘાણીના બળદિયાની પેઠે વાદી પ્રતિવાદી બન્નેની ગતિનો પાર આવતો નથી. માટે વાદવિવાદનો ત્યાગ કરી આત્મજ્ઞાનનો આશ્રય કરો. જ્યાં સૂધી જાણવા લાયક પદાર્થનું અજ્ઞાન મટ્યું નથી ત્યાં સૂધી તે પદાર્થને જ્ઞાન વિષય કરી શકતું નથી. માટે આ ઠેકાણે આમ વિચારવાનું છે કે જે પદાર્થની સમૃદ્ધિથી પુરૂષ પેદા થાયછે તે પદાર્થની અસમૃદ્ધિથીજ વ્યાધિ ઉત્પન્ન થાયછે. આવું મહાત્માનું કહેવું સાંભળીને ખુશી થયેલો પ્રથમ પ્રશ્નનો કરનાર ઉત્તર દેનારનાં ભાષણને વખાણીને પૂછે છે કે સમૃદ્ધિથી થયેલા પુરૂષની તથા અસમૃદ્ધિથી થયેલા વ્યાધિની અભિવૃદ્ધિ ક-

રનાર કોણ છે? આ પ્રશ્નના ઉત્તરમાં છેવટ યથાર્થ ઉત્તર દેનાર મહાત્માએ કહેલુંછે કે હિત આહારનો ઉપયોગ પુરૂષની અભિવૃદ્ધિનું કારણ છે તથા અહિત આહારનો ઉપયોગ વ્યાધિની અભિવૃદ્ધિનું કારણ છે. ત્યારે પ્રશ્ન કરનાર કહેછે કે હિત આહાર તથા અહિત આહારનું લક્ષણ કહ્યા પ્રમાણે વ્યભિચારહીન જણાતું નથી. જેથી માત્રા, કાલ, ક્રિયા, ભૂમિ, દેહ, દોષ, પુરૂષ અને અવસ્થાંતરમાં હિત કહેલો આહાર અહિત રૂપે અને અહિત કહેલો હિત રૂપે પરિણામ પામે છે. એટલે કયો આહાર હિત અને કયો આહાર અહિત એમ નક્કી થઇ શકતું નથી. આવી શંકાને સાંભળી અને તેનું સમાધાન કરનાર મહાત્મા કહેછે કે સઘળાં આહારદ્રવ્યોમાંથી જે દ્રવ્ય સરખી અવસ્થાથી રહેલા રસ આદિક ધાતુની અવસ્થાને બદલવા દેતું નથી અને બદલેલા રસાદિ ધાતુને સમાન અવસ્થા બક્ષે છે તે દ્રવ્ય ખરેખર હિત સમજવું. અને આથી ઉલટાં દ્રવ્યને અહિત સમજવું. આ હિત અહિતનું લક્ષણ વ્યભિચાર પામતું નથી. આવો નિર્ણય સાંભળી પ્રશ્ન કરનાર કહેછે કે આ તમારા કહ્યા પ્રમાણે સઘળા વૈદ્ય લોકો સમજશે કે કેમ? ત્યારે સમાધાન કરનાર કહેછે કે જે વૈદ્ય લોકો ગુણથી, દ્રવ્યથી, કર્મથી અને સર્વ અવયવથી આહારનાં તત્વને જાણતા હશે તેજ મારા ઉત્તરનો મતલબ સમજી શકશે.

**વાતાદિ દોષ જ્વરાદિ વ્યાધિનુ કારણછે કે નહિ?**

કોઈ કારણને લીધે કોપવાથી પોતાની સાધારણ ચાલને છોડીને શરીરમાં દોડાદોડ કરનારા વાતાદિક દોષ જે સ્થાનમાં અટકેછે તે સ્થાનમાં બગાડ કરીને વ્યાધિને ઉપજાવેછે. આવી તરેહના ખરા સિદ્ધાંતમાં સ્થૂણાખનન ન્યાયનીરીતે [જેવી રીતે થાંભલાને ખોડીને ધ્રબેછે અને હલાવે છે તે હલાવવું તેની મજબૂતીને વાસ્તે છે તેમ] તેને મજબૂત કરવા માટે જે શાસ્ત્રાર્થ પ્રકરણ છે તે એવું છે કે, કોપેલા વાતાદિ દોષ શરીરનાં જે જે સ્થાનમાં અટકેછે તે તે સ્થાનમાં વ્યાધિને ઉપજાવેછે એમ ઉપર કહેવાથી વાતાદિ દોષ જ્વરાદિ વ્યાધિનું કારણ ઠરેછે તેમાં એવી શંકા ઉઠેછે કે વાતાદિક દોષ તથા જ્વરાદિક વ્યાધિ હમેશ મળેલ હોયછે કે જુદા જુદા હોયછે. જો પેહેલા પક્ષનો (હમેશ પરસ્પર મળેલનો) અંગીકાર કરીશું તો સઘળાં મનુષ્યાદિ પ્રાણીઓ હમેશ જ્વરાદિક વ્યાધિથી પીડિત હોવાં જોઇએ એમ માનવાનું કારણ બનેછે. કદાચને બીજા પક્ષનો (જુદા જુદા હોયછે તેનો) સ્વીકાર કરીશુ તો સંબંધ વિનાનો પદાર્થ કારણ થઇ શકતો નથી, તેથી વાતાદિક દોષ જ્વરાદિક વ્યાધિનાં કારણ

નથી; એમ કબૂલ કરવું પડશે. આ શંકાનું સમાધાન એવું છે કે જેમ આકાશને મૂકીને વીજળી, પવન, કડાકા, અને વરસાદ થતા નથી તેમ કોઇ વખતે આકાશ છતાં પણ વીજળી વિગેરે પદાર્થો હોતા નથી અને કોઇ કારણને લીધે કોઇ ટાણે આકાશથીજ તે ઉપજેછે તેમ વાતાદિક દોષને મૂકીને વ્યાધિ ઉપજતા નથી તેમ હમેશ વાતાદિકને તથા વ્યાધિને સંબંધ પણ નથી. પણ કોઇ કારણને લીધે કોઇ વખતે વાતાદિક દોષમાંથીજ જ્વરાદિક વ્યાધિ ઉપજેછે. વળી જેમ કારણને લીધે પાણીમાં પેદા થયેલા તરંગ (લોઢ) અને બુદ્બુદ (પરપોટા) તે આકૃતિના ફેરફારવાળું પાણીજ છે. અને તેનો પાણીસાથે સંબંધ અથવા અસંબંધ કહી શકાતો નથી. તેમ કોઇ કારણને લીધે વાતાદિ દોષમાં ઉપજેલા વ્યાધિ રૂપાંતરને પામેલ વાતાદિ દોષજ છે. એટલે તેનો સંબંધ અથવા અસંબંધ કહી શકાય તેમ નથી પણ દષ્ટાંત સ્પષ્ટ જાણી શકાય તેમ છે.

**રસ વિચાર.**

શબ્દાદિક પાંચ ઇંદ્રિયોના વિષયમાં જે જિવ્હાથી ગ્રહણ કરાયછે તે તે રસ એક છે અને જળથી જુદો નથી એવો કોઇ મહાત્માનો મત છે. કોઈએક મહાત્મા કહેછે કે છેદનીય (છેદનમાં હિત) અને ઉપશમનીય, (ઉપશમનમાં હિત) એવા બે રસછે. બીજને મહાત્મા એમ કહેછે કે છેદનીય, ઉપશમનીય તથા સાધારણ એ રીતે ત્રણ રસછે. કોઇનો મત એવો છે કે સ્વાદુ છતાં અહિત, અસ્વાદુ છતાંઅહિત, સ્વાદુ છતાં હિત અને અસ્વાદુ છતાં હિત એ પ્રમાણે ચાર પ્રકારનો રસછે. કોઇ એમ કહેછે કે ભોમ પૃથ્વીસંબંથી), ઔદક (જળસંબંધી), આગ્નેય (અગ્નિસંબંધી), વાયવીય (વાયુ સંબંધી) તથા આંતરિક્ષ (અંતરિક્ષસંબંધી) એ રીતે પાંચ રસ છે. ત્યાં કોઇ એમ કહેછે કે ગુરૂ, લઘુ, શીત, ઉષ્ણ, સ્નિગ્ધ, અને રૂક્ષ એ પ્રમાણે છ રસ છે. ત્યાં કોઇ એમ કહેછે કે, મધુર, અમ્લ, લવણ, કટુ, તિક્ત, કષાયત થા ક્ષાર એ પ્રમાણે સાત રસછે. તથા કેટલાક મહાત્માઓ એમ કહેછે કે રસને વહન કરનાર દ્રવ્યોના અસંખ્યપણાથી અને ઔષધીની મેળવણીના ફેરફારથી રસની સંખ્યા થઇ શકતી નથી.

આવી રીતે રસ બાબતમાં ઉઠેલી ગડબડને જોઈ કોઇ વિચક્ષણ પંડિત આગળ પાછળ તપાસીને કહેછે કે મધુર, અમ્લ, લવણ, કટુ, તિક્ત તથા કષાય એ પ્રમાણે છ રસ છે. આ છ પ્રકારના રસનું ઉત્પત્તિ સ્થાન જળ છે, માટે રસ જળથી જુદો નથી અને એક છે એમ પ્રથમ બોલનારનો મત વિરૂદ્ધ છે. છેદન અને ઉપશમન આ બન્ને રસનાં કામ છે માટે

તે બેને રસરૂપ ગણીને રસના બે ભેદ કહેનારા બીજાનો મત પણ માન્ય નથી. આ બે કામની મેળવણી કરવાથી સાધારણ નામનું પણ ત્રીજું રસનું કર્મજ છે. તેથી સાધારણ ભેદને ઉમેરી રસના ત્રણ ભેદ છે એમ બોલનારનું બોલવું ભૂલ ભરેલું છે. સ્વાદુપણું અને અસ્વાદુપણું એ પ્રત્યેક રસમાં રહેલા બે વિભાગ છે અને હિતપણું તથા અહિતપણું એ રસમાં રહેલા બે પ્રભાવ છે. માટે આ ચાર નામથી રસના ચાર ભેદ કરવા તે અયોગ્ય છે. પાંચ ભૂત (પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ અને આકાશ)માંથી ઉત્પન્ન થયેલા પાંચ પદાર્થો તો રસના આશ્રય છે તેને રસ માનીને રસના પાંચ ભેદ કહેવા એ બહુજ ભૂલ ભરેલુંછે. તે આશ્રયમાં દેશકાળને લીધે ઉપજતા ગુરૂ, લઘુ, શીત, ઉષ્ણ, સ્નિગ્ધ અને રૂક્ષ નામના ગુણને રસ ઠરાવીને રસના છ ભેદ કહેવા તે પણ વિચારવાનને પોતાની મેળે અયોગ્ય જણાશે. તથા ઉપર કહેલા મધુરાદિકમાં ક્ષાર મેળવીને સાત રસ છે એમ કહી શકાતું નથી. કેમકે ક્ષાર એ દ્રવ્ય છે રસ નથી અને આ ક્ષાર દ્રવ્ય અનેક રસથી ઉત્પન્ન થયેલુંછે અને અનેક રસવાળું છે. ફક્ત તેમાં તીખો અને ખારો એ બે રસ પ્રધાનપણેથી રહેલા છે, તેથી તે સ્ફુટ અનુભવમાં આવેછે. તેમ અનેક ઇંદ્રિયોના અર્થ જે શબ્દાદિ તેણે કરીને સંયુક્ત છે તથા તે ક્ષાર બનાવવાથી પેદા થાયછે માટે તે રસ નથી. તેથી મધુરાદિક રસની સંખ્યા છ કરતાં અધિક તથા ન્યૂન થઇ શકતી નથી.

**દ્રવ્ય, રસ, ગુણ, વીર્ય અને વિપાકમાં કોણ પ્રધાન છે!**

દ્રવ્ય, રસ, ગુણ, વીર્ય અને વિપાકમાં કોણ પ્રધાન છે? આ બાબતમાં એવી રીતે શંકા તથા સમાધાન છે કે,– જે કાચાં ફળમાં રસ આદિક હોયછે તે પાકેલાં ફળમાં નથી હોતાં. અને ફળરૂપ દ્રવ્ય તો બન્ને અવસ્થામાં રહેલુંછે. માટે અચળ સ્થિતિ હોવાથી સર્વ પદાર્થમાં દ્રવ્ય પ્રધાન છે. વળી દ્રવ્યથી બનેલ કલ્ક આદિક ઓષધ પુષ્કળ રસ તથા ગંધવાળું અને વખતે રસગંધ રહિત હોયછે. તેથી રસગંધનું અનિત્યપણું અને કલ્ક આદિ દ્રવ્યનું નિત્યપણું જાહેર રીતે દેખાયછે. આ નિત્યપણાંથી પણ દ્રવ્યનુંજ પ્રધાનપણું સિદ્ધ થાયછે. ઉપર લખેલ દ્રવ્યનાં પ્રધાનપણાંને સાધનાર વાક્યમાં અને તેજ અર્થથી સાર્થક નીચલા વાક્યમાં દ્રવ્યનું પ્રાધાન્ય પેહેલી અવસ્થામાં રહેલાના બીજી અવસ્થામાં અભાવરૂપ અવ્યવસ્થિતિ (સ્થિતિનો અભાવ) ને ગૌણતાનું કારણ ઠરાવી તે કારણથી રહિતપણું દેખાડી સાધેલુંછે. અને બીજાં વાક્યમાં કોઇ એક વખતે કોઈ એક વસ્તુમાં તેનો સદ્ભાવ અને

કોઇ એક તેજ જાતની વસ્તુમાં તેના અસદ્ભાવરૂપી અનિત્યતાને પદાર્થ-ના ગૌણુપણાનું કારણુ ઠરાવી તે કારણુના સ્પર્શના અભાવને લીધે સિદ્ધ ક-રેલુંછે. એ રીતનો બે વાક્યમાં તફાવત રહેલોછે, તે સુજ્ઞજનોએ સારી રી-તે સૂક્ષ્મ દૃષ્ટિથી સાફ સમજી લેવો. હવે દ્રવ્યના પ્રાધાન્યમાં ત્રીજો હેતુ એવો રહેલોછે કે તે આદ્યંત અવસ્થામાં પોતાની જાતને છોડતું નથી. જે-મ પૃથ્વીમાંથી થયેલો પદાર્થ પ્રાર્થિવપણાને ન મૂકી પૃથ્વીનું સદા સ્વજા-તિમાં અવસ્થાન બતાવેછે. આ સ્થિતિ રસ આદિકમાં દેખાતી નથી, તે-થી દ્રવ્ય પ્રધાન ઠરેછે. વિસ્તારના ભયથી તથા ઉપર કહેવાઇ ગયાથી વિ-શેષ લખતા નથી. તેમ પાંચે ઇંદ્રિયોથી દ્રવ્ય સિવાય રસ આદિક પદાર્થ પાંચે ઇંદ્રિયોના વિષય થઇ શકતા નથી. તેથીપણુ દ્રવ્યનુંજ પ્રધાનપણું સિદ્ધ થાયછે. આ વાક્યને "ઘણા માને તે મોટો" એવી કહેવતથી પણુ સારો ટેકો મળેછે, તેમ સર્વનો આશ્રય દ્રવ્ય છે તેથીપણુ તે પોતાની પ્ર-ધાનતાને પુષ્ટ કરેછે. જુવો કે શર્કરાદિ દ્રવ્યમાં મધુરાદિક રસની અધિક-રણુતા જેવી સાફ અનુભવમાં આવેછે તેવી રીતે રસાદિની વર્ત્તણુક ન હો-વાથી પણુ દ્રવ્યજ પ્રધાન ઠરેછે. આ પ્રસંગ **आश्रयत्वात्** એવા પદને હેતુતા આપીને મહાત્માઓએ મોહોટા મોહોટા નિબંધોમાં દાખલ કરેલછે. વળી આયુર્વેદ પ્રસિદ્ધ સર્વ સંસ્કારની પાત્રતા જેવી દ્રવ્યમાં દેખાયછે તેવી મધુરાદિક રસ આદિક પદાર્થમાં નજરે ન પડવાથી પણુ દ્રવ્યનુંજ પ્રધાન-પણું પ્રગટ રીતે પ્રત્યક્ષ દેખાવ આપેછે. જુવોકે વિદારિગંધ આદિક ઔ-ષધી ઉપરજ અનેક પ્રકારના અસંખ્ય સંસ્કાર આગમ પ્રસિદ્ધ અનુભવી લોકો અપરોક્ષ કરેછે. પણુ રસઆદિક ઉપર આજ સૂધી કોઇ કોઇ અનુ-ભવીએ કલમ ચલાવેલી નથી. તેથીપણુ દ્રવ્યનુંજ પ્રાધાન્ય સિદ્ધ થાયછે. અને શાસ્ત્રમાં પણુ સઘળા વ્યવહાર દ્રવ્યાશ્રિતજ નજરે આવેછે. આવાં અ-નેક કારણુને લીધે દ્રવ્યજ સર્વ પદાર્થમાં પ્રધાન છે. તેમ સર્વ પદાર્થનો શા-સ્ત્ર સિદ્ધ ક્રમ જોતાં પણુ પ્રથમ અંકને દ્રવ્યથીજ સુશોભિત કરેલો છે. તે દ્રવ્યની પ્રાધાન્યતા સિવાય બીજું શું બતાવેછે? અને વળી રસાદિકની અ-વસ્થાનો ભેદ દ્રવ્યની અવસ્થાના ભેદનોજ આશ્રય કરીને રહેલોછે. તેથીપ-ણુ આ અર્થજ સિદ્ધ થાયછેકે દ્રવ્ય પ્રધાન છે. તથા જેમ એક અસહાય મહાવૃક્ષ નામના દ્રવ્યનો ક્ષીર અવયવ વ્યાધિ નિવર્ત્તક કહેલોછે તેમ એકા-એક મધુરાદિ રસ આદિક પદાર્થ અસહાય વ્યાધિ નિવર્ત્તક કહેલા નથી તે-થી પણુ દ્રવ્યનુંજ પ્રધાનપણું માનવામાં શું અડચણુ આવેછે?

આ સઘળા હેતુથી દ્રવ્યજ સર્વ પદાર્થોમાં પ્રધાન છે એવો દ્રવ્ય પ્રાધાન્ય વાદીનો પ્રસંગ સાંભળીને રસ પ્રધાનવાદી કહેછે કે સર્વ પદાર્થોમાં રસ એજ પ્રધાન છે. આ રસની પ્રધાનતામાં આગમને કારણરૂપ દાખલ કરેલ છે. જેથી તેમાં આહાર રૂપ દ્રવ્યને કે જેને આશ્રિત સઘળાં પ્રાણીઓનાં પ્રાણ રહેલાંછે તેને પણ રસ પ્રધાન વર્ણવેલો છે. તેથી રસનુંજ પ્રધાનપણું સિદ્ધ થાયછે. એટલે ઉપર લખેલી દ્રવ્યની પ્રધાનતાને સિદ્ધ કરવા દાખલ કરેલી દલીલો દૂરથીજ પાછે પગે દોડી જાયછે. અને રસ આદિક વ્યાધિને મટાડનાર નથી એવી જે ગાળ તમે આપેલીછે તેને તો મધુરાદિક રસ વાતાદિકનું શમન કરેછે એવા અર્થવાળું આગમનું વાક્યજ તમારી તરફ હાંકી કહાડેછે તેમ દ્રવ્યની ઓળખાણને આપનારા પણ રસાદિકજ માનેલાછે. તેથી પણ તેની પ્રધાનતા ઉદાસીનતાને અનુભવતી નથી. અને મહાત્માએ પણ **मधुरमाहरेत्** સેવામાં મધુર વાપરવું એવા અર્થવાળાં વાક્યથી મધુર આદિ રસનીજ પ્રધાનતા બતાવેલીછે. તેથી પણ રસની પ્રધાનતા મજબૂત પાયે પ્રસારને પામેછે. અને ગુણ એવું પણ રસનું નામછે. માટે ગુણનું વ્યાખ્યાન આ રસના વ્યાખ્યાનમાં સમાયલુંછે. એમ ધારી તેનું ભિન્ન વ્યાખ્યાન આપેલું નથી.

આ રીતે રસનાં પ્રાધાન્યને માનનારનો સિદ્ધાંત સાંભળી વીર્યને પ્રધાન માનનાર બીજા મહાત્મા લોકો કહેછેકે શોધન, શમન, લેખન, બૃંહણ, મારણ આદિક કર્મને ઔષધ કરેછે તેમાં વીર્ય સિવાય બીજાનો આશ્રય તે માગતાં નથી તેથી વીર્યનું પ્રધાનપણું સિદ્ધ થાયછે. આ સિવાય બીજા પદાર્થોને પ્રધાન ગણવા તે અમને યોગ્ય જણાતું નથી. આ વીર્ય અગ્નિ અને ચંદ્રના પ્રભાવથી પ્રગટ થયેલા સર્વ પદાર્થમાં ઉષ્ણ અને શીત એવી રીતે બે પ્રકારનો હોય છે. કેટલાએક વીર્યને ઉષ્ણ, શીત, સ્નિગ્ધ, રૂક્ષ, વિશદ, પિચ્છિલ, મૃદુ, અને તીક્ષ્ણ એ રીતે આઠ પ્રકારનું માનેછે. જેથી પોતાનાં બળ અને ગુણના ઉત્કર્ષે કરી દ્રવ્યમાં રહેલા રસનો પરાભવ કરનારાં તે પોતે પોતાનું સ્વતંત્રપણેથી કામ કરેછે. જેમ પાંચમૂળ કષાય તથા કડવા રસને ધારણ કરેછે. તોપણ ઉષ્ણ વીર્ય હોવાથી વાતનું શમન કરનાર કહેલોછે. જો રસનું પ્રધાનપણું હોત તો વાતને કરનાર કષાય તથા તિક્ત રસવાળાં પાંચ મૂળ વાતનું શમન કરનાર છે એમ શાસ્ત્રમાં લખત નહિ. તેમજ કષાય રસવાળી કળથી અને તીખા રસવાળી ડુંગળી વાતનું શમન કરનાર કહેલ છે, તે પણ તેમાં રહેલ સ્નિગ્ધવીર્યને લીધેજ યોગ્ય જણાયછે. તેથી સ્નિગ્ધ વીર્ય પણ જુદુંજ

કરેછે તેમજ કફની અભિવૃદ્ધિ કરનાર મધુર રસથી સંયુક્ત શેલડીનો રસ જે વાતની અભિવૃદ્ધિ કરેછે તેથી પણ તેમાં રહેલ શીત વીર્યનુંજ સામર્થ્ય સિદ્ધ થાયછે. અને રસથી તીખાશવાળી લીંડીપીંપર પિત્તનું શમન કરેછે તે પણ પોતામાં રહેલ કોમળ શીતવીર્યનોજ પ્રભાવ બતાવેછે. તેમજ ખાટાં આમળાં અને ખારૂં લવણ આ બન્નેને પિત્તનું શમન કરનાર ઠરાવેલ છે તે પણ તેમાં રહેલ મૃદુ શીતવીર્યને લીધેજ જણાયછે. તથા કડવી કાકમાચી અને મીઠા મત્સ્ય પોતામાં રહેલ ઉષ્ણવીર્યથીજ પિત્તની અભિવૃદ્ધિ કરેછે. કફનો નાશ કરનાર તીખા રસવાળો મૂળો પોતામાં રહેલ સ્નિગ્ધ વીર્યથીજ કફની અભિવૃદ્ધિ કરનારો થઇ પડેછે. કફની અભિવૃદ્ધિ કરનાર મધુર રસવાળું મધ તથા ખાટા રસવાળું કોઠનું ફળ કફનું શમન કરેછે તે પોતામાં રહેલ રૂક્ષવીર્યનુંજ કામછે આ દૃષ્ટાંત માત્રથી ટુંકામાં જણાવેલ છે. પણ જે રસ વાતની શાંતિ કરનારા હોય પરંતુ તેમાં રૂક્ષપણું, લઘુપણું તથા શીતપણું આ ત્રણ પ્રકારનાં વીર્યમાંથી હરકોઇ વીર્ય રહેલું હોય તો તે વાતની શાંતિ કરવામાં સામર્થ્યવાન હોતા નથી. તેમજ પિત્તની શાંતિ કરનારા રસમાં તીક્ષ્ણપણું ઉષ્ણપણું અને હલકાપણું હોય તો તે પિત્તનું શમન કરી શકે નહિ. અને જો કફની શાંતિ કરનાર કહેલા રસમાં સ્નેહ, ગુરૂપણું અને શીતળપણું હોય તો તે કફની શાંતિ કરી શકે નહિ. તેથી વીર્યનું પ્રધાનપણું સિદ્ધ થાયછે.

આવી રીતે વીર્યને પ્રધાન માનનારાનાં વાક્યને સાંભળી પાકને પ્રધાન માનનારા પુરૂષો કહેછે કે સઘળાં દ્રવ્ય સારી રીતે પકવીને ઉપયોગમાં લીધાં હોય તોજ ગુણની અભિવૃદ્ધિ કરેછે. અને ખરાબ રીતે પકવેલાં હોય તો દોષને વધારેછે. માટે ગુણ દોષને પેદા કરનારો પાક હોવાથી સર્વ પદાર્થમાં તેનીજ પ્રધાનતા જણાયછે. આ પાકને કેટલાએક રસ રસ પ્રત્યે જુદો માનેછે અને કેટલાએક મધુર, ખાટો તથા તીખો એ પ્રમાણે સઘળા રસનો ત્રણ પ્રકારનો પાક માનેછે. પણ તે બન્નેના મત વ્યાજબી જણાતા નથી. કેમકે ભૂતના ગુણથી તથા આગમથી વિચાર કરતાં ખાટો પાક સિદ્ધ થતો નથી. ફક્ત અગ્નિની મંદતાને લીધે અરધ બળેલું પિત્તજ ખાટું લાગેછે. અને અર્દ્ધદગ્ધને પાક ગણશો તો અર્દ્ધદગ્ધ કફ ખારો થાય છે. તો ખારાને પણ ચોથો પાક માનવો પડશે. આ ગડબડને લીધેજ મધુરનો મધુર, ખાટાનો ખાટો, એ પ્રમાણે એક એકના કોઇ જુદા જુદા પાક માને તેમાં તેઓ દૃષ્ટાંત આપેછે કે સ્વભાવથી મધુર દૂધ પાકકાળ-

માં પણ પોતાની મધુરતાને છોડતું નથી, અને સાળ, જવ તથા મગ આદિ ધાન્ય પણ પોતાના સ્વાભાવિક રસને પાક દશામાં છોડતાં નથી. માટે સર્વ રસના પાક જુદા જુદા હોવા જોઇએ એમ તે કહેછે. અને કેટલાક કહેછે કે નિર્બળ પદાર્થ સબળને તાબે થઇ પોતાનો પ્રભાવ છોડી આપેછે આવી અનેક પ્રકારની ગડબડથી ઉપર લખેલો પ્રસંગ ગળાયલોછે, તેથી એ સિદ્ધાંતરૂપે ઠેરતો નથી. માટે અમે આગમને અનુસરીને કહીએછીએ કે મધુર અને તીખો એવી રીતે બે પ્રકારનોજ પાક છે. તેમાં મધુર પાક ગુરૂ ગુણવાળો છે તથા તીખો પાક લઘુ ગુણવાળો છે જેથી તેમાં રહેલ પૃથ્વી આદિ પંચ મહાભૂત ગુરૂ અને લઘુ એવા બે ગુણ કહેલાછે. તેમાં પૃથ્વી અને પાણી ગુરૂ કહેલછે તથા અગ્નિ, વાયુ અને આકાશ એ ત્રણ લઘુ કહેલ છે તેથી બે પ્રકારનોજ પાક થાયછે એમ કહેવું વજનદાર ઠરેછે. કહેલું છે કે જે દ્રવ્યમાં પૃથ્વી અને પાણી અધિક હોયછે તેનો પાક મધુર અને ગુરૂ ગુણવાળો થાયછે. તથા પકવવાથી જે દ્રવ્યમાં અગ્નિ, વાયુ અને આકાશના ગુણ અભિવૃદ્ધિ પામેછે તેનો પાક તીખો તથા લઘુ ગુણવાળો થાયછે.

આવી રીતે દ્રવ્ય, રસ, વીર્ય અને વિપાક આ ચાર પદાર્થનું જુદું જુદું પ્રધાનપણું માનનારા ઉપર લખેલા ચાર મહાત્માના મતને સિદ્ધ રાખવા કોઇ સુઘડ પંડિત એમ કહેછે કે કોઇ દ્રવ્ય પોતાથી તથા કોઇ દ્રવ્ય પોતામાં રહેલ રસ અને વીર્યથી તેમ કોઇ દ્રવ્ય પોતાના પાકથી દોષને હણેછે અને ઉપજાવેછે. પણ વીર્ય વિના પાક, રસ વિના વિર્ય અને દ્રવ્ય વિના રસ ન હોવાથી સર્વ પદાર્થમાં દ્રવ્યજ પ્રધાન છે. યદ્યપિ આ દ્રવ્યનો તથા રસનો જન્મ દેહ અને દેહીના જન્મની પેઠે એક બીજાનો આશ્રય રાખેછે, તેથી બન્ને પ્રધાન ઠરેછે તોપણ વીર્ય નામથી ઉપર લખેલ આઠ ગુણનો આશ્રય જેમ દ્રવ્ય ઠરેછે તેમ રસ તેઓનો આશ્રય કહી શકાતો નથી. કેમકે રસ છે તે ગુણછે અને ગુણમાં ગુણની સ્થિતિ કોઇએ વર્ણવેલી નથી. તેમ દ્રવ્યમાં દ્રવ્ય પાકેછે પણ છ રસ પાકતા નથી. તેથી પણ દ્રવ્યનુંજ શ્રેષ્ઠપણું સિદ્ધ થાયછે અને બાકી રહેલા પદાર્થો દ્રવ્યના આશ્રિતછે.

संग्रामांगणगामिशूरजनतासंसर्गसंशोभिनां
भूपानांरणकर्मसाधनगणाग्रेगण्यतांप्रापितः॥
प्राक्स्तंवरमइत्यवेक्ष्यविधिवच्छास्त्रार्थयुद्धार्थिना
माकांक्षाविषयस्यचास्यगदितंनामेभरत्नंमया॥

---

# परिशिष्ट भाग.



**ગંધકનેશુદ્ધ કરવાનો પ્રકાર.**

લોઢાના વાસણમાં ઘી નાખીને અગ્નિમાં ગરમ કરવું. ગરમ કરેલ ઘીમાં તેના જેટલા વજનનું ગંધકનું ચૂર્ણ નાખવું. ગંધક પીગળી જાય એટલે તેને ઝીણાં લુગડામાં એવી રીતે નાખવો કે જે રીતે લુગડામાંથી સ્રવીને સઘળો દૂધમાં પડે. આમ કરવાથી ગંધક શુદ્ધ થાયછે અને તે સઘળાં કામોમાં ઉપયોગી થાયછે.

**વછનાગને શુદ્ધ કરવાનો પ્રકાર.**

વછનાગને ત્રણ દિવસસુધી ગોમૂત્રમાં રાખવો અને પછી રાતા સરશવના તેલથી ભીંજાવેલ કપડામાં રાખવો, તેથી વછનાગ શુદ્ધ થાયછે. ઝેરમાં જે ગુણોછે તેઓ શુદ્ધ કરવાથી ન્યૂન થાયછે એટલા માટે ઝેરને શુદ્ધ કર્યાપછી તેનો ઔષધોમાં ઉપયોગ કરવો.

**ત્રાંબાનેશુદ્ધ કરવાનો પ્રકાર.**

જે ત્રાંબુ જાસુદનાં ફુલ જેવું, સ્નિગ્ધ, ભારે, ઘણના મારને ખમી શકે તેવું અને લોઢાનાં તથા સીસાનાં મિશ્રણ વગરનું હોય તે ત્રાંબુ ઔષધના કામમાં લેવું. જે ત્રાંબુ કાળું, રૂક્ષ, બહુ અક્કડ, ધોળું, ઘણના મારને ન ખમે એવું અને લોઢાના કે સીસાના મિશ્રણવાળું હોય તેને અયોગ્ય સમજવું. એવાં ત્રાંબાનાં પાતળાં કરેલાં પત્રાં અગ્નિમાં તપાવવાં. તપાવી તપાવીને તેલમાં, છાશમાં, કાંજીમાં, ગોમૂત્રમાં, અને કલથીના કાઢામાં ઠારવાં. એ પ્રમાણે ત્રણ ત્રણવાર કરવાથી ત્રાંબાનાં પત્રાં શુદ્ધ થાયછે. ત્રાંબાને સારી પેઠે શુદ્ધકર્યા વિના ઔષધમાં વાપરવામાં આવે તો તેથી ભ્રમણ, વમન, રેચ, પસીનો, શરીરમાં ચીકાશ, મૂર્છા, બળતરા અને અરૂચિ એઓ ઉત્પન્ન થાયછે. માટે ત્રાંબાને બરાબર સંભાળથી શુદ્ધ કર્યા પછી તેની ભસ્મ કરવી.

**ત્રાંબાને મારવાનો (ભસ્મ કરવાનો) પ્રકાર.**

ત્રાંબાના ઝીણાં ઝીણાં પત્રાં કરી ત્રણ દિવસ સૂધી લીંબુના રસમાં બાફવાં. પછી ખરલમાં નાખી તેથી ચોથા ભાગ જેટલો પારો દઇ એક પહોર સૂધી લીંબુના નવા રસથી ખરલ કરવાં. પછી પત્રાં કાઢી લઇ એક પહોર સૂધી લીંબુના રસમાં ખરલ કરેલા અને પત્રાંથી બમણા વજનના ગંધકથી તેઓને લેપન કરી ગોળો કરવો. પછી ધોળી ધ્રોને અથવા, ચાર પાંદડાં-

વાળી ખાટી લૂણીને અથવા સાટોડીને વાટી તેની લુગદીનો ગોળા ઉપર બે આંગળનો થર ચડાવવો. થર ચડાવેલા ગોળાને હાંડલામાં મૂકી ગોળાઉપર કોડીઉં ઉંધું મૂકી હાંડલાના બાકીના ભાગમાં રેતી ભરી હાંડલાના મોઢાંને પાણીમાં કાલવેલ રાખ અને લૂણથી બંધ કરી ચૂલા ઉપર ચડાવવું અને અનુક્રમે વધતા વધતા અગ્નિથી ચાર પહોર સૂધી સારી રીતે આંચ દેવી. અગ્નિ ઠરી જતાં હાંડલું ઠંડું થઇ ગયા પછી તેમાંથી ત્રાંબુ કાઢી લઇ એક પહોર સૂધી સૂરણના રસમાં ખરલ કરવું. ખરલ કરેલ ત્રાંબાનો ગોળો કરી તેને પાછો સૂરણના પેટમાં નાખી તે સૂરણને ફરતો અંગુઠા જેટલો માટીનો લેપ ચડાવી તરત ગજપુટમાં પકાવવું એટલે ત્રાંબુ અવશ્ય મરી જાયછે. એવી રીતે મારેલું ત્રાંબુ કદી પણ વમનને, રેચને, ભ્રમને, ગ્લાનિને, અરૂચિને, બળતરાને, પસીનાને કે ચીકાશને કરતું નથી.

**મારેલાં ત્રાંબાનાગુણો.**

ત્રાંબું તુરૂંછે, મધુરછે. કડવું છે, ખાટું છે, પાકમાં તીખું છે, દસ્ત ઉતારનાર છે, પિત્તને તથા કફને મટાડનાર છે, ટાઢું છે, વ્રણને રૂઝાવીને ભોં લાવનારછે, હલકું છે, મળોને ખોતરી નાખનાર છે, અને પાંડુ રોગ, પેટના રોગ, હરસ, તાવ, કોઢ, ઉધરસ, શ્વાસ, ક્ષય, સળેખમ, અમ્લપિત્ત, સોજા, કૃમિ તથા શૂળ એઓને મટાડનાર છે. પણ શરીરને પુષ્ટ કરવાના કામમાં કમતી છે.

**રૂપાંનો યોગ્યતા અયોગ્યતા તથા શુદ્ધ કરવાનોપ્રકાર.**

જે રૂપું ભારે, સ્નિગ્ધ, કુણું, ધોળું, દાહનું સહન કરનાર, કાપવાનું સહન કરનાર, ઘણના મારને સહન કરનાર, સોના વિગેરેના સંસર્ગથી રહિત અને સ્વચ્છ હોય તે રૂપું મારવાને યોગ્ય છે. જે રૂપું કઠણ, રૂક્ષ, રાતું, પીળાં પતરાંવાળું, હલકું, તપાવતાં કે કાપતાં વીંખાઇ જાય એવું અને ઘણ મારતાં ટુકડા થઇ જાય એવું હોય તે રૂપું મારવામાં અયોગ્ય છે. રૂપાનાં પાતળાં કરેલાં પત્રાં અગ્નિમાં તપાવવાં અને તપાવી તપાવીને તેલમાં, છાશમાં, કાંજીમાં, ગોમૂત્રમાં, અને કળથીના કાઢામાં ઠારવાં. એ પ્રમાણે ત્રણ ત્રણ વાર કરવાથી રૂપાંની શુદ્ધિ થાયછે. નહિ શોધાએલું રૂપું શરીરમાં તાપ ઉત્પન્ન કરેછે, મલબંધ કરેછે, વિર્યનો તથા બળનો ક્ષય કરેછે, શરીરની પુષ્ટિને મટાડે છે અને રોગોને ઉત્પન્ન કરેછે.

**રૂપાંને મારવાનો પ્રકાર.**

એક ભાગ હરતાળનું એક પહોર સૂધી કોઇ ખાટા રસથી ખરલમાં મર્દન કરવું, પછી તે હરતાળથી ત્રણ ગણાં વજનનાં રૂપાંનાં પત્રાંઓને તે હરતાળનું લેપન કરવું.

એ પત્રાંઓને કુલડીઓના સંપુટમાં મૂકી કપડમટીનો થર દઇને ત્રીશ અ-ડાયાના અગ્નિમાં મૂકવાં. અગ્નિ ઠરી ગયા પછી કહાડી લઇ વળી હરતાળ-નો લેપ દઇ કપડ મટી કરીને અગ્નિનો પુટ દેવો. આ રીતે ચૌદ પુટ દે-વાથી રૂપાંની ભસ્મ થઇ જાયછે.

**રૂપાંને માર વાનો બીજો પ્રકાર.**

સોનામુખીને રૂપાના એક ભાગ જેટલી લઈને તેનું થોરનાં છીરથી ખરલમાં મર્દન કરવું. પછી ત્રણ ભાગ જે-ટલાં વજનનાં રૂપાંનાં પત્રાંઓને તે સોનામુખીનું લેપન કર વું એ પત્રાંઓને કુલડીઓના સંપુટમાં મૂકી કપડ મટીનો થર દઈને ત્રીશ અડાયાના અગ્નિનો પુટ દેવો. અગ્નિ ઠરી ગયા પછી કા-ઢી લઇ વળી સોનામુખીનું લેપન કરી કપડમટી દઈને અગ્નિનો પુટ દેવો. આ રીતે ચૌદ પુટ દેવાથી રૂપું ભસ્મ થઇ જાય છે.

**મારેલાં રૂ-પાંનાગુણો.**

રૂપું ટાઢું છે, તુરૂં છે, ખાટું છે, પાકમાં તથા રસમાં મધુર છે, દસ્ત ઉતારનાર છે, યૌવનને સ્થિર રાખનાર છે, સ્નિ-ગ્ધ છે, મળોને ખોતરી નાખનાર છે, વાયુને તથા પિત્તને મટાડનાર છે, અને થોડા દિવસમાં પ્રમેહ આદિ રોગોનો અવશ્ય નાશ કરે છે.

**કથીરને શુદ્ધ કરવાનો પ્ર-કાર.**

રૂપાં જેવું ચકચકિત કથીર લઇ તેને તપાવી ગાળી ગાળીને તેલમાં, છાશમાં, કાંજીમાં, ગોમૂત્રમાં અને કળથીના કાઢામાં ત્રણ ત્રણ વાર ઠારવું. અને આકડાના છીરમાં પણ ત્રણ વાર ઠારવું એટલે કથીર શુદ્ધ થઈ જાયછે. અશુદ્ધ કથીરથી આક્ષેપક વાયુ, કંપ, ગોટો, કોઢ, શૂળ, વાયુ સંબંધી સોજા, પાંડુરોગ, પ્રમેહ, ભગં-દર, લોહીના વિકારો, ક્ષય, મૂત્ર કૃચ્છ્ર, કફજ્વર, પથરી, વિદ્રધિ નામનું ગુ-ગડું અને વૃષણનાં રોગ એઓ ઉત્પન્ન થાયછે.

**કથીરનેમાર-વાનોપ્રકાર.**

માટીનાં વાસણની અંદર ગાળેલ કથીરમાં કથીરને ચોથે હિસ્સે આંબલીની તથા પીંપળાની છાલનું ચૂર્ણ ના-ખી લોઢાની કડછીથી બે પહોર સૂધી ઘુંટવું. એટલે કથી રની ભસ્મ થઇ જાયછે. પછી તે ભસ્મમાં તેના જેટલીજ હરતાળ નાખી ખાટા રસથી ખરલમાં મર્દન કરવું. પછી તેને અગ્નિના ગજપુટમાં પકા-વી વળી દશમા હિસ્સાની હરતાળ નાખી ખાટા રસથી ખરલમાં એક પ-હોર સૂધી મર્દન કરી ગજપુટમાં પકાવવી. આ રીતે દશ પુટ દેવાથી ક-થીર પાકી રીતે મારેલું થાય છે.

કથીર હલકું છે, દસ્ત ઉતારનાર છે, રૂક્ષ છે, નેત્રને હિતકારી છે, જરાક પિત્ત ઉત્પન્ન કરનાર છે અને કોઢ, પ્રમેહ, કફ, કૃમિ, પાંડુરોગ, તથા શ્વાસ એઓને ઘટાડે છે. જેમ સિંહ હાથીઓને મારી નાખે છે તેમ કથીર સઘળા પ્રમેહોને નષ્ટ કરે છે. વળી દેહમાં સુખ ઉપજાવેછે, ઈંદ્રિયોની પ્રબળતા કરે છે અને શરીરમાં પુષ્ટિ આપે છે. **મારેલકથીરના ગુણો.**

કથીરને શુદ્ધ કરવાનો જે પ્રકાર કહ્યો તેજ જસતને શુદ્ધ કરવાનો પ્રકાર છે. અશુદ્ધ કથીરથી જે રોગો થાયછે તેજ રોગો અશુદ્ધ જસતથી થાય છે. કથીરને મારવાનો જે પ્રકાર કહ્યો તેજ જસતને મારવાનો પ્રકાર છે. **જસતનેશુદ્ધ કરવાનો તથા મારવાનો પ્રકાર.**

મારેલું જસત દસ્ત ઉતારનાર છે, કડવું છે, ટાઢું છે, કફને તથા પિત્તને હરનાર છે. નેત્રને બહુજ હિતકારી છે અને પ્રમેહ, પાંડુરોગ તથા શ્વાસ એઓનો નાશ કરનાર છે. **મારેલ જસતના ગુણો.**

કથીરને શુદ્ધ કરવાનો જે પ્રકાર છે તેજ સીસાંને શુદ્ધ કરવાનો પ્રકાર છે. અશુદ્ધ કથીરથી જે રોગો થાય છે તેજ રોગો અશુદ્ધ સીસાંમાંથી થાય છે. **સીસાંનેશુદ્ધ કરવાનો પ્રકાર.**

નાગરવેલના પાનના રસથી મનશીલને ખરલમાં બારીક વાટી તેથી સીસાંને લેપન કરી ગજપુટ દેવો. એ રીતે વારંવાર લેપન કરી કરીને અગ્નિના બત્રીશ ગજપુટ દેવાથી સીસાંની ભસ્મ થાય છે, કે જેમાંથી સીસું પાછું જીવતું થતું નથી. **સીસાંને મારવાનોપ્રકાર**

માટીનાં વાસણમાં સીસાંને ગાળી તેમાં સીસાંને ચોથે હિસ્સે પીંપળાની તથા આંબલીની છાલનું ચૂર્ણ નાખી લોઢાની કડછીથી એક પહોર સુધી હલાવવું. એટલે સીસાંની ભસ્મ થાય છે તે ભસ્મને સરખે વજને મનશીલ અને કાંજીમાં વાટી બે કોડીઆંના સંપુટમાં નાખીને ગજપુટથી પકાવવી. ગજપુટનો અગ્નિ ઠરીને શીતળ થાય ત્યારે તે ભસ્મને કોડીઆમાંથી કાઢી લઈ વળી મનશીલમાં તથા કાંજીમાં વાટી બે કોડીઆના સંપુટમાં નાખીને પકાવવી. આ રીતે અગ્નિનાં સાઠ પુટ આપવાથી સીસું પૂર્ણ રીતે મરી જાય છે. **સીસાંને મારવાનો બીજો પ્રકાર.**

મારેલ સીસાંમાં મારેલ કથીરના જેવાજ ગુણો છે અને તે સીસું વિશેષે કરી પ્રમેહનો નાશ કરે છે. સીસાંનું **મારેલ સીસાંના ગુણો**

નિરંતર સેવન કરવામાં આવે તો તેથી બહુ બળ પ્રાપ્ત થાયછે, વ્યાધિઓનો નાશ થાયછે, જીવન વધેછે, અગ્નિ પ્રદીપ્ત થાયછે અને મરણ દૂર થાયછે.

**લોઢાંને શુદ્ધ કરવાનો પ્રકાર.** લોઢાંનાં પાતળાં કરેલાં પત્રાંઓને અગ્નિમાં તપાવી તપાવી તેલમાં, છાશમાં, કાંજીમાં, ગોમૂત્રમાં અને કળથીના ક્વાથમાં ત્રણ ત્રણ વાર ઠારવાં. આમ કરવાથી લોઢું શુદ્ધ થાય છે. અશુદ્ધ લોઢું પાંડુ રોગને, ગરણને, છાતીનાં દરદને, શળને, પથરીને, મોળને અને બીજા પણ અનેક રોગોને ઉત્પન્ન કરે છે.

**લોઢાંને મારવાનો પ્રકાર.** ગજવેલના ચૂર્ણમાં તેના દશ ભાગ જેટલો હીંગળો નાખી કુંવારના રસથી બે પહોર સુધી ખરલમાં વાટી અગ્નિનો ગજપુટ દેવો. આ સાત વાર અગ્નિના પુટ દેવાથી ગજવેલ મરી જાય છે.

**લોઢાંને મારવાનો બીજો ઉત્તમ પ્રકાર.** પારામાં તેથી બમણો ગંધક નાખી તેઓની કજલી કરવી પછી તે કજલીના વજન જેટલું ગજવેલનું ચૂર્ણ તેમાં કુંવારના રસથી બે પહોરસૂધી ખરલમાં તેનું મર્દન કરવું. પછી એ ચૂર્ણનો ગોળો તડકામાં ત્રાંબાના વાસણની અંદર મૂકી તેને એ રંડાનાં પાંદડાંઓથી ઢાંકી મૂકવો. એટલે બે પહોરે ગરમ થઈ જાયછે. પછી તેને કોડીઆના સંપુટમાં મૂકી ધાન્યના ગંજમાં ત્રણ દિવસ સુધી રાખી મૂકવો. ત્રણ દિવસ પછી બહાર કાઢી વાટીને લુગડાંથી ચાળી લેવો. પછી એ ચૂર્ણને ચોગણાં પાણીથી વાટેલ દાડિમના પાંદડાંના રસમાં ભીંજવીને તડકામાં સુકાવવું. અને સુકાયા પછી અગ્નિનો ગજપુટ દેવો. આ રીતે વારંવાર સુકાવીને અગ્નિના એકવીશ ગજપુટ દેવા. એટલે તે ચૂર્ણ મરી જાયછે. સોનાં વિગેરે બીજી ધાતુઓને પણ આ રીતે મારી શકાય છે.

**મારેલ લોઢાંના ગુણો.** મારેલું લોઢું કડવું છે, દસ્ત ઉતારનાર છે, ટાઢું છે, તુરૂં છે, મધુર છે, ભારે છે, રૂક્ષ છે, યૌવનને સ્થિર રાખનાર છે, નેત્રને હિતકારી છે, ગળાને ઉખેડનાર છે, વાયુને કરનાર છે અને કફ, પિત્ત, ઝેર, શૂળ, સોજા, હરસ, બરોળ, પાંડુરોગ, મેદનીવૃદ્ધિ, પ્રમેહ, કૃમિ તથા કોઢ એઓને મટાડે છે. લોઢાંની કીટીમાં પણ લોઢાંના જેવાજ ગુણો છે. પોતાના કફ વિગેરે દોષો ઉપર તથા જઠરાગ્નિનાં બળ ઉપર ધ્યાન રાખી એક રતીથી નવ રતી સૂધી લોઢાંની માત્રા ખાવી. લોઢાંનું સેવન કરનારાએ કોળું, તલનું તેલ, અડદ, રાઇ, મદ્ય અને ખાટો રસ એઓનો ત્યાગ કરવો.

**સોનાંને શુદ્ધ કરવાનો પ્રકાર.**

જે સોનું તપાવતાં રાતા દેખાવવાળું, કાપતાં ધોળા દેખાવવાળું, રેડતાં કેસર જેવા દેખાવવાળું, રૂપાંના તથા ત્રાંબાનાં મિશ્રણ વગરનું, સ્નિગ્ધ, કુણું તથા ભારે હોય તે સોનાનાં પાતળાં પત્રાં કરાવી અગ્નિમાં તપાવી લાલ કરવાં. તપાવી તપાવીને તેલમાં, છાશમાં, કાંજીમાં, ગોમૂત્રમાં, અને કળથીના કાઢામાં નાખી નાખીને ઠંડાં કરવાં. આ રીતે ત્રણ વાર કરવાથી સોનું શુદ્ધ થાયછે. સોનું બરાબર શુદ્ધ ન થયું હોય તો બળને તથા વીર્યને હરેછે, અનેક રોગોને વધારેછે, અસુખ કરે છે અને મરણ પણ કરેછે.

**સોનાંનેમારવાનો પ્રકાર.**

જેના બહુજ પાતળાં પત્રાં કરાવ્યાં હોય એવાં સોનાનાં વજનથી બમણો પારો લઇ બન્નેને લીંબુના રસમાં ખરલ કરી ગોળો કરવો. તે ગોળાનાં વજન જેટલો ગંધક લઇ તેનું ચૂર્ણ કરી ગોળાની ચારે કોર લગાવી દેવું. અને ગોળાને રાખવાનાં બન્ને કોડીઆંઓમાં પણ પાથરવું. ગોળાને ઉપર તથા નીચે બે કોડીઆંઓના સંપુટમાં રાખી સંપુટને દૃઢ કરી કપડમટીનો પુરતો થર ચઢાવી સુકાવીને ત્રીશ અડાયાંના અગ્નિમાં મૂકવો. સઘળાં અડાયાં બળીને રાખ ઠંડી પડતાં તેમાંથી કાઢીને વળી પણ એજ રીતે ત્રીશ અડાયાંના અગ્નિમાં મૂકવો. એવી રીતે વારંવાર અગ્નિના ચૌદ પુટ દેવાથી સોનાની ભસ્મ થઈ જાયછે. પ્રત્યેક પુટમાં ઉપર કહ્યા પ્રમાણે વારંવાર ગંધક દેતો જવો.

**સોનાંનેમારવાનો બીજો પ્રકાર.**

પારાને અને ગંધકને પરસ્પર સરખાં વજનના લઈ તેઓનું કંચનાર નામનાં ઝાડના રસથી ખરલમાં મર્દન કરી કજ્જલી કરીને સોનાનાં પત્રાંના વજન જેટલી કજ્જલીથી સોનાનાં પત્રાંને લેપન કરવું. પછી કંચનારની છાલને બારીક વાટી તેની લુગદીમાંથી બે કુલડીઓ કરી તે કુલડીઓના સંપુટમાં સોનાનાં પત્રાંઓનો ગોળો મૂકી તે સંપુટને દૃઢ કરી માટીની કુલડીઓના સંપુટમાં મૂકવો. પછી એ માટીના સંપુટના સાંધા બંધ કરી કપડમટીનો થર ચડાવી સુકાવીને તેને અત્યંત આકરો અગ્નિ દેવો. આ રીતે અગ્નિના ત્રણ પુટ દેવાથી સંપૂર્ણ રીતે સોનાની ભસ્મ થાયછે. એ ભસ્મનો રોગો ઉપર ઉપયોગ કરવો. જેમ કંચનાર સોનાને મારી નાખેછે તેમ કલગારી, કલભાંગરો તથા મનશીલ પણ મારી નાખેછે.

**સોનાંને મારવાનો ત્રી-**

સોનાંને ગાળી તેમાં સોળમા ભાગ જેટલું સીસું મેળવી દેવું. પછી એ રસનું બારીક ચૂર્ણ કરી લીંબુના રસ-

માં ખરલ કરીને ગોળો કરવો. ગોળાનાં વજન જેટલો **જો પ્રકાર.** ગંધક લઈને તેનું ચૂર્ણ કરી ગોળાની ચારે કોર લગાવી દેવું અને ગોળાને રાખવાનાં બન્ને કોડીઆંઓમાં પણ પાથરવું. પછી ગોળાને બે કોડીઆંઓના સંપુટમાં રાખી સંપુટને દૃઢ કરી કપડ મટીનો થર ચડાવી સુકાવીને વીશ આડાયાંના અગ્નિમાં મૂકવો, એવીજ રીતે અગ્નિના સાત પુટ દેવા એટલે સોનાની ભસ્મ થઇ જાય છે. આ પ્રકારમાં પણ પેહેલા પ્રકારની પેઠે ગંધક દેતો જવો.

**સોનાંને મારવાનો ચોથો પ્રકાર.**

મનશીલ અને સિંદૂર એઓને સમભાગે લઈનેતેઓનું ચૂર્ણ કરી તેને આકડાનાં છીરની ભાવના દેવી અને તડકામાં સુકાવવું. એવી રીતે સુકાવી સુકાવીને સાતવાર ભાવનાઓ દેવાયા પછી ગાળેલ સોનામાં તે સોનાનાં વજન જેટલી તે ચૂર્ણની લુગદી નાખવી. લુગદી નાખ્યા પછી બહુજ ધમવું કે જેથી સઘળી લુગદીનો લય થઇ જાય. આ રીતે મનશીલની અને સિંદૂરની લુગદી નાખી ધમી ધમીને બાળી નાખવામાં આવે એટલે સોનું મરી જાય છે.

**મારેલ સોનાંનો ગુણો**

મારેલું સોનું ટાઢું છે, કામી પુરૂષને હિતકારી છે, બળ આપનાર છે, ભારે છે, જરાનો તથા વ્યાધીનો નાશ કરનાર છે, મધુર છે, કડવું છે, તુરૂં છે, પાકમાં મધુર છે, ચીકણું છે, પવિત્રછે, પુષ્ટિ આપનારછે, નેત્રને હિતકારી છે, બુદ્ધિને સારી કરનારછે, સ્મરણ શક્તિને આપનાર છે, બુદ્ધિનાં બળને વધારનાર છે, પ્રિય લાગે એવું છે, આયુષ્યને વધારનાર છે. કાંતિને સારી કરનાર છે, વાણીને શુદ્ધ કરનાર છે, સ્થિરતા કરનાર છે અને ઝેરને, ક્ષયને, ઉન્માદને, ત્રણે દોષોને જ્વરને તથા શોષને મટાડનાર છે. જો સોનું બરાબર મરાએલું ન હોય તો તેથી બળનો તથા વીર્યનો નાશ થાયછે, રોગો ઉત્પન્ન થાયછે અને મરણ પણ થાયછે.

**સોનામુખીનેશુદ્ધ કરવાનોપ્રકાર.**

ત્રણ ભાગ સોનામુખી અને એક ભાગ સિંધાલૂણ લઇ તેઓને બીજોરાંના રસથી અથવા લીંબુના રસથી લોઢાનાં વાસણમાં પકાવવાં. પકાવતાં જ્યાં સુધી લોઢાનું વાસણ લાલ થઇ જાય ત્યાંસુધી હલાવ્યા કરવાં. એમ કરવાથી સોનામુખી શુદ્ધ થાયછે. અશુદ્ધ સોનામુખીની ભસ્મ કરવામાં આવેતો તેથી અગ્નિનું મંદપણું, બળની બહુજ હાનિ, દસ્તની કબજીયત, નેત્રના રોગ, કોઢ અને વ્રણ ઉત્પન્ન થાય છે.

સોનામુખીને કળથીના કાઢામાં અથવા તેલમાં અથવા છાશમાં અથવા બકરાંનાં મૂત્રમાં ખરલની અંદર સારી પેઠે વાટી અગ્નિનો ગજપુટ દેવાથી સોના મુખી મરી જાય છે. **સોનામુખીમારવાનો પ્રકાર.**

સોનામુખીમાં સોનાના ગુણો ઉપરાંત બીજા પદાર્થોનો સંસર્ગ હોવાથી બીજા ગુણો પણ રહ્યા છે. સોનામુખી મધુર છે, કડવી છે, સ્વરને સારો કરનાર છે, કામી પુરૂષને હિતકારી છે, જરાને તથા વ્યાધિને ટાળનાર છે, નેત્રને હિતકારી છે અને મૂત્રાશયના રોગ, કોઢ, પાંડુરોગ, પ્રમેહ, ઝેર, ઉદરના રોગ હરસ, સોજા, ક્ષય, ચળ તથા ત્રણે દોષને મટાડનાર છે. **મારેલસોનામુખીના ગુણો.**

રૂપામુખીને એક દિવસ સુધી વાંઝણી કંટોલી, મરડાશીંગી અને લીંબુ એઓના રસમાં વાટી આકરા તડકામાં સુકાવવી. એટલે રૂપામુખી શુદ્ધ થાયછે. અશુદ્ધ રૂપામુખીમાં અશુદ્ધ સોનામુખીના જેવાજ દોષ રહ્યા છે. માટે રૂપામુખીને આ પ્રમાણે શુદ્ધ કર્યાવિના તેની ભસ્મ કરવી નહિ. **રૂપામુખીને શુદ્ધ કરવાનો પ્રકાર.**

સોનામુખીને મારવાનો જે પ્રકાર ઉપર કહ્યો તે પ્રકારથીજ રૂપામુખી મરી જાયછે. **રૂપામુખીને મારવાનો પ્રકાર.**

રૂપામુખીમાં રૂપાના ગુણો ઉપરાંત બીજા પદાર્થોનો પણ સંસર્ગ હોવાને લીધે ઉપર સોનામુખીના જે ગુણો કહ્યા તેઓ સઘળા રહેલા છે. **મારેલ રૂપામુખીના ગુણો.**

મોરથુથુમાં દશમે હિસ્સે ટંકણખાર નાખી ખરલની અંદર મીંદડાંની તથા હોલાની વિષ્ટામાં તેનું મર્દન કરી અગ્નિનો હલકો પુટ દેવો એટલે મોરથુથુ શુદ્ધ થઈને મરી જાય છે. **મોરથુથુનેશુદ્ધ કરવાનો તથામારવાનો પ્રકાર.**

મોરથુથુ તીખો છે, ખારો છે, તુરો છે, વમન કરાવનાર છે, હલકો છે, મળને ઉખેડનાર છે, દસ્ત લગાડનાર છે, ટાઢો છે, નેત્રને હિતકારી છે, અને કફને, પિત્તને, ઝેરને, પથરીને, કોઢને તથા ચળને મટાડનાર છે. **મારેલ મોરથુથુના ગુણો.**

કાંસાનાં પાતળાં કરેલાં પત્રાંઓને તપાવી તપાવીને તેલમાં, છાશમાં, કાંજીમાં, ગોમૂત્રમાં, અને કળથીના કાઢામાં **કાંસાને તથાપીતળને**

અનુક્રમે ત્રણ ત્રણવાર ઠારવાં. એમ કરવાથી કાંસું શુદ્ધ થાય છે. પીતળને શુદ્ધ કરવાનો પ્રકાર પણ એજ સમજવો. શુદ્ધ કરવાનો પ્રકાર.

કાંસાનાં પત્રાંના જેટલા વજનનો ગંધક તેને આકડાની છીરમાં વાટવો. પછી ખાટા રસથી વારંવાર સ્વચ્છ કરેલ કાંસાનાં પત્રાંઓને તેનું લેપન કરી કુલડીઓના સંપુટમાં મૂકીને અગ્નિનો ગજપુટ દેવો. એ પ્રમાણે બે પુટ દેવાથી કાંસું મરી જાય છે. પીતળ પણ એ પ્રમાણે કરવાથી મરે છે. કાંસાંનેતથા પીતળનેમારવાનો પ્રકાર.

કાંસું તુરૂં છે, તીક્ષ્ણ છે, ગરમ છે, મળોને ઉખેડનાર છે, આર્દ્રપણાંને મટાડનાર છે. દસ્ત ઉતારનાર છે, ભારે છે, નેત્રને હિતકારી છે, રૂક્ષ છે, અને કફને તથા પિત્તને અત્યંત હરનાર છે. પીતળ રૂક્ષ છે, કડવાશ વાળું છે, રસમાં ખારૂં છે, મળના સમૂહને દૂર કરનારૂં છે, પાંડુ રોગને હણનાર છે અને કૃમિને મટાડનાર છે. મારેલકાંસાના તથા મારેલ પીતળના ગુણો.

દૂધના અને ખાટા રસના યોગથી સિંદૂર શુદ્ધ થાયછે. સિંદૂરને શુદ્ધ કરવાનો પ્રકાર.

શુદ્ધ સિંદૂર ગરમ છે, રતવાને, કોઢને, ચળને તથા ઝેરને મટાડનાર છે ભાંગેલને સાંધનાર છે અને વ્રણને શુદ્ધ કરી રૂઝાવનાર છે. સિંદૂરના ગુણો.

જે શિલાજીત ગોમૂત્રના જેવા ગંધવાળું, કાળું, સ્નિગ્ધ, કોમળ, ભારે, કડવું,તુરૂં અને ટાઢું હોય તેજ ઔષધોમાં ઉપયોગી છે. માટે તેને નીચે પ્રમાણે શુદ્ધ કરવું. શુદ્ધ કર્યાવિના તે નકામું છે. શિલાજીતના ગાંગડા લાવી તેઓના ઝીણા ઝીણા કટકા કરી અત્યંત ઉકળેલ પાણીમાં નાખી એક પહોરસુધી તેમાં રહેવા દેવા. પછી પાણીને ધોળા વસ્ત્રથી ગળીને તે પાણી લઇ લેવું. એ પાણીને માટીનાં વાસણમાં નાખી તડકામાં મૂકવું. તડકામાં રહેતાં પાણીની ઉપર તરની પેઠે જે ધાટો ભાગ આવે તેને લઇ વળી બીજાં વાસણમાં નાખવો. તે ધાટા ભાગને વળી ઉનાં પાણીનો સંસ્કાર આપી પાણીમાં સારીપેઠે ધોળી પાણીને વસ્ત્રથી ગળી લઇ માટીના વાસણમાં ભરી તડકામાં મૂકવું. તડકામાં રહેલ પાણીની ઉપર તરનીપેઠે જે ધાટો ભાગ આવે તેને શિલાજીતને શુદ્ધ કરવાનોપ્રકાર

લઇ વળી બીજાં વાસણમાં નાંખવો. એવી રીતે બે મહિનાસુધી વારંવાર કરતાં પાણી ઉપર ધોટો ભાગ નજ આવે અને સઘળો કાળો ભાગ નીચેજ રહે એટલે તે કાળા ભાગને શુદ્ધ થયેલું શિલાજીત સમજવું. જે શિલાજીત અગ્નિ ઉપર નાખતાં શિવલિંગ જેવું થઇ જાય અને ધૂમાડો ન નિકળે તે શિલાજીતને શુદ્ધ તથા કાર્યમાં ઉપયોગી સમજીને સઘળાં કામોમાં લેવું.

**શુધ્ધ કરેલ શિલાજીતના ગુણો.**

શિલાજીત કડવુંછે, તીખું છે, ગરમ છે, પાકમાં તીખું છે, જરાને તથા અકાળ મરણને રોકનાર છે, પાકતાં સંસર્ગિ પદાર્થોના ગુણનું ગ્રહણ કરનાર છે અને કફ, પ્રમેહ, પાણ્વી, મૂત્રકૃચ્છ્ર, ક્ષય, શ્વાસ, સોજા, હરસ, પાંડુરોગ, વાતરક્ત, કોઢ, વાઈ તથા ઉદરના રોગ એઓને મટાડે છે.

**અભ્રકને શુધ્ધ કરવાનો પ્રકાર.**

કાળાં અભ્રકને કોલસામાં નાખી અગ્નિને ધમવો. અભ્રક લાલ થયા પછી તેને દૂધમાં નાખીને ઠારવું. પછી તેનાં પડ જુદાં જુદાં કરી તાંદળજાના અને લીંબુના રસથી આઠ પહોરસુધી ભાવના દેવી. આમ કરવાથી અભ્રક શુદ્ધ થાયછે. અશુદ્ધ અભ્રક અનેક પ્રકારની પીડા આપે છે, હૃદયમાં તથા પડખામાં અસહ્ય વ્યથા ઉત્પન્ન કરેછે, ગરમી કરેછે, અને કોઢ, ક્ષય તથા પાંડુરોગ એઓની ઉત્પત્તિ કરેછે. માટે અભ્રકને શુદ્ધકર્યા પછીજ તેની ભસ્મ કરવી.

**અભ્રકનેમારવાનોપ્રકાર**

નીચે લખ્યા પ્રમાણે ધાન્યાભ્રક કરી તેને સુકાવીને ખરલમાં એક દિવસસુધી આકડાનાં છીરથી તેનું મર્દન કરવું. પછી તેની થેપલી કરી આકડાનાં પાંદડાંથી વીંટીને સારી રીતે અગ્નિનો ગજપુટ દેવો. ગજપુટ ઠરી જતાં વળી તેમાંથી કાઢી લઇ આકડાનાં છીરથી મર્દન કરી થેપલી કરી આકડાનાં પાંદડાં વીંટીને ગજપુટ દેવો. એમ વારંવાર કરતાં સાતવાર થયા પછી વડની વડવાઈના કાઢાથી ખરલમાં મર્દનકરી કરીને ત્રણવાર અગ્નિનો ગજપુટ દેવો. આમ કરવાથી અભ્રક અવશ્ય મરી જાય છે. પછી લોઢાનાં પાત્રમાં મરેલ અભ્રકના વજન જેટલું ઘી નાખી તેમાં તે અભ્રકને પકાવવું. અભ્રકને એ સઘળું ઘી પચી જાય ત્યારે તેને સઘળા પ્રયોગોમાં કામે લગાડવું.

**ધાન્યાભ્રક કરવાનોવિધિ.**

અભ્રક વજનથી ચોથા હિસ્સાના ચોખા લઇ તેઓની સાથે અભ્રકને ધાબળામાં બાંધી ત્રણ રાત સુધી પાણીમાં રાખી મૂકવું. પછી પલળેલાં અભ્રકને હાથથી ચોળી

ળી ધાબળામાંથી ગાળવું ધાબળામાંથી પડેલું રેતી જેવું જે સૂક્ષ્મ અભ્રક થાય તેને ધાન્યાભ્રક સમજવું એ ધાન્યા ભ્રકને ઉપર કહેલી રીતે મારવું.

**મારેલ અભ્રકના ગુણો.**

મારેલું અભ્રક તુરૂં છે, મધુર છે, બહુ ટાઢું છે, આયુષ્યને તથા ધાતુને વધારનાર છે અને ત્રિદોષ, વ્રણ, પ્રમેહ, કોઢ, બરોળ, પેટની ગાંઠ, ઝેર તથા કૃમિ એઓને મટાડનાર છે. જો મારેલું અભ્રખ નિરંતર સેવવામાં આવે તો રોગો ટળે છે, શરીર દૃઢ થાયછે. વીર્યની વૃદ્ધિ થાયછે, ઘણી જુવાન સ્ત્રીઓની સાથે રમણ થઇ શકેછે અને સારા દીકરા આવે છે.

**હળતાળને શુધ્ધ કરવાનો પ્રકાર.**

હરતાળનો ભૂકો કરી તે ભૂકાને એક પહોર સૂધી દોલાયંત્રથી કાંજીમાં બાફ્વો, પછી એક પહોર સૂધી કોળાંના રસમાં, એક પહોર સૂધી તલનાં તેલમાં અને એક પહોર સૂધી હરડાં, બેહેડાં તથા આમળાંનાં પાણીમાં બાફ્વો, એવી રીતે દોલા યંત્રમાં ચાર પહોર સુધી પાકે ત્યારે હરતાળ શુદ્ધ થાય છે. અશુધ્ધ હરતાળ આયુષ્યને હરે છે, તાપ ઉપજાવે છે, ફોડલા ઉત્પન્ન કરે છે. અંગોનો સંકોચ કરે છે અને વાયુને તથા પ્રમેહને ઉત્પન્ન કરે છે. માટે હરતાળને શુદ્ધ કર્યા પછી તેની ભસ્મ કરવી.

**હરતાળને મારવાનો પ્રકાર.**

શુદ્ધ કરેલી પત્રાંવાળી હરતાળને એક દિવસ સૂધી ખરલમાં સાટોડીના રસથી વાટીને સુકાવવી. પછી એક હાંડલી લઇને તેના અર્ધ ભાગમાં સાટોડીનો ખાર ભરી તે ઉપર હરતાળનો ગોળો મૂકી તે હાંડલીને પાછી ગળાંસુધી સાટોડીના ખારથી ભરીને મોઢાં ઉપર ઢાંકણું ઢાંકી દેવું. એ હાંડલીને ચૂલે ચડાવીને અનુક્રમથી અગ્નિને વધારતો જવો. અખંડ પાંચ અહોરાત્રસૂધી એ પ્રમાણે અગ્નિ દેવાથી હરતાળ મરી જાય છે, હરતાળની માત્રા એક રતીભારની કરવી. અને તેમાં યોગ્યતા વિચારીને અનેક અનુપાનોનો ઉપયોગ કરવો.

**મારેલ હરતાળના ગુણો.**

હળતાળ તીખી છે; સ્નિગ્ધ છે, તુરી છે, ગરમ છે. અને ઝેર, ચળ, કોઢ, મોઢાંના રોગ લોહીનો બગાડ, કફ તથા પિત્ત એઓને મટાડે છે. હળતાળ રોગોને ટાળે છે. એટલુંજ નહિ પણ કાંતિને સારી કરે છે, વીર્યને વધારે છે અને આયુષ્યને પણ લાંબુ કરેછે.

**મનશીલને શુધ્ધ કરવા**

મનશીલને ત્રણ દિવસ સૂધી દોલાયંત્રમાં બકરીના મૂત્રની અંદર પકાવવું. અને પછી તેને બકરીનાં પિત્તાંથી

સાતવાર ભાવના દેવી એટલે ગનશીલ શુધ્ધ થાય છે. અ- **નો પ્રકાર.**
શુદ્ધ મનશીલ બળને મંદ કરેછે, મળ બંધ કરેછે, મૂત્રને
રોકેછે અને શર્કરા સહિત મૂત્ર કૃચ્છ્રને ઉત્પન્ન કરેછે.

**શુધ્ધ કરેલ મનશીલના ગુણો.**

શુધ્ધ કરેલું ગન શીલ ભારે છે, વર્ણને સારો કરનારછે, દસ્ત ઉતારનાર છે, ગરમ છે, મળોને ખોતરી નાખનાર છે, તીખું છે, કડવું છે, સ્નિગ્ધ છે, અને ઝેર, શ્વાસ, ઉધરસ, કફ તથા લોહીનો બગાડ એઓને મટાડનાર છે. મનશીલ એ હરતાળનીજ એક જાત છે પણ જુદાઇ એટલી છે કે હરતાળ બહુ પીળી થાય છે અને ગનશીલ રાતું છે.

**કલખાપરીઓ કેજેમો રથુથુનીજજાતછે તેને શુધ્ધ કરવાનો પ્રકાર.**

કલખાપરીઆને દોલા યંત્રથી સાત દિવસ સુધી માણસનાં મૂત્રમાં અને સાત દિવસ સુધી ગાયનાં મૂત્રમાં બાફવો એટલે કલખાપરીઓ શુદ્ધ થાય છે. શુદ્ધ કર્યાપછી તેનો ક્રિયાઓમાં ઉપયોગ કરવો.

**શુધ્ધ કરેલ કલખાપરીઆનાગુણો.**

શુદ્ધ કરેલો કલખાપરીઓ તીખો છે, ખારોછે, તુરોછે, વમન કરાવનાર છે, હલકો છે, મળોને ખોતરનાર છે, દસ્ત લગાડનાર છે, ટાઢો છે, નેત્રને હિતકારી છે, કફને તથા પિત્તને હરનાર છે અને ઝેર, પથરી, કોઢ તથા ચળનો નાશ કરનાર છે.

**ઉપ રસોને શુધ્ધ કરવાનો સાધારણ પ્રકાર.**

ચમક, ફટકડી, ખડી, કોડી, રેતી, હીરાબોળ અને સોરઠી માટી ઈત્યાદિ ઉપ રસોને લીલો ભાંગરો, કડવું સૂરણ, કેળ, કુકડવેલ, સરગવો, કડવી ધીસોડી, વાંઝણી કંકોડી, પીલુડી, અને વાળો એઓમાંના એકનો રસ, જવખાર, ટંકણખાર, સાજીખાર, પંચલવણ અને ખાટા પદાર્થોનો રસ એઓમાં એક દિવસ સુધી પ્રયત્નથી પલાળવા. અને પછી દોલા યંત્રમાં એક દિવસ સુધી ઉપર કહેલા પદાર્થોના રસમાં બાફવા, એટલે તેઓ શુદ્ધ થાયછે.

**અમુક ઉપરસોનો શુદ્ધ કરવાને વિશેષ પ્રકાર.**

પીળીઓ (જેનો રેચ લાગેછે તે), ગેરૂ, શંખ, હીરાકસી, ટંકણખાર, સુરમો, છીપની જાતો, શંખલાં અને કોડીઓ એઓને લીંબુના રસમાં બાફી જરા ઉનાં પાણીથી ધોઈ નાખવામાં આવે એટલે તેઓ શુદ્ધ થાય છે.

**હીરાને શુદ્ધ કરવાનો પ્રકાર.**

હીરાને ભોરીંગણીના કંદમાં નાખી દોલાયંત્રમાં કળથીના અને કોદરાના કાઢામાં ત્રણ દિવસ સુધી બાફવો એટલે હીરો શુધ્ધ થાયછે. અથવા હીરાને ભોરીંણીના કંદમાં નાખી તે કંદને ભેંસના છાંણનું લેપન કરી રાતના ચાર પહોર સુધી અડાયાના અગ્નિમાં પકાવવો. અને સવારે ઘોડાનાં મૂત્રમાં ઠારવો. એવી રીતે વારંવાર સાત રાત સુધી કરવાથી હીરો શુદ્ધ થાયછે.

**હીરાને મારવાનોપ્રકાર**

હીરાને તપાવી તપાવી હીંગ અને સિંધાલૂણથી સંયુક્ત કરેલ કળથીના કાઢામાં નાખવો. એવી રીતે એકવીશ વાર કરવાથી હીરો ભસ્મ થઇ જાય છે. અથવા ઘેટાનું શીંગડું, સર્પનું હાડકું, કાચબાની પીઠ, અમ્લ ચૂરણ અને સસલાનો દાંત એઓને સમ ભાગે લઈ થોરના છીરમાં વાટી તેની ગોળો બનાવી તેની અંદર હીરાને મૂકી અગ્નિનો પુટ દેવો એટલે તરતજ હીરો મરી જાયછે.

**મારેલા હીરાના ગુણો.**

હીરાની ભસ્મનું સેવન કરવામાં આવે તો તેથી આયુષ્ય વધેછે, પુષ્ટિ થાયછે, બળની તથા વીર્યની વૃદ્ધિ થાય છે. શરીરનો વર્ણ સારો થાય છે, સુખ પ્રાપ્ત થાય છે. અને ઘણા રોગોનો નાશ થાય છે.

**બીજાં રત્નોને શુદ્ધ કરવાનો તથા મારવાનો પ્રકાર અને તેઓની ભસ્મનાગુણો.**

સઘળાં માણક આદિ રત્નોને હીરાની પેઠેજ શુદ્ધ કરવાં તથા મારવાં. શુદ્ધ કરીને મારેલાં રત્નો શીતવીર્ય વાળાં છે, મધુર છે, રસમાં તુરાંછે, નેત્રને હિતકારી છે, ગળોને ઉખેડનાર છે, દસ્ત લગાડનારાં છે અને ઝેરનું હરણ કરનારાંછે.

**મંડૂર કરવાનો પ્રકાર.**

બેહેડાંના લાકડાના કોયલા કરી તે કોયલાને સળગાવી તેમાં લોઢાના કાટોડાને લાલચોળ તપાવી સાત વાર ગોમૂત્રમાં છમકાવવા. ત્યાર પછી લોઢાના કાટોડાને ખાંડી ચૂર્ણ કરી તેમાં તેથી બમણો ત્રિફળાનો ક્વાથ નાખી માટલીમાં ઘાલી કપડ અડાયા છાણાનો ગજપુટ દેવો એટલે શુધ્ધ મંડૂર થાય છે.

**યોગરાજ ગુગળ.**

ચિત્રો, પીંપરીમૂળ, યવાન, સુવા, વાવડીંગ, અજમો, જીરૂં, શાહજીરૂ, દેવદાર, ચવક, એલચી, સિંધાલૂણ, કઠ, રાસ્ના, ગોખરૂ, ધાણા, હરડાં, બેહેડાં, આમળાં, મોથ, સુંઠ મરી, પીંપર,

તજ, વાળો, જવખાર, તાલીસપત્ર, અને તમાલપત્ર, એઓનું બારીક ચૂર્ણ કરી તેમાં તે ચૂર્ણ જેટલા ગુગળને ઘી વતી સારી પેઠે મર્દન પૂર્વક મિશ્રિત કરી તે ગુગળને ઘીનાં રીઢાં વાસણમાં રાખી મેલવો મન ગમતો આહાર કરતાં છતાં પણ આ ગુગળની માત્રાનો ઉપયોગ કરવામાં આવે તો તેથી અગ્નિનું મંદપણું, ઉદરના રોગ, પેટનું ચડવું, હરસ, આમવાત વગેરે રોગો, કૃમિઓ દુષ્ટવ્રણ અને બરોળનું દરદ એઓનો નાશ થાય છે. તેમ અગ્નિ પ્રદીપ્ત થઈને વૃદ્ધિને પામે છે. અને બળ પણ વધે છે. આ ગુગળ સાંધાઓમાં તથા મજ્જામાં રહેલા વાયુ સંબંધી રોગોને પણ જીતેછે.

**ત્રિફળા ગુગળ.**

હરડાં, બેહેડાં, આમળાં, અતવસ, દેવદાર, દારૂ હળદર, મોથ, ફાલસાં, ખેર, આસુંદ્રો, કરંજ, ગળો, ગરમાળો, કરિયાતુ, લીંબડો, કડુ, ઇંદ્રજવ અને ઝેરકોચલાં એઓને સમ ભાગે લઇ આઠગણા પાણીમાં તેઓનો ક્વાથ અરધું પાણી અવશેષ રહે ત્યારે વસ્ત્રથી ગળી લઈ તેમાં ગળોનું બારીક ચૂર્ણ નાખી નવાં વાસણમાં આખી રાત સૂધી ભરી રાખવું. પછી તે પાણીમાં રતાંજળીનું બારીક ચૂર્ણ નાખી વસ્ત્રથી ગળી લઇ એ છ ગણાં પાણીથી સાત દિવસ સૂધી શિલાજીત સહિત ગુગળને ભાવના દેવી. પછી તે ગુગળમાં બત્રીશ તોલા ભાર અથાણાંનું પાણી ચાર તોલાભાર સોનામુખીનું ચૂર્ણ, ચાર તોલાભાર મધ અને ચાર તોલાભાર ઘી નાખી સર્વને મિશ્રિત કરીને એ ગુગળ ત્રિફળાના પાણીની, મગના પાતળા-ઓસામણની અથવા જાંગલ પ્રાણીઓના માંસનાં રસની સાથે ચાટવો. અને જીર્ણ થયા પછી રોગને અને સદવાને અનુસરી સંસ્કાર આપેલ રસાઓની તથા યૂષો (ઓસામણ)ની સાથે જુના રાતા ચોખાનો ભાત અથવા સાઠી ચોખાનો ભાત જમવો. આ ત્રિફલાગુગળ એકવીશ દિવસના પ્રયોગથી મહાદારૂણ વાત રક્તને ગટાડેછે. કોઢોને તથા વ્રણોને તરત નષ્ટ કરેછે. અને છેદાયલા અથવા ભેદાયલા શરીરના ભાગને સાંધેછે.

**કાંચનાર ગુગળ.**

કંચનારના ઝાડની છાલ ચાળીસ તોલાભાર લેવી, હરડાં, બેહેડાં તથા આમળાં આઠ આઠ તોલા ભાર લેવાં, સુંઠ, મરી તથા પીંપર ચાર ચાર તોલા ભાર લેવાં, વાયવરણાં ચાર તોલા ભાર લેવાં અને એલચી, તજ તથા તમાલપત્ર એક એક તોલા ભાર લેવાં; એ સઘળા પદાર્થોનું ચૂર્ણ કરી તેમાં તે ચૂર્ણ જેટલો શોધેલો ગુગળ મિશ્રિત કરી એક ગોળો કરવો. એ ગોળામાંથી ચોવીશ ચોવીશ ચણોઠીભારની ગોળીઓ કરવી. આ ગોળીઓ પ્રાતઃકાળમાં સુંઠના કાઢાની અથવા ખેરસારના

કાઢાની અથવા હરડેના કાઢાની અથવા ઉનાં પાણીની સાથે ખાવી. આ ગોળીઓ ખાવાથી ગંડમાળ, અપચી, અર્બુદ, ગ્રંથીઓ, વ્રણો, ગુલ્મો, કોઢ તથા ભગંદર એઓનો નાશ થાયછે.

**સિતોપલાદિ ચૂર્ણ.** સોળ તોલાભાર સાકર, આઠ તોલાભાર વંશલોચન, ચાર તોલાભાર પીંપર, બે તોલાભાર એળચી અને એક તોલાભાર તજ એઓનું ચૂર્ણ કરવું. આ ચૂર્ણ સિતોપલાદિ ચૂર્ણ કહેવાયછે. મધની અને ઘીની સાથે આ ચૂર્ણનો ઉપયોગ કરવામાં આવે તો ઉધરસ, દમ, ક્ષય, હાથ, પગ તથા અંગ એઓનો દાહ, અગ્નિનું મંદપણું. પડખાનું શૂળ, અરૂચિ, જ્વર, સળેખમ, નાક વિગેરેમાંથી નિકળતું લોહી અને પિત્ત એઓ તરત મટી જાયછે.

**ત્રિવૃતાદિચૂર્ણ.** નસોતર, કચૂરો, ખપાટ, રાસ્ના, સુંઠ, હરડે અને એરંડાનાં મૂળ એઓનું જે ચૂર્ણ તે ત્રિવૃતાચૂર્ણ કહેવાયછે. આ ચૂર્ણ ખાવામાં આવે અથવા તેનો ગોમૂત્રમાં કાઢો કરીને પીવામાં આવે તો તેથી કફ તથા છાતીનાં દરદ મટી જાયછે.

**હિંગ્વષ્ટક ચૂર્ણ.** સુંઠ, મરી, પીંપર, અજમો, સિંધાલૂણ, જીરૂં, શાહ જીરૂં, અને હિંગ એઓને સમભાગે લઈ ચૂર્ણ કરી તેમાં ઘી મેળવીને અન્નના પેહેલા કોળીઆની સાથે ખાવામાં આવે તો તેથી જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે. અને વાયુ સંબંધી રોગો મટી જાય છે.

**વૃદ્ધગંગાધર ચૂર્ણ.** મોથ, અરલૂ, સુંઠ, ધાવણી, લોદર, વાળો, બીલું, મોચરસ, કાળી-પાઠ, ઇંદ્રજવ, કડાછાલ, આંબાની ગોઠલી, રીસામણી અનેઅતવસ એઓનું ચૂર્ણ કરી મધની અને ચોખાના ધોણની સાથે પીવામાં આવે તો પ્રવાહિકા, સઘળા અતિસારો, તથા ગ્રહણી રોગ એઓ તરત મટી જાય છે. આ વૃદ્ધ ગંગાધર ચૂર્ણ ગંગાના પ્રવાહ જેવા ઝાડાને પણ રોકે છે.

**સુદર્શન ચૂર્ણ.** હરડાં, બેહેડાં, આમળાં, હળદર, દારૂહળદર, બેઠી ભોરીંગણી, ઉભી ભોરીંગણી, કચૂરો, સુંઠ, મરી, પીંપર, પીંપરીમૂળ, નાની પીલુડી, ગળો, ધમાસો, કડુ, ખડસલીઓ, મોથ, ત્રાયમાણ, વાળો, લીંબડો, કઠ, જેઠીમધ, કડાછાલ, યવાન, ઇંદ્રજવ, ભારંગી, સરગવાનાં બીજ, સોરઠીમાટી, વજ, તજ, પદ્મકાષ્ઠ, કાળો વાળો, સુખડ, અતવસની કળી, ખપાટ, મોટો સમેરવો, ગધી સમેરવો, વાવડીંગ, તગર, ચિત્રો, દેવદાર, ચવક, તમાલપત્ર, કડવીઘીસોડી,

જીવક, ઋષભક, લવિંગ, વંશલોચન, ધોળું કમળ, કાકોલીનાં પાંદડાં, જાવંત્રી અને તાલીસપત્ર એટલાં ઔષધોને સમભાગે લઈ તેઓનું ચૂર્ણ કરી તેમાં એ સઘળા ચૂર્ણના અરધ ભાગના વજન જેટલું કરિયાતુ નાખવું. એટલે સુદર્શન ચૂર્ણ સિદ્ધ થાય છે. આ ચૂર્ણ ત્રણે દોષોને, સઘળા પ્રકારના જ્વરોને, પ્રમેહને, ધેનને, ભ્રમને, તરસને, ઉધરસને, શ્વાસને, પાંડુરોગને, છાતીનાં દરદને, કગળાને અને શૂળને મટાડે છે. સઘળા પ્રકારના જ્વરોને ટાળવાને વાસ્તે આ ચૂર્ણને ટાઢાં પાણીથી પીવું. આ ચૂર્ણ કરવામાં ભારંગી ન મળે તો ભોરીંગણીનાં મૂળ, સોરઠીમાટી ન મળે તો ફટકડી, અને તાલીસપત્ર ન મળે તો ભોરીંગણીનાં મૂળ વાપરવાં. જીવક, ઋષભક અને કાકોલી એ ત્રણ ઔષધો મળતાંજ નથી એટલા માટે જીવકને તથા ઋષભકને બદલે વિદારીકંદના બે ભાગ અને કાકોલીને બદલે આસોંદનાં મૂળ નાખવાં.

**લાહીચૂર્ણ.** એક તોલું ગંધક અને અડધું તોલું પારો લઈ તેની સુંદર કજલીકરી તેમાં ત્રણ તોલા ત્રૂપણ (સુંઠ, મરી અને પીંપર), દોઢ તોલાભાર પાંચ લવણ (લૂણ ટંકણખાર, સિંધાલૂણ, બિડલૂણ, સંચળ), શેકેલી હિંગ, જીરૂં, શાહજીરૂં, અને એ સઘળાના તોલથી અર્ધું ભાંગ નાખી છાશની સાથે અથવા બીલાંના ગર્ભની સાથે એ ચૂર્ણ ચોવીશ ચણોઠી ભાર ખાવામાં આવે તો તેથી ઝાડાનું દરદ મટી જાયછે.

**જાત્યાદિતેલ** મરી, હરતાળ, નાળિયેર, આકડાનું છીર, કલગારી, ઝેરકોચલાં, હળદર, વછનાગ, લીંબડો, મોથ, અને ઇંદ્રજવ એઓનો કાઢો નાખી કાઢાથી ચોગણા ગોમૂત્રમાં પકાવેલું તેલ જાત્યાદિ તેલ કહેવાય છે. આ તેલ લગાવવાથી વાત રક્ત મટી જાય છે.

**બૃહન્મરિચ્યાદિ તેલ.** મરી, નસોતર, નેપાળાનાં મૂળ, આકડાનું છીર, છાણનું પાણી, દેવદાર, હળદર, દારૂહળદર, જટામાંસી, કઠ, રતાંજની, ઈંદ્રવારણી, કણેરનાં મૂળ, હરતાળ, મનશીલ, ચિત્રક, કલગારી, વાવડીંગ, કુવાડીઓ, સરસડીયો, ઈંદ્રજવ, લીંબડો, દુદ્ધા મામાનું ઝાડ, ગળો, થોરે, ગરમાળો, કરંજ, ખેર, પીંપર, વજ અને માલકાંકણી એ પ્રત્યેક પદાર્થોને ચાર ચાર તોલાભાર લેવા. અને વછનાગ આઠ તોલાભાર લેવો. પછી એઆને જેમાં ચોગણું ગોમૂત્ર નાંખ્યું હોય એવાં બસો છપન રૂપિયાભાર સરસીઆ તેલમાં માટીનાં અથવા લોઢાનાં પાત્રની અંદર ધીરે ધીરે કુણી આંચથી પકાવતાં જે તેલ સિદ્ધ થાય તે બૃહન્મરિચ્યાદિ

તેલ કહેવાય છે. આ તેલ લગાવવાથી કોઢના વ્રણો, વાતરક્ત, ખસ, વિસ્ફોટક અને વિચર્ચિકા એઓનો નાશ થાય છે.

**લક્ષ્મિ વિલાસ તેલ.**

એળચી, ચંદન રાસ્ના, લાખ, નખલા, કપૂર, મરિચ કંકોલ, મોથ, બળદાણા, તજ, દેવદાર, કાળોઅગર, તગર, જટામાંસી તથા કઠ એઓને સમભાગે લઇ ત્રગણોરાળ નાખીને ડમરૂયંત્રથી તેલ કાઢવું. આ લક્ષ્મીવિલાસ તેલ કહેવાય છે. આ તેલનો યુક્તિથી ઉપયોગ કરવામાં આવે તો વાતરોગ તથા બીજા અનેક રોગોનો નાશ થાય છે. નાગરવેલનાં પાનથી મેળવી પીવામાં આવે તો જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે. શરીરમાં ચોળવામાં આવે તો હરસનો તથા ક્ષયરોગનો નાશ થાય છે. આ તેલને સુગંધી પુષ્પો વગેરેની ભાવના આપવામાં આવી હોય તો ગંધ તેલ કહેવાય છે.

**લાક્ષાદિતેલ**

તેલ, લાખનો કાઢો અને દૂધ એઓને ચોસઠ ચોસઠ તોલાભાર લઈ તેઓનો ક્વાથ કરીને ચતુર્થાંશ અવશેષ રહે ત્યારે તેમાં લોદર, કાયફળ, મજીઠ, મોથ, નાગકેસર, પદ્મકાષ્ટ, વાળો અને જેઠીમધ એ પ્રત્યેક પદાર્થોના ચાર ચાર તોલાભાર કલ્કો નાખી અગ્નિથી પકાવી તેલને સિદ્ધ કરવું. આ તેલથી દાંતના રોગ મટી જાયછે. અને અભ્યંગ કરવાથી સર્વ પ્રકારના જ્વર નાશ પામેછે.

**કુંકુમાદિતેલ**

કેસર, સુખડ, લોદર, પતંગ, રતાંજની, વાળો, મજીઠ, જેઠીમધ, તમાલપત્ર, પદ્મકાષ્ઠ, કમળ, કઠ, ગોરોચના, હળદર, લાખ, દારૂહળદર, સોનાગેરૂ, નાગકેસર, કેસુડાં, ધરૂલાં, વડની કુણીવડવાઈ, માલતી, મીણ, સરશવ, અને સુગંધી વજ એ પ્રત્યેક પદાર્થોને એક એક તોલાભાર લઇ ચોગણા દૂધમાં વાટી એકસોઅઠ્ઠાવીશ તોલાભાર તેલમાં નાખી તે તેલને મંદ અગ્નિથી પકાવવું એટલે કુંકુમાદિતેલ સિદ્ધ થાયછે. મોઢાંપર આ તેલનો અભ્યંગ કરવામાં આવે તો તેથી મોઢાં ઉપરનાં દાઝ, તલ, મસ તથા લાખું ઈત્યાદિકનો નાશ થાયછે.

**ઇરિમેદાદિ તેલ.**

કાળાખેરની ચારસો તોલાભાર છાલને કુટી એક હજાર ચોવીશ તોલાભાર પાણીમાં તેનો ક્વાથ કરવો. ચતુર્થાંશ પાણી અવશેષ રહે ત્યારે બસોછપ્પન તોલાભાર તેલ નાખવું. અને કાળોખેર, લવિંગ, સોનાગેરૂ, અગરૂ, પદ્મકાષ્ઠ, મજીઠ, લોદર, જેઠીમધ, લાખ, વડ, મોથ, તજ, જાયફળ, કપૂર, મરિચકંકોલ, ધોળોખેર, પતંગ, ધાવણીનાં ફુલ, ઝીણી એળચી, નાગકેસર અને કાયફળ એ

પદાર્થોના એક એક તોલાભાર કલ્ક નાખવા. પકાવતાં પકાવતાં તેલ સિદ્ધ થાય ત્યારે તેને ગાળી લેવું એટલે ઈરિમેદાદિ તેલ કહેવાય છે. આ તેલથી મોઢાનાં દરદ, દુષ્ટ થયેલું દાંતનું ગાંસ, દાંતનું છિદ્ર તથા દુર્ગંધપણું ઇત્યાદિ રોગો મટી જાયછે.

**કંટકારી અવલેહ.** ચારસો તોલાભાર ભોરીંગણી લઈ તેનો એક હજાર ચોવીશ તોલાભાર પાણીમાં ક્વાથ કરી ચોથા ભાગનું પાણી અવશેષ રહે ત્યારે ઉતારીને તેમાં ચૂર્ણરૂપે ચાર તોલા ગળો, ચાર તોલા ચવક, ચાર તોલા ચિત્રો, ચાર તોલા મોથ, ચાર તોલા કાકડા શીંગી, ચાર તોલા સુંઠ, ચાર તોલા મરી, ચાર તોલા પીંપર, ચાર તોલા ધમાસો, ચાર તોલા ભારંગી, ચાર તોલા રાસ્ના, ચાર તોલા કચૂરો એંશી તોલા સાકર, બત્રીશ તોલા ઘી અને બત્રીશ તોલા તેલ એટલા પદાર્થો નાખી પકાવી શીરો કરીને તે ઠંડો થાય ત્યારે તેમાં બત્રીશ તોલા ભાર મધ, આઠ તોલા ભાર વંશલોચન, અને સોળ તોલા ભાર પીંપર નાખી તે અવલેહને સારા અને મજબૂત માટીના વાસણમાં રાખવો. આ અવલેહથી હેડકી, ઉધરસ અને શ્વાસ એઓ સંપૂર્ણ રીતે મટેછે.

**હરડેનો અવલેહ(ભૃગુહરીતકી.** મૂળ, છાલ તથા પાંદડાં સહિત ચારસો તોલાભાર ભોરીંગણી અને સો હરડે એઓનો એક વાસણમાં એક હજાર ચોવીશ તોલા ભાર પાણીની અંદર ક્વાથ કરવો. બળતાં બળતાં ચોથા ભાગનું પાણી અવશેષ રહે ત્યારે તે ક્વાથને ઝીણાં લુગડાંથી ગાળી લઈ તેમાં પકાવેલી પેલી સો હરડે અને ચારસો તોલા ભાર ગોળ નાખી તેનો પાક કરવો. અગ્નિથી સારી પેઠે પાકી જાય ત્યારે તેને નીચે ઉતારી શીતળ થાય એટલે તેમાં સુંઠ, મરી, પીંપર, એળચી, તજ, તમાલપત્ર, અને નાગકેસર એ પ્રત્યેક પદાર્થો ચાર ચાર તોલા ભાર નાખવા અને મધ ચોવીશ તોલા ભાર નાખવો. આ સઘળો મિશ્રિત થઈ જાય ત્યારે ભૃગુહરીતકી નામનો અવલેહ સિદ્ધ થાયછે. આ અવલેહનો શરીરના બળને તથા અગ્નિને અનુસરીને ઉપયોગ કરવામાં આવે તો તેથી વાયુ સંબંધી ઉધરસ, પિત્ત સંબંધી ઉધરસ, કફ સંબંધી ઉધરસ, બે દોષ સંબંધી ઉધરસ, ત્રણે દોષ સંબંધી ઉધરસ, ઉરઃક્ષત સંબંધી ઉધરસ, ક્ષયસંબંધી ઉધરસ, શ્વાસ, સળેખમ અને અગિયારે રૂપવાળો ઉગ્ર ક્ષયરોગ એઓનો નાશ થાયછે.

**પુનર્નવાસવ.** સાટોડી, કાળીપાઠ, નેપાળાનાં મૂળ, ગળો, ચિત્રો,

ભોરીંગણી, હરડાં, બેહેડાં તથા આમળાં, એ પ્રત્યેક પદાર્થો-
ને આઠ આઠ તોલા ભાર લઇ બે હજાર અડતાળીસ તોલા ભાર પાણીમાં
કાઢો કરી અરધું પાણી અવશેષ રહે ત્યારે તેને ગળી ઠંડું કરીને તેમાં બસો
તોલા જુનો ગોળ અને બસોછપન તોલા મધ નાખી એક મહિના સુધી
ઘીના રીઢાં વાસણમાં ભરી રાખવું. એટલે પુનર્નવાસવ સિદ્ધ થાયછે. પછી
તેમાં ચાર તોલા ભાર જવનું ચૂર્ણ અને બબે તોલા ભાર નાગકેસર, ત-
જ, એળચી, મરી, વાળો, તમાલપત્ર તથા ગંધક નાખી વ્યાધિનું બળ જો-
ઇને મધની સાથે તેની યોગ્ય માત્રા પીવી. આ પીવાથી છાતીનાં દરદ, પાં-
ડુરોગ, સોજા, બરોળનું દરદ, ભ્રમ, અરૂચિ, પ્રમેહ, ગુલ્મ, ભગંદર, હરસ,
ઉદરના રોગ, ઉધરસ, શ્વાસ, ગ્રહણીરોગ, કોઢ, શળ, શાખાગત વાયુ, મ-
લબંધ, હેડકી તથા હલીમક એઓનો નાશ થાયછે આ આસવ ઉપર માં-
સના રસાનું પથ્ય કરવું.

ચારસો તોલા કાળી દ્રાખ લઈ ૮૧૭૨ આઠ હજાર **દ્રાક્ષાસવ.**
એકસો બોતેર તોલા ભાર પાણીમાં નાખી ચતુર્થાંશ પાણી
અવશેષ રહે એવો ક્વાથ કરી વસ્ત્રથી ગાળી લેવો. એ ક્વાથમાં ચારસો તોલા
મધ, ચારસો તોલા સાકર અને અઠ્ઠાવીશ તોલા ધાવણીનાં ફુલ નાખી
ઘીના રીઢાં વાસણમાં રાખવો અને તેમાં બબે તોલા ભાર જાયફળ, લ-
વિંગ, મરિચ કંકોલ, હરફારેવડીનાં ફળ તથા ચંદન એઓનાં ચૂર્ણ નાખ-
વાં. પછી એક દિવસ ખમી રહેવું એટલે દ્રક્ષાસવ સિદ્ધ થાયછે. આ આસ-
વનો ઉપયોગ કરવાથી હરસ, શોષ, અરૂચિ, છાતીનાં દરદ, પાંડુરોગ, રક્ત-
પિત્ત, ભગંદર, ગુલ્મ, ઉદરના રોગ, કૃમિ, ગ્રંથિ તથા જ્વર એઓનો નાશ
થાય છે અને કાંતિ તથા બળ વધેછે.

સાટોડી, દેવદાર, સરશવ, સુંઠ અને સરગવાની છા- **દોષઘ્નલેપ.**
લ એ પાંચ ઓસડોને આથાના ખાટા રસમાં વાટી તેઓ-
નો લેપ કરવામાં આવે તો સઘળા પ્રકારના સોજા મટી જાયછે.

સરસડીઓ, જેઠીમધ, તગર, રતાંજની, એલચી, **દશાંગ લેપ.**
જટામાંસી, હળદર, દારૂહળદર, કઠ અને વાળો એટલા પ-
દાર્થોનું ચૂર્ણ કરી તેમાં પાંચમા ભાગ જેટલું ઘી નાખી પાણીથી કાલવીને
લેપ કરવામાં આવે તો તેથી રતવા, ઝેર, વિસ્ફોટક, સોજા અને દુષ્ટ વ્રણ,
એઓનો નાશ થાયછે, આ લેપ દશાંગ કહેવાય છે.

**ચંદ્રોદયા વર્ત્તિ.** શંખના પેટારનો ભાગ, બેહેડાંનો ગર્ભ, હરડે, મનશીલ, પીંપર, મરી, કઠ, અને વજ એઓને સરખે ભાગે લઇ બકરીના દૂધમાં વાટી એક એરડીના વજનની જવજેવા આકારવાળી વાટ કરવી એ ચંદ્રોદયા વર્ત્તિ કહેવાય છે. એ વાટને પાણીમાં વાટી યોગ્ય રીતે આંજવી. એ આંજવાથી તિમિર, માંસની વૃદ્ધિ, કાચ, પડળ, પાંપણુની અંદરની ગાંઠ, રાતે આંધળાપણું અને એક વર્ષનું ફુલું એટલાં દરદો મટી જાય છે.

**જાત્યાદિ ઘી.** ચમેલીનાં પાંદડાં, કડવી ઘીસોડી, લીંબડો, કડુ, દારૂહળદર, હળદર, ઉપલસરી, મજીઠ, મોરથુથુ, કલખાપરીઓ, મીણુ, જેઠીમધ, અને કરજનાં બીજ એઓના કલ્કમાં જે ઘી પકાવવામાં આવે તે જાત્યાદિ ઘી કહેવાય છે. આ ઘી લગાવવાથી ઝીણાં મોઢાવાળા, મર્મોમાં રહેલા સ્રાવવાળા, ઉંડા, વેદનાવાળા, અને અંગોમાં ગતિ કરનારા વ્રણો સાફ થઇ જાય છે. અને ભોં આવીને રૂઝાઇ જાય છે.

**દ્રાક્ષાદિ ઘી.** દ્રાખ, જેઠીમધ, ખજૂર, વિદારીકંદ, શતાવરી, ફાલસાં, હરડાં, બેહેડાં અને આમળાં એ પ્રત્યેક પદાર્થોને ચાર ચાર તોલાભાર લઈ બસો છપન તોલાભાર પાણીમાં તેઓનો ક્વાથ કરી પાણીનો ચતુર્થાંશ અવશેષ રહે ત્યારે તે ક્વાથને ઉતારી લેવો. પછી તેમાં આમળાંનો રસ, શેલડીનો રસ, હરડેનો કલ્ક, દૂધ અને ઘી એઓને કાઢાના ચતુર્થાંશ જેટલાં નાખી પકાવવાં. પકાવતાં જે ઘી સિદ્ધ થાય તે દ્રાક્ષાદિ ઘી કહેવાય છે. આ ઘીમાં ચતુર્થાંશ જેટલાં સાકર તથા મધ નાખી તે ઘી ખાવામાં આવે તો તેથી પિત્ત અને સઘળા ગુલ્મ સંબંધી વિકારો નષ્ટ થઈ જાય છે.

**બીજા પ્રકારનું દ્રાક્ષાદિ ઘી.** ચોસઠ તોલાભાર દ્રાખ, અને બત્રીશ તોલાભાર જેઠીમધ, એઓનો બસો છપન તોલાભાર પાણીમાં ક્વાથ કરી ચોથા ભાગનું પાણી અવશેષ રહે ત્યારે તેમાં ચાર તોલા વાટેલ જેઠીમધ, ચાર તોલા વાટેલી દ્રાખ, આઠ તોલા પીંપરનું ચૂર્ણ, અને ચોસઠ તોલાભાર ઘી નાખીને ચોગણા દૂધમાં પાક કરવો. પાક થઇ રહ્યા પછી તેને ઠંડો કરી તેમાં બત્રીશ તોલાભાર સાકર નાખવી એટલે દ્રાક્ષાદિ ઘી સિદ્ધ થાયછે. આ ઘી ઉરઃક્ષતને, શોષને, વાયુને, પિત્તને, શ્વાસને, વિસ્ફોટકને, હલીમકને, પ્રદરને તથા રક્તપિત્તને હણે છે. અને માંસને તથા બળને વધારે છે.

ચારસો તોલા રક્તરોહીડો અને બસો છપન તોલા **રે હીડાનું ઘી.** બોર એઓને એક હજાર ચોવીશ તોલા ભાર પાણીમાં કવાથ કરવો. ચોથા ભાગનું પાણી રહે ત્યારે તે કવાથમાં ચોસઠ તોલા ઘી અને બસો છપન તોલા બકરીનું દૂધ નાખીને તેમાં સુંઠ, મરી, પીંપર, હરડાં, બેહેડાં, આમળાં, હિંગ, અજમા, ધાણા, બીડલૂણ, વાવડીંગ, ચિત્રો, પલાશી, ચવક, વજ, જીરૂં, સાંભરલૂણ, દાડિમ, દેવદાર, સાટોડી, ઇંદ્રવારૂણી, જવખાર અને એરંડનાં મૂળ એ પ્રત્યેક પદાર્થનો એક એક તોલો ભાર કલ્ક કરીને નાખવો. પછી કવાથથી જે ઘી પાકે તેને ગજપુત વાસણમાં નાખવું આ ઘીની ચારતોલી ભાર માત્રા માંસના રસની સાથે, દુધની સાથે અથવા મૂત્રની સાથે પીવી. આ પીવાથી સારણનું દરદ, બરોળનું દરદ, ઉદરના રોગ, શૂળ, અગ્નિનું મંદપણું, અરૂચિ, મલબંધ, પાંડુરોગ, કમળો, ઉલટી, અતિસાર, તંદ્રા, જ્વર, અને કૃમિ એઓનો નાશ થાય છે.

ચુકો, બોર, દહીં, સુઠ, અને જવખાર એઓને ઘીથી **ચાંગેરી ઘી.** ચાર ગણાં લઈ તેઓથી સંયુક્ત કરીને પકાવેલું ઘી ચાગેરીઘી કહેવાયછે. આથી આમણ નિકળવાનાં દરદનો નાશ થાયછે.

પીંપર, પીંપરીમૂળ, ચિત્રો, ગજપીંપર, ગોખરૂ, સુંઠ **બીજાપ્રકારનું ચાંગેરીઘી.** ધાણા, કાળીપાઠ, બીલાં તથા યવાન એ દશ ઔષધોને ચાર ચાર તોલા ભાર લઈ કલ્ક કરી બસોછપન તોલા ભાર ઘી લઇ તે ઘીમાં તે કલ્ક તથા ઘીથી ચોગણો ચુકાનો રસ તથા દહીંની તર નાખી ધીરે ધીરે ઘી પકાવવું. આ ચાંગેરીઘી કફ, વાયુ, ગ્રહણી, હરસ, પેટનું આફરવું, આમણ, મૂત્રકૃચ્છ્ર તથા પ્રવાહિકા એઓનો નાશ કરેછે.

**रथोद्धतावृत्तम्·**

**वैद्यशास्त्रिमणिशंकरश्रमं**
**सज्जनाःसफलयंतुसत्क्रमम् ॥**
**कल्पवृक्षमिववांछितार्थदं .**
**ग्रंथमेनमवलोक्यसादरम् ॥**

**समाप्त.**

## આ ચિકિત્સાબંધી ગ્રંથને પ્રથમથી આશ્રય આપનાર સદ્‌ગૃહસ્થોનાં મુબારક નામો.

નામ. સંખ્યા.

### અંકલેશ્વર.

રા. રા. માસ્તર આરબી મજમુદાર ૧
" " વકીલ કેશવરામ કાશીરામ ૧
" " રતનજી નશરવાનજી જીનવાળા. .............. ૧

### અજરપુરા.

રા. રા. ફુલાભાઇ નરેસિંહભાઇ તલાટી.................... ૧

### અણુખી.

રા. રા. શાહ શીવલાલ ખીમચંદ ૧

### અંજાર.

રા. રા. અંજાર લાયબ્રેરીના સેક્રેટરી ૧
" " મોહનલાલ દલપતરામ અવલ કારકુન. ........... ૧

### અડવાણા.

રા. રા. જેરામ .વિ. કાનજી જોશી. ૧

### અડવાળ.

રા. રા. વૈદ્ય દવે મોતીલાલ થકુભાઇ કંન્યાશાળાના મેહેતાજી પ્રાણુજીવનમાવજી મારફત ૧

### અડાલજ.

રા. રા. શાહ ઉમેદ બેહેચર....... ૧

### અમદાવાદ.

રા. રા. ડાકટર અમથાલાલ પીતાંબરદાસ.................... ૧
" " નવરોજજી નસરવાનજી... ૧
" " વિશ્વનાથ શામરાવ હેડ કલાર્ક................. ૧
" " હીરાલાલ સુરજરામ...... ૧
" " મગુભાઈ ફતેહચંદ ..... ૧

નામ. સંખ્યા.

રા. રા. જમનાદાસ ગુલાંબચંદ.... ૧
" " મંગળદાસ લલ્લુભાઇ મારફતીયા................ ૧
" " નર્મદાશંકર દયાશંકર ... ૧
" " અમૃતલાલ કાળીદાસ...... ૧
" " અંબાલાલ નરોત્તમદાસ ૧
" " દલપતરામ વિશ્વનાથ અધ્યારૂ... ................. ૧
" " વ્રજલાલ કેશવલાલ અગરવાળા..................... ૧
" " વકીલ ગોવિંદલાલ બાલાજી ૧
" " દેશાઇ કાલીદાસ હરજીવનદાસ..................... ૧
" " ઉમયાશંકર રેવાશંકર ... ૧
" " સોની પીતાંબરદાસ મગનલાલ.................... ૧
" " પટેલ રામચંદ્ર હરગોવિંદદાસ.................... ૧
" " રાવસાહેબ ઉમયાશંકર રામશંકર. .............. ૧
" " મિસ્ત્રી છગનલાલ જીવરામ ૧
" " રાવબહાદુર ખુશાલરાય સારાભાઇ માજીદિવાન છોટાઉદેપુર.................... ૧
" " ઉદેશંકર દયાશંકર ...... ૧
" " મગનલાલ રણછોડલાલ વકીલ. ..................... ૧
" " જેકીશનદાસ પ્રમાણંદદાસ રીલીવીંગ સ્ટેશન માસ્તર ૧
" " મગનલાલ મોતીચંદ...... ૧
" " કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી.................... ૧
" " સ્કોલર ગિરજાશંકર માહાશંકર.................... ૧
" " નારાયણ દત્તુ ફાયરમેન... ૧
" " વકીલશંકરલાલ અમૃતલાલ ૧

રા. રા. છોટાલાલરણછોડલાલ મેહેતા. ૧
" " શામળદાસ નાનજી ત્રિપુરાશંકર ભાણશંકર મારફત ૧
" " રણછોડલાલ મલુકચંદઘોઘારી આસિસ્ટંટ ડેપ્યુટી એ. ઇન્સ્પેકટર અમદાવાદ વિભાગ.................. ૧
" " પુરાણી માધવલાલ મોતીલાલ.............. ૧
" " ખ્રીસ્તી જોન ગંગારામ મીશન એજંટ........... ૧
" " વૈદ્ય મણીલાલ લલ્લુભાઇ ૧
" " વૈદ્ય નારાયણભાઇ પ્રભાશંકર................ ૧
" " બાલાભાઇ દામોદરદાસ... ૧
" " મણીભાઇ પ્રેમાભાઈ···· ૨

## અમરાપુર.

રા. રા. સેવકરામ વિશ્વનાથ..... ૧
રા. રા. દોશી નેમચંદ વિ. કાનજી ૧

## અમરેલી.

રા. રા. અમૃતરાવ રાજેશ્વર પોલીસ સિરસ્તેદાર........ ૧
" " ભોલાનાથભાઇ એકાઉન્ટંટ ૧
" " રાવજી બાબાજી રેડે.... ૧
" " અંદરજી બેચર ચાચઇ કારકુન............... ૧

## અમલસાડ.

રા. રા. ભાણાભાઇ કેશવજી.... ૧

## અમલસાડી.

રા. રા. એદલજી ઉકડજી....... ૧
" " ઉકડજી ભીખાજી ......૧

## અમલેશ્વર.

રા. રા. પટેલ મંછારામઅમથારામ ૧
" " મા. દલસુખરામ હરિભાઇ ૧
" " પટેલ નથુભાઇ ભગુભાઇ. ૧
" " પટેલ નરભુભાઇ ભગુભાઇ ૧
" " પા. દેશાઇ ગીરધર..... ૧

## અરસુડા.

રા. રા. પટેલ મગન દેશાઇ.... ૧

## અલીગઢ.

રા. રા. આઝીક વલભશંકર.... ૧
" " આઝીક વેણીશંકર...... ૧
" " ભટ્ટ ઝવેરીલાલ......... ૧
" " મામુભા જોગ.......... ૧
" " ભટ્ટ ગિરધરલાલ...... ૧

## અલીંદ્રા.

રા. રા. સોમાભાઇનરેરભાઇતલાટી ૧

## અલાદર.

રા. રા. નગીનલાલ બાપુભાઇ.... ૧

## અલ્હાબાદ.

રા. રા. મથુરાપ્રસાદ ગાઉટ સેક્રેટરીયટ એન. ડબલ્યુ. પી. આઉધ................ ૧
" " દવે ચુનીલાલ વડનગરા હેડ કલાર્ક............ ૧
" " ભટ્ટ વસ્તીરામજી વડનગરા કલાર્ક.............. ૧

## અષ્ટગામ.

રા. રા. મંગાભાઇ કીકાભાઇ..... ૧

## અસારા.

રા. રા. કાવસજી જીવણજી પટેલ સોલ્ટ ઈન્સ્પેકટર...... ૧

## આજવા.

રા. રા. કેશવરામ જદુરામ અંગ્રેજી ડીસપેન્સરીના ડાકટર..... ૧

## આડેસર.

ઠાકોરશ્રી લખાજી............ ૧

## આણંદ.

રા. રા. કેશવલાલ લલ્લુભાઇ સબ પોસ્ટ માસ્તર.......... ૧
" " બહેરામજી જીવાજી...... ૧
" " પટેલ દશુરભાઇ વાઘજીભાઇ ૧
" " અમૃતલાલ સુંદરલાલ.... ૧
" " મોતીલાલમુળચંદ...... ૧

## આંતરોલી.

રા. રા. મેહેતાજીછોટાલાલ લાલચંદ ૧

## આંબરડી.

રા. રા. નરભેશંકર ત્રીકમજી પંડયા વહીવટદાર............ ૧

## આંમરણ.

રા. રા. વૈદ્ય નિલકંઠ રતનજી.... ૧
" " મયાશંકર રામજી મેહેતાજી ૧

## આબુરોડ.

રા. રા. જમસેદજી ભીમજીભાઇ મેહેતા................ ૧
" " બમનજી ધનજીભાઈ કંટ્રાકટર................ ૧

## આમોદ.

રા. રા. હરજીવન રાયચંદ....... ૧
" " રણછોડ હરગોવિંદ ઢાઢર નાકાના ટોર કલેકટર...... ૧

## આસોદર.

રા. રા. રતનચંદ ભાયચંદ...... ૧

## આસ્તા.

રા. રા. આત્મારામ વિશ્વનાથ.... ૧

## ઇખર.

રા. રા.હરિભાઇભગવાનજીમેહેતા . ૧

## ઇંગતપુરા.

રા. રા. નશરવાનજી નાનાભાઇ દીંગી................ ૧

## ઇચ્છાપોર.

રા. રા. વૈદ્ય દયાશંકર ગીરજાશંકર પંડયા................ ૧

## ઉચેડીયા.

રા. રા. મોજણીદાર જગન્નાથ મણીશંકર.............. ૧

## ઉંઝા સ્ટેશન.

રા. રા. હીરાલાલ વસનદાસ સ્ટેશન માસ્તર.............. ૧

## ઉડમલપેટા.

રા. રા. ઠકર પુરૂષોત્તમ ઓધવજી ૧

## ઉદવાડા.

રા. રા. મોબેદ ફરામજી ભીખાજી ગોંદા............... ૧
" " ડાકટર નારાયણ રઘુનાથ સાતપુતે............. ૧

## ઉબરૂ ગામ.

રા. રા. નરોત્તમ ઘેલાભાઇ આસિસ્ટંટ ઇન્સ્પેકટર....... ૧

## ઉમરાજ.

રા. રા. વૈદ્ય વેહેલાભાઇ હરિભાઇ. ૧

## ઉમરાલા.

રા. રા. મેહેતા મણિલાલ દુવારકાંદાસ સિરસ્તેદાર....... ૧
" " જમનાદાસ વિ. જેકરશનદાસ મેહેતા.......... ૧
" " વકીલ હરજીવનદાસ ગોવિંદરામ............... ૧

## ઉમરેઠ.

રા. રા. શંકર કીશોરદાસ વેકશીનેટર................ ૧
" " ત્રવાડીહરિપ્રસાદરણછોડ ૧
" " દવે બાપુજી પ્રેમાનંદ... ૧
" " હરિપ્રસાદ રણછોડ.... ૧
" " છોટાલાલ ગોપાલભાઇ ૧
" " મહમદ અભરામ.... ૧
" " છગનલાલ દાજીભાઇ... ૧
" " કુબેરરામ અનુપરામ... ૧
" " હરગોવિંદમયારામશુકલ ૧
" " ભટ્ટઆશારામ ઘેલાભાઇ ૧

## એરૂ.

રા. રા. પ્રાણશંકર ઇચ્છારામ..... ૧

## ઓડ.

રા. રા. જેઠાભાઇ નથુભાઈ...... ૧
" " પારેખ દેશાઇભાઇ જીવાભાઈ............... ૧

## ઓરપાડ.

રા. રા. માણેકરાય સદાશિવ દેશાઈ ૧
" " ઉમ્યારામ ઉદેરામ...... ૧
" " ડાકટર દલપતરામ ઉમેદરામ............... ૧

## કડોસણ.

રા. રા. માણેકલાલ અમુલખરાય. ૧

## કઠલાલ.

રા. રા. ભાવસાર લલ્લુ ઝવેર.... ૧

## કઠોર.

રા. રા. ગીરધરલાલ અમૃતલાલ.. ૧
" " પાલણજી નાનાભાઈ પોસ્ટ માસ્તર.......... ૧
" " ફ્રામરોજ આદરજી કુમશીઆ.............. ૧
" " સેખ બહાદુરનાયબસુબા ૧
" " ડાકટર સૈયદ આદમ.... ૧
" " મુરારીરાવ લક્ષ્મણ ડીસ્ટ્રીક્ટ કાο............ ૧

## કડાણા.

રા. રા. મોજીલાલ મોતીલાલ કામદાર................. ૧

## કંડારી.

રા. રા. વૈદ્ય અંબાશંકર નારાણજી. ૧

## કડી.

રા. રા. ત્રિભોવદાસ જગજીવન ઓવરસિયર................ ૧
" " વાસુદેવ આનંદરાવ.... .. ૧
" " શાંકરશી રતનશી હેડકલાર્ક ૧
" " મણીભાઇ બાલાજી હેડ એકાઉંટંટ. ............... ૧
" " વૈદ્ય અંબાલાલ લક્ષ્મીરામ ૧
" " રામચંદ્રમુકુંદ સિરસ્તેદાર ૧
" " મગનલાલગુલાબચંદદેશાઇ ૧
" " ખેમચંદ હરવજીનદાસ.... ૧
" " છગન ગિરધર મુલકી સિરસ્તેદાર.................. ૧
" " માધવલાલશંકરલાલ જેલર ૩
" " મોરલીધર જેશંકર....... ૧
" " મોહનલાલકાળીદાસકારકુન ૧
" " ભાઈલાલ બાપાલાલ પટેલ ૧
" " છગનલાલ શેવકરામ જાની ૧
" " ભગવંતરાય નરસીરાય નોંધણી કામદાર....... ..... ૧
" " વકીલ હરી નારાયણ.......૧
" " છોટાલાલમોહનલાલકારકુન ૧
રા. રા. કૃષ્ણદેવ જગદત કારકુન... ૧
" " ચુનીલાલ છોટાલાલ દેશાઇ કારકુન................. ૧
" " ભોગીલાલ સાકળચંદ એકાઉન્ટંટ...... ...............૧
" " પ્રભાશંકર ઉમયાશંકર કારકુન.................... ૧
" " મોહનલાભ પ્રેમાણંદ ત્રીજેરી ઉપર પારેખ......... ૧
" " લલુભાઇ રણછોડજી વેકશીનેટર. .................... ૧
" " નર્મદાશંકર પ્રભુરામ...... ૧
" " લલુ પ્રેમચંદ ટ્રેઝરર....... ૧
" " બ્રિજવલવદાસ ગોરધનદાસ શાહ.................... ૧
" " પોપટલાલ ત્રિભોવનદાસ ૧
" " હાથીભાઈઅમીચંદ કારકુન ૧
" " લલુભાઇ રણછોડજી વેકશીનેટર..................... ૧
" " હરિલાલ પીતાંબર....... ૧
" " રાવજી નરહર .......... ૧
" " મૂલજી કેવળરામ ઓવરસિયર.................... ..૧
" " ઠાકર માણેકલાલભુલાભાઇ ૧
" " હર્ષદરાય વ્રજરાય આકટીંગ હેડકલાર્ક... ...........૧
" " કેશવરાવ હરિ હેડકવાંટર ફોજદાર.................. ૧
" " ભોલાનાથ શંકરનાથ.......૧
" " અનોપરામ ભવાનીશંકર હેડ માસ્તર................ ૧
" " વામન કેશવ નાશીકકર ઓપીયમ આપકારી કષ્ટમ ઇન્સ્પેકટર................. ૧
" " મોતીલાલ ત્રિભોવન જકાત કારકુન....... ...........૨

## કંડોરણા જામ.

રા. રા. વકીલ ધરમશી કરશનજી... ૧

## કંડોરણા રાણા.

રા. રા. જોશી નારાયણજી જાદવજી. ૧
" " સેવકરામ નાહાનાભાઇ શુકલ ટપેદાર........... ... ૧

## કનેર.

રા. રા. હોરમઝજી એદલજી અમીન કસ્ટમ............. ...... ૧

## કપડવંજ.

રા. રા. છગનલાલ શંભુલાલત્રિવેદી. ૧

## કરંજ.

રા, રા. દામોદર ધનેશ્વર મેહેતાજી ૧

## કરાંચી.

રા. રા. વૈદ્ય દેવકરણ દેવજી ......૧
,, ,, વેલજી પદમશી..........૧
,, ,, ફરામજી બેજનશીશેઠના...૧
,, ,, મેહેરવાનજી એદલજી......૧
,, ,, બિશરામ કાલા સરવેયર...૧
,, ,, બારાજ ગોપાલ ગોકળ....૧
,, ,, અધ્યારૂ કઈઓજી દાનીઆ રજી પંચકી.......... .....૧
,, ,, ઠક્કર ગોપાલજી કલ્યાણજી.૧
,, ,, પુરૂષોત્તમ ચત્રભુજ.........૧
,, ,, વિશ્નુ લક્ષ્મણ............૧
,, ,, જોશીભગવાનદાસ આલુમલ૧
,, ,, ભવાનદાસ આથુમલ ......૧
,, ,, દયાલજી જેઠાભાઇ.........૧
,, ,, ગુલામહુશેનભાઈ ચાગલા ભાઇ............... ૧
,, ,, પરશોત્તમ હરજી પરમાર ૧
,, ,, પરશોત્તમ દામોદર પટેલ ૧
,, ,, જમશેદજીફરામજીમાસ્તર ૧
,, ,, રગુનાથ રામચંદ્રકડીવાલા. ૧
,, ,, ડુંગરશી તુલશીદાસ...... ૧
,, ,, નારાણ મુરારજી....... ૧
,, ,, વૈદ્ય ઠાકુરામ પુજારામ રા વળ..... .......... ૧
,, ,, શેઠ ભોલારામબિશનદાસ ૧
,, ,, ઠા. સવજી કેશવજી...... ૧
,, ,, કાશી નારાયણ—પાલવ... ૧
,, ,, ગોવિંદજી એન, તુલશીદા સ બ્રધર્સ... ......... ૧
,, ,, ગણપ્રસાદ ધીરજરામ... ૧
,, ,, હરીરામ સુંદરજી ઝવેરી. ૧
,, ,, આસકરણ ખેંગાર હા. મે તા જયેશંકર મુગટરામ... ૧
,, ,, લાલજી હરજીવન મેતા... ૨
,, ,, હાસમ ફકીર મારામદ... ૧
,, ,, મીસ્તર નાનાભાઇ દીનશા ૧
,, ,, મીસ્તરજગન્નાથસાંકળેશ્વર ૧
,, ,, શેઠ ભાણજી ઓધવજી... ૧
રા. રા. મીસ્તર જેરામ.... ... ૧
,, ,, પંડયા પીતાંબર........ ૧
,, ,, સુતાર નાનજી ખીમજી... ૧
,, ,, મીસ્તર અમ્રતલાલ ઉમી આશંકર.... .............. ૧
,, ,, શેઠ ગુલામહુસેનઅલીભાઇ ૧
,, ,, દામજી દેવજી હા. મૂલજી વી. દામજી............... ૩
,, ,, દીનશાહજી માણેકજી એ-કાઉન્ટંટ................ ૧
,, ,, પંડયા શામજી વિ. શંકર જી વૈદ્ય................. ૧
,, ,, દામોદરરામજીલખમીદાસ. ૨
,, ,, ઠક્કર હરજીવન દામોદર મારફત.............૧૦
,, ,, પીતાંબરદાસ વી. વલ્લભ દાસ .................. ૧
,, ,, વીસરામ કાળા સરવૈયર મ્યુનિસીપાલીટી......... ૧

## કરોલી.

રા. રા. મેહેતાજી નરભેરામ હરજી વન...... .......... ૧

## કલકત્તા.

રા. રા. હિંમતરામ ગૌરીશંકર હા-થી વડનગરા નાગર... ... ૧
,, ,, મુલ્લાં તૈયબઅલી શેખ અ બદુલઅલી.. ......... ૧
,, ,, ઠા. ત્રીકમદાસ દામજી ભાટીયા .............. ૧
,, ,, જોશી બેહેચરલાલ હરખજી દીહોરવાસી.......... ૧

## કવીઠા.

રા. રા. જગજીવન જેરામ...... ૧

## કાંકરાપાર.

રા. રા. રણછોડજી આઇદાસ.... ૧

## કાંદરોજ.

રા. રા. બાવા ભગવાનદાસજી ગો પાલદાસજી........... ૧

## કાનાનોર.

રા. રા. કાવરાજી હીરજીભાઇ..... ૧

## કામરેજ.

રા. રા. દેશાઈડાહ્યાભાઈ ભીમભાઇ ૧
,, ,, મોહન રણછોડ દવે.... ૧
,, ,, કેશવરામ રામચંદ્ર સાલુ કે આ૦ ક૦ ઇન્સ્પેકટર. ૧
,, ,, માણેકભાઇ જશભાઇ વહી વટદાર.......... ....... ૧
,, ,, કૃષ્ણાનંદ માધવાનંદવ ર ૧

## કાલાવડ.

રા. રા. જીવરામ કામેશ્વર.... ૧

## કાલીયાણા.

રા. રા. પટેલ નારાણ ક્રમાભાઇ ૧

## કાસોલ.

રા. રા. માધવલાલ ભવાનીશંકર ૧
,, ,, દેશાઈ જગુભાઇ હરીલાલ ૧
,, ,, ઠાકોર પ્રતાપસિંહ ભેરવ સિંહ................ ૧
,, ,, પરીખમથુરાદાસનહાલચંદ ૧
,, ,, દેશાઈમોતીભાઇ દ્વારકાંદાસ મામલતદાર......... ૧
,, ,, એલ૦ એમ૦ ઠાકોર મ્યુનીસિપાલ સેક્રેટરી.... ૧
,, ,, દેશાઈ વસંતલાલ સુંદર લાલ.......... ....... ૧

## કાશીપુર

,, ,, નરોત્તમભાઈ કાશીભાઇ. ૧

## કીલાપારડી.

,, ,, શેઠ અમૃતલાલહરગોવિંદ દાસ................ ૧

## કુક્ષી.

,, ,, મુકુંદ રામાજી આ. માસ્તર........... ....... ૧

## કુડીઆણા.

,, ,, ઠાકોર દાનજીપ્રભુજાદવ.. ૧

## કુંદાવાવ.

,, ,, ગણપતરામ પુરૂષોત્તમ.. ૧

## કુમટા.

,, ,, છગનલાલ ગવરીશંકર.. ૧

રા. રા. રણછોડ પ્રેમજી...... ૧

## કેટીબંદર.

,, ,, શેઠ કરશનદાસ હીરજી પસારી.... ......... ૧
,, ,, ભટ ગંગારામ હરિરામ હેડમાસ્તર.............. ૧
,, ,, ઠા૦ ત્રીકમ ત્રિ. ભારમલ ૧
,, ,, શેઠ દીપામલરતનમલાણી ૧
,, ,, શેઠતોલારામપરસૂમલાણી ૧

## કેરવાડા.

રા. રા. શાહ ગુલાબચંદનારાણજી ૧
,, ,, ઠકરગણપતરામ નરભેરામ ૧
,, ,, શાહ ચુનીલાલ જેઇતા... ૧
,, ,, શાહ હરજીવન હરખચંદ ૧
,, ,, શાહ રતનચંદ સવાઈચંદ ૧
,, ,, મેહેતાજી રણછોડદાસ અમૃતદાસ.............. ૧
,, ,, શાહકાલીદાસ અમથાભાઇ ૧
,, ,, ઠાકોર સાહેબ રાયસિંહજી ભારતસિંહજી........ ૧
,, ,, પટેલ રણછોડ નાથા... ૧
,, ,, ઠક્કર ઇશ્વર દેવજી.... ૧

## કેરા.

,, ,, નારાણજી હરિરામ દવેશી ઠક્કર................ ૧

## કેલવામંડીમ.

,, ,, હુરમોજી માણેકજી પારસી ૧

## કેસ્ટલરોક.

,, ,, દુર્ગારામજી૦ હીંદઆ એલ. સી. ઈ............... ૧

## કેસોદ.

,, ,, જેશંકર કલ્યાણજી છાયાં દફતરી........ ...... ૧

## કોચીન.

,, ,, આદમજી હકીમજી હરી આનાવાલા........... ૧

## કોટડી.

,, ,, ઠક્કર રતનશી સુવજી... ૧

રા. શે. શેઠ પ્રાગજી દેવજી.... ૧

### કોઠ.

„ „ મેહેતાજી ભાઇશંકર વસંતરામ............ ૧

### કોઠારા.

„ „ ભીમજીભાઇ નારાણજી શેઠ ગો. તે. સ્કુલમાસ્તર... ૧

„ „ પુંજાભાઇ દેવશી વાલાવધર મેહેતાજી. .........૧

„ „ શેખકાદરમીયાંપોરટમાસ્તર૧

### કોડીનાર

„ „ કાનજીવિ.ગીગજીકમ્પાઉન્ડર.૧

„ „ નાગરદાસજીઠા અવલ કા૦ ૧

„ „ યશવંતરાવ લક્ષ્મણ.... ૧

„ „ માધવરાવ ગોવિંદ......૧

„ „ અંબાશંકર દેવશંકરમેનેજર.૧

### કોબા.

„ „ વૈદ્ય પ્રભુરામ ઉમાશંકર...૧

### કોલાપુર.

„ „ બેહેરામજી રૂસ્તમજી આબકારી ઈન્સ્પેક્ટર......૧

### કેશીએલ.

„ „ મથુરભાઇ રણછોડદાસ પોલીસ પટેલ. .... ... ૧

### કોસંબા.

„ „ ગોવિંદજી દયાળજી દેશાઇ. ૧

### ક્યાંકશી.

રા. રા. ગંગાદાસ લલ્લુભાઇ.. ૧

### ખગડા.

રા. રા. દેવીદાશ કલ્યાણજી... ... ૧

### ખડોલ.

રા. રા. વિશ્વનાથ બાપુજી... ... ૧

### ખંડાલા.

„ „ સોરાબજી દાદાભાઇ ....૧

### ખંભાત.

રા. રા. ઉમયાશંકર બેહેચર......૧

શે. શે. ખરશેદજી જમશેદજી દુધમલ પોસ્ટ માસ્તર .. ...૧

„ „ વકીલ ચુનીલાલ મગનલાલ૧

„ „ મેહેરવાનજી પેસ્તનજી મુનશફ ...... .........૧

„ „ ડાક્ટર ગિધરલાલ ચુનીલાલ ૧

„ „ ડાક્ટર વામનરાવ વિનાયકરાવ ...... .........૧

„ „ પટેલ પ્રભુદાસ ભીખારીદાસ૧

„ „ શાહ અમૃતલાલ પશીયતરામ .... .... .......૧

„ „ ગંગાશંકર મયારામ પંડયા સ્કૂલ માસ્તર ........૧

„ „ પંડયા મણીશંકર ગવરીશંકર. .... ...... ...૧

„ „ છોટાલાલ દુર્લભદાસ ... ૧

„ „ રણછોડદાસ મોરલીધરદાસ૧

„ „ શાહગિરધરલાલનાથાભાઇ ૧

„ „ શાહ મગનલાલ પાનાચંદ ૧

„ „ અમીરભાઇ બીન મહમદ ૧

„ „ દોલતરામ કુરણારામ....૧

„ „ માણેકલાલ મોતીરામ ...૧

„ „ મગનલાલ ભાઈલાલ હજુર સિરસ્તેદાર ........૧

### ખંભાળીયા.

રા. રા. ડાક્ટર વીરજીગીણા એલ. એમ. એન્ડ એસ. .. ૧

„ „ માસ્તર કાનજી ઓધવજી ૧

„ „ ધ્રુવ જેઠા પુરૂષોત્તમ ... ૧

### ખરસાડ.

ર. રા. ગિરજાશંકર જીવણરામ ભાઈ ... ... .... ...૧

„ „ ગજલાલ કેશવલાલ અગરવાલા હેડમાસ્તર .... ૧

### ખાખરેચી.

રા. રા. વૈદ્ય ઓધવજી સુંદરજી વેકશીનેટર .... ....૧

### ખાખીજાલીઆ.

રા. રા. મોતીચંદ પ્રમાનંદ ...

### ખારા ઘોડા.

રા. રા. ગોકળદાસ દામોદરદાસ

ડસ કલાર્ક ..... ... ૧
રા. રા. નારાયણ જગન્નાથ સીગનલર ... ... ... ... ૧
„ „ છોટાલાલમોતીલાલ સોલ્ટ એજંટ ... ... ... ... ૧
„ „ હિંમતલાલલલ્લુભાઇ સેક્રેટરી ૧

ખાનપુરા.

રા. રા. વકીલ ખત્રી જુસબ બીન ઇબાણી ... ... ... ૧

ખેડ બ્રહ્મા.

રા. રા. લલ્લુ ધનેશ્વર ... ... ...૧

ખેડ.

રા. રા. હરિવલ્લભ દામોદર ....૧
„ „ કાલીદાસ પ્રેમજીસબજજ્જ કોર્ટના બેલીફ ... ... ૧
„ „ હિંમતલાલ માણેકલાલ ડેપ્યુટીચીટનીશ ... ... ... ૧
„ „ મોતીભાઇ મહાસુખરામ હેડ સરવૈયર ... .. ... ૧
„ „ મોતીભાઇ રૂગનાથજી લોકલફંડ એકાઉન્ટંટ ... ...૧
„ „ ચીમનલાલ દુર્ગારામ કલાર્ક ૧
„ „ મોહનલાલ ત્રિભોવન કલાર્ક૧
„ „ ભોળાનાથ લક્ષ્મીશંકર કલાર્ક... ... ... .... ૧
„ „ મગનલાલ નરભેરામ કલાર્ક૧
„ „ રઘુનાથરાવ રાવજી કલાર્ક ૧
„ „ લલ્લુ અનોપશી હેડ કારકુન૧
„ „ નરસિંહરામ વજેરામ ... ૧
„ „ હરગોવિંદ કરશનદાસ ...૧
„ „ માણેકલાલ મજભુખણદાસ૧
„ „ જયશંકર મુળજીભાઇ રેલ્વે સ્ટેશન કલાર્ક ... ... ૧
„ „ ચુનીલાલ દલપતરામ રાવ સાહેબ કવીશ્વર સણાલીને ટજ્જાજી... ... ... ... ૧
„ „ માણેકલાલ અજુભાઇ કલેકટર ઓફીસ હેડ કલાર્ક ૧
„ „ પુરૂષોત્તમરાય કૃષ્ણરાયદેશાઇ પો. એકાઉન્ટંટ... ... ૧
„ „ પંડયા જગજીવન ગોવરીશંકર કલાર્ક ... ... ... ૧
„ „ દેશાઈઅચરતલાલ શિવાલાલ હજુર ટ્રેઝરર ... ... ...... ૧

રા. રા. દેશાઇ છોટાલાલ હીમચંદ કલાર્ક ... ... ... ... ૧
„ „ હરિલાલ મજભૂખણદાસ ચીફકોન્સ્ટેબલ ...... ... ૧
„ „ મોતીલાલ ચુનીલાલ ડીસ્ટ્રીકટ ડે. કલેકટર ... ... ૨
„ „ જોશી ત્રંબકરામ ગવરીશંકર૧

ખેરવા.

રા. રા. શિવશંકર જેષ્ઠારામ... ૧
„ „ કુબેર ભાયચંદ શાહ ... ૧

ખેરાલી.

રા. રા. પોલીસ પટેલ ગંગારામ નરભેરામ... ...... ... ... ૧

ખેરાલુ.

રા. રા. વકીલ ભોગીલાલત્રીકમલાલ ૧

ખોખરી.

રા. રા. મિસ્ત્રી સુતાર નથુ વિ. ખીમજી ... ... ... ... ૧

ખોડીઆર.

રા. રા. ગીરધરલાલ ઝવેરલાલ સ્ટેશન માસ્તર ... ... ... ૧
„ „ રામશંકરઓધડઅ્યાસઆસિ૦ સ્ટેશન માસ્ટર .. ૧
„ „ ડાહ્યાભાઇ હેમચંદ તારમાસ્ટર ... ... ... ...... ૧

ખોડુ.

„ „ ખોડુના મુખી ... ... ૧
રા. રા. મેહેતાજી વશનભાઇ ગોકળભાઇ ... ... ... ... ૧

ગઢેચી.

રા. રા. માધવજી શામજી કંટ્રાકટર ૧
„ „ રણછોડભાઇ ફકીરભાઇ કપટાન ... .. ... ... ૧

ગણદેવા

રા. રા. ત્રવાડી નરભેરામ આણંદરામ ... ... .. ... ...૧

ગણદેવી.

રા. રા. દેશાઇ ગુલાબરાય બાપુભાઈ૧
„ „ માણેકજી પાલણજી દોરડી૧
„ „ ભીખા ભટ વજેરામ...... ૧

## ગંધાર.

રા. રા. દ્વારકાંદાસ મોહનલાલ... ૧

## ગરબડા.

રા. રા. વોરા હસન આદમજી કુકડીયા ... ... ... ... .. ૧

## ગાંગડ.

રા. રા. કારભારી હીરાચંદ વેલજી સંઘાણી .... ૧

## ગાજણા.

ઠાકોર શ્રી હિમતસિંહજી રાયસિંહજી... ... ... ......... ૧

## ગાધકડા.

રા. રા. મેતા ગોવિંદજી કહાનદાસ મુનસફ. ... ... ... ૧
" " વૈદ્યશ્રી નંદરામ પ્રાગજી ૧

## ગાંફ.

રા. રા. વૈદ્યરાજ વિશ્વનાથ ચિકાભાઇ જાની... ... ... ...૧
" " જોશી હરિરામ ગંગારામ ૧

## ગાલા.

પાટવી કુમારશ્રી હરિસિંહજી સુમરાજી... ... ... ... ... ૨

## ગીરમથા.

રા. રા. શિવલાલ હરજીવન... ... ૨
" " કારભારી કાકા લક્ષ્મણ...૧

## ગુંદીઆલા.

રાણાશ્રી કસલસિંહ લખુભા ગુંદીઆલા દરબાર... ... ...૨

## ગુસરી.

રા. રા. મોતીલાલ હરિદાસ... ...૧
" " જેઠાભાઈ મેઘજી......... ૧

## ગેડી.

રા. રા. જેરામભાઇ ઉશાભાઇ મોથારાઇ ગેo સ્કૂo માo રાણીજીના ઈંગ્લીશ શિક્ષક. ૧

## ગોંડલ.

રા. રા. કાવસજી એo દેશાઇ,... ૧
" " મેહતા ધનજી ઓધવજી.. ૧

## ગોથાણ.

રા. રા. બાબરભાઇ મોરારજી દેશાઈ... .. ... ... ... ૧
" " નારાણભાઇ કાલીદાસ પટેલ... ... ... ... ......૧
" " રતનજી કશવજી... ...... ૧

## ગોધરા.

રા. રા કુંભાર જાદવ કાળીદાસ... ૧
" " કાવશા ફરદુનજી કડાકા...૧
" " બ્રો૦ મોહનદાસ કલ્યાણદાસ રજીષ્ટર કલાર્ક... ...૧
" " મેતા ચુનીલાલ મોજીલાલ ૧
" " મુલાં અબદુલ હુસેન મુલાં ઇસમાયલજી મુનસફકોર્ટના નાજર... ... ... ... ...૧
" " જાદવરાય દાનતરાય મુનસફ કોર્ટના કારકુન...... ૧
" " અમૃતલાલ નથુભાઇ મુનસફ કોર્ટના કારકુન...... ૧
" " મોતીલાલ આત્મારામ મુનસફ કોર્ટના કારકુન....૧
" " લીલાધર ટંકરજી કારકુન ૧
" " રઘુનાથ દીનાનાથ વકીલ... ૧
" " ભોગીલાલ હકુમતરાય શિરસ્તેદાર............. ૧
" " દેવશંકર ગમાણંદ કારકુન. ૧
" " હીરાચંદ પ્રભુદાસ કારકુન. ૧
" " ભુરા કાળીદાસ સરવેયર. ૧
" " માધવરાવ ગણપતરાવ ફણવીશ.... ........ ૧
" " દેશાઈ ભાઉરાય રણછોડરાય..... ......... ૧
" " પ્રાણલાલ નાથજી પાઠક. ૧
" " લક્ષ્મીલાલ અભેરામત્રવાડી...૧
" " વ્રજલાલ પુરૂષોત્તમરાય રેવા કાંઠાના દફતરદાર...... ૧
" " પ્રાણલાલ હરિલાલ કલાર્ક. ૧
" " હરકીશનદાસ બાલમુકુનદાસજી.... .......... ૧

રા. રા. જમીયતરામસંતોકરામજી. ૧
" " રામચંદ્ર ત્રીકમલાલ.... ૧
" " અચરતલાલપરસોતમદાસ ૨

### ગોધરા કચ્છ.

રા. રા. શેઠ રણછોડદાસ દયાળ. ૧

### ગોરજ.

રા. રા. બળવંતરામ સખારામકારભારી...... ...... ૧

### ગોરવા.

રા. રા. વૈદ્ય દલપત રામજીભાઈ. ૧

### ગોઠાવડ સ્ટેશન.

રા. રા. ડેપ્યુટી સ્ટેશન માસ્તર રામજી જેભાઇ....... ૧

### ગોલાદરા.

રા. રા. હુસન મહુમદ.···· ... ૧

### ચકલાદ.

રા. રા. મેહેતાજી ઉત્તમરામ નરસિંહરામ...... .... ૧

### ચકલાસી.

રા. રા. ભીખાભાઇ શિવરામ... ૧

### ચંપા.

રા. રા. મિસ્ત્રી ખેંગાર વી. ધનજી ૧
" " મિસ્ત્રી દેવશી વી. હીરજી. ૧
" " હરિદાસ વી. મુકુંદજી... ૧
" " શેઠશ્રી સોમચંદભાઇ.... ૧

### ચાંચવેલ.

રા. રા. લક્ષ્મીરામ નરશીરામ.... ૧

### ચિતોડગઢ.

રા. રા. અરદેશર ઉકડજી ઓપીયમ કલાર્ક એજંસી.... ૧
" " ડાકટર ત્રવાડી રણછોડલાલ વિશ્વનાથ....... ... ૧

### ચિત્રોડ.

રા. રા. માધવજી વિ. વેલજી કારભારી............. ૧
" " આણંદજી ખીમજી.... ૧

### ચીખલી.

રા. રા. ભીમજીભાઇ મોહનભાઈ પોસ્ટ માસ્તર.... .... ૧
" " રવીશંકરભાઇ શીવભાઈ... ૧
" " વૈદ્ય નરભેરામ ત્રંબકરામ. ૧
" " જેશંકર શવરામ આપકારી કારકુન ............ ૧
" " આત્મારામ ભીખાભાઇ... ૧

### ચીંચણ.

રા. રા. હીરમજી ભીમજીભાઈ... ૧

### ચીતલ.

રા. રા. ત્રવાડી ચંદુલાલ કૃષ્ણરામજી પોસ્ટ માસ્તર...... ૧
" " કામદાર અજરામર વિ. નાનજી.............. ૧
" " પ્રભાશંકર ભાણજી..... ૧
" " વૈદ્ય જેશંકર ગોવિંદરાય.. ૧

### ચોકસા.

રા. રા. રાજારામ રૂપરામ મહેતાજી ૧

### ચોરવડોદરા.

રા. રા. મીયાં ગગાખાન શેતખાન ૧
" " મેહેતાજી દેવશંકર મહેશ્વર ૧
" " અસમાલ અભરામ..... ૧
" " મકવાણા હીરા ગગાભાઈ. ૧
" " દવે કાશીરામ બાપુજી મેહેતાજી બાવળા વાસી.. ૧

### ચોરવાડ.

રા. રા. નારણજી ઉમયાશંકર વૈદ્ય ૧

### છત્રાસા.

રા. રા. કુંવરજી જગજીવન..... ૧
" " મનજી જાદવજી વોરા.... ૧

### છનીયાર.

રા. રા. મગનલાલ કાળીદાસપંડિત મહેતાજી............ ૧

### છોટાઉદેપુર.

મહારાઓલ શ્રી ભારતસિંહજી જીતસિંહજી............... ૧
" " ચંદ્રસિંહજી મહારાજ... ૧
" " ખુમાનસિંહજી જીતસિંહજી ૧

## જખૌ.

રા. રા. ભટ્ટ ગુલાબશંકર પ્રાણશંકર તજવીજદાર...... ૧
" " મેતા વજેશંકર ગોપીનાથ સિરસ્તેદાર.......... ૧
" " પંડયા દયાશંકર રતનજી વકીલ. ...... .... ૧
" " જોશી પુરૂષોત્તમ તેજપાલ કોશાના ફ્ર્ક.... ... ... ૧
" " હાથીરામ રાઘવજી અબડાસા વહીવટદાર......... ૧
" " ભટ્ટ ભગવાનજી ગંગારામ ૧
" " ઠા, જેઠા કુંવરજી દેવજખા. ૧

## જડોદર કચ્છ.

રા. રા. મેહેતા મલુકચંદ તુલશી જડોદર કારભારી. .... ૧

## જબલપુર

રા. રા. ગવરીશંકર માધવરામ.... ૧
રા. રા. માનેકજી ધનજીભાઇ બાટલીવાલા..... ....... ૧
" " દામોદર ઉકેડા ...... ૧
" " શા. ગેલા કરમશી...., ૧
રા. રા. કરપુરરામ મનચરામ.... ૧
રા. રા. બળવંતરાય દિનાનાથ... ૧
રા. રા. મી. માણેકલાલ લાઇબ્રેરી. ૧

## જંબુસર.

રા. રા. છોટાલાલ ભાઇજી........ ૧
રા. રા. ત્રંબકલાલ મોતીલાલ વેકશીનેટર.... .... ........ ૧
રા. રા. તલાટી મુળજી ચુનીલાલ.. ૧
રા. રા. જેઠાલાલ વ્રજભાઈ મામલતદાર .................. ૨
રા. રા. દેશાઇ જગન્નાથ વેણીરામ મામલતદાર કચેરી કલાર્ક. ૧
રા. રા. જેકૃષ્ણ કૃષ્ણારામ વ્યાસ સબજજ કોર્ટના નાજર... ૧
રા. રા દેશાઈ કુરણારામ ખુશાલ રાયસબજજકોર્ટના કલાર્ક ૧
રા. રા. ખરશેદજી નવરોજજી સબજજ કોર્ટના બેલીફ..... ૨
રા. રા. દલીચંદ ખુબચંદ સંઘવી સબજજ કોર્ટના કલાર્ક.. ૧
રા. રા. નંદકિશોર લલ્લુભાઇ સબજજ કોર્ટના બેલીફ.... ૧
રા. રા. કુંજલાલ વિદ્યાદત્ત સબજજ કોર્ટના બેલીફ......... ૧
રા. રા. રતનલાલ મીઠાલાલ સબજજ કોર્ટના ફીકલાર્ક....૧
રા. રા. લીંબજી હરિભાઇ સબજજ કોર્ટના બેલીફ..... ૧
રા. રા. માણેકલાલ અચરતલાલ કલાર્ક................. ૧
રા. રા. તાપીશંકર મુળજી........ ૧
રા. રા. તલાટી ત્રીભુવન છબીલદાસ ૧
રા. રા. બાઇ રેવા બાપુ દયાશંક- ૧ કરની દીકરી.......... ૨
રા. રા. સૂર્યરામ અંછારામ. પબ્લીક વકડી કલાર્ક...... ૧

## જલગામ.

રા. રા. શાહ રામચંદ જીવરાજ.. ૧

## જલાલપુર.

રા. રા. નારાયણ અનોપરામ..... ૧

## જલુંધ.

રા. રા. શાહ અંબાલાલ હીરાચંદ ૧

## જામનગર.

હીઝ હાયનેસ ધી મહારાજાધિરાજ જામશ્રી વિભાજી કે. સી. એસ. આઇ ...... ......૧૦
રા. રા. મે. વ. સા. રાઘવજેઠાણી. ૫
" " " " " કરસનપુંજાણી. ૧
" " " હાલારપ્રાંતના ડે૦ એ૦ ઇ૦ હરિવલ્લભ મૂલજી... ૧
રા. રા. લીલાધર પ્રભાશંકર દવે. ૧
રા. રા. જુઠાલાલ મોરારજી વકીલ ૧
રા. રા. ગોરધનદાસમોરારજીવકીલ ૧
રા. રા. માસ્તર જટાશંકર લીલાધર ૧
રા. રા. વકીલ સોમચંદ વિ. હીરાચંદ... ... ... .. ૧
રા. રા. વીકાજી ભીમજીભાઇ તારાપુરવાળા મેરજીભાઇ મહેતા મારફત.... ... ... ૧
રા. રા. માણેકસારૂ તથામેરજીભાઇ રૂસ્તમજી વાંકડીયા મહેતા

મારફત.... ........ ૧
રા. રા. મહારાજશ્રી રામપ્રસાદજી આણંદા બાવાની જગના મહંત........ ....... ૧
રા. રા. સ્વામીજી કેવળાનંદજી.. ૧
રા. રા. શાહ જેસંગ સુંદરજી.....૧
રા. રા. ગુસાઇ મૂળપરીજી જીવલાપરીજી... ... .... ૧
રા. રા. ચીફ મેડીકલ ઓફીસર.. ૧
રા. રા. મણીશંકર માંટણુજી.... ૬
રા. રા. ચત્રભુજ રેવાશંકર..... ૧
રા. રા. બેચરલાલ પ્રાણશંકર કંડોરણાવાળા...... ... ૧
રા. રા. જમાદાર આગરબીન મામદ અણુગાંચ.. .. ... ૧
રા. રા. ત્રંબકરાવ હરિ હોસપીટલ આસિસ્ટંટ... .. ... ૧
રા. રા. બાલાજી નારાયણ જોશી ફર્સ્ટ આસિસ્ટંટ હાઈસ્કુલ ૧
રા. રા. વિશ્વનાથ ગોવિંદજી બુકસેલર.... ......... ૧
રા. રા. પ્રેમશંકર વિ. દયારામ સ્પેશીયલ ડાક્ટર...... ૧
રા. રા. વૈદ્ય હીરજી જગજીવન.... ૧
રા. રા. દુલેરાય છોટાલાલ મેહેતા. ૧
રા. રા. વૈદ્ય મયાશંકર તુળશી... ૧

## જુનાગઢ

શ્રી સરકાર ખુદાવીંદ નામદાર જુનાગઢ સરકાર....... ૨૫
રા. રા. ધનેશ્વર અંબારામ પોલીસ ફોજદાર.......... ૧
રા. રા. ઠક્કર છગન રણછોડ.... ૧
રા. રા. આંસિસ્ટંટ માસ્તર મોતીલાલ નંદજીવન........ ૧
રા. રા. ઝવેરીલાલ કેશવલાલ.... ૧
રા. રા. ગોવિંદજી વિ. નાનજી બુકસેલર............. ૧
રા. રા. બહાદુર લાયબ્રેરી...... ૧
રા. રા. નશીરૂલ હક ઉર્ફે બડા બાપુ મીયાં બીન પીરામીયાં. ૧
રા. રા. હિમતલાલ માણેકલાલ ઘોડા આસિસ્ટંટ માસ્તર હાઈસ્કુલ............... ૧
રા. રા. ઇભરામ અસમાલ..... ૧
રા. રા. મંગલજી ગવરીશંકર હા૦ ભગવતરાવ વિ. મંગલજી બુચ..... ............ ૧
રા. રા. અમૃતરાય વિ ત્રીકમરાય ૧
રા. રા. ઘેલાભાઈ હરીકીશનદાસ આસિ૦ માસ્ટર-હાઇસ્કુલ ૧
રા. રા. જમાદાર વાહેદ અલીખાન મામદ............... ૧
રા. રા. માનશંકર શિવપ્રસાદ સ્માલકોઝ • કોર્ટના ન્યાયાધીશ............... ૧
રા. રા. વકીલ મહમદ હાજી જુસબ ડાંગરા.............. ૧
રા. રા. ગુલાબશંકર ઝવેરચંદ રાજ્ય પ્રકરણી અધિકારી.. ૧
રા. રા. હકીમજી સાહેબ અબદુલ કાદર સાલે મહમદ..... ૧
રા. રા. ત્રીકમરાય ઉદેશંકર વકીલ ૧
રા. રા. વંદ્રાવનદાસ સુખારામ આસિ૦ માસ્તર હાઇસ્કુલ. ૧
રા. રા. શેઠ ત્રીભોવન વી. દેવચંદ. ૧
રા. રા. દુલેરાય હરિપ્રસાદ ફેરણી સિરસ્તેદાર............ ૧
રા. રા. ગુલામ મહમદ બાવા મીઆં મુનશી જોઇંટસર ન્યાયાધીશ............. ૧

## જુનાસાવર કુંડલા.

રા. રા. મેહેતા લક્ષ્મીચંદ લાલા. ૧
રા. રા. વૈદ્ય ગવરીશંકર વિ. સુંદરજી... ... ... ...... ૧
રા. રા. જોશી દેવશંકર લવજી.... ૧

## જેતપુર.

રા. રા. માનસિંહ નરભેરામ.... ૧
રા. રા. ભગવાનજી નરભેરામ. ... ૧
રા. રા. ઉત્તમચંદ વિ. જેડાભાઇ. ૧

## જેતલસર

રા. રા. દુર્ગારામ સ્ટેશન માસ્તર. ૧
રા. રા. વકીલ નાનાલાલ વિ. વ્રજલાલ................. ૧

## ઝગડીઆ.

રા. રા. મહાશંકર રત્નેશ્વર રાવળ.................... ૧
,, ,, અબદુલકાદરગુલામહુસેન. ૧

## ઝહેર.

રા. રા. ગોરધનદાશ મૂલચંદ...... ૧

## ઝાંઝમેર.

રા. રા. ભટ દલપતરામનથુભાઇ... ૧

## ઠંકારા.

રા. રા. શાહ દેવકરણ આણંદજી કારકુન......... ..... ૧
,, ,, પંડયા કુબેરજી કાબજી... ૧
,, ,, મેતા ખોડીદાસ દેવજી ... ૧
,, ,, ત્રિભુવન જેઠાલાલ... ... ૧
,, ,, જોશી શિવશંકર પ્રધાન ૧

## ટાણા.

રા. રા. જટાશંકર નરભેરામ ભટ્ટ ૧

## ટાંડા.

રા. રા. બાળકૃષ્ણ દાજીભાઇ તાલુકદારના કારભારી ... ... ૧

## ટીકર.

રા. રા. મૂળશંકર કેવળરામ દવે ૧
,, ,, પટેલ શિવલાલ પીતાંબર. ૧

## ઠઠ્ઠા સિંધ.

રા. રા. મુલતાની કરશનદાસ ખુશાલદાસ.. ....... ... ૧

## ઠાસરા.

રા. રા. પુરૂષોત્તમ મુગટરામ તાલુકાસ્કૂલ માસ્તર .... ૧
,, ,, ત્રિવેદી મોતીલાલ કાલીદાસ... ...... ... ... ૧
,, ,, અવલકારકુન મણિલાલ અજીતરાય... .... ... ... ૧
,, ,, રાવસાહેબ અમૃતલાલમાણેકલાલ દેશાઈ... .... ૧
,, ,, શંકર કુબેરદાસ. ... ... ૧

## ડભાણ.

રા. રા. કીશોર કુબેરદાશ તલાટી
રા. રા. નાનાભાઇ અભેરામ પોલીસ પટેલ પંતાલી... ... ૧
,, ,, ભાઈલાલ કાકુ પાઠક ... ૧

## ડભોઇ.

રા. રા. ઈશ્વરલાલ લલ્લુભાઇ મજમુંદાર ... ... ... ... ૧
,, ,, જોશી જેઠાશંકર પ્રેમાનંદ હેડમાસ્તર એ૦ વ૦ સ્કૂલ ૧
,, ,, વ્યાસ પુરૂષોત્તમ દયાશંકર ડાકટર. ... ... ... ૧
,, ,, પંડયા દેવશંકર વસંતરામ પરમેનન્ટ વૅઇન્સ્પેકટર. ૧
,, ,, કંટ્રાકટર ભગવાનજી નરોત્તમ પટેલ વગા... ... ૧
,, ,, વોરા નર્મદાશંકર ગણપતરામ.... ... ... ... ... ૧
,, ,, દેશાઇ પ્રાગજી દુર્લભભાઈ સ્ટેશનમાસ્તર... ... ... ૧
,, ,, દેશાઇ મગનલાલ જગુભાઇ સરફોજદાર... .. ... ૧
,, ,, મોતીલાલ નાથાભાઈ કંત્રાકટર.... ... .. .. ૧
,, ,, આઠ વલે બાપુ સખારામ હેડમાસ્તર .... .. ૧
,, ,, કામેશ્વર પુરૂષોત્તમ .... ૧

## ડેઓલાલી કેમ્પ.

રા. રા. હોરમઝજી જમશેદજી ... ૧

## ડેડાણ.

રા. રા. થાણદાર કલ્યાણરામ શિવલાલ. .... .... ... ૧

## ડેલી.

રા. રા. છગનલાલ પ્રભાશમ વેકશીનેટર. .... ... ... ૧

## ઢુવા.

રાણા રવાજી ગોવિંદજી.... ... ૧

## તગડી.

રા. રા. વૈદ્ય હરિ રણછોડ... ... ૧

## તરશાડા.

રા. રા. ગોવિંદજી જગજીવન...... ૧
,, ,, લાલભાઈ લલ્લુભાઇ...... ૧

### તલોદ.

રા. રા. ખુશાલદાસ વીરદાસ મહેતાજી.... ....... ... ૧

### તવડી.

રા. રા. વસનજી દુર્લભભાઇ મહેતાજી... .. ... ... ... ૧

### તારાંપુર.

રા. રા. હોરમજજી ભીમજીભાઇ. ૧
" " કુંવરજી શાહાંપુરજી જવારસંસ્થાનના માજીદિવાન. ૧

### તેરા કચ્છ.

નામદાર કુમારશ્રી રાયધણજી સાહેબ.... .... ... ...... ૧
રા. રા પ્રેમજી વિ. લાધાભાઇ પંડયા કંન્યાશાળા મહેતાજી. ૧
" " જમાદાર દોસમાંમદ અલીયાણી.... ........ ૧
" " ગોરજી હીરાચંદ વિ. તારાચંદજી.... ....... ૧
" " કાનજી કેશવરામ... ... ૧

### ત્રાજ.

રા. રા. ઠકર બેહેચર મુનજી.....૧

### થરા.

રા. રા. શિવલાલ રણછોડલાલ મેહેતાજી તાલુકા સ્કૂલ...... ૧
" " સોની ખુશાલ હકમચંદ. ૧
" " સુલેમાન રહીમ મેમણ મરચંટ... ... .. ... ... ૧
" " મલેક જાફરભાઇ સદુભાઇ કાકરેજ વેકશીનેટર...... ૧
" " ન્યાલચંદ ભાણજી પટેલ ફર્ષ્ટ આસિસ્ટંટ માસ્તર. ૧
" " મેતા હેમરાજ વજેસી કામદાર... ... .. .... ૧

### થરાદ.

રા. રા. શેઠ દેવચંદ સવાઇચંદ વકીલ...... ....... ૧
" " કોઠારી ધરમચંદભાઇ મલજી થાણદાર.. ... ... ૧
રા. રા. ગોબરજીભાઇ હરીભાઇપોલીસ ફોજદાર... ... .. ૧
" " ભાઇચંદ ગુમચંદભાઇ સાહેબ મેહેતા... ... ...... ૧
" " થરાદ લાઇબ્રેરી... ...... ૧
" " સંઘવી પીતાંબર વજેચંદ ૧
" " દેશાઇ ઉજમ છગનચંદ. ૧
" " જાકુબખાન નીજામખાન જમાદાર.... ..... ... ૧

### થાણા.

રા. રા. મથુરાદાસ નથુભાઇ... ... ૧
" " ડાક્ટર ખરશેદજી બેહેરામજી...... .... ... ૧
" " સોમેશ્વર હરખરામ. .... ૧
" " રાવબહાદુર કેશવલાલ હીરાલાલહજુરડેપ્યુટી કલેકટર ૧
" " મોતીલાલ હરગોવિંદદાસ ૧
" " રતનજી અરદેસરજી કંટ્રાકટર.... ... ... .. ... ૧
" " મંગળદાસ દેવીદાસ...... ૧
" " જમનાદાસ રામદાસ. ... ૧
" " ગંગાદાસ જમનાદાસ.... ૧
" " માણેકલાલ મંગળજી. .. ૧
" " કહાનદાસ અંબાઇદાસ... ૧
" " વિજયશંકર શિવશંકર પંડિત...... ... ... ... ૧
" " ઇશ્વરલાલ કેશવલાલ..... ૧
" " કરશનજી મોરારજી...... ૧

### થામણા.

રા. રા. જોશી હરગોવિંદ નરભેરામ મહેતાજી..... .... ૧
" " પુંજાભાઇ સામળદાસ પોલીસ પટેલ... ... ...... ૧

### દમણ.

રા. રા. આણંદરાવ ગણપતરાવ... ૧
" " અશપદીઆરજી ભીખાજી. ૧
" " નસરવાનજી ભીખાજી ફરીઆળ...... .... ૧
" " માણેકજી કાવસજી...... ૧
" " મોતીરામ મંગળરામ.... ૧

